જહેલ બનેલા અને ચાલવાના પરિશ્રમથી મુંઝાયલા તે માણસને રસ્તામાં કોઇ વૃક્ષ પણ જો ન મળે, તો તેને કેટલો બધો ગભરાટ થાય છે; જંગલમાં આવી ચઢેલા માણસને ઘોર અંધારી રાત્રિ કેવી પિશાચણી જેવી લાગે છે, તેવી સ્થિતિમાં તેને લગારે પ્રકાશ જોવામાં ન આવે, તો તે વખતે તેનું હૃદય કેટલું ભડકી ઉઠે છે; ઠંડી ઋતુમાં, વળી હિમ પડ્યો હોવાથી વસ્ત્રરહિત દરિદ્ર માણસને એવી સખ્ત ટાઢ ચડી ગઇ હોય કે જેને માટે અગ્નિનો તાપ લેવાની જરૂર રહેતી હોય, તો એવી સ્થિતિમાં તેને એવા રણવગડામાં કદાચ અગ્નિનો યોગ ન મળે, તો તેની શી દશા થાય? વાચક! આથી વધુ ભયંકર સ્થિતિ અધ્યાત્મરહિત જિન્દગીવાળાઓને માટે સમજવી જોઇએ.

ઉપરની હકીકત ઉપર નજર કરતાં જણાઇ આવે છે કે જેમ સમુદ્રની મુસાફરીએ નિકળેલાઓ દ્વીપની રાહ જોઇ રહ્યા છે, મરૂદેશના સપાટ મેદાનમાં ચાલનાર મનુષ્ય વૃક્ષની શોધ કરી રહ્યો છે, જંગલમાં આવી ચઢેલો માણસ, ઘોર અંધકારનો ફેલાવ થતે પ્રકાશ દેખવા તરફ નજર કરી રહ્યો છે અને પેલો શરદીથી ઠરી ગયેલો, અગ્નિ મેળવવા તરફ તાક મારી રહ્યો છે, તેજ પ્રમાણે જગતના પ્રાણિઓને પણ અધ્યાત્મની તેટલીજ આવશ્યકતા (જેટલી પેલાઓને દ્વીપ, વૃક્ષ, દીપક અને અગ્નિની છે,) હોવાથી દરેક પ્રાણીએ અધ્યાત્મની શોધ કરવાની છે. ટાઢે મરતો માણસ અગ્નિને માટે જેટલો આતુર રહે છે, તેટલીજ આતુરતા અધ્યાત્મને માટે જાગૃત થવી જોઇએ.

કોઇ પણ વસ્તુ મેળવવા માટે પહેલાં તે વસ્તુની ઇચ્છાનો અંકુરો ફુટે છે, ત્યાર પછીજ તે વસ્તુ મેળવવા પ્રયાસ કરવામાં આવે છે. જેમ જેમ ઇચ્છા પ્રબળ થતી જાય છે, તેમ તેમ ઉદ્યમ કરવા તરફ વધુ વીર્યસ્ફોરણ થાય છે. આ પ્રમાણે પ્રસ્તુતમાં પણ આધ્યાત્મિક જિન્દગી પ્રાપ્ત કરવાને પહેલાં અભિલાષા ઉત્પન્ન થવી જોઇએ, ત્યારેજ તેને માટે પ્રયત્ન કરી શકાશે. ઉપર્યુક્ત દ્વીપ, વૃક્ષ, દીપક અને અગ્નિને મેળવવાને આતુર થયેલા માણસો સદ્ભાગ્યે તે પોતાના ઇષ્ટને મેળવી શકે, પણ અધ્યાત્મમાર્ગ મેળવવો એ સુકર નથી. અરે! આત્મોન્નતિના રસ્તે ચાલવાને ઉમેદવાર થવું, એ પણ ક્યાં સુલભ છે? વાડી, લાડી, ગાડીના રંગ જોઇને જેઓની આંખો ચક્કર ખાઇ

જતી હોય, જગતનાં લીલાં પીળાં જોઇને જેઓનાં હૃદયો ઉદ્ભ્રાન્ત થઇ જતાં હોય, સંસારના શણગારો દેખી જેઓની ઇન્દ્રિયો દ્રવીભૂત થઇ જતી હોય, દુનિયાનો ઠાઠમાઠ જોઇને જેઓનું મન ઝાલ્યું ન રહેતું હોય અને વિષયરસરૂપ અગ્નિમાં જેઓનો આત્મા પતંગિઓ બની જતો હોય, એવા અવિવેકિઓ અથવા વિવેક ઉપર સ્થિર નહિ રહેનારાઓને, ઓછામાં પૂરા આ કલિકાલમાં આધ્યાત્મિક જીવન ઉપર પ્રેમ પ્રકટ થવો, એ સુલભ નથી.

વર્તમાન જમાનામાં નવા નવા વિજ્ઞાનના આવિષ્કારો નિકળતા જોઈ ઘણાઓના હૃદયમાં એવી અસર ઉત્પન્ન થયેલી જોવાય છે કે જેથી તેઓ અધ્યાત્મમાર્ગને તુચ્છ ગણવા લાગે છે, પાશ્ચાત્યવિદ્યાથી અંજાઇ ગયેલા ઘણાઓ એવા જોવામાં આવે છે કે તેઓ કેવલ પ્રત્યક્ષ-પ્રમાણના પક્ષપાતી બની ગયા છે, અને એનુંજ એ પરિણામ જોવામાં આવે છે કે તેઓ આત્મોન્નતિને કંઇ ચીજ સમજતા નથી.

એ દેખીતું છે કે નાસ્તિકના વિચારો ભોળાહૃદયવાળા માણસોમાં જેટલી ઝડપથી છાપ બેસાડે છે, તેટલી ઝડપથી આસ્તિકના વિચારો બેસાડી શકતા નથી. આનું કારણ અવ્વલ તો જીવોની અનાદિકાલની મોહવાસના છે, અને એ સિવાય બીજું પ્રધાન કારણ વિચારશક્તિનો અભાવ છે.

વર્તમાનમાં પોતાની સ્વતન્ત્ર કલ્પનાઓ ઉપરજ વિશ્વાસ રાખવાનું પ્રાયઃ વધુ પસંદ કરવામાં આવે છે અને એથીજ પ્રાચીન મહર્ષિઓના જ્ઞાનપૂર્ણ ઉપદેશોનો આધાર ન લેવાને લીધે ઘણી વખતે માન્યતાઓ બાંધવામાં મોટી મોટી ગેરસમજૂતીઓ ઉભી થાય છે; અને પાછળથી પોતાને અનુકૂલ ઉત્તેજકો મળવાથી પોતાના સિદ્ધાન્તોમાં દુરાગ્રહ બંધાઈ જાય છે, છેવટે હૃદય આસ્તિક્યથી એવું પતિત થાય છે કે જીવન અવ્ય-વસ્થિત બની જાય છે.

આ વિષમકાળમાં, ઉપર કહ્યા પ્રમાણે, અધ્યાત્મની વિરૂદ્ધમાં વિચાર ધરાવનારો વર્ગ અધિક ફેલાયલો હોવાથી, વિજ્ઞાન-રસાયનના પ્રયોગો દ્વારા જડપદાર્થોના ચમત્કારો વધતા જવાથી અને ફેશનની છટા ઉપર લોકોનાં ચિત્ત અધિકાધિક ખેંચાતાં જતાં હોવાથી, અધ્યાત્મમાર્ગ સુલભ

હેલ બનેલા અને ચાલવાના પરિશ્રમથી મુંઝાયેલા તે માણસને રસ્તામાં કોઇ વૃક્ષ પણ જો ન મળે, તો તેને કેટલો બધો ગભરાટ થાય છે; જંગલમાં આવી ચઢેલા માણસને ઘોર અંધારી રાત્રિ કેવી પિશાચની જેવી લાગે છે, તેવી સ્થિતિમાં તેને લગારે પ્રકાશ જોવામાં ન આવે, તો તે વખતે તેનું હૃદય કેટલું ભડકી ઉઠે છે; ઠંડી ઋતુમાં, વળી હિમ પડ્યો હોવાથી વસ્ત્રરહિત દરિદ્ર માણસને એવી સખ્ત ટાઢ ચડી ગઇ હોય કે જેને માટે અગ્નિનો તાપ લેવાની જરૂર રહેતી હોય, તો એવી સ્થિતિમાં તેને એવા રણવગડામાં કદાચ અગ્નિનો યોગ ન મળે, તો તેની શી દશા થાય ? વાચક ! આથી વધુ ભયંકર સ્થિતિ અધ્યાત્મરહિત જિન્દગી-વાળાઓને માટે સમજવી જોઇએ.

ઉપરની હકીકત ઉપર નજર કરતાં જણાઇ આવે છે કે જેમ સમુદ્રની મુસાફરીએ નિકળેલાઓ દ્વીપની રાહ જોઇ રહ્યા છે, મરૂદેશના સપાટ મેદાનમાં ચાલનાર મનુષ્ય વૃક્ષની શોધ કરી રહ્યો છે, જંગલમાં આવી ચઢેલો માણસ, ઘોર અંધકારનો ફેલાવ થતે પ્રકાશ દેખવા તરફ નજર કરી રહ્યો છે અને પેલો શરદીથી ઠરી ગયેલો, અગ્નિ મેળવવા તરપ તાક મારી રહ્યો છે, તેજ પ્રમાણે જગતના પ્રાણિઓને પણ અધ્યાત્મની તેટલીજ આવશ્યકતા ( જેટલી પેલાઓને દ્વીપ, વૃક્ષ, દીપક અને અગ્નિની છે, ) હોવાથી દરેક પ્રાણીએ અધ્યાત્મની શોધ કરવાની છે. ટાઢે મરતો માણસ અગ્નિને માટે જેટલો આતુર રહે છે, તેટલીજ આતુરતા અધ્યાત્મને માટે જાગૃત થવી જોઇએ.

કોઇ પણ વસ્તુ મેળવવા માટે પહેલાં તે વસ્તુની ઇચ્છાનો અંકુરો ફુટે છે, ત્યાર પછીજ તે વસ્તુ મેળવવા પ્રયાસ કરવામાં આવે છે. જેમ જેમ ઇચ્છા પ્રબળ થતી જાય છે, તેમ તેમ ઉદ્યમ કરવા તરફ વધુ વીર્યસ્ફોરણ થાય છે. આ પ્રમાણે પ્રસ્તુતમાં પણ આધ્યાત્મિક જિન્દગી પ્રાપ્ત કરવાને પહેલાં અભિલાષા ઉત્પન્ન થવી જોઇએ, ત્યારેજ તેને માટે પ્રયત્ન કરી શકાશે. ઉપર્યુક્ત દ્વીપ, વૃક્ષ, દીપક અને અગ્નિને મેળવવાને આતુર થયેલા માણસો સદ્ભાગ્યે તે પોતાના ઇષ્ટને મેળવી શકે, પણ અધ્યાત્મમાર્ગ મેળવવો એ સુકર નથી. અરે ! આત્મોન્નતિના રસ્તે ચાલવાને ઉમેદવાર થવું, એ પણ ક્યાં સુલભ છે ? વાડી, લાડી, ગાડીનો રંગ જોઇને જેઓની આંખો ચક્કર ખાઇ

જતી હોય, જગતનાં લીલાં પીળાં જોઇને જેઓનાં હૃદયો ઉદ્‌ભ્રાન્ત થઇ જતાં હોય, સંસારના શણગારો દેખી જેઓની ઇન્દ્રિયો દ્રવીભૂત થઇ જતી હોય, દુનિયાનો ઠાઠમાઠ જોઇને જેઓનું મન ઝાલ્યું ન રહેતું હોય અને વિષયરસરૂપ અગ્નિમાં જેઓનો આત્મા પતંગિયો બની જતો હોય, એવા અવિવેકિઓ અથવા વિવેક ઉપર સ્થિર નહિ રહેનારાઓને, ઓછામાં પૂરા આ કલિકાલમાં આધ્યાત્મિક જીવન ઉપર પ્રેમ પ્રકટ થવો, એ સુલભ નથી.

વર્તમાન જમાનામાં નવા નવા વિજ્ઞાનના આવિષ્કારો નિકળતા જોઈ ઘણાઓના હૃદયમાં એવી અસર ઉત્પન્ન થયેલી જોવાય છે કે જેથી તેઓ અધ્યાત્મમાર્ગને તુચ્છ ગણવા લાગે છે, પાશ્ચાત્યવિદ્યાથી અંજાઇ ગયેલા ઘણાઓ એવા જોવામાં આવે છે કે તેઓ કેવલ પ્રત્યક્ષ-પ્રમાણના પક્ષપાતી બની ગયા છે, અને એનુંજ એ પરિણામ જોવામાં આવે છે કે તેઓ આત્મોન્નતિને કંઇ ચીજ સમજતા નથી.

એ દેખીતું છે કે નાસ્તિકના વિચારો ભોળાહૃદયવાળા માણસોમાં જેટલી ઝડપથી છાપ બેસાડે છે, તેટલી ઝડપથી આસ્તિકના વિચારો બેસાડી શકતા નથી. આનું કારણ અવ્વલ તો જીવોની અનાદિકાલની મોહવાસના છે, અને એ સિવાય બીજું પ્રધાન કારણ વિચારશક્તિનો અભાવ છે.

વર્તમાનમાં પોતાની સ્વતન્ત્ર કલ્પનાઓ ઉપરજ વિશ્વાસ રાખવાનું પ્રાયઃ વધુ પસંદ કરવામાં આવે છે અને એથીજ પ્રાચીન મહર્ષિઓનાં જ્ઞાનપૂર્ણ ઉપદેશોનો આધાર ન લેવાને લીધે ઘણી વખતે માન્યતાઓ બાંધવામાં મોટી મોટી ગેરસમજૂતીઓ ઉભી થાય છે; અને પાછળથી પોતાને અનુકૂલ ઉત્તેજકો મળવાથી પોતાના સિદ્ધાન્તોમાં દુરાગ્રહ બંધાઈ જાય છે, છેવટે હૃદય આસ્તિક્યથી એવું પતિત થાય છે કે જીવન અવ્ય-વસ્થિત બની જાય છે.

આ વિષમકાળમાં, ઉપર કહ્યા પ્રમાણે, અધ્યાત્મની વિરૂદ્ધમાં વિચાર ધરાવનારો વર્ગ અધિક ફેલાયલો હોવાથી, વિજ્ઞાન–રસાયનના પ્રયોગો દ્વારા જડપદાર્થોના ચમત્કારો વધતા જવાથી અને ફેશનની છટા ઉપર લોકોનાં ચિત્ત અધિકાધિક ખેંચાતાં જતાં હોવાથી, અધ્યાત્મમાર્ગ સુલભ

કહેવાયજ ક્યાંથી ? સુલભ નહિ, દુર્લભ નહિ, પરન્તુ અતિદુર્લભ કહીએ, તો તે મારી દૃષ્ટિ પ્રમાણે અત્યુક્તિ નથી.

આજકાલ જોઇએ છીએ કે "મત મતાન્તરો વધતા જાય છે, સમ્પ્રદાયોમાં પાર્ટિઓ પડતી જાય છે, સમાજોમાં પરસ્પર વૈમનસ્ય વધતું જાય છે, ભિન્ન ભિન્ન ધર્મવાળા વર્ગોમાં દ્વેષાનલ પ્રજ્વલિત થતો જાય છે, પોતાની મહત્તા કે પોતાનું ગૌરવ જાળવવા માટે બીજાઓને હલકા પાડવાની બુદ્ધિએ લાખો રૂપયા બરબાદ કરવામાં આવે છે." આવી વર્ત્તમાન પરિસ્થિતિ જોતાં કેટલાક દુર્બળહૃદયવાળાઓની ધર્મ ઉપરથી શ્રદ્ધા ઉઠતી જાય છે અને તેઓ આત્મોન્નતિના માર્ગથી બહિષ્કૃત થાય છે.

સંન્યાસિઓ, સાધુઓ કે મહાત્માઓના આપસમાં થતા ઝઘડાઓ પણ ભોળા લોકોને ધર્મભ્રષ્ટ થવામાં કારણ બને છે. એકન્દર દ્વેષ, દુરાગ્રહ, મમતા, યશોભિલાષ, ક્રોધ અને દંભનાં વાતાવરણોનો બહુ પ્રચાર થયેલો હોવાથી ઘણા અવિચારકોના હૃદયમાંથી ધર્મભાવના ઉડી જાય છે.

આ ઉપરથી પ્રસ્તુત શ્લોકમાં કહ્યા પ્રમાણે આત્મોન્નતિના માર્ગની દુર્લભતા સમજી શકાય છે; પરંતુ જે વિચારક છે, તેને માટે કંઇ દુર્લભ નથી. સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરનાર અને વસ્તુતત્ત્વને સમજી શકનાર મનુષ્યો ગમે તેવા સંયોગોમાં પણ પોતાનું કર્ત્તવ્ય ચૂકતા નથી. દુનિયામાં ગમે તેટલા બખેડાઓ ઉભા થાય, ગમે તેવી મોહની જાળ પથરાય અને ગમે તેવાં રાગ-દ્વેષનાં વાતાવરણો ફેલાય, પરન્તુ એથી સમજુ માણસોને આત્મોન્નતિના રસ્તે ચાલવામાં અટકાયત આવેજ શાની ? સત્ય વસ્તુ હમેશાં નિશ્ચલ છે, ત્રણે કાળમાં અબાધ્ય છે. તે સત્યનું જેઓને ભાન થયું છે, તેઓ, સત્યના વિરોધિઓના હુમલાઓની વચ્ચે થઇને પણ અસ્ખલિત ચાલ્યા જાય છે. જેઓના હૃદયમાં સત્ય તત્ત્વનો પૂરેપૂરો વિશ્વાસ જામી ગયો છે, તેઓને સત્યથી પતિત કરવા માટે જગત્નાં કુતૂહલો, દુનિયાના નાટચરંગો કે વિજ્ઞાનની કલાઓ સમર્થ થઇ શકતી નથી, અરે ! ઇન્દ્રની ઇન્દ્રજાળ પણ તેવા સત્યાગ્રહિઓ આગળ ફોગટ જાય છે.

આ માટે દરેક મનુષ્યે એ સમજી રાખવાનું છે કે આત્મોન્નતિના રસ્તે નહિ આવી શકવાનો દોષ, કાળ ઉપર કે દેશ-ક્ષેત્ર ઉપર મૂકવો ન જોઇએ. પોતાનું તપાસવું જોઇએ કે-' મારા મનની દૃઢતા ક્યાં સુધી છે ?'

પોતે દૃઢ હોય તો કોઈ તેનો વાળ વાંકો કરી શકનાર નથી, અને પોતાનુંજ ઠેકાણું ન હોય, તો બીજાઓ તેને ટાપલીઓ મારી જાય, એ શું બનવા જોગ નથી ?

હમેશાં, જીવનને સુધારનાર પવિત્રઉપદેશવાળાં પુસ્તકો વાંચવાનો નિયમ રાખવામાં આવે, મનનપૂર્વક પ્રાચીન મહર્ષિઓનાં વાક્યો વિચારવામાં આવે, તો લાંબે વખતે તેનું એ પરિણામ આવે છે કે બુદ્ધિ પરિપક્વ થાય છે અને તેમાંથી અનુભવજ્ઞાન પ્રકટ થાય છે; આવી સ્થિતિમાં મૂકાયા પછી ઉચ્છૃંખલ થવાનો ભય ટળી જવાથી જિન્દગી વ્યવસ્થિત અને પ્રતિદિન પવિત્ર થતી જાય છે; પરન્તુ એમાં એટલું યાદ રાખવું જોઇએ કે હમેશાં સારા મિત્રોની સંગતિ કરવાની જરૂર છે. દુરાત્માઓની સંગતિ કરવાથી સંગૃહીત કરેલા ગુણો પલવારમાં લોપ થવા માંડે છે. ઘણે ભાગે એમ જોવાય છે કે–સજ્જનો કરતાં દુર્જનો પોતાના પ્રયત્નમાં વધુ અને જલ્દી ફતેહમંદ નીવડે છે. દુર્જનોનો એ સ્વભાવ હોય છે કે તેઓ પોતાનાં દુર્વ્યસનોમાં પોતાના સ્નેહિઓને પણ સાથે લે છે. પોતાની કુટેવો અને ખરાબ ચાલમાં પોતાના મિત્રોને પણ ઝંપલાવવા, એ દુરાત્માઓનો મુખ્ય ઉદ્દેશ હોય છે. ત્યારેજ કહેવામાં આવ્યું છે કે–" **स्वयं नष्टा दुरात्मानो नाशयन्ति परानपि** "। આવા અધમ મનુષ્યોની સોબતથી ડાહ્યો માણસ પણ ગાંડો, પંડિત માણસ પણ મૂર્ખ અને આબરૂદાર માણસ પણ કલંકિત થાય છે. એ માટે મુખ્યતયા સત્સંગતિ ઉપર વધુ લક્ષ્ય આપવાનું છે. ઉત્તમ ગુણો મેળવવાનું પ્રથમ સાધન સત્સંગતિ સિવાય બીજું કેશું નથી.* સત્સંગતિ, ધર્મશાસ્ત્રોનું વાંચન અને તત્ત્વમનન, એ ત્રિપુટીનો અહર્નિશ સમાગમ રાખવામાં આવે, તો ગમે તેવા વિષમકાળમાં પણ મનુષ્ય પોતાની જિન્દગીને પવિત્ર બનાવી શકે છે, એ નિઃસન્દેહ વાત છે.

**जरा जराया मरणं च मृत्योः सर्वापदानामपि राजयक्ष्मा ।**
**जन्मद्रुबीजाग्निरनन्तविद्यानिदानमध्यात्ममहोदयश्रीः ॥ ६ ॥**

( 6 )

The resplendent spiritual light is the vanquisher

---

* " सत्सङ्गतिः कथय किं न करोति पुंसाम् ? "– ભર્તૃહરિ.

of the old age, annihilator of death consumer of all diseases, conflagration to the seed of the tree of birth and death, and the instrument of limitless knowledge.

**Notes**—If a man attains spiritual wealth by the awakening of the inner life i. e, by subjugating his carnal desires and passions, he has nothing to fear from the mundane bonds of this phenomenal world and he thus rises above the sufferings resulting from the inordinate revelling in and enjoying of the perishable things around us and thus conquers old age, disease and death ( the great master of mundane things ).

" સહુ જાણે છે કે જરા, મરણ અને રોગો દરેક પ્રાણીને રહેલાં છે. પરન્તુ એથી લગારે ગભરાવાનું કામ નથી. તે જરાના માથે પણ જરા છે, તે મૃત્યુને માથે પણ મરણ છે અને સર્વ આપત્તિઓને લાગુ પડે તેવો ક્ષયરોગ પણ છે. તે કોણ? મહોદય મેળવી આપનારી અધ્યાત્મ-લક્ષ્મી. આધ્યાત્મિક જિન્દગી જરાને પણ ઘરડી બનાવે છે, અર્થાત્ જરાથી થતું આક્રમણ અટકાવે છે. આધ્યાત્મિક વર્તન મૃત્યુને પણ મરણરૂપ છે, અર્થાત્ મૃત્યુને પણ મારી નાંખે છે–મૃત્યુને પાસે આવવા દેતું નથી. આધ્યાત્મિક માર્ગ, સમગ્ર વિપત્તિઓને પણ એવો ક્ષયરોગરૂપ થઇ પડે છે કે તે વડે સર્વ વિપત્તિઓ ક્ષીણ થઇ જાય છે. જન્મરૂપ વૃક્ષના બીજને બાળી નાંખવામાં અગ્નિ સમાન અને અનન્ત વિદ્યા ( સર્વજ્ઞતા ) મેળવવાનો માર્ગ, એકમાત્ર તે અધ્યાત્મ છે. "—૬

**વ્યાખ્યા.**

સંસારમાં જન્મ, જરા, મરણ તથા આધિ, વ્યાધિ, શોક, સન્તાપ વગેરે અનંત દુઃખો આપણને અનુભવસિદ્ધ છે. તે દુઃખોથી બહાર નિકળી જવું, એજ પુરૂષનો પુરૂષાર્થ છે, પુરૂષાર્થ કર્યાં સિવાય કંઇ કામ સિદ્ધ થઇ શ્તું નથી. દુનિયાનાં સર્વ કાર્યો પુરૂષાર્થ ઉપર આધાર રાખે છે. પુરૂષ વગર એક સળી પણ ઉઠાવી શકાતી નથી. એક આંગળી ઉંચી કરવામાં પણ પુરૂષાર્થની અપેક્ષા રહેલી છે. જયારે આમ હકીકત છે, તો

પછી સંસારના દુઃખસાગરને ઓળંગી જવાનું અતિદુષ્કર કાર્ય પુરૂષાર્થ કર્યા વગર બની શકે ખરું ? લમણે હાથ મૂકી ભાગ્ય ઉપર બેસી રહેવું, એ અજ્ઞાનતાનું પરિણામ છે. ખૂબ ધ્યાનમાં રાખવું જોઇએ કે–ઉદ્યમ વગર ભાગ્ય ઉપર આધાર રાખી બેસી રહેનારાઓ પોતાનું પુરૂષત્વ ખોઇ નાંખે છે. ભાગ્ય પણ ઉદ્યમનો આધાર રાખે છે. ઉદ્યમ વિનાનું ભાગ્ય પાંગળું છે. ભાગ્યની ગતિ ઉદ્યમથી થાય છે. ભાગ્યને જય આપનાર ઉદ્યમ છે. અતએવ ઉદ્યમને ભાગ્યનો **બાપ** ગણવામાં આવે છે. ' ભાગ્ય છે કે નહિ ' એ વાત પ્રબળ પુરૂષાર્થ કર્યેથી જાણી શકાય છે. થોડોક ઉદ્યમ કર્યો અને કામ સિદ્ધ થયું નહિ, એતાવતા ' ભાગ્ય નથી ' એમ કોઇએ માનવાનું નથી. સમ્પૂર્ણ પુરૂપાર્થ ફેરવવો જોઇએ, એમ છતાં જો કામ સિદ્ધ ન થાય, તો પોતાના ઉદ્યમનું અવલોકન કરવું જોઇએ કે–" મારા ઉદ્યમમાં કાંઇ ખામી તો રહી ગઇ નથી ? " આવી રીતે શુદ્ધ વિચારદૃષ્ટિથી પુરૂષાથ કરનારાઓ પોતાના સાધ્યને સિદ્ધ કરવા ફતેહમંદ થઇ શકે છે. એ માટેજ એમ કહેવામાં આવ્યું છે કે—

**" यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः ? " ।**

અર્થાત્—પ્રયત્નો કર્યે છતે પણ કામ ન સધાય તો '**अत्र को दोषः?**'– આમાં શો દોપ અર્થાત્ શું ખામી રહી ગઇ છે ? એ '**गवेषणीयम्*** '– શોધવું જોઇએ.

મોદકનો થાળ પાસે પડ્યો હોય, પણ હાથ હલાવવાનો ઉદ્યમ કરવામાં ન આવે, તો કોઇનું પેટ ભરાતું નથી, એ જાણીતી વાત છે. કીડી, મંકોડીમાંથી નિકળી આપણે જે મનુષ્ય અવતારને પ્રાપ્ત થયા છીએ, તે પુરૂષાર્થ કર્યાનુંજ પરિણામ છે. જે બાળક એક વખતે સલેટ ઉપર એકડો ઘુંટે છે, તેજ, એક સમયે ઉમરમાં વધેલો હોવાની સાથે જ્ઞાનમાં વધેલો દેખાય છે–**એમ. એ.** ની ડિગ્રી અથવા ' **ન્યાયતીર્થ** ' આદિ પદવીઓને પ્રાપ્ત થયેલો જોવાય છે, એ કોનો પ્રતાપ છે ? કહેવું જોઇશે કે પુરૂષાર્થનો. પરમાત્મા **મહાવીર**, મહાત્મા **બુદ્ધ**, **શ્રીકૃષ્ણચન્દ્રજી**, **શ્રીરામચન્દ્રજી** વગેરે જે મહાપુરૂષો થઇ ગયા છે અને જેઓની કીર્ત્તિપતાકા

---

* '**गवेषणीयम्** ' એ ઉપરથી અધ્યાહાર લેવાનો છે.

હજી પણ દેશોદેશમાં ફરકી રહી છે, તેઓ એક વખતે ખરેખર આપણા જેવાજ હતા, છતાં સમસ્ત દુનિયામાં આવા પૂજ્ય તરીકે મનાયા, તે પુરૂષાર્થ સિવાય બીજા કોઇનો પ્રભાવ હોઇ શકે ખરો ?

ઉપરની હકીકતથી પુરૂષાર્થ કેટલો મહત્ત્વનો છે ? કેટલો અગત્યનો છે ? તે દરેકે સમજવાની જરૂર છે. કોઇએ સુસ્ત થવું ન જોઇએ. ઉદ્યમની પ્રબલતાથી ભાગ્ય ઉપર પણ આક્રમણ કરી શકાય છે. પુરૂષાર્થરૂપ શસ્ત્રથી કર્મનાં આવરણો પણ ભેદી શકાય છે. પુરૂષાર્થી મનુષ્ય ભાગ્યનું અવલોકન કર્યા વગરજ ઉદ્યમમાં આગળ વધે છે. મનની દઢતા, એ મનનો પુરૂષાર્થ અને શરીરનું શૌર્ય અથવા સહિષ્ણુતા, એ શરીરનો પુરૂષાર્થ છે. એ બંને પુરૂષાર્થોનો અમલ કરનારા કેટલો વિજય મેળવે છે, એને માટે **હેમચન્દ્રાચાર્ય, હીરવિજયસૂરિ, શંકરાચાર્ય** વગેરેનાં જ્વલંત ઉદાહરણો મજબૂત સાક્ષી છે.

આપણે પુરૂષાર્થની આવશ્યકતા જોઇ. પરન્તુ તે પુરૂષાર્થ અસ્થાન ઉપર કરવામાં આવે, તો તેનું પરિણામ સારૂં આવતું નથી. કસાઇ, શિકારી વગેરે પણ પશુવધ કરવામાં પુરૂષાર્થ ફોરવે છે, પણ તેવો પુરૂષાર્થ શા કામનો ? તેવા પાપમય પુરૂષાર્થથી આત્માની પૂરી અધોગતિ થાય છે. સમાજના હિતમાટે–સમગ્ર જગતના કલ્યાણાર્થે તથા પોતાના જીવનને ઉન્નત બનાવવા વાસ્તે ઉદ્યમ કરવાની જરૂરીયાત છે. તેજ પુરૂષાર્થ કરવાનાં ક્ષેત્રો છે. બાકી તો ઘરનો કે કુટુંબનો આગેવાન મનુષ્ય પણ પોતાના ઘરને પાળવા કે કુટુંબને પોષવા પુરૂષાર્થ કરે છે, લક્ષ્મીનો લોભી, લક્ષાધિપતિ કે કોટીશ્વર થવા મથે છે, એવા સ્વાર્થપૂર્ણ પુરૂષાર્થો કરવામાં કંઈ મહત્તા નથી. પોતાનું પેટ ભરવામાં તો દરેક ઉદ્યમશીલ હોય છે. પરંતુ એમાં પરમાર્થદષ્ટિએ શું વળ્યું ?

ઉંચી દષ્ટિ કરી વિચાર કરનારાઓ સારી પેઠે સમજે છે કે ખરો પુરૂષાર્થ એજ કહી શકાય કે જે પુરૂષાર્થથી જગતનું કલ્યાણ થવાની સાથે પોતાનો આત્મા ઉન્નત બને. આવો પવિત્ર પુરૂષાર્થ કરવાથી એવાં પવિત્ર પુણ્યો સંચિત થાય છે કે જેને પરિણામે સુખ–સમૃદ્ધિ મળવાની સાથે આત્મોન્નતિની સામગ્રી તરીકે સદ્બુદ્ધિ, વિચારશક્તિ, મહોત્સાહ, દઢતા, ઉદારતા, સન્તુષ્ટતા વગેરે ઉંચા ગુણોનો ખજાનો પ્રાપ્ત થાય છે, અને એવાં સાધનો મળ્યેથી આત્મોન્નતિનાં ક્ષેત્રોમાં વધુ આગળ વધી

શકાય છે, છેવટે આત્માની એ શક્તિનો વિકાશ થાય છે કે જેને લીધે પોતાની ચિત્તવૃત્તિઓ ઉપર પૂરી સત્તા જમાવી શકાય છે; આવી સ્થિતિમાં આવ્યા પછી કર્મનાં આવરણો ઢીલાં પડી જાય છે અને આત્માનો ચૈતન્યપ્રદીપ જળહળતો પ્રકાશવા લાગે છે. આ પ્રકારની અવસ્થા પ્રાપ્ત થયા પછી—પ્રસ્તુત શ્લોકમાં જણાવ્યા પ્રમાણે—જરાનું આક્રમણ રહેતું નથી, મરણનો ઉપદ્રવ ટળી જાય છે અને આધિ, વ્યાધિ, ઉપાધિ, શોક, સન્તાપ વગેરે તમામ દુશ્મનોનો પ્રલય થઇ જાય છે. આવી ઉંચી હદમાં આવ્યા પછી લગારે અવિદ્યાનું વાદળ રહેતું નથી અને એથીજ જન્મરૂપી વૃક્ષ દગ્ધ થાય છે. આ પ્રમાણે પૂર્ણ કૃતાર્થ બનેલો આત્મા પરબ્રહ્મસ્વરૂપી થાય છે. પરબ્રહ્મસ્વરૂપી થવું—સમ્પૂર્ણ પ્રકાશમાન આત્મા બનવું, એજ ક્રમશઃ વધતી ઉન્નતિનું ચરમ ફલ છે. એને માટે અધ્યાત્મના માર્ગમાં અહર્નિશ પ્રયત્નશીલ રહેવું, એજ આ શ્લોકનું રહસ્યભૂત તાત્પર્ય છે.

**तेऽपि प्रचण्डा मदनस्य बाणारिछद्राकुलं यैः क्रियते तपोऽपि ।**
**अध्यात्मवर्माऽपिहिते तु चित्ते निःसंशयं कुण्ठततां भजन्ते ॥७॥**

(7)

Before the neverfailing shafts of cupid, even austerities are rendered vulnerable but surely they take no effect on mind armoured with spiritual light.

" તે કામદેવનાં પ્રચંડ બાણો—જે તપની અંદર પણ સેંકડો છિદ્રો કરી મૂકે છે—અધ્યાત્મરૂપ બખ્તરથી ઢંકાયલા ચિત્તને કંઇ ઇજા કરી શકતા નથી; ઉલટાં—તે બખ્તરનો પ્રત્યાઘાત લાગવાથી—તે કામનાં બાણો બુઠાં પડી જાય છે. "—૭

**વ્યાખ્યા.**

આપણે એ પ્રત્યક્ષ જોઇએ છીએ કે સંસારના સપાટ મેદાનમાં કામનું શાસન કેવું અસ્ખલિત ચાલે છે. આ કામનું પ્રાબલ્ય ત્યાં સુધી છે કે એનાથી કેટલાક મુનિઓ પણ લડથડિયું ખાઇ ગયા છે. ઘોર તપશ્ચર્યા કરનારા તાપસોને પણ આ **કામરાજાએ** ધર્મભ્રષ્ટ કરી નાંખ્યા છે. આવા શૂરવીર કામની સ્હામે થવાને માટે અધ્યાત્મરૂપ **બખ્તર** ધારણ

કરવાની જરૂર છે. એ બખ્તરને ધારણ કરવાથી કામનાં ગમે તેટલાં પ્રચંડ બાણો પણ આઘાત કરી શકતાં નથી.

જે મનુષ્યના મનોમંદિરમાં વૈરાગ્યરસનો પ્રવાહ વહ્યા કરતો હોય, જેના હૃદયપ્રદેશમાં ઉંચી ઉંચી ભાવનાઓનો વજ્રલેપની જેમ લેપ લાગેલો હોય, જેણે પોતાની ઇન્દ્રિયો ઉપર સમ્પૂર્ણ સત્તા મેળવેલી હોય, જેના અન્તઃકરણની વૃત્તિઓ મેરુપર્વતની જેમ નિષ્પ્રકંપ બનેલી હોય, જેનો આત્મા, મહાસાગરની જેમ પૂર્ણ ગંભીરતાં ઉપર પહોંચ્યો હોય, જેની દૃષ્ટિ આત્મસ્વરૂપના લક્ષ્ય ઉપર સ્થિર રહ્યા કરતી હોય, જેના વિચારો દુનિયાના તમામ જન્તુઓ તરફ કરૂણાથી પૂર્ણ હોય અને જેનું ચૈતન્ય ત્યાં સુધી વિકાસમાં આવ્યું હોય કે વિષયરૂપ અગ્નિનો સંયોગ થતે પણ જેના શરીરનો એક રોમ પણ વિકૃત ન થાય, એવા મહર્ષિને, તપસ્વિઓ ઉપર પણ વિજય મેળવનાર **કામદેવ** કિંચિત્ માત્ર પણ ઇજા કરવાને સમર્થ થઇ શકતો નથી; તેવા મહર્ષિઓના ચૈતન્ય–તેજથી ઉલટો તે ( કામદેવ ) ભસ્મીભૂત થાય છે.

**अध्यात्मधाराधरसन्निपाते मनोमरौ पुष्यति योगबीजम् ।**
**पुण्याङ्कुरा निर्भरमुल्लसन्ति सर्वत्र शान्तिः प्रसरीसरीति ॥८॥**

**अध्यात्मभानौ प्रसरत्प्रतापे मनोनगर्य्यां परिभासमाने ।**
**कुतस्तमः ?, शुष्यति भोगपङ्कः, कषायचौरैः प्रपलाय्यते च ॥९॥**

**आनन्दपूर्णां च सुधां समाधिं वितन्वतेऽध्यात्मसुधाकराय ।**
**स्पृहा यदीये हृदि नाविरासीत् पशुर्नृरूपेण स मोघजन्मा ॥१०॥**

( 8 )

With the pouring down of the shower of spiritual knowledge, the Seed of Yoga takes root in the barren mind, sprouts of merit, shoot forth in abundance and everywhere quietude reigns.

( 9 )

When Spiritural Light shines resplendent in the city of mind, how can there be any room for the darkness of ignorance ? The mire of desires dries up and the thieves of moral uncleanliness flee away.

( 10 )

The person with no yearning after the spiritual moonlight productive of blissful and nectarlike concentration lives to no purpose, like a beast though endowed with the form of men.

" **મન**રૂપ મરૂભૂમિ ઉપર અધ્યાત્મરૂપ મેઘ વરસવા માંડે, તો એનું પરિણામ એ આવે છે કે-યોગનું બીજ પુષ્ટ થાય છે, પુણ્યના અંકુરાઓ અધિકાધિક ઉલ્લસિત થવા પામે છે અને સર્વત્ર ઘણીજ શાંતિ પ્રસરે છે. "—૮

" **મન**રૂપ નગરીમાં પ્રખર પ્રતાપને ફેલાવતા અધ્યાત્મરૂપ સૂર્યનો ઉદય થવાથી અન્ધકાર ( અજ્ઞાનરૂપ ) નો અવકાશ ક્યાંથી રહે ? એ સિવાય તે સૂર્યના પ્રતાપથી વિષયભોગરૂપ કાદવ સુકાઇ જાય છે અને ક્રોધ, માન, માયા તથા લોભ, એ કષાયરૂપ ચોરો ત્યાંથી પલાયન કરી જાય છે. "—૯

" આનન્દપૂર્ણ સમાધિરૂપ સુધા ( અમૃત ) ને ફેલાવનાર, અધ્યાત્મરૂપ ચન્દ્રની સ્પૃહા જેના હૃદયમાં પ્રકટ થઇ નથી, તે ફોગટ જન્મવાળો મનુષ્ય, મનુષ્યની આકૃતિરૂપે એક પ્રકારનો **પશુ** છે. "—૧૦

**વ્યાખ્યા—**

એ નવું કહેવાનું રહેતું નથી કે-' આધ્યાત્મિક લાઇન ઉપર આવવાનો આધાર આત્મજ્ઞાન ઉપર રહેલો છે. '

" આત્મા પૃથ્વી નથી, આત્મા જળ નથી, આત્મા અગ્નિ નથી, આત્મા વાયુ નથી, આત્મા આકાશ નથી અને આત્મા રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ તથા શબ્દ નથી. આ તમામ પદાર્થોથી આત્મા નિરાળી વસ્તુ છે. આત્મા એ તમામ પદાર્થોનો માત્ર સાક્ષી છે." આ પ્રકારે સ્વતંત્ર ચૈતન્ય સ્વરૂપ આત્માને સમજ્યાથીજ આત્મા કર્મબન્ધનોથી મુક્ત થઈ શકે છે. આવી પ્રતીતિ, કે—" હું ધોળો છું, હું કાળો છું, હું જાડો છું, હું પાતળો છું, હું કુરૂપ છું, હું રૂપવાન્ છું, હું લંગડો છું."—મનુષ્યોમાં અનુભવાતી આપણે જોઇએ છીએ; પરન્તુ આ યથાર્થ નથી. શરીરના ધર્મો જુદા છે અને આત્માના ધર્મો જુદા છે. શરીરના ધર્મો આત્મામાં માનીએ, તો એના જેવી એકે મૂર્ખતા કહી શકાય નહિ. જો કે શરીરના સંબન્ધને લીધે વ્યાવહારિક દૃષ્ટિએ—ઉપચારથી શરીરના ધર્મોને 'હુ' શબ્દ સાથે લગાવી, ઉપર કહી ગયા તેવા પ્રયોગો વિવેકી મનુષ્યો પણ કરે છે, પરન્તુ કહેવાનો આશય એ છે કે—તેવા પ્રયોગો વ્યવહારની ખાતર કરવા છતાં પણ યથાર્થ વસ્તુસ્થિતિ ભૂલવી જોઇએ નહિ. વસ્તુસ્થિતિએ પોતાના હૃદયમાં એ સમજી રાખવું જોઇએ કે—" તું બ્રાહ્મણ નથી, તું વૈશ્ય નથી, તું ક્ષત્રિય નથી, તું શૂદ્ર નથી; તું ધોળો, લાલ, પીળો કે કાળો નથી; તું જાડો, પાતળો, કાંણો, આંધળો, લૂલો કે ઠુંઠો નથી; તું વ્યાપારી, ગુમાસ્તો, વકીલ, બેરિસ્ટર, ન્યાયાધીશ, દીવાન, કલેક્ટર, કમીશનર, ગવર્નર, કે શાહેનશાહ નથી; તું શરીરમાં બેઠો નથી, તું જમીન ઉપર રહ્યો નથી, તું પુરૂષ, સ્ત્રી કે નપુંસક નથી; તું ઉંચ ગોત્ર કે નીચ ગોત્રવાળો નથી; મા, બાપ, બ્હેન, સ્ત્રી પુત્ર કે મિત્ર તારાં નથી; તું જન્મતો નથી, તું મરતો નથી; તને પાણી ભિંજાવી શકતું નથી, તને અગ્નિ બાળી શકતો નથી;" આ પ્રકારે નિરીક્ષણ કરવાથી વિવેકનો પ્રાદુર્ભાવ થાય છે કે—ઉપર કહી ગયા તેમ—' આત્મા ખરેખર સમસ્ત જગત્થી અત્યંત વિલક્ષણ, નિર્લેપ સચ્ચિદાનન્દમય, અચ્છેદી, અભેદી, અક્રોધી, અમાની, અમાયી, અલોભી, અરૂપી, નિરંજન, નિરાકાર, પૂર્ણપ્રકાશ, પૂર્ણાનંદ, અને પૂર્ણબ્રહ્મ છે.' આવા પ્રકારનો સજ્જડ બોધ અને વિશ્વાસ થયા વગર આધ્યાત્મિક ઉન્નતિ તરફ પગલાં ભરી શકાતાં નથી. કહ્યું છે કે—

" देहाभिमानपाशेन चिरं बद्धोऽसि पुत्रक ! ।
बोधोऽहंज्ञानखड्गेन तन्निष्कृत्य सुखी भव " ॥

" मुक्ताभिमानी मुक्तो हि बद्धो बद्धाभिमान्यपि ।
किंवदन्तीह सत्येयं या मतिः सा गतिर्भवेत् " ॥

( અષ્ટાવક્રગીતા. )

—" દેહાભિમાનરૂપ ફાંસીમાં હે વત્સ ! તું સદા બંધાયલો છે. માટે '**अहं बोधः**' ( હું જ્ઞાનસ્વરૂપ છું ) એવા જ્ઞાનરૂપ તલવારવડે તે ફાંસીને તોડી નાંખ, અને એમ કરીને તું સુખી થા. "

" જે મનુષ્યને જેવો અભિમાન હોય છે, તેવી સ્થિતિ તેને પ્રાપ્ત થાય છે. પોતાને **મુક્ત** તરીકે દૃઢતાથી માનનાર મનુષ્ય મુક્તઅવસ્થાને પ્રાપ્ત થાય છે, અને પોતાને બદ્ધ ( બંધાયલો ) માનનાર બંધાયલોજ રહે છે. અતએવ '**या मतिः सा गतिः**'–' જેવી મતિ, તેવી ગતિ ' એ કિંવદન્તી યથાર્થ ઠરે છે. "

**योऽध्यात्मशस्त्रं वहते प्रतीक्ष्णं भवेद्‌ भयं तस्य कुतस्त्रिलोक्याम्?।**
**तिरस्कृतो वा नितरां स्तुतो वा नाध्यात्मविद्‌ रुष्यति मोदते च ॥११॥**

( 11 )

Fearless treads, in three worlds, the man who wields the weapon of Spiritual Light. He who is conversant with spirit is neither pleased nor pained whether extremely eulogised or censured.

" જે મહાભાગ અધ્યાત્મરૂપ સુતીક્ષ્ણ શસ્ત્રને ધારણ કરે છે, તેને ત્રણે જગત્માં કોનાથી ભય હોય ? અધ્યાત્મના માર્ગ પર પ્રગત થયેલા મહાત્માને ભારે તિરસ્કાર અથવા ખૂબ સત્કાર થાય, તો પણ તે રૂષ્ટ કે તુષ્ટ થતો નથી. "—૧૧

**વ્યાખ્યા.**

આધ્યાત્મિક બલમાં આગળ વધેલાઓને લોકોના માન-અપમાનની પરવા રહેતી નથી. તેઓને પોતાના શરીરની શુશ્રૂષા કરવાનો મોહ હોતો

નથી. પરોપકારને માટે—લોકસેવાને માટે પોતાના શરીરનો થતો ઘસારો તેઓ ખ્યાલમાં લેતા નથી. જેઓનું ચારિત્ર (વર્ત્તન) આદર્શભૂત હોય છે, જેઓનો આત્મા સ્વાશ્રયી બનેલો છે, તેઓજ આધ્યાત્મિક બલમાં ઉન્નત થઇ શકે છે. લોકપૂજાની આકાંક્ષા, માન—પ્રતિષ્ઠાનો લોભ જ્યાં ભરેલો હોય અને એને અંગે, સત્કારની પ્રાપ્તિ ઉપર મૃદુતા અને અપમાન ઉપર સહિષ્ણુતા ન રાખી શકાતી હોય, તો કહેવું જોઇશે કે તેવી સ્થિતિવાળાઓ—ભલે ગૃહસ્થ યા સાધુના વેશમાં હોય—આધ્યાત્મિક માર્ગ ઉપર ગતિશીલ નથી.

અધ્યાત્મમાર્ગના મુસાફરોને ખાવા—પીવા ઉપર લુબ્ધતા હોતી નથી. શરીરની અપેક્ષા ધર્મસાધન પૂરતીજ તેઓને હોય છે. મોટો ગવર્નર યા સમ્રાટ્ પૂજન કરી જાય, તો એથી પણ જેઓનું હૃદય ઉછળવા પામે નહિ, અથવા સમગ્ર સમાજ તરફથી નિંદાપાત્ર થવાય, તો તેથી પણ જેઓના હૃદયપ્રદેશમાં ગભરાટ ઉદ્ભવે નહિ, એવી સ્થિતિવાળાજ મનુષ્યો ખરી રીતે આત્મબલ મેળવી શક્યા છે. સત્કાર અને તિરસ્કાર ઉપર તો આખો સંસાર રાગ—દ્વેષ ધરાવે છે, એવીજ સ્થિતિવાળો મનુષ્ય જો અધ્યાત્મી કહેવાતો હોય તો તે યથાર્થ નથી, જ્યાં ગરમ દૂધ વગર ન ચાલતું હોય, ઠરી ગયેલા દૂધ ઉપર મિજાજ ખસી જતો હોય, લીલાં શાક વગર રોટલી ગળે ઉતરતી ન હોય, રસકસ અને માલ મસાલા ઉપર જીવ લલચાતો રહેતો હોય અને ભોજનની અનુકૂલતા તથા પ્રતિકૂલતા ઉપર ભારે લક્ષ્ય અપાતું હોય, તો એવી સ્થિતિવાળાઓએ સમજી રાખવું જોઇએ કે "આપણે આત્મબલથી ઘણા વેગળા છીએ." જ્યાં ભોજનથી પરાધીનતા હોય, ત્યાં અધ્યાત્મબલ કેવું ? જ્યાં યશોવાદને માટે મચી રહેવાતું હોય, ત્યાં આત્મવિકાસ કેવો ? જ્યાં બધાઓથી સાર્ટિફિકેટ લેવાને માટે દહી અને દૂધમાં પગ રાખવા જેવું બનતું હોય, ત્યાં હૃદયની પવિત્રતા કેવી ? જ્યાં મન, વચન અને શરીરની ક્રિયાઓમાં ભિન્નતા રહેતી હોય, ત્યાં કલ્યાણસિદ્ધિ કેવી ? જ્યાં એકાન્ત અવસ્થાની પ્રવૃત્તિ તથા જનસમુદાય વચ્ચેની પ્રવૃત્તિમાં મોટો ફરક રહેતો હોય, ત્યાં આત્મોન્નતિ કેવી ? જ્યાં પોતાની મહત્તાને જાળવવા અથવા મહત્તા વધારવાની ખાતર અસત્યવાદનો પ્રવાહ વહ્યા કરતો હોય, ત્યાં ધર્મ કેવો ? જનવર્ગને રિઝવવા બગલાની પેઠે પગલાં ભરાતાં હોય, માંદાની જેમ ધીરે ધીરે શબ્દો બોલાતા હોય અને રોફ મારવામાં, આડંબર દેખાડવામાં તથા

નખરાં કરવામાં બુદ્ધિનો ઉપયોગ કરાતો હોય, તો ત્યાં આત્મસ્વરૂપની ઓળખાણ કેવી ?

આ બધી બાબતોથી, આધ્યાત્મિક માર્ગને ખીલવવાના ઉમેદવારે સારી પેઠે વાકેફ થવું જોઇએ, અને એ કાંટાઓમાં પોતાનો પગ પેસતો અટકાવવો જોઇએ. જગતની માયા ખરેખર ઘોર અંધારી રાત્રિ છે, તેમાં પેસવાથી જ્ઞાનચક્ષુ નિસ્તેજ થઈ જાય છે અને આત્મા ઉપર અંધકાર છવાઇ જાય છે. જગતની **માયા** એવી મોહિની છે કે તેના કટાક્ષો સ્હામે વૈરાગ્ય-ભાવના અને કર્ત્તવ્યબિન્દુ, એ બધું ભૂલાઇ જવાય છે. હજારોને સમજાવનારા અને ડહાપણ ધરાવનારાઓ પણ પોતાના રસ્તા ઉપર ભરાતા કાંટાઓને દૂર કરવા સમર્થ થતા નથી, એનું કારણ એજ છે કે એઓ, જગતની માયાના મોહકરૂપમાં લપટાણા છે. માયામહાદેવીની સુન્દરતા નિરખતાં, યોગિઓનો યોગ, જ્ઞાનિયોનું જ્ઞાન, તપસ્વિઓનો તપ, ધ્યાનિઓનું ધ્યાન, ક્રિયાવન્તોની ક્રિયા અને ભક્તોની ભક્તિ, પલાયન થઇ ગયેલી સાંભળીએ અને જોઇએ છીએ. માયામહાદેવીનો આ ઓછો ચમત્કાર નથી. સમગ્ર વિશ્વમાં તેણીએ પોતાનું શરીર વ્યાપક બનાવ્યું છે. બહુરૂપિણી નહિ, પણ અનન્તરૂપિણી થઇને તે જગતને લૂંટી રહી છે. એણીનાજ પ્રકોપથી દુનિયાં **ત્રાહિ ત્રાહિ**ના પોકારો કરી રહી છે. એણીએજ પીવરાવેલી મોહરૂપ મદિરાથી જગત્ બેહોશ બની રહ્યું છે. એણીના આવા વિકરાલ ઉપદ્રવોથી બચવાને માટે અધ્યાત્મના મંદિરમાં આવ્યા સિવાય એકે ઉપાય નથી. અધ્યાત્મમંદિરમાં રહેનારાઓ ઉપર તેણીનું શૌર્ય ચાલતું નથી; પરંતુ અધ્યાત્મમંદિરથી બહાર એક ડગલું ભરવામાં આવે, તો તેણીનો લાગ બરાબર ફાવી જાય છે. અધ્યાત્મમંદિરની અંદર આવી ગયેલાઓને બહાર બોલાવવા માટે તે મહાદેવી-બહાર ઉભી ઉભી-અનેક પ્રપંચો, વિવિધ કલાઓ ફેરવ્યા કરે છે, પરન્તુ એમાં જો કોઇ એણીના ચમત્કારોથી ભોળવાઇ જાય-મુંઝાઇ જાય અને એણી તરફ લલચાઇને અધ્યાત્મ-મંદિરથી બહાર નિકળી તેણીની પાસે આવે, તો તેના બાર વાગી જતાં વાર લાગતી નથી.

આ ઉપરથી એ ધ્યાનમાં રાખવું જોઇએ કે વિશ્વમોહિની માયાના નવા નવા રંગો તરફ ખેંચાતા ચિત્તને અટકાવવાની ઘણી જરૂર છે. એ જરૂરીયાતને પૂર્ણ કરવાના અભ્યાસિઓ જેમ જેમ તે સંબન્ધી

અભ્યાસમાં આગળ વધે છે અને તેઓનો તે અભ્યાસ જ્યારે સુદૃઢ થાય છે, ત્યારે તેઓનું હૃદય, માયાની જ્વાલામાં પતંગિયાની જેમ ઝંપલાતું નથી.

આવી સ્થિતિ ઉપર પ્રાપ્ત થવું, એ દરેકનું લક્ષ્ય હોવું જોઇએ. એમાં જ સર્વ દુઃખોનો સંહાર અને આત્માનો પૂર્ણ વિકાસ તથા સર્વ ઉન્નતિઓ સમાયલી છે.

**विधाय पापान्यतिभीषणानि येऽनन्तदुःखातिथयो बभूवुः।**
**एतादृशानप्युददीधरद् यत् किं वर्ण्यतेऽध्यात्मरसायनं तत्? ॥१२॥**

(12)

Words fail to describe the elixir of spiritual knowledge which emancipated even those wretched beings who, by the perpetration of monstrous sins, brought on themselves endless miseries.

**Notes**—A man in his innumerable existences is dominated by lower impulses. He weighs and balances things according to the dictates of his lower nature. He thus perpetrates gross acts. If he once reflects over the hollowness of this worldly life in its variovs phases he will be able to cognize it and by the practice of such reflections, he will be in a position to control the apparent irresistible force of Karma and will begin to realize his inner nature by abstraction and analysis. Thus by the awakening of the new spiritual life, he begins to discriminate between the eternal and the transitory and eventually reaches the blessed height by lofty ideals and thoughts.

" જેઓ અતિભયંકર પાપો કરીને અનન્ત દુઃખોના મહેમાન બન્યા

હતા, એટલે ઘોર દુર્ગતિમાં જવાને સમ્મુખ થયા હતા, તેવા લોકોનો પણ જેણે ઉદ્ધાર કર્યો છે, તે અધ્યાત્મરૂપ રસાયનને શું વર્ણવીએ ? "—૧૨

**વ્યાખ્યા.**

પ્રાણીને પાપ કરવાની વાસનાઓ અનાદિકાળથી ચાલી આવે છે; પરન્તુ પાપકર્મોથી ભીરૂ થવું–પાપના પ્રસંગોથી અલગ રહેવું, એમાંજ જિન્દગીની સફલતા છે. જે વખતે મનુષ્ય સંસારની સ્થિતિનું અવલોકન કરે છે, ત્યારે તેને સદ્‌વિચારોનો ઉદય અવશ્ય થાય છે; પણ તે સદ્‌વિચારો સંસારના ઝેરીલા સંયોગોના હુમલા સ્હામે લાંબો વખત ટકી શકતા નથી, અને એથીજ મનુષ્ય આત્મોન્નતિના ક્ષેત્રમાં વિચરણ કરી શકતો નથી. વખતને બરાબર નિયમબદ્ધ બનાવવામાં આવે અને આત્મકલ્યાણને માટે થોડા પણ વખતનો નિયમસર ભોગ આપવામાં આવે, તો મનુષ્ય પોતાની જિન્દગીને કલ્યાણસમ્પન્ન બનાવી શકે, એમાં સન્દેહ નહિ.

પરન્તુ જિન્દગીને કલ્યાણમયી બનાવવા માટે ઉપર જોઇ ગયા તેમ, સદ્‌વિચારો–ભાવનાઓને સ્થિર રાખવાની પ્રથમ આવશ્યકતા છે. ભાવનાઓ શું કામ નથી કરતી ? દરેક કાર્યની સિદ્ધિ ભાવના ઉપર ટકેલી છે. સ્વર્ગ, નરક અને મોક્ષ એ બધાનો આધાર ભાવના સિવાય બીજા કશા પર નથી. વર્ત્તન સારૂં રાખવા માટે પહેલાં વિચારોને સારા બનાવવા જોઇએ છે. જેમ જેમ વિચારોની ઉચ્ચતા વધતી જાય છે, તેમ તેમ વર્ત્તન પણ ઉંચા પ્રકારનું થતું જાય છે, અને તદનુસાર આત્મોન્નતિમાં આગળ વધી શકાય છે. માટેજ શાસ્ત્રકારો કહે છે કે—

**" मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः "।**

—"બન્ધ યા મોક્ષનું કારણ મનજ છે." ઘોર કર્મો કરીને દુર્ગતિએ જવાને લાયક બનેલાઓ પણ શુભ ભાવનાઓના પ્રભાવે આત્માને દુર્ગતિએ જતો અટકાવી શક્યા છે. જેઓનો આત્મા ભીપણ પાપો કરી નરક જવા તૈયાર થયો હતો, તેવાઓ પણ પાછળની જિન્દગીમાં મનની દુર્વાસનાઓ દૂર કરીને એકાગ્ર ભાવનામાં આરૂઢ થવાથી કર્મનો ક્ષય કરી શક્યા હતા–મોક્ષ પદને પહોંચી વળ્યા હતા.

ચક્રવર્તી **ભરત**, જે ભારતવર્ષીઓને કથાશ્રવણથી સુપરિચિત છે, તે, સામ્રાજ્ય ભોગવવા છતાં–કષ્ટાનુષ્ઠાનને સહન નહિ કરવા છતાં કૈવલ્યજ્ઞાનને

મેળવી શક્યો, એનું કારણ શું ?, સદ્‌ભાવના સિવાય બીજું કશું નહિ. પોતાના અલંકારો તથા વસ્ત્રો ઉતારી નાંખવાથી જ્યારે શરીરનું વૈરૂપ્ય તેના દેખવામાં–સમજવામાં આવ્યું, ત્યારે તેના મનોમંદિરમાં વૈરાગ્યનું સંક્રમણ થયું અને તત્ત્વવિચારોની શ્રેણિમાં તે આરૂઢ થયો; તેની ભાવના-શ્રેણી જ્યારે પરાકાષ્ઠા ઉપર પહોંચી કે તરત તેનાં કર્મનાં આવરણો ખસ્યાં અને તેને કેવલજ્ઞાન પ્રકટ થયું. જુઓ "**भावना भवनाशिनी**" ખરી કે નહિ ?

ઇન્દ્રિયોરૂપી ઉન્મત્ત ઘોડાઓને કાબૂમાં રાખવા માટે ભાવનારૂપ લગામને પકડી રાખવાની જરૂર છે. મનરૂપી વાંદરાને ભટકતો અટકાવવા માટે ભાવનારૂપ લોહની સાંકળ સાથે તેને બાંધવાની આવશ્યકતા છે. કષાયરૂપ દાવાનળને ઠંડો પાડવા માટે ભાવનારૂપ મેઘને મુસલધારાથી વરસાવવાની જરૂરીયાત છે. ધર્મનું મૂલ, વૈરાગ્યનો પાયો, શાંતિનો બગીચો, અને આનન્દનો મહેલ કોઇ હોય, તો તે ભાવના છે. હાથમાં માળા ફેરવાતી હોય, પણ મન ઢેડવાડે ફરતું હોય, તો તેથી શું ફાયદો ? શેઠ સામાયિકમાં બેઠા અને પેટીની કુંચિઓ તેમના ડગલામાં રહી ગઇ, એટલામાં તેમનો છોકરો 'બાપા' 'બાપા' કરતો આવ્યો અને શેઠની પાસે કુંચિઓ માંગી. શેઠે આંગળીની ચેષ્ટાથી ડગલામાંથી કુંચિઓ લેવાનું તેને જણાવ્યું; પરન્તુ તે ઇશારાથી છોકરો સમજી શક્યો નહિ; ફરીને બે ત્રણ વાર તેવા ઇશારાથી છોકરાને સમજાવવામાં આવ્યો, તોપણ છોકરો જ્યારે ન સમજી શક્યો, ત્યારે શેઠ બોલ્યા કે—"અરે ! હું સામાયિકમાં છું, મારાથી બોલાય નહિ પણ કુંચિઓ આ ડગલામાં છે" કહો ! કેવી દૃઢ ભાવના ! કેવી ધર્મમાં સ્થિરતા !

કોઇ પણ કાર્યમાં ફતેહમંદ થવાને માટે મનને દૃઢ બનાવવાની, બીજા શબ્દમાં ભાવનાને મજબૂત કરવાની ઘણી જરૂર છે. ભાવનાઓના બલથી અશક્યમાં અશક્ય જણાતાં કાર્યો પણ શક્ય થઇ જાય છે, "**कार्यं साधयामि वा देहं पातयामि वा**"—'કાં તો કામ સાધીને ઉઠું છું, કાં તો શરીરનો ત્યાગ કરૂં છું' આવી દૃઢ ભાવના યા નિશ્ચલતા ધારણ કરવામાં આવે, તો કયું કામ અસાધ્ય રહી શકે ? હજારો વિઘ્નો અફળાતાં છતાં પણ ભાવનાની દૃઢતાને આંચ ન લાગે અને વિઘ્નોના પહાડો ભેદીને આગળ વધવામાં આવે, તો દુનિયાનાં સર્વોત્કૃષ્ટ કાર્યોમાં સિદ્ધહસ્ત થવાય,

એમાં તો નવાઇ હોયજ શી ?, પરન્તુ એથી પરમાત્મા-પરમેશ્વર થઇ શકાય છે-એટલાજ માટે કહેવામાં આવ્યું છે કે—

" अंगीकृतं सुकृतिनः परिपालयन्ति "।

आत्मस्वरूपस्थितचित्तवृत्तेर्भवप्रपञ्चेषु तटस्थदृष्टेः ।
अध्यात्मराजेश्वरसुप्रसादे का न्यूनता सिद्धिषु लब्धिषु स्यात् ॥१३॥

(13)

With the propitiation of the supreme Lord of spiritual knowledge, what Siddhis and Labdhis are not within the reach of one whose mind is concentrated on the real nature of soul and who maintains equanimity as regards the world-drama ?

Siddhis.

One who successfully practises the path of Yoga becomes blessed with eight extraordinary powers called Siddhis. These powers are acquired more or less in proportion to the mode and the practice of yoga or stage of perfection.

Eight powers.

I Anima—The power of becoming extremely minute i.e. as small as an atom,

II Mahima—The power of becoming extremely great to the extent of comprehending the universe in one's self.

III Laghima—The power of becoming extremely light.

IV Garima—The power of acquiring extraordinary increase of specific gravity.

મેળવી શકયો, એનું કારણ શું ?, સદ્‌ભાવના સિવાય બીજું કશું નહિ. પોતાના અલંકારો તથા વસ્ત્રો ઉતારી નાંખવાથી જ્યારે શરીરનું વૈરૂપ્ય તેના દેખવામાં–સમજવામાં આવ્યું, ત્યારે તેના મનોમંદિરમાં વૈરાગ્યનું સંક્રમણ થયું અને તત્ત્વવિચારોની શ્રેણિમાં તે આરૂઢ થયો; તેની ભાવના-શ્રેણી જ્યારે પરાકાષ્ઠા ઉપર પહોંચી કે તરત તેનાં કર્મનાં આવરણો ખસ્યાં અને તેને કેવલજ્ઞાન પ્રકટ થયું. જુઓ " **भावना भवनाशिनी** " ખરી કે નહિ ?

ઇન્દ્રિયોરૂપી ઉન્મત્ત ઘોડાઓને કાબૂમાં રાખવા માટે ભાવનારૂપ લગામને પકડી રાખવાની જરૂર છે. મનરૂપી વાંદરાને ભટકતો અટકાવવા માટે ભાવનારૂપ લોહની સાંકળ સાથે તેને બાંધવાની આવશ્યકતા છે. કષાયરૂપ દાવાનળને ઠંડો પાડવા માટે ભાવનારૂપ મેઘને મુસલધારાથી વરસાવવાની જરૂરીયાત છે. ધર્મનું મૂલ, વૈરાગ્યનો પાયો, શાંતિનો બગીચો, અને આનન્દનો મહેલ કોઇ હોય, તો તે ભાવના છે. હાથમાં માળા ફેરવાતી હોય, પણ મન ઢેડવાડે ફરતું હોય, તો તેથી શું ફાયદો ? શેઠ સામાયિકમાં બેઠા અને પેટીની કુંચિઓ તેમના ડગલામાં રહી ગઇ, એટલામાં તેમનો છોકરો ' બાપા ' ' બાપા ' કરતો આવ્યો અને શેઠની પાસે કુંચિઓ માંગી. શેઠે આંગળીની ચેષ્ટાથી ડગલામાંથી કુંચિઓ લેવાનું તેને જણાવ્યું; પરન્તુ તે ઇશારાથી છોકરો સમજી શકયો નહિ; ફરીને બે ત્રણ વાર તેવા ઇશારાથી છોકરાને સમજાવવામાં આવ્યો, તોપણ છોકરો જ્યારે ન સમજી શકયો, ત્યારે શેઠ બોલ્યા કે—" અરે ! હું સામાયિકમાં છું, મારાથી બોલાય નહિ પણ કુંચિઓ આ ડગલામાં છે " કહો ! કેવી દૃઢ ભાવના ! કેવી ધર્મમાં સ્થિરતા !

કોઇ પણ કાર્યમાં ફતેહમંદ થવાને માટે મનને દૃઢ બનાવવાની, બીજા શબ્દમાં ભાવનાને મજબૂત કરવાની ઘણી જરૂર છે. ભાવનાઓના બલથી અશક્યમાં અશક્ય જણાતાં કાર્યો પણ શક્ય થઇ જાય છે, " **कार्यं साधयामि वा देहं पातयामि वा**"—' કાં તો કામ સાધીને ઉઠું છું, કાં તો શરીરનો ત્યાગ કરૂં છું ' આવી દૃઢ ભાવના યા નિશ્ચલતા ધારણ કરવામાં આવે, તો કયું કામ અસાધ્ય રહી શકે ? હજારો વિઘ્નો અફળાતાં છતાં પણ ભાવનાની દૃઢતાને આંચ ન લાગે અને વિઘ્નોના પહાડો ભેદીને આગળ વધવામાં આવે, તો દુનિયાનાં સર્વોત્કૃષ્ટ કાર્યોમાં સિદ્ધહસ્ત થવાય,

એમાં તો નવાઇ હોયજ શી ?, પરન્તુ એથી પરમાત્મા-પરમેશ્વર થઇ શકાય છે-એટલાજ માટે કહેવામાં આવ્યું છે કે—

" अंगीकृतं सुकृतिनः परिपालयन्ति " ।

आत्मस्वरूपस्थितचित्तवृत्तेर्भवप्रपञ्चेषु तटस्थदृष्टेः ।
अध्यात्मराजेश्वरसुप्रसादे का न्यूनता सिद्धिषु लब्धिषु स्यात् ॥१३॥

( 13 )

With the propitiation of the supreme Lord of spiritual knowledge, what Siddhis and Labdhis are not within the reach of one whose mind is concentrated on the real nature of soul and who maintains equanimity as regards the world-drama ?

Siddhis.

One who successfully practises the path of Yoga becomes blessed with eight extraordinary powers called Siddhis. These powers are acquired more or less in proportion to the mode and the practice of yoga or stage of perfection.

Eight powers.

I Anima—The power of becoming extremely minute i.e. as small as an atom,

II Mahima—The power of becoming extremely great to the extent of comprehending the universe in one's self.

III Laghima—The power of becoming extremely light.

IV Garima—The power of acquiring e[illegible] increase of specific gravity.

V Prapti—The power of obtaining things everywhere.

VI Prakamya—The power of obtaining more than one's expectations by force of irresistible will.

VII Vasitwam—Power of subduing all things. It yields all which one may desire. It includes the power of taming creatures and bringing them under control and also bringing men and women under subjection.

VIII Ishitwam—Masterfulness, universal rulership. It means also attainment of divine power in full.

These powers are not the last and highest goal of the Yogis. If they practise Yoga with this view, they still continue in Samsar, i.e. worldly affairs if otherwise they attain release from births and deaths i.e. Moksha.

" જેની ચિત્તવૃત્તિઓ આત્મસ્વરૂપમાં રમણ કરી રહી છે અને જેની દૃષ્ટિ સંસારના પ્રપંચો તરફ મધ્યસ્થભાવવાળી છે, એવા મહાનુભાવને, અધ્યાત્મરૂપ રાજરાજેશ્વર પ્રસન્ન થયેલો હોવાથી સિદ્ધિઓ અને લબ્ધિઓની શી કમી હોય ? "—૧૩

**વ્યાખ્યા.**

સિદ્ધિ–લબ્ધિઓના સમ્બન્ધમાં અહીં વિવરણ આપવાની જરૂર જણાતી નથી, છતાં એ શબ્દોમાં પ્રસંગોપાત્ત જણાવી દેવું જોઇએ કે–યોગશાસ્ત્રકારો અણુત્વ, મહત્ત્વ વગેરે અનેક સિદ્ધિઓ યોગનાં ફળો તરીકે વર્ણવે છે.

**અણુત્વ** સિદ્ધિ એ છે કે જે વડે પોતાના શરીરને અણું (ન્હાનું) બનાવી શકાય. ત્યાં સુધી ન્હાનું બનાવી શકાય કે ન્હાના છિદ્રમાં પેસી શકાય. કમલતન્તુના છિદ્રમાં પેસીને ચક્રવર્ત્તીના ભોગો ભોગવી શકાય.

**મહત્વ** સિદ્ધિ એ છે કે જે વડે શરીરને મેરૂથી પણ મ્હોટું બનાવી શકાય. **લઘુત્વ** સિદ્ધિ એ છે કે જે વડે શરીરને પવનથી પણ હલકું રચી શકાય. **ગુરૂત્વ** સિદ્ધિ એ છે કે જે વડે શરીરને વજ્રથી પણ અત્યંત ભારે બનાવી શકાય. **પ્રાપ્તિ** સિદ્ધિ એ છે કે જે વડે જમીન ઉપર રહીને આંગળી વડે મેરૂ પર્વતના અગ્રભાગને પણ સ્પર્શ કરી શકાય. **પ્રાકામ્ય** સિદ્ધિ એ છે કે જે વડે પાણીમાં પેસીને એવી રીતે ગમન કરી શકાય કે જેમ આપણે જમીન ઉપર ચાલીએ છીએ. એવીજ રીતે પાણીમાં જેમ આપણે ડૂબકી મારીએ છીએ અને પાછું મોઢું બહાર કાઢીએ છીએ, તેમ જમીનમાં પણ આ સિદ્ધિના બલથી કરી શકાય છે. **ઈશિત્વ** સિદ્ધિ એ છે કે જે વડે ત્રૈલોક્ય-પ્રભુતા બતાવી શકાય–ઇન્દ્ર અને તીર્થંકરની સમૃદ્ધિનો દેખાવ આપી શકાય. **વશિત્વ** સિદ્ધિ એ છે કે જે વડે સર્વને વશ કરવાનું સામર્થ્ય પ્રકટ થાય. **અપ્રતિઘાતિત્વ** સિદ્ધિ એ છે કે જે વડે પહાડની અન્દરથી આઘાત વગર નિકળી શકાય. **અન્તર્ધાન** સિદ્ધિ એ છે કે જે વડે અદૃશ્ય થવાનું બલ પ્રકટ થાય. **કામરૂપિત્વ** સિદ્ધિ એ છે કે જે વડે અનેક રૂપાન્તરોમાં પોતાને મૂકી શકાય.

આ અગ્યાર સિદ્ધિઓ જોઇ. આવી રીતે સિદ્ધિઓના બીજા અનેક પ્રકારો સમજી શકાય છે. **લબ્ધિ** શબ્દનો અર્થ પણ પ્રકારાન્તરથી **શક્તિઓજ** થાય છે. દૂર દૂરના પદાર્થો જાણવાની શક્તિ, બીજાના વિચારો જાણવાની શક્તિ, અને છેવટે સર્વ પદાર્થોમાં અપ્રતિહતજ્ઞાની બનવાની શક્તિ, એ વગેરે ઘણી બાબતો લબ્ધિઓમાં સમાવેશ લે છે.

अध्यात्ममभिष्टुत्य अध्यात्मज्ञानोपयोगि तत्त्वश्रद्धानमाह—

**आत्माऽस्ति कर्माऽस्ति परो भवोऽस्ति मोक्षोऽस्ति तत्साधकहेतुरस्ति।**
**इत्येवमन्तःकरणे विधेया दृढप्रतीतिः सुविचारणाभिः ॥ १४ ॥**

( 14 )

After careful and thorough investigation of objects visible and invisible, ( our ) mind should be firm in the conviction of soul, actions ( Karmas ); next world, salvation and means leading to its attainment.

## Atman.

According to Jain Philosophy there are two main categories in the Universe; Jiva and Ajiva, Consciousness and Matter. Jiva is otherwise called Atman. The category of Jiva includes two states, ( 1 ) Mundane consciousness, e.g. like that of a normally walking man and ( 2 ) Pure consciousness or jnanaswarupa which is attained when all the bonds of karma drop off. The category of Ajiva includes five substances. ( 1 ) Space ( Akash ), ( 2 ) Time ( kala ), ( 3 ) Matter ( Pudgala ), ( 4 ) Motion ( Dharma ), ( 5 ) Stationariness ( Adharma ). None of these has the qualification of soul.

Jiva and Karma have been in the existence from time without beginning. Every system of philosophy proceeds on certain fundamental assumptions, which are taken as being in no way amenable to further analysis. Jainism propounds that Jiva and Karma are joined together from Anādi time. How to dissolve this conjunction of soul and matter or Karma is the principal problem which the Jain philosophy sets itself to solve and solve successfully.

What is Jiva ? As it is, it is consciousness encased in a glass-house prepared by karma. The ideal aimed at is to break this glass-house open and to set Jiva at liberty. Jiva is conscious i. e. wills, thinks and acts. Jainism believes in the existence of innumerable Jivas. All the Jivas resemble in one respect, namely in having consciousness but they differ as regards their knowledge.

This difference is due to the difference in strength of the karmic forces which bind them and the consequent difference in environments in which they are placed. The difference in knowledge, further gives rise to difference in ideas, thoughts, actions etc, that is, in short in the externals of Jivas. To state the same in other words, the external activity of Jivas is limited by their respective Karmas.

Thus limitedness of Jivas is not however permanent, though the conjointness of Jiva and Karma is without beginning. It is not without end; Their separation is possible. Every Jiva has a latent capacity, for instance, for knowledge. It is manifested with the annihilation of karma; for the time-being it is obscured from karmic forces, when the shackles of karma are shaken off, Jiva remains pure knowledge, pure perception. It is the Parmatman. There are various stages of Jiva between the primary stage and the liberated stage. Jiva, in the primary stage is without any appreciable development, enclosed by the grossest matter. It is called Nigoda.

The number of Nigoda-Jivas inhabiting the whole Universe is limitless. Evolution commences from this stage. Jivas, then, gradually come to possess senses from one to five. One-sensed Jivas are called sthāvara and the others Trasa. Tattavārth-adhigama thus puts it i. e.

पृथिव्यप्तेजोवायुर्वनस्पतयः स्थावराः । द्वीन्द्रियादयस्त्रसाः ।

Jivas that come under these two heads are called

Samsary Jivas, because they are revolving in this cycle of births and deaths and are not free from it. The last stage is the Siddha Stage. Generally speaking preparatory to this stage are three preceding stages and Jivas in them are respectively called the Achārya—the head of the saints, he has among others thirty-six qualities (2) Upādhyāya—a teaching saint he has twenty-five qualities. (3) Sādhu—a saint or an ascetic simply, he has twenty-eight qualities. The five together are called Panch Parameshthis and every Jain has to render daily obcisance to them by bowing down before them with folded hands.

The following are the distinguishing characteristics of Jiva;

चैतन्यस्वरूपः परिणामी कर्ता साक्षाद्भोक्ता देहपरिमाणः प्रतिक्षेत्रं भिन्नः पौद्गलिकादृष्टवान् ।

The first characteristic is consciousness. It includes the power of perception and knowledge which is termed Upayoga also. The characteristic of the soul being consciousness distinguishes the Jain view from the Chārvakas and the attribution of the power of perception and knowledge (Upayoga) differentiates it from the Naiyāyika doctrine. The second distinguishing mark is its liability to metempsychosis (Parinama). The Third mark is its being the doer of all actions (Kartā). The fourth is its being the enjoyer of the fruits of actions. These three marks distinguish the Jain tenet from the Sānkhya. The next mark is its being coextensive with body. This marks off the

Jain view from the Naiyāyika and the Adwaita, the sixth sign is its being separately located in bodies. Here the Jain view differs from the Adwaita view. The seventh characteristic differentiates the Jain standpoint from those of the Naiyāyikās and the Vedāntins.

Also it is formless and is characterized by upward motion. It is pure consciousness from the essential ( Nischaya ) point of view.

The characteristic of its having upward motion marks off Jainism from all other religions. So long as Jiva and Karma are united, its upward motion remains in abeyance. When the coating of Karma drops down, the Jiva becomes free and its natural upward tendency asserts itself like flame and terminates at the top of Lokākāsha.

## Karma.

According to Jain Philosophy the word Karma has two connotations. In one sense it is one of those entities of which no beginning can be traced ( Anādi ). As such it coexists with soul which is also Anādi. We can not affirm that Karma is either anterior or posterior to soul. It can not be anterior because soul will be then posterior that is Sādi ( having a beginning ) which is opposed to the fundamental doctrines of Jain Philosophy. Neither can it be posterior because then soul will be supposed to have remained free from the meshes of Karma for some time at least; no adequate reason can be given as to

how soul came to be enmeshed by Karma. For such reasons Karma and Soul are supposed to be joined together from Anādi time.

This Anadi Karma is a kind of force which compels Soul to bear the consequences of its action. It is the subtle thought-form of Soul; it is the ideal activity, energy, the will force-of Soul. This energy is manifold and consequently Karmic forces are equally so.

But every force requires some material to hold it. No force is seen independent of matter. Hence according to its manifestation the Karmic force is said to be of different kinds of Prakriti i. e. subtle matter. Hence Karma is sometimes defined as subtle, unseen, real physical matter.

The resultant of Karmic forces is also designated Karma; this is the second connotation. This Karma is the activity of the body, or mind or any or all of the senses. This Karma is the consequence of past Karma and may be the cause of some Karma in future. That I am writing a book is Karma; it is brought about by my past Karma; and in its turn it may lead to some other Karma which I shall have to do.

Bearing in mind this two-fold aspect of Karma we may now define Karma.

Karma is the finest matter formed of thought-forms which a living being attracts to itself by

reason of certain impelling forces in the individual soul. It is the crystalisation of thought into physical act. It is a force which determines the individual differences of character, incongruities, inequalities and accidents of human life. The Law of Karma teaches that the individual soul is the builder of his present and future life. It accounts for organic or inorganic changes. It counts for births and deaths and various grades of Samsar.

It is a foreign matter and obscures the innate nature of the Soul i. e. Knowledge, wisdom, love, compassion, and strength of the Soul. Desire generates the Karmic energy. If they remain unsatisfied at the time of death they form the very germ of future life. Karma is not entirely separate from the individual who generates it, so far as past lives are concerned there was rot any time when the soul was without Karma. To reduce this subtle combination of Soul and Karma, mental and moral disciplines are imperatively prescribed by scriptural texts. The obscuring Karma being removed, the natural qualities of the Soul shine in full effulgence. The philosophy of Karma may be studied from different standpoints, such as its nature, quality, action, experience of pleasure and pain, intensity, duration, the process of generation, manifestation, stopping the inflow of Karma from the beginning and then annihilating the Karmas in deposit.

Karma may be classified under eight heads.

I Jnānāvaraniya. Knowledge obscuring.

II Darshanāvaraniya. Faith obscuring.

III Vedaniya. Resulting in pain or pleasure.

IV Mohaniya. Delusion.

V Nāmakarma which supplies various factors of objective personality to a living being.

VI Āyukarma which determines the duration of existence in a particular material body.

VII Gotrakarma which determines the family high or low i. e. social status.

VIII Antarāyakarma whereby the right action though desired is not done.

The total extinction of the above Karmic disabilities is highly essential for final bliss. So the knowledge and practice of Samvara ( stopping the inflow ) and Nirjarā i. e. annihilation of Karmas are essentially required.

Meditation chiefly assists in destroying the Karmic forces. When all Karmic forces are annihilated the soul attains Kaivalya ( Isolation ) i. e. when the destructive forces (Ghātiya Karmas, obscuring perception, knowledge, delusion, doing of right actions ) are eliminated. After Kaivalya the rest non-destructive Karmas ( Aghātiya Karmas, Vedaniya, Nāma, Gotra, Āyu ) still persist. When they are destroyed the soul attains perfect liberation and shines in its natural ( swābhāvik ) effulgence.

## Moksha.

Moksha is derived from मुच् to free, and means freedom or liberation. It is in fact freedom from the bondage of Karma, good as well as bad. The Samsāri Jiva is united with Karma; the dissolution of this union and setting free the Jiva constitute Moksha. It is not the result of Punya but simply the negation of Karma. Punya and Pāpa Karmas like a screen obscure the real nature of Soul; when this screen is torn asunder, Jiva shines in all his glory and fulness, the Soul is then emancipated from the shores of Karma. Moksha is therefore thus defined-

जीवस्य कृत्स्नकर्मक्षयेण यत्स्वरूपावस्थानं तन्मोक्षः ।

It is Swarūpāwasthāna i. e. attaining to its own nature. It will thus be clear that by Moksha is not meant something extraneous to be obtained by Jiva, but Jiva is only to shake himself free from the Karmic fetters. It is the realisation by Jiva of his natural state.

Moksha is the annihilation by Karma. Now Karmas are of two sorts. Ghātiya and Aghātiya by the destruction of Ghātiya Karmas the Jiva obtains what is called the Bhāva Moksha i. e. subjective liberation. A Jiva in this state retains the Aghātiya Karmas; but he is called Jiwan-Mukta, and is endowed with Infinite knowledge, Infinite perception, Infinite happiness, and Infinite power. The Atman is said to have attained the Arhat status, when the other four karmas are also destroyed; four more qualities are manifested in the Atman.

The Atman then realises Nirvāna. This is the Dravya Mokhsa, or objective liberation. In the Bhāva Mokhsa Atman attains Moksha from his own point of View and the Atman is still subject to certain Karmas like Āyu Nāma etc.

As these still cling to the Atman who is otherwise free, Atman is said to be subjectively free but not objectively; when however even the last four are destroyed he is objectively free. There are no other Karmas fettering the freedom of Atman who is therefore said to have attained Moksha which is absolutely independent of Karmas i. e. Dravya Moksha.

## Rebirth.

The theory of transmigration of Jiva is the peculiar product of India; at least no non-Indian religion lays so much stress upon it or tries to systematically develop it. There may be stray passages in the Quran or the Bible hinting at the possibility of rebirth of Jivas; but it is the fact that most of those who look upon them as revelations refuse to subscribe to this doctrine. Fortunately for mankind recent psychical researches have brought to light an amount of evidence in its favour and a few world famous scientists who were once sceptical about it have now come to believe in its truth.

The theory of rebirth proceeds on the fundamental assumption of the eternity of soul. There is no arguing with those who decline to believe that spirit

survives the destruction of physical frame. But once we believe soul to be indestructible, we are forced to frame some theory as to what becomes of the Soul after the so called Death. In answering this question we have to take account of Karmas performed before 'Death'; for if the soul survives, what does it survive for except to reap as it has sown?

Several theories may be propounded for answering this riddle. There is a theory of chance. It is however quite untatisfactory; for if in this world everything comes about by chance alone there is no hope for us.

we are left helpless in shaping our conduct, as we may not know what is to happen even next month. As it is, however, we find the universe governed by rigid laws, it is natural to expect that there ought to be some laws governing the actions of Jivas.

May it be that Soul of its own accord resolved to be born and to die? This position also is unsatisfactory because then we shall have to find Jiva's antecedents which could have led to such a resolve on the part of the Soul. Again if Soul could have made such a resolve why did it choose to be born under conditions which made it unhappy in this world? It is impossible that one should prefer unhappiness to happiness.

Lastly shall we suppose that it is God Who is shaping the destiny of Soul? But this supposition

involves many difficulties, what interest could God have had in creating this universe, if He is Perfect Bliss and Knowledge ? Moreover looking to the inequality and misery that reign in this world, are we to attribute them to God ? In that case He will be unjust and cruel. But nobody would like his God to be made anything but just and merciful. Therefore this theory also has to be discarded.

The question propounded above is most satisfactorily answered by the Karmic theory associated with rebirth theory. Jiva is born and reborn because of his Karmas. Matter drags Jiva into life as we ordinarily understand. In life Jiva is again entwined by so many other Karmas. All these Karmas do not bear fruit in one life; many remain unfructified. The Law of Conservation of Energy requires that for the fructification of such Karmas Jiva should assume such bodies as would facilitate it. We see in the Universe that nothing is without effect. Jiva accumulates so many forms round itself and if they do not work out their end in one life it is but reasonable that they should make Jiva to be reborn for exhausting themselves.

The theory of rebirth also accounts for the inequalities and accidents of human life. On that theory alone we can explain why one is born poor and the other rolling in wealth. Every being reaps as he has sown in past births. Misery in this world is nothing but the atonement of past sins.

The theory of rebirth is sometimes wrongly

looked upon as culminating in Fatalism. What is generally termed Fate is nothing but the accumulative effect of one's own past actions. In fact it lies within us to mould our destiny. If we perform good actions now here, in the next birth we shall have no occasion to blame our fate. Thus really speaking the theory of rebirth need not cause any misgivings but ought to be an incentive to the performance of good deeds.

According to the nature of Karma, Jiva transmigrates from one life to another. Unlike as in some systems of theology, Jainism believes that a Jiva born in a higher stage may again pass on to a lower stage if the Jiva's Karmas are such. The stages are four, Deva, Mānusha, Tiryanch and Nāraki. The highest and the lāst stage is Parmatman stage from which there is no returning.

**અધ્યાત્મનું મહત્ત્વ બતાવ્યું, હવે અધ્યાત્મજ્ઞાન મેળવવા માટે તત્ત્વશ્રદ્ધાન રાખવાનું બતાવે છે—**

" આત્મા છે, કર્મ ( શુભ, અશુભ યા પુણ્ય–પાપ ) છે, પરલોક છે, મોક્ષ છે, મોક્ષ મેળવવાનું સાધન છે, આ પ્રકારે અન્તઃકરણમાં સદ્‌વિચારપૂર્વક દૃઢ વિશ્વાસ રાખવો જોઇએ. "—૧૪

**વ્યાખ્યા.**

સર્વદર્શનવાળાઓ આત્માને સ્વીકારે છે. જે આત્માને નથી માનતો, તે તેનો પ્રમાદ છે. બીજા પદાર્થો જેમ પ્રત્યક્ષ દેખાય છે, તેમ આત્મા જો કે પ્રત્યક્ષ દેખાતો નથી, તો પણ સ્વાનુભવપ્રમાણથી તે બરાબર જાણી શકાય છે. " હું સુખી છું, હું દુઃખી છું " એવી લાગણી જડ શરીરને હોઈ શકે નહિ. શરીરને આત્મા માનવામાં આવે; તો મડદું કહેવાતા શરીરમાં પણ જ્ઞાનનો પ્રકાશ હોવાનું કાં ન બને ?,

મડદું કહેવાતા શરીરને સજીવન આત્મા કાં ન કહી શકાય ? અને અતએવ તેનો અગ્નિદાહ કેમ થઇ શકે ? પરન્તુ વસ્તુસ્થિતિ એમ નથી. જ્ઞાન, સુખ, ઇચ્છા વગેરે ગુણો મૃતક શરીરમાં નહિ રહેવાથી એ સાબિત થાય છે કે તે ગુણોનો આધાર શરીર નથી, પણ બીજો છે, અને એનું નામ **આત્મા** છે. શરીર, પૃથ્વી જલ તેજ અને વાયુ એ ભૂતોથી બનેલું ભૌતિક છે, અને જેમ ઘટ પટ વગેરે જડપદાર્થોમાં જ્ઞાન, સુખ આદિ ધર્મોની સત્તા નથી, તેમ જડ શરીરમાં પણ જ્ઞાન, સુખ આદિ ધર્મોની સત્તા હોઈ શકે નહિ.

શરીરમાં પાંચ ઇંદ્રિયો છે. પરન્તુ તે ઇંદ્રિયોને સાધન બનાવનાર આત્મા, તે ઇંદ્રિયોથી જુદો છે, કારણ કે ઇંદ્રિયોદ્વારા આત્મા રૂપ, રસ આદિનું જ્ઞાન કરે છે. ચક્ષુથી રૂપ જુએ છે, જીભથી રસગ્રહણ કરે છે, નાકથી ગન્ધ લે છે, કાનથી શબ્દ સાંભળે છે અને ત્વચા ( ચામડી ) થી સ્પર્શ કરે છે. દૃષ્ટાંત તરીકે જેમ ચપ્પુથી કલમ બનાવાય છે, પણ ચપ્પુ અને બનાવનાર એ બે જુદા છે, દાતરડાથી કપાય છે, પણ દાતરડું અને કાપનાર એ બે જુદા છે; દીવાથી જોવાય છે, પણ દીવો અને જોનાર એ જુદા છે, તેવી રીતે ઇંદ્રિયોથી રૂપ, રસ વગેરે ગ્રહણ કરાયે છે, પણ ઇંદ્રિયો અને વિષયોને ગ્રહણ કરનાર એ જુદા છે. સાધકને સાધનની અપેક્ષા છે. પણ એથી સાધક અને સાધન એ બે એક હોઈ શકે નહિ. ઇન્દ્રિયો આત્માને જ્ઞાન પ્રાપ્ત થવામાં સાધનભૂત છે, પણ એથી સાધનભૂત ઇન્દ્રિયો અને સાધક આત્મા એ એક હોઈ શકે નહિ. એ સિવાય એ પણ યાદ રાખવું જોઇએ કે ઇન્દ્રિયો એક નથી; કિન્તુ પાંચ છે; એથી ઇન્દ્રિયોને આત્મા માનવા જતાં પાંચ આત્માઓ એક શરીરમાં થઇ પડે છે. આ હકીકત ઇચ્છવા જોગ નથી.

બીજી રીતે જોઇએ તો, જે મનુષ્યની ચક્ષુ ચાલી ગઈ હોય છે, તેને પણ ચક્ષુની હૈયાતીમાં પૂર્વે દેખેલા પદાર્થો યાદ આવે છે–સ્મૃતિમાં ઉપસ્થિત થાય છે; આ હકીકત આત્માને ઇંદ્રિયોથી જુદો નહિ માનવામાં બની શકે નહિ, કારણ કે ચક્ષુથી દેખાયલી વસ્તુઓનું સ્મરણ ચક્ષુના અભાવે ન ચક્ષુથી થઈ શકે તેમ છે, ન બીજી ઇન્દ્રિયોથી થઇ શકે તેમ છે; બીજી ઇન્દ્રિયોથી સ્મરણ નહિ થવામાં કારણ એ છે કે–એક મનુષ્યે દેખેલી વસ્તુને જેમ બીજો મનુષ્ય સ્મરણ કરી શકતો નથી, તેવી રીતે ચક્ષુથી દેખાયલા

પદાર્થોનું બીજી ઇન્દ્રિયોથી સ્મરણ થઇ શકે નહિ. એકને થયેલો અનુભવ બીજાને સ્મરણ કરનાર બનેજ નહિ, એ તદ્દન સુગમ હકીકત છે; ત્યારે ચક્ષુથી દેખાયલી વસ્તુઓને ચક્ષુના ચાલ્યા ગયા પછી સ્મરણ કરનાર જે શક્તિ છે, તે ચૈતન્યસ્વરૂપ આત્મા છે. આત્માએ ચક્ષુદ્વારા જે વસ્તુઓ પૂર્વે પ્રત્યક્ષ કરી હતી, તે વસ્તુઓને ચક્ષુની ગેરહાજરીમાં પણ પૂર્વ અનુભવથી સ્થાપિત થયેલા સંસ્કારનું સ્ફુરણ થવાથી આત્મા સ્મરણ કરી શકે છે, આવી રીતે અનુભવ અને સ્મરણના એક બીજાના ઘનિષ્ઠ સંબન્ધને લીધે પણ સ્વતન્ત્ર ચૈતન્યસ્વરૂપ આત્મા સિદ્ધ થાય છે.

"હું અમુક વસ્તુને જોઈ પછી અડ્યો" આવો અનુભવ દરેક મનુષ્યથી જાણીતો છે. આ અનુભવ ઉપર વિચારદૃષ્ટિ ફેંકવાથી ચોખ્ખી રીતે જણાઈ આવે છે કે—તે વસ્તુને જોનાર અને અડનાર જુદા નથી, કિન્તુ એકજ છે. એ એક કોણ ?, તે, ચક્ષુ હોઇ શકે નહિ, કેમકે તેનું કામ સ્પર્શ કરવાનું નથી; તેમજ તે, સ્પર્શન ઇન્દ્રિય ( ત્વચા ) પણ કહી શકાય નહિ, કારણ કે તેનાથી જોવાતું બનતું નથી. આ હકીકત ઉપરથી એ નિઃશંક સિદ્ધ થાય છે કે એક વસ્તુને જોનાર અને સ્પર્શ કરનાર જે એક છે, તે ઇન્દ્રિયોથી જુદો આત્મા છે.

આત્મામાં કાળો, ધોળો, લીલો વગેરે વર્ણ નથી, એથી બીજી વસ્તુઓની જેમ તે પ્રત્યક્ષ થઇ શકતો નથી. પ્રત્યક્ષ નહિ થવાથી 'તે વસ્તુ નથી' એમ માની શકાય નહિ. પ્રત્યક્ષ પ્રમાણ સિવાય બીજાં પ્રમાણો—**અનુમાન**આદિથી પણ વસ્તુસત્તા સ્વીકારાય છે. **પરમાણુઓ** ચર્મચક્ષુથી દેખી શકાતા નથી—પરમાણુ હોવાની ખાતરી માટે કોઈપ્રત્યક્ષ પ્રમાણ નથી, છતાં અનુમાનપ્રમાણથી દરેક વિદ્વાન્ તેનો સ્વીકાર કરે છે. સ્થૂલ કાર્યની ઉત્પત્તિ માટે સૂક્ષ્મ—અતિસૂક્ષ્મ અણુઓ હોવાની સાબિતી અનુમાન પ્રમાણ ઉપર ટકેલી છે. આત્માના સંબન્ધમાં પણ સમજવું જોઇએ કે—જગતની અંદર કોઇ સુખી તો કોઇ દુઃખી, કોઇ વિદ્વાન્ તો કોઈ મૂર્ખ, કોઈ રાજા તો કોઈ રંક, કોઈ શેઠ તો કોઈ નોકર, આવી રીતની અનન્ત વિચિત્રતાઓ અનુભવાય છે. આ વિલક્ષણતાઓ કારણ વગર સંભવે નહિ, એ અનુભવમાં ઉતરી શકે તેમ છે. હજાર પ્રયત્નો કરવા છતાં બુદ્ધિમાન્ મનુષ્યને પણ કદાચિત્ ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થતી નથી, જ્યારે બીજા મનુષ્યને વગર પ્રયાસે મોઢામાં લાડવો આવી પડે છે. આવી અનેકાનેક ઘટનાઓ

આપણી નજર આગળ દેખાતી રહે છે. એકજ સ્ત્રીની કુક્ષિમાંથી એક સાથે ઉત્પન્ન થયેલ જોડલામાંનો—એક મહાન્ વિદ્વાન્ નીવડે છે, જ્યારે બીજો જિન્દગીભર મૂર્ખજ રહી જાય છે. તો આ બધી વિચિત્રતાઓનું કારણ શું ? આ ઘટનાઓ અનિયમિત હોય, એમ બની શકે નહિ; કોઈ નિયામક—પ્રયોજક અવશ્ય હોવો જોઇએ. આ ઉપરથી તત્ત્વજ્ઞાની મહાત્માઓ કર્મની સત્તા સાબિત કરે છે; અને કર્મની સત્તાના આધારે આત્મા સ્વતઃ સિદ્ધ થાય છે; કારણ કે આત્માને સુખ—દુઃખનો અનુભવ કરાવનાર કર્મસમૂહ આત્માની સાથે અનાદિકાળથી સંયુક્ત છે, અને એને લઇને આત્માનું સંસારમાં પરિભ્રમણ છે. કર્મ અને આત્માની ખાતરી થયેથી પરલોકની ખાતરી માટે કંઈ બાકી રહેતું નથી. જેવાં શુભ યા અશુભ કાર્યો પ્રાણી કરે છે, તેવો પરલોક (પુનર્જન્મ) તેને પ્રાપ્ત થાય છે. જેવી શુભ યા અશુભ ક્રિયા કરવામાં આવે છે, તેવા પ્રકારની **વાસના** આત્મામાં સ્થપાય છે. આ વાસના શું છે ! એક પ્રકારનો વિચિત્ર પરમાણુઓનો જથ્થો. એનેજ બીજા શબ્દમાં 'કર્મ' કહેવામાં આવે છે. એટલે '**કર્મ**' એક પ્રકારના પરમાણુઓના સમૂહરૂપ છે, આવી રીતનાં નવાં નવાં કર્મો આત્માની સાથે જોડાતાં રહે છે અને જૂનાં જૂનાં કર્મો આત્માથી ખસતાં જાય છે. કર્મબન્ધનો આધાર મનોવૃત્તિ ઉપર રહેલો છે. સારા યા ખરાબ અધ્યવસાયથી બંધાતાં સારાં યા ખરાબ કર્મો પરલોક સુધી, અરે ! અનેકાનેક જન્મો સુધી પણ આત્માની સાથે ફલ બતાવ્યા વગર સત્તામાં સંયુક્ત રહે છે, અને ફલવિપાકના ઉદય વખતે સારાં યા માઠાં ફળનો અનુભવ આત્માને કરાવે છે. ફલવિપાક ભોગવવાની જ્યાં સુધી અવધિ હોય, ત્યાં સુધી આત્મા તે ફળ અનુભવે છે, ત્યાર પછી તે કર્મ આત્માથી ખસી જાય છે.

ઉપર્યુક્ત યુક્તિ—પ્રમાણોદ્વારા આત્માની અને તેનીજ સાથે કર્મ અને પુનર્જન્મની સિદ્ધિ જોઈ.

"જગત્ શી વસ્તુ છે ?" એનો વિચાર કરતાં તે માત્ર બેજ તત્ત્વરૂપ માલૂમ પડે છે. તે બે તત્ત્વો—જડ અને ચેતન છે. આ બે તત્ત્વો સિવાય સંસારમાં ત્રીજું તત્ત્વ નથી. અખંડ બ્રહ્માંડના સમગ્ર પદાર્થોનો આ બે તત્ત્વોમાં સમાવેશ થઇ જાય છે. જેમાં ચૈતન્ય નથી, લાગણી નથી, તે જડ છે. તેથી વિપરીત—ચૈતન્યસ્વરૂપવાળો આત્મા છે. આત્મા,

જીવ, ચેતન એ બધા એક અર્થને કહેનારા પર્યાય શબ્દો છે. જ્ઞાનશક્તિ એ આત્માનું મુખ્ય લક્ષણ છે.

**જૈન**દૃષ્ટિએ લગાર અવલોકન કરીએ તો જૈનશાસ્ત્રકારોએ જડ અને ચેતન અથવા જીવ અને અજીવ એ બે તત્ત્વોને વિશેષ સ્પષ્ટ કરવાની ખાતર એનાજ પેટા ભાગનાં બીજાં તત્ત્વો જુદાં પાડી સમજાવ્યાં છે. એકન્દર નવ તત્ત્વો ઉપર જૈનદર્શનનો વિકાસ છે. તે નવ તત્ત્વો–જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, બન્ધ, નિર્જરા અને મોક્ષ છે.

આ નવ તત્ત્વો લગાર ટૂંકમાં જોઇએ—

**જીવ.**

સંસારમાં જીવો અનન્તાનન્ત છે; તથાપિ સામાન્યતઃ જીવોના બે વિભાગો પાડવામાં આવ્યા છે–સંસારી જીવો અને મુક્ત જીવો. સંસારમાં પરિભ્રમણ કરતા જીવો સંસારી કહેવાય છે. 'સંસાર' શબ્દ '**सम्**' ઉપસર્ગપૂર્વક '**सृ**' ધાતુથી બનેલો છે. '**सृ**' ધાતુનો અર્થ 'ભ્રમણ' થાય છે. '**सम्**' ઉપસર્ગ તેજ અથને પુષ્ટિ આપનાર છે. ચોરાસી લાખ જીવયોનિઓમાં પરિભ્રમણ કરવું, તે **સંસાર** અને પરિભ્રમણ કરનારા **સંસારી** કહેવાય છે. બીજી રીતે સંસાર શબ્દનો અર્થ ચોરાસી લાખ જીવયોનિ પણ થઇ શકે છે. આત્માની કર્મબદ્ધ અવસ્થાનું નામ પણ સંસાર છે. શરીરનું નામ પણ સંસાર છે. એ રીતે સંસારને વળગેલા જીવો સંસારી કહેવાય છે. આ ઉપરથી કર્મબદ્ધ અવસ્થા એ સંસારી-જીવોનું લક્ષણ સહજ સમજી શકાય છે.

સંસારીજીવોના અનેક રીતે ભેદો પડે છે; પરન્તુ મુખ્ય બે ભેદો છે–સ્થાવર અને ત્રસ. પૃથ્વીકાય, જળકાય, તેજસ્કાય, વાયુકાય અને વનસ્પતિકાય એ પાંચનો સ્થાવરમાં સમાવેશ છે. 'સ્થાવર' એ એકેન્દ્રિયજીવોનું પારિભાષિક નામ છે. એ પાંચ સ્થાવરો એક સ્પર્શન (ચામડી) ઇન્દ્રિયવાળા હોવાથી **એકેન્દ્રિય** કહેવાય છે. એ પાંચે એકેન્દ્રિયોના બે ભેદો છે–સૂક્ષ્મ અને બાદર. સૂક્ષ્મ પૃથ્વીકાય, સૂક્ષ્મ જલકાય, સૂક્ષ્મ તેજસ્કાય, સૂક્ષ્મ વાયુકાય અને સૂક્ષ્મ વનસ્પતિકાય જીવો આખા લોકમાં બ્યાપીને રહેલા છે.[1] એ અત્યન્ત સૂક્ષ્મ હોવાથી આપણી ચક્ષુથી જોઇ

---

1 તમામ પોલાણ સૂક્ષ્મ જીવોથી ભર્યું છે, એમ વર્ત્તમાન વૈજ્ઞાનિકોનું

શકાતા નથી. [1]બાદર પૃથ્વીકાય, બાદર જલકાય, બાદર તેજસ્કાય, બાદર વાયુકાય અને બાદર વનસ્પતિકાય પ્રત્યક્ષ જોવામાં આવે છે. ઘર્ષણ, છેદન આદિ પ્રહાર જેને ન લાગ્યો હોય, એવી માટી–પત્થર વગેરે પૃથ્વી, જે જીવોનાં શરીરોનું પિંડ છે, તે જીવો બાદર પૃથ્વીકાય જાણવા. જે જળને અગ્નિ વગેરેથી આઘાત ન થયો હોય, તે જળ–કુવા, તલાવ વગેરેનાં–જે જીવોનાં શરીરોનું પિંડ છે, તે બાદર જલકાય જીવો સમજવા. એ પ્રમાણે દીપક, અગ્નિ, વિજળી વગેરે જે જીવોનાં શરીરોનું પિંડ છે, તે બાદર તેજસ્કાય જીવો છે. અનુભવાતો વાયુ, જે જીવોનાં શરીરોનું પિંડ છે, તે બાદર વાયુકાય છે; અને વૃક્ષ, શાખા, પ્રશાખા, પત્ર, ફૂલ, ફલ, કાંદા વગેરે બાદર વનસ્પતિકાય છે.

પૂર્વોક્ત સચેતન પૃથ્વી, સચેતન જલ વગેરે અચેતન પણ થઇ શકે છે. સચેતન પૃથ્વીને છેદન–ભેદન વગેરે આઘાત લાગવાથી તેમાંના જીવો તેમાંથી ચ્યુત થાય છે, અને એ પૃથ્વી અચેતન થાય છે. એવી રીતે પાણી ગરમ કરવાથી અથવા તેમાં સાકર વગેરે પદાર્થોનું મિશ્રણ કરવાથી તે પાણી અચેતન થાય છે. વનસ્પતિના સંબન્ધમાં પણ એવીજ રીતે અચેતન થવાનું સમજવું.

બે ઇન્દ્રિયો–ત્વચા અને જીભ જેઓને હોય, તે દ્વીન્દ્રિય કહેવાય છે. કૃમિ, પોરા, જળો, અળસિયાં વગેરેનો દ્વીન્દ્રિયમાં સમાવેશ છે. જૂ, માંકડ, મંકોડા, ઘીમેલ વગેરે ત્વચા, જીભ અને નાક એ ત્રણ ઇન્દ્રિયોવાળા હોવાથી ત્રીન્દ્રિય કહેવાય છે. ત્વચા, જીભ, નાક અને આંખ એ ચાર ઇન્દ્રિયોવાળા માંખી, ડાંસ, તીડ, વિંછી, ભમરા વગેરે ચતુરિન્દ્રિય કહેવાય છે. ત્વચા, જીભ, નાક, આંખ અને કાન એ પાંચ ઇન્દ્રિયોવાળા પંચેન્દ્રિય કહેવાય છે. પંચેન્દ્રિયના ચાર ભેદો છે–મનુષ્યો, પશુ–પક્ષિ–મચ્છ વગેરે તિર્યંચો, સ્વર્ગમાં રહેતા દેવતાઓ અને નારકો.

---

પણ માનવું છે. વૈજ્ઞાનિકોએ એ પણ શોધ કરી છે કે–સહુથી નાનું પ્રાણી **થેકસસ** નામનું છે. આ જન્તુઓ એક સોયના અગ્રભાગપર એક લાખ બેસતાં પણ ગરદી નહિ થતાં ખુશાલીથી બેસી શકે છે.

૧ ‘ બાદર ’ એટલે સ્થૂલ ‘ બાદર ’ એ જૈનશાસ્ત્રનો પારિભાષિક શબ્દ છે,

આ દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય જીવોનો 'ત્રસ'માં સમાવેશ થાય છે. એઓ હાલવા–ચાલવાની ક્રિયા કરનાર હોવાથી 'ત્રસ' કહેવાય છે.

એ રીતે સ્થાવર અને ત્રસમાં સમસ્ત સંસારી જીવો સમાઈ જાય છે, હવે રહ્યા મુક્ત જીવો. તેઓ મોક્ષના વિચાર પ્રસંગે વર્ણવાશે.

**અજીવ.**

ચૈતન્યરહિત જડ પદાર્થો 'અજીવ' શબ્દથી જાણીતા છે. અજીવના જૈનશાસ્ત્રોમાં પાંચ ભેદો પાડ્યા છે–ધર્મ, અધર્મ, આકાશ, પુદ્ગલ અને કાલ.

આ સ્થળે 'ધર્મ' અને 'અધર્મ' એ બે પદાર્થો પુણ્ય–પાપ રૂપ સમજવાના નથી; કિન્તુ એ નામના બે પદાર્થો આખા લોકમાં આકાશની પેઠે વ્યાપક અને અરૂપી છે. આ બે પદાર્થો અન્યદર્શનોના વિદ્વાનોને નવા જેવા લાગે, એ સ્વાભાવિક છે, પણ જૈનશાસ્ત્રોમાં એ વિષે વિસ્તૃત પ્રતિપાદન કરવામાં આવ્યું છે. જેમ આકાશને અવકાશ દેનાર તરીકે સર્વ વિદ્વાનો માને છે, તેમ આ બે પદાર્થો પણ ઉપયોગી બતાવવામાં આવ્યા છે.

**ધર્મ.**

ગમન કરતા પ્રાણિઓ અને ગતિ કરતી જડ વસ્તુઓને સહાયતા કરનાર 'ધર્મ' પદાર્થ છે. પાણીમાં ફરતાં માંછલાંઓને મદદ કરનાર જેમ પાણી છે, તેમ જડ અને જીવોની ગતિ થવામાં પણ નિમિત્તકારણ માનવું એ ન્યાયસંગત છે, અને એ નિમિત્તકારણ 'ધર્મ' છે. અવકાશ મેળવવામાં આકાશને સહાયભૂત માનવામાં આવે છે, તેવી રીતે ગતિ કરવામાં પણ સહાયભૂત તરીકે 'ધર્મ' નામક પદાર્થ માનવામાં આવે છે.

**અધર્મ.**

'અધર્મ' પદાર્થનો ઉપયોગ–સ્થિતિ કરતા જડ અને જીવોને સહાયક થવું, એ છે. ગતિ કરવામાં સહાય જેમ, 'ધર્મ' છે, તેમ સ્થિતિ થવામાં

પણ સહાયભૂત કોઈ પદાર્થ હોવો જોઇએ, એમ ન્યાયથી સિદ્ધ થાય છે, અને તે 'અધર્મ' નામક પદાર્થ છે, વૃક્ષની છાયા જેમ સ્થિતિ કરવામાં નિમિત્ત બને છે, તેમ જડ અને જીવોની સ્થિતિમાં 'અધર્મ' પદાર્થ નિમિત્ત છે.

હાલવું–ચાલવું અને સ્થિત થવું, એમાં સ્વતન્ત્ર કર્ત્તા તો જીવ અને જડ પદાર્થો પોતેજ છે. પોતાનાજ વ્યાપારથી તેઓ હાલે ચાલે છે અને સ્થિત થાય છે; પરન્તુ એમાં મદદગાર તરીકે કોઇ અન્ય શક્તિની અપેક્ષા અવશ્ય હોવી જોઇએ, એમ વર્ત્તમાન વૈજ્ઞાનિકોનું પણ માનવું છે, જ્યારે **જૈન**શાસ્ત્રકારો એ સંબન્ધમાં ધર્મ અને અધર્મ એવા બે પદાર્થો માને છે.

**આકાશ.**

આકાશ પદાર્થ પ્રસિદ્ધ છે. **દિશા**નો સમાવેશ આકાશમાં થાય છે. લોકસમ્બન્ધી આકાશને લોકાકાશ અને અલોકસમ્બન્ધી આકાશને અલોકાકાશ કહેવામાં આવે છે. આ લોક અને અલોકનો વિભાગ પડવામાં ખાસ કારણ કોઇ હોય, તો ઉપર બતાવેલ ધર્મ અને અધર્મ પદાર્થો છે. ઉંચે, નીચે અને આજુબાજુએ જ્યાં સુધી ધર્મ અને અધર્મ પદાર્થો સ્થિત છે, ત્યાં સુધીની હદને 'લોક' સંજ્ઞા આપી છે. અને લોકની બહારનો પ્રદેશ 'અલોક' કહેવાય છે. આ બે પદાર્થો (ધર્મ અને અધર્મ) ને લઇનેજ લોકમાં જડ અને જીવોની ક્રિયા થઇ રહી છે. અલોકમાં આ બે પદાર્થો નહિ હોવાથી ત્યાં એક પણ પરમાણુ અથવા એક પણ જીવ નથી. લોકમાંથી કોઇ પણ પરમાણુ કે કોઇ પણ જીવ અલોકમાં જઇ શકતો નથી, એનું કારણ અલોકમાં ધર્મ અને અધર્મના અભાવ સિવાય બીજું કશું નથી. ત્યારે અલોકમાં શું છે ? કાંઇ નથી. એ કેવલ આકાશરૂપ છે. જે આકાશમાંના કોઇ પણ પ્રદેશમાં પરમાણુ, જીવ કે કોઇ પણ બીજી ચીજ નથી, એવો શુદ્ધ માત્ર આકાશ એ અલોક છે.

ઉપર કહ્યા પ્રમાણે ધર્મ અને અધર્મ પદાર્થદ્વારા લોક અને અલોકની સિદ્ધિ થવામાં એક પ્રમાણ સમજી શકાય તેવું છે. તે એ છે કે–સર્વ કર્મોનો ક્ષય થવાથી આત્મા ઉંચે ગતિ કરે છે, એમ જૈન શાસ્ત્રકારોનો સિદ્ધાન્ત છે. એ વિષે તુંબડીનું ઉદાહરણ અપાય છે. જેમ

પાણીમાં રહેલી માટીના લેપવાળી તુંબડી, તેના ઉપરનો સઘળો મેલ નિકળી જવાથી એકદમ પાણી ઉપર આવી જાય છે, તે પ્રમાણે આત્મા ઉપરનો કર્મરૂપ સઘળો મેલ દૂર થવાથી સ્વતઃ-સ્વભાવતઃ આત્મા ઊર્ધ્વ-ગતિ કરે છે-ઉપર જાય છે; પરન્તુ તેની ઊર્ધ્વગતિ ક્યાં સુધી થતી રહે-તે ક્યાં જઇને અટકે, એ ખાસ વિચારનું સ્થાન છે. એ વિચારનો નિવેડો ધર્મ અને અધર્મ પદાર્થદ્વારા લોક અને અલોકનો વિભાગ માન્યા સિવાય કોઇ રીતે થઇ શકે તેમ નથી. ગતિ થવામાં સહાયક ધર્મ પદાર્થ ઉંચે જ્યાં સુધી છે, ત્યાં સુધીના લોકના અગ્રભાગે કર્મરહિત થયેલ આત્માની ગતિ અટકી જાય છે, અને ત્યાંજ તે અવસ્થિત થાય છે. ત્યાંથી આગળ-અલોકમાં 'ધર્મ' પદાર્થના અભાવે તેની ગતિ થઇ શકતી નથી. જો ધર્મ-અધર્મ પદાર્થો ન હોય અને એથી કરીને લોક-અલોકનો થતો વિભાગ ન હોય, તો કર્મરહિત બનેલ આત્મા ઉંચે જતો ક્યાં અટકશે ?-ક્યાં અવસ્થિત થશે ?, એ ઊભી થતી ગુંચવણ મટે તેવી નથી.

**પુદ્ગલ.**

પરમાણુથી લઈ ઘટ, પટ આદિ સ્થૂલ-અતિસ્થૂલ તમામ રૂપી પદાર્થો 'પુદ્ગલ' કહેવાય છે. '**पूर्**' અને '**गल्**' એ બે ધાતુઓના સંયોગથી 'પુદ્ગલ' શબ્દ બન્યો છે. '**पूर्**' નો અર્થ-'પૂરણ થવું' અર્થાત્ 'મળવું' અને '**गल्**' નો અર્થ 'ગળવું' અર્થાત્ 'ખરી પડવું'-'જુદું પડવું' એવો થાય છે. આ હકીકત ઘટ, પટ આદિ પદાર્થોમાં પ્રત્યક્ષ અનુભવાય છે, કેમકે પરમાણુવાળા ન્હાના મ્હોટા દરેક પદાર્થમાં પરમાણુઓનો વધારો-ઘટાડો થયા કરે છે. આપણું શરીરજ આ વાતનું આદર્શ પ્રમાણ છે. એકલા પરમાણુને પણ, બીજા પદાર્થ સાથે મળવાનું કે તેનાથી જુદું પડવાનું હોવાથી 'પુદ્ગલ' સંજ્ઞા અર્થયુક્ત ઘટી શકે છે.

**કાલ.**

કાલ દરેકના જાણવામાં છે. નવી વસ્તુ પુરાણી થાય છે, પુરાણી વસ્તુ જીર્ણ થાય છે, બાલ તરૂણ થાય છે, તરૂણ વૃદ્ધ થાય છે, ભવિષ્યમાં થનારી વસ્તુ વર્તમાન થાય છે અને વર્ત્તમાન વસ્તુ ભૂતકાલના પ્રવાહમાં પ્રવાહિત થાય છે, આ બધી કાલની ગતિ છે.

**પ્રદેશ.**

ઉપર બતાવેલા ધર્મ, અધર્મ, આકાશ અને પુદ્ગલ એ ચાર જડ પદાર્થો અને આત્મા એ અનેકપ્રદેશવાળા છે. 'પ્રદેશ' એટલે સૂક્ષ્મતમ અંશ, અર્થાત્ જ્યાં સૂક્ષ્મતાની અવધિ પૂર્ણ થાય છે, એવો ચરમ સૂક્ષ્મ અંશ. ઘટ, પટ આદિ પદાર્થોના સૂક્ષ્મતમ અંશો પરમાણુ છે, એ તો સહુ કોઇ સમજે છે, અને એ પરમાણુઓ જ્યાં સુધી સાથે લાગેલા હોય–અવયવી સાથે સમ્બદ્ધ હોય, ત્યાં સુધી તેનો 'પ્રદેશ' નામથી વ્યવહાર થાય છે, અને અવયવીથી છૂટા પડી–એક એક જુદા થઇ ગયા પછી તે 'પરમાણુ' નામથી વ્યવહૃત થાય છે; પરન્તુ ધર્મ, અધર્મ, આકાશ અને આત્મા એ ચાર અરૂપી પદાર્થોના પ્રદેશો તો વિલક્ષણ પ્રકારના છે. એ પ્રદેશો પરસ્પર ઘનીભૂત–તદ્દન એકીભૂત છે. ઘડાના પ્રદેશો–સૂક્ષ્મતમ અંશો ઘડાથી જુદા પડે છે, તેમ ધર્મ, અધર્મ, આકાશ અને આત્માના પ્રદેશો એક બીજાથી જુદા પડી શકેજ નહિ.

**અસ્તિકાય.**

આત્મા, ધર્મ, અધર્મ–એ ત્રણના [1]અસંખ્યાત પ્રદેશો છે. આકાશ અનન્તપ્રદેશવાળું છે. લોકસંબન્ધી આકાશ અસંખ્યાતપ્રદેશવાળું છે અને અલોકસંબન્ધી આકાશ અનન્તપ્રદેશવાળું છે. પુદ્ગલના સંખ્યાત અસંખ્યાત અને અનન્ત પ્રદેશો હોય છે. આવી રીતે પ્રદેશયુક્ત હોવાથી એ પાંચ 'અસ્તિકાય' કહેવાય છે. 'અસ્તિકાય' નો અર્થ–'અસ્તિ' એટલે પ્રદેશ અને 'કાય' એટલે સમૂહ, અર્થાત્ પ્રદેશસમૂહથી યુક્ત–એવો થાય છે. એ પાંચ, 'અસ્તિકાય' શબ્દ જોડીને–'ધર્માસ્તિકાય' 'અધર્માસ્તિકાય' 'આકાશાસ્તિકાય' 'પુદ્ગલાસ્તિકાય' 'આત્માસ્તિકાય'–એ પ્રમાણે અધિકતર બોલવામાં આવે છે.

કાલને પ્રદેશ નહિ હોવાથી તે **અસ્તિકાય** કહેવાય નહિ. ગયો સમય નષ્ટ થયો, ભવિષ્ય સમય વર્તમાનમાં અસત્ છે, ત્યારે ચાલુ સમય એટલે વર્ત્તમાન ક્ષણ એજ સદ્ભૂતકાલ છે. મુહૂર્ત્ત, દિવસ, રાત્રિ, મહીના, વર્ષ

---

૧ જેની સંખ્યા ન થઇ શકે તે અસંખ્યાત. આવો સામાન્ય અર્થ સમજવા ઉપરાંત જૈનશાસ્ત્રોમાં બતાવેલ વિશેષ અર્થ સમજવાની જરૂર છે.

એ બધા જે કાલના વિભાગો પડ્યા છે, તે અસદ્ભૂત ક્ષણોને બુદ્ધિમાં એકત્રિત કરી પાડવામાં આવ્યા છે. આ ઉપરથી જોઈ શકાય છે કે એક ક્ષણમાત્ર કાળમાં પ્રદેશની કલ્પના હોઇ શકે નહિ.

**પુણ્ય-પાપ.**

શુભ કર્મો, 'પુણ્ય' અને અશુભ કર્મો, 'પાપ' કહેવાય છે, સમ્પત્તિ, આરોગ્ય, રૂપ, કીર્ત્તિ, પુત્ર, સ્ત્રી, દીર્ઘ આયુષ્ય વગેરે સુખનાં સાધનો જે કર્મોથી પ્રાપ્ત થાય છે, તે શુભ કર્મોને 'પુણ્ય' કહેવામાં આવે છે, અને એથી વિપરીત-દુઃખની સામગ્રી જોડી આપનાર-કર્મ 'પાપ' કહેવાય છે.

**આશ્રવ.**

આત્માની સાથે કર્મનો સમ્બન્ધ થવાનાં કારણોને 'આશ્રવ' કહે છે. જે વ્યાપારોથી-જે પ્રવૃત્તિઓથી કર્મનું આગમન થાય-આત્માની સાથે કર્મનો સમ્બન્ધ થાય, તે વ્યાપારો-તે પ્રવૃત્તિઓ 'આશ્રવ' કહેવાય છે. "**आश्रूयते कर्म अनेन, इत्याश्रवः**"। અર્થાત્ જેનાથી કર્મ આવે, તે આશ્રવ છે. આશ્રવને 'આસ્રવ' પણ કહે છે. તેનો અર્થ પણ- "**आस्रवति कर्म अनेन**" એ વ્યુત્પત્ત્યનુસાર પૂર્વોક્ત પ્રમાણેજ થાય છે. મન, વચન અને શરીરના વ્યાપારો શુભ હોય, તો શુભ કર્મ અને અશુભ હોય તો અશુભકર્મ બંધાય છે; આ માટે મુખ્યતયા મન, વચન અને શરીરના વ્યાપારો એજ આશ્રવ છે. મનનો વ્યાપાર-દુષ્ટચિંતન કે દુષ્ટશ્રદ્ધા અથવા સારૂં ચિન્તન કે સાચી શ્રદ્ધા છે. વચનનો વ્યાપાર-દુષ્ટ ભાષણ અથવા સારૂં ભાષણ છે. શરીરનો વ્યાપાર-હિંસા, ચોરી, વ્યભિચાર વગેરે દુરાચરણ અથવા જીવદયા, પરોપકાર ઈશ્વરપૂજન વગેરે સદાચરણ છે. **જૈન**શાસ્ત્રો કહે છે કે-હિંસા, અસત્ય, ચોરી, મૈથુન અને પરિગ્રહ એ પાંચ અને તત્ત્વો (જીવ, કર્મ, પરલોક, મોક્ષ વગેરે) ઉપર અશ્રદ્ધા તથા ક્રોધ, માન, માયા, લોભ એ ચાર કષાય એ પાપના હેતુઓ છે. એથી વિપરીત- જીવદયા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ અને યથાર્થ તત્ત્વશ્રદ્ધાન તથા ક્ષમા, મૃદુતા, સરલતા, સન્તોષ એ ચાર પુણ્યના હેતુઓ છે. આ પુણ્યના કે પાપના હેતુઓમાં મનનો સારો યા ખરાબ

વ્યાપાર મુખ્યત્વેન ભાગ ભજવે છે, અને વચનવ્યાપારો તથા શારીરિક ક્રિયાઓ મનોયોગને પુષ્ટિ આપનાર તરીકે કર્મબન્ધનના હેતુ છે.

**સંવર.**

મનોયોગ, વચનયોગ અને શરીરયોગરૂપ **આશ્રવથી** બંધાતા કર્મને અટકાવનાર આત્માનો નિર્મલ પરિણામ 'સંવર' કહેવાય છે. સંવર શબ્દ **સમ્** ઉપસર્ગપૂર્વક **વૃ** ધાતુથી બનેલો છે. તે ધાતુનો અર્થ 'રોકવું' થાય છે. કર્મને અટકાવવું અથવા કર્મને અટકાવનાર શુભ અધ્યવસાય, એ બંને 'સંવર' શબ્દના અર્થ થઇ શકે છે. સર્વ કર્મોનો સંવર થવો, અર્થાત્ સર્વ કર્મો બંધાતાં અટકી જાય, એવી સ્થિતિ **કેવલજ્ઞાન** પ્રાપ્ત થયા પછી આવે છે; પરન્તુ આત્માની જેમ જેમ ઉન્નત અવસ્થા થતી જાય છે, તેમ તેમ ક્રમશઃ કર્મબન્ધનમાં ઘટાડો થતો જાય છે.

**બન્ધ.**

કર્મનો આત્માની સાથે દૂધ અને પાણીની જેમ સંબન્ધ થવો, એનું નામ 'બન્ધ' છે. કર્મ ક્યાંઇ લેવાં જવાં પડતાં નથી, કિન્તુ આખા લોકમાં તેવા પ્રકારનાં દ્રવ્યો ઠાંસી ઠાંસીને ભરેલાં છે, જેને 'કર્મ–વર્ગણા' એવું નામ **જૈન**શાસ્ત્રકારો આપે છે. આ દ્રવ્યો રાગ–દ્વેષના પરિણામરૂપ ચિકાશને લીધે આત્માની સાથે વળગે છે.

'શુદ્ધ આત્માને રાગ–દ્વેષની ચિકાશ લાગવી કેમ જોઇએ?' એવો પ્રશ્ન ઉભો થતો જોવાય છે; પરન્તુ આના સમાધાનમાં સૂક્ષ્મદૃષ્ટિએ વિચારવાની જરૂર છે. આત્માને રાગ–દ્વેષની ચિકાશ અમુક વખતે લાગી, એમ તો કહી શકાય નહિ, કેમકે તેમ કહેવામાં, જે વખતે આત્માને રાગ–દ્વેષની ચિકાશ લાગી, તે પહેલાં આત્મા શુદ્ધસ્વરૂપવાળો ઠરે છે, અને શુદ્ધસ્વરૂપવાળા આત્માને રાગ–દ્વેષનો પરિણામનું થવાનું કંઇ કારણ નથી, એ ન્યાયસિદ્ધ વાત છે. યદિ શુદ્ધસ્વરૂપી આત્માને રાગ–દ્વેષના પરિણામનો પ્રારંભ થયો માનવામાં આવે, તો મુક્તિદશાને પામેલા આત્માઓ–શુદ્ધ આત્માઓને પણ રાગ–દ્વેષનો પરિણામ ઉત્પન્ન થવાનું કાં નહિ બને? ભૂતકાલમાં પહેલાં આત્મા શુદ્ધ હતો અને પાછળથી એને રાગ–દ્વેષનો આદુર્ભાવ થયો, એમ માનવા જતાં ભવિષ્યકાલમાં મુક્ત અવસ્થાની શુદ્ધ સ્થિતિએ પહોંચ્યા

પછી પણ રાગ-દ્વેષનો પ્રાદુર્ભાવ થવાની આપત્તિ શી રીતે હઠાવી શકાશે? માટે એ સિદ્ધ વાત છે કે-આત્માને રાગ-દ્વેષનો પરિણામ અમુક વખતથી ઉત્પન્ન થયેલ નથી, કિન્તુ અનાદિકાલનો છે. જેમ અનાદિકાલથી માટીથી સંબન્ધ રાખતા સુવર્ણનો ચાકચિક્ય સ્વભાવ ઢંકાયલો રહે છે, તેમ આત્માનું સચ્ચિદાનન્દસ્વરૂપ, અનાદિકાલનાં કર્મરૂપ આવરણોના સમ્બન્ધને લીધે આચ્છાદિત રહ્યા કરે છે.

'આત્મા પહેલો અને પછી કર્મનો સમ્બન્ધ' એમ માનવું નથી બની શકતું, એ ઉપર જોયું. 'કર્મ પહેલું અને આત્મા પછી' એ વાત તો બોલાયજ કેમ? એ ખુલ્લું છે, કેમકે એમ કહેવામાં આત્મા ઉત્પન્ન થનારો અને વિનાશી ઠરે છે. એ સિવાય આત્માના અભાવે કર્મ વસ્તુજ બની શકે નહિ. આ રીતે બંને પક્ષો જ્યારે ઘટી શકતા નથી, ત્યારે "આત્મા અને કર્મ એ બંને સાથે-અનાદિસંયુક્ત છે" એ ત્રીજો પક્ષ અર્થાત્ સિદ્ધ થાય છે.

**જૈન**શાસ્ત્રમાં કર્મના મુખ્ય આઠ પ્રકારો બતાવ્યા છે-જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, મોહનીય, આયુ, નામ, ગોત્ર અને અન્તરાય. એ હવે નવું કહેવાનું રહેતું નથી કે-"આત્મા અસલ સ્વરૂપે અનન્તજ્ઞાનરૂપ-સચ્ચિદાનન્દ છે, પરન્તુ પૂર્વોક્ત કર્મોના આવરણવશાત્ તેનું મૂલ સ્વરૂપ આચ્છાદિત છે."

**જ્ઞાનાવરણ** કર્મ, આત્માની જ્ઞાનશક્તિને દબાવનાર છે. જેમ જેમ આ કર્મ વધારે મજબૂત થાય છે, તેમ તેમ તે જ્ઞાનશક્તિને વધારે આચ્છાદિત કરે છે. બુદ્ધિનો અધિકાધિક વિકાસ થવાનું પ્રધાન કારણ, આ કર્મનું શિથિલ થતું જવું, એ છે. આ કર્મનો સમ્પૂર્ણ ક્ષય થયે કેવલજ્ઞાન (સકલ લોક-અલોકના સમગ્ર પદાર્થોનું પ્રત્યક્ષજ્ઞાન) પ્રકટ થાય છે.

**દર્શનાવરણ** કર્મ, દર્શનશક્તિને દબાવનાર છે. જ્ઞાન અને દર્શનમાં વધુ અન્તર નથી. સામાન્ય આકારના જ્ઞાનને 'દર્શન' નામ આપ્યું છે. જેવી રીતે કોઇ મનુષ્યને દૂરથી જોતાં સામાન્ય રીતે જે મનુષ્યત્વમાત્રનું ભાન થાય છે, તે દર્શન છે; અને પછી વિશેષ પ્રકારે જે બોધ થવો, એ જ્ઞાન છે. નિદ્રા આવવી, આંધળાપણું, બહેરાપણું વગેરે આ કર્મનાં ફળ છે.

**વેદનીય** કર્મનું કાર્ય સુખ-દુઃખનો અનુભવ કરાવવાનું છે. સુખનો અનુભવ કરાવનારને **સાત**વેદનીય કર્મ અને દુઃખનો અનુભવ કરાવનારને **અસાત**વેદનીય કર્મ કહે છે.

**મોહનીય** કર્મ, મોહ ઉપજાવનાર છે. સ્ત્રી ઉપર મોહ, પુત્ર ઉપર મોહ, મિત્ર ઉપર મોહ, સારી સારી ચીજો ઉપર મોહ, એ બધું મોહનીય કર્મનું પરિણામ છે. મોહમાં અન્ધ બનેલાઓને કર્ત્તવ્ય કે અકર્ત્તવ્યનું ભાન રહેતું નથી. દારૂ પીધેલ મનુષ્ય, જેમ વસ્તુને વસ્તુસ્થિતિએ સમજી શકતો નથી, તેમ મોહની ગાઢ અવસ્થામાં મૂકાયલો પ્રાણી તત્ત્વને તત્ત્વ-દૃષ્ટિએ નહિ સમજતાં વિપરીત બુદ્ધિમાં ગોથાં માર્યા કરે છે. મોહની લીલાનાં ઉદાહરણો સર્વત્ર દૃશ્યમાન છે. આઠે કર્મોમાં આ કર્મ આત્મ-સ્વરૂપની ખરાબી કરવામાં આગેવાની ભર્યો ભાગ ભજવે છે. આ કર્મના બે ભેદો છે-તત્ત્વદૃષ્ટિને અટકાવનારૂં 'દર્શનમોહનીય' અને ચારિત્રને અટકાવનારૂં 'ચારિત્રમોહનીય'.

**આયુષ્ય**કર્મના ચાર ભેદો છે-દેવતાનું આયુષ્ય, મનુષ્યનું આયુષ્ય, તિર્યંચનું આયુષ્ય અને નારકનું આયુષ્ય. જેમ, પગમાં બેડી જ્યાં સુધી હોય, ત્યાં સુધી મનુષ્ય છૂટી શકતો નથી, તેમ દેવ, મનુષ્ય, તિર્યંચ અને નારક એ ચારે ગતિઓના જીવો, જ્યાં સુધી આયુષ્ય કર્મ પૂરૂં ન થાય, ત્યાં સુધી ત્યાંથી છૂટી શકતા નથી.

**નામ**કર્મના અનેક ભેદ-પ્રભેદો છે; પરન્તુ ટૂંકમાં સારૂં યા ખરાબ શરીર, સારૂં યા ખરાબ રૂપ, યશ યા અપયશ, સૌભાગ્ય યા દૌર્ભાગ્ય, સુસ્વર યા દુઃસ્વર વગેરે અનેક બાબતો આ કર્મ ઉપર આધાર રાખે છે. જેમ ચિતારો સારાં યા ખરાબ ચિત્રો બનાવે છે, તેમ આ કર્મ પ્રાણીને વિચિત્ર રૂપાન્તરોમાં લાવી મૂકે છે.

**ગોત્ર**કર્મના બે ભેદો છે-ઉચ્ચગોત્ર અને નીચગોત્ર. ઉંચા ગોત્રમાં જન્મ થવો કે નીચા ગોત્રમાં જન્મ થવો, એ આ કર્મનો પ્રભાવ છે. જ્ઞાતિબંધનને તરછોડનારા દેશોમાં પણ ઉંચ-નીચનો વ્યવહાર બરાબર હોય છે અને એ આ કર્મનું પરિણામ છે.

**અન્તરાય**કર્મનું કામ વિઘ્ન નાંખવાનું છે. ધનાઢ્ય હોય, ધર્મનો

જાણકાર હોય, છતાં દાન ન આપી શકે, એ આ કર્મનું ફળ છે. વૈરાગ્ય કે ત્યાગવૃત્તિ નહિ રહેતે પણ ધનનો ભોગ ન કરી શકાય, એ આ કર્મનોપ્રભાવ છે. હજાર પ્રકારના બુદ્ધિપૂર્વક પ્રયાસો કરવા છતાં વ્યાપારમાં ફતેહમંદ ન થવાય, નુકસાન વેઠાય, એ આ કર્મનું કામ છે. શરીર પુષ્ટ હોવા છતાં ઉદ્યમ કરવા સ્ફુરાયમાન ન થવાય, એ આ કર્મનું પરિણામ છે.

*કર્મ સંબન્ધી ટૂંક હકીકત કહેવાઇ ગઇ. જેવા પ્રકારના અધ્યવસાયો હોય છે, કર્મ તેવા પ્રકારનું ચિકણું બંધાય છે; અને ફળ પણ તેવુંજ ચિકણું ભોગવવું પડે છે. કર્મના બન્ધન સમયે કર્મની સ્થિતિ અર્થાત્ કર્મવિપાક કેટલા વખત સુધી ભોગવવો જોઇએ—એ કાલનો નિયમ પણ બંધાઇ જાય છે. કર્મ બંધાયા પછી તરતજ ઉદયમાં આવે, એમ સમજવાનું નથી. જેમ બીજ વાવ્યા પછી તરત પાક થતો નથી, તેમ કર્મ બંધાયા પછી અમુક કાલ પસાર થયા બાદ તે ઉદયમાં આવે છે. ઉદયમાં આવ્યા પછી કર્મ ક્યાં સુધી—કેટલો વખત ભોગવવું જોઇએ, એનો નિયમ નથી, કારણ કે કર્મ—બન્ધન સમયે કર્મ ભોગવવાનો જે કાળનિયમ બંધાયલો હોય છે, તેમાંથી પણ સદ્ભાવનાઓના પ્રમાણમાં ઘટાડો થઇ શકે છે.

કર્મનું બંધાવું એક રીતનું હોતું નથી. કોઇ કર્મ અતિગાઢ બંધાય છે, જ્યારે કોઇ કર્મ ગાઢ, કોઇ શિથિલ અને કોઇ અતિશિથિલ, એ

* આ આઠ કર્મોમાં જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય અને અન્તરાય એ ચાર કર્મો અશુભ છે, અતએવ તે **પાપકર્મ** છે. કારણ કે જ્ઞાનાવરણકર્મ જ્ઞાનશક્તિને દબાવનાર છે. દર્શનાવરણકર્મ દર્શન-શક્તિને આચ્છાદન કરનાર છે. મોહનીયકર્મ મોહને ઉપજાવનાર છે; એટલે આ કર્મ તત્ત્વશ્રદ્ધાનમાં બાધા નાંખનાર છે તથા સંયમમાં અટકાયત કરનાર છે અને અન્તરાયકર્મ ઇષ્ટપ્રાપ્તિમાં વિઘ્ન નાંખનાર છે. આ ચાર કર્મો સિવાય, શુભ અને અશુભ એ બે પ્રકારના નામકર્મની અંદરની અશુભ પ્રકૃતિઓ, આયુષ્ય કર્મમાંના તિર્યંચઆયુષ્ય તથા નરક આયુષ્ય, એ બે ભેદો, ગોત્રકર્મમાંની નીચગોત્ર પ્રકૃતિ અને વેદનીય કર્મમાંનો અસાત વેદનીય પ્રકાર—એટલા કર્મના ભેદો અશુભ હોવાથી **પાપકર્મ** છે. વેદનીય કર્મનો સાતવેદનીય ભેદ, શુભનામની પ્રકૃતિઓ, ઉંચું ગોત્ર તથા દેવ આયુષ્ય અને મનુષ્ય આયુષ્ય એટલાં કર્મો **પુણ્ય** કર્મ છે.

રીતે બંધાય છે. જે કર્મ અતિગાઢ બંધાય છે, તેને **જૈન**શાસ્ત્રમાં 'નિકાચિત' કહે છે. આ કર્મ પ્રાય: અવશ્ય ભોગવવું પડે છે. બાકીનાં કર્મો શુભ ભાવનાઓના પ્રબળ વેગથી ભોગવ્યા વગર પણ છૂટી શકે છે.

**નિર્જરા.**

બંધાયલાં કર્મો ભોગવ્યા બાદ જે ખરી પડે છે, એનું નામ 'નિર્જરા' છે. આ નિર્જરા બે રીતે થાય છે–એક નિર્જરા તો 'મારાં કર્મોનો ક્ષય થાઓ' એવી બુદ્ધિપૂર્વક કરાતાં તપશ્ચર્યા વગેરે અનુષ્ઠાનોથી થાય છે, અને બીજી નિર્જરા, કર્મનો સ્થિતિકાલ પૂરો થયેથી કર્મનું સ્વત: જે ખરી પડવું થાય છે, તે છે. પહેલી નિર્જરાને 'સકામ નિર્જરા' કહે છે, જ્યારે બીજી નિર્જરાનું નામ 'અકામ નિર્જરા' છે. વૃક્ષનાં ફળો જેમ સમય ઉપર સ્વત: પાકે છે અને ઉપાયથી પણ તેને શીઘ્ર પકાવવામાં આવે છે, એ પ્રમાણે કર્મ, અવધિ પૂર્ણ થયે સ્વત: પાકી જઇ ખરી પડે છે અને તપશ્ચર્યા વગેરે તીવ્ર ઉપાયોથી પણ તેને પકાવી ક્ષીણ કરવામાં આવે છે.

**મોક્ષ.**

નવમું તત્ત્વ મોક્ષ છે. મોક્ષનું લક્ષણ–"**कृत्स्नकर्मक्षयो मोक्षः**" અથવા "**परमानन्दो मुक्तिः**" એ સૂત્રોથી 'સમસ્ત કર્મોનો ક્ષય' અથવા 'સર્વ કર્મોના ક્ષયથી પ્રાદુર્ભૂત થતો પરમ આનન્દ' એ પ્રકારે બાંધવામાં આવ્યું છે. મોક્ષનું સાધન–સમ્યગ્જ્ઞાન (Right knowledge) સમ્યગ્ દર્શન (Right belief) અને સમ્યક્ ચારિત્ર (Right conduct) એ* ત્રિપુટી છે. એ ત્રિવેણીનો સમાગમ કર્યેથીજ મોક્ષ પ્રાપ્ત થાય છે. આ વિષય વિસ્તૃત છે, માટે અહીં તેનું વિવેચન નહિ આપતાં આગળ મુક્તિના વિષયનો પ્રસંગ પ્રાપ્ત થતાં એ વિષય ઉપર વિશેષ અવલોકન કરીશું.

---

* "सम्यग्दर्शन–ज्ञान–चारित्राणि मोक्षमार्गः" ।

—તત્ત્વાર્થસૂત્ર, ઉમાસ્વાતિ.

"चतुर्वर्गेऽग्रणीर्मोक्षो योगस्तस्य च कारणम् ।
ज्ञानदर्शनचारित्ररूपं रत्नत्रयं च सः" ॥

—યોગશાસ્ત્ર, હેમચન્દ્રાચાર્ય.

अतीन्द्रियपदार्थानामपि सर्वज्ञोपदेशावलम्बनेन विश्वसनीयत्वमाह—

अर्वाग्दृशां नैव परोक्षभावाः प्रत्यक्षधीगोचरतां लभन्ते ।
अतीन्द्रियज्ञानिकृतोपदेशैः सन्तो यथार्थं प्रतियन्ति किन्तु ॥१५॥

( 15 )

Super-sensual objects are ever beyond the power of perception of men with physical eyes but they are realized in their true nature by the righteous that are illumined by those that are endowed with superphysical knowledge.

**Notes**—In this shloka a reference is made to Pratyaksha Pramān. It is of two kinds according to the Jain Logic ( 1 ) The Sâmvyavahâric Pratyaksha is acquired with the aid of senses and mind. It is known also as Matijnāna. ( 2 ) The Pāramārthika Pratyaksha is purely intuitional knowledge i. e. acquired without the aid of senses and mind, and is of two kinds, limited and unlimited by time and space. Elevated Souls by the force of the teachings of the omniscient are able to know things beyond the powers of senses and mind, while ordinary people can not do so as their powers of perception are limited. From their inability to see things beyond the powers of senses and mind, they can not validly and legitimately infer their nonexistence. The nonperception of the bird flying in the highest regions of the sky, does not justify one to conclude its nonexistence. One is not justified to infer the nonexistence of some stars because he does not see them even in full moonlight

and also the nonexistence of his ancestors because he does not see them in his own lifetime. So, from above, men with limited perception are not justified to impeach the validity of inference with regard to the existence of what is beyond the power of their senses and mind such as Soul, Karma, Rebirth, Emancipation, Merit Demerit &c.

## અતીન્દ્રિય પદાર્થો પર વિશ્વાસ રાખવો જોઇએ—

"પરોક્ષ પદાર્થો, આવરણયુક્તદૃષ્ટિવાળા લોકોના પ્રત્યક્ષજ્ઞાનમાં આવી શકતા નથી; આમ છતાં પણ અતીન્દ્રિયજ્ઞાનધારી (સર્વજ્ઞ) પુરૂષોએ કરેલા ઉપદેશોને આધારે સત્પુરૂષો અતીન્દ્રિય પદાર્થો ઉપર વિચારપૂર્વક દૃઢ શ્રદ્ધા ધરાવે છે."—૧૫

**વ્યાખ્યા:—**

વાંચનાર દૃઢતાથી સમજી શક્યા છે કે—આત્મા, પુણ્ય, પાપ અને પરલોક બરાબર વિદ્યમાન છે. આસ્તિકોનું આસ્તિકપણું પુણ્ય, પાપ આદિ પરોક્ષતત્ત્વોની માન્યતા ઉપર આધાર રાખે છે. કેવલપ્રત્યક્ષ પ્રમાણ માનવાથી તત્ત્વજ્ઞાનનો માર્ગ મેળવી શકાતો નથી અને આત્મજીવન બહુ ખરાબીમાં મૂકાય છે. કેવલ પ્રત્યક્ષપ્રમાણવાદીને પણ ધૂમના દર્શનથી અગ્નિ હોવાનું અનુમાન સ્વીકારવું પડે છે. નહિ દેખવા માત્રથી વસ્તુનો અભાવ માનવો, એ ન્યાયસંગત કહી શકાય નહિ. ઘણી વસ્તુઓ હૈયાત છતાં દૃષ્ટિગોચરમાં આવતી નથી, એથી એનો અભાવ સિદ્ધ થઇ શકે નહિ. આકાશમાં ઉડેલું પક્ષી એટલે ઉંચે ગયું કે તે નજરથી દેખી શકાતું નથી, એથી કરી તેનો અભાવ સિદ્ધ થાય નહિ. આપણા પૂર્વજો આપણાથી દેખાતા નથી, એથી, એઓ ન્હોતા, એમ કહેવાને કોઇ હિમ્મત કરી શકે નહિ. દૂધમાં ભળી ગયેલું પાણી જોઇ શકાતું નથી, એથી એનો અભાવ કહી શકાય નહિ. સૂર્યના અજવાળામાં તારાઓ દેખાતા નથી, એથી એઓનું નાસ્તિત્વ કહી શકાય નહિ. આવાં અનેક દૃષ્ટાન્તો ઉપર દૃષ્ટિ ફેરવાથી કોઇ પણ બુદ્ધિમાનને એવો નિશ્ચલ વિશ્વાસ થઇ શકે તેમ છે કે—

સંસારમાં જેમ ઇન્દ્રિયગોચર પદાર્થો છે, તેમ ઇન્દ્રિયાતીત (અતીન્દ્રિય) પદાર્થો પણ અવશ્ય અસ્તિત્વ ધરાવે છે.

પોતાનુંજ અનુભવેલું માનવું અને બીજાના અનુભવેલ વિષયો માનવાજ નહિ, એ વાત વ્યાજબી નથી. **લંડન, પેરિસ** અને **ન્યુયોર્ક** જેવાં શહેરો જેણે દેખ્યાં નથી, એવો મનુષ્ય, તે શહેરોના વૈભવનો અનુભવ કરી આવેલા કોઇ સત્યવક્તા મનુષ્યથી વર્ણવાતા તે શહેરોના વૈભવને માનવા તૈયાર ન થાય અને તેને પોતાથી અપ્રત્યક્ષ હોવાના કારણે અસત્ય ઠરાવવા તૈયાર થાય, તો એ જેમ ગેરવ્યાજબી છે, તેમ, આપણા–સાધારણ મનુષ્યો કરતાં અનુભવજ્ઞાનમાં આગળ વધેલા મહાપુરૂષોના સિદ્ધાન્તોને 'નથી દેખાતા' એટલાજ માત્ર હેતુથી તરછોડી નાંખવા, એ પણ અત્યન્ત અયુક્ત છે.

ઉપરની હકીકતથી એ સાર નિકળે છે કે પુણ્ય–પાપની પ્રત્યક્ષ ફળાતી લીલાઓને હૃદયમાં ઉતારી, સંસારરૂપ મહાવિષધરથી સાવચેત થઇ આત્મા ઉપર લાગેલ મળને દૂર કરવા–ચૈતન્યને પૂર્ણ વિકાસમાં મૂકવા કલ્યાણસંપન્ન માર્ગે આત્માને જોડવો જોઇએ. ધીરે ધીરે, પણ માર્ગ ઉપર–ખરા માર્ગ ઉપર ગતિ કરતો પ્રાણી સીદાતો નથી અને ક્રમશઃ આગળ વધતો જાય છે, છેવટે સાધ્યને પહોંચી વળે છે.

એ ખુલ્લી વાત છે કે **અધ્યાત્મ**ના વિષયમાં **આત્મા**નું સ્વરૂપ જાણવું ખાસ અગત્યનું છે. જુદી જુદી દૃષ્ટિએ આત્મસ્વરૂપનો વિચાર કરવાથી તે સંબન્ધી શંકાઓ ટળી જાય છે, અને આત્માની સાચી ઓળખાણ થવાથી તેના ઉપર અધ્યાત્મનો પાયો માંડી શકાય છે. પરન્તુ આ વિષય અતિવિસ્તૃત છે, છતાં તે સમ્બન્ધી એકાદ બાબત ઉપર ટૂંક અવલોકન કરી લઇએ—

પ્રથમતઃ કેટલાક દર્શનકારો * આત્માને શરીરમાત્રમાં સ્થિત નહિ માનતાં વ્યાપક માને છે, અર્થાત્ પ્રત્યેક શરીરનો પ્રત્યેક આત્મા આખા જગતને વ્યાપ્ત કરી રહેલો છે, એમ એઓનો અભિપ્રાય છે. એ સિવાય એમ પણ એઓનું માનવું છે કે–જ્ઞાન, એ આત્માનું અસલ સ્વરૂપ નથી,

* નૈયાયિકો, વૈશેષિકો અને સાંખ્યો.

કિન્તુ શરીર, ઇન્દ્રિય અને મનના સંબન્ધથી આગન્તુક-ઉત્પન્ન થનારો તે આત્માનો અવાસ્તવિક ધર્મ છે.

આ બંને સિદ્ધાન્તોમાં **જૈન**શાસ્ત્રકારો જુદા પડે છે. પહેલી બાબતના સમ્બન્ધમાં એઓ, પ્રત્યેક શરીરના જુદા જુદા આત્માને માત્ર તે શરીરમાંજ વ્યાપી રહેલા માને છે. તેઓનો અભિપ્રાય એવો છે કે-જ્ઞાન, ઇચ્છા વગેરે ગુણો શરીરમાંજ અનુભવાતા હોવાથી, તે ગુણોનો માલિક આત્મા પણ શરીરમાંજ હોવો ઘટે છે*

બીજી બાબતના સમ્બન્ધમાં, જ્ઞાન એ આત્માનો વાસ્તવિક ધર્મ છે-આત્માનું અસલ સ્વરૂપ છે-આત્મા જ્ઞાનમય છે, એમ **જૈનદર્શન**ની માન્યતા છે; અતએવ શરીર, ઇન્દ્રિય અને મનનો સમ્બન્ધ છૂટયા પછીની **મુક્ત** અવસ્થામાં પણ આત્માને અનન્તજ્ઞાનપ્રકાશમય જૈનદર્શનમાં માનવામાં આવ્યો છે,[1] જ્યારે કેટલાક અન્ય દર્શનકારો જ્ઞાનને આત્માનો

---

* જે વસ્તુના ગુણો જ્યાં દેખાતા હોય, તે વસ્તુ ત્યાંજ હોવી જોઇએ. ઘટનું રૂપ જ્યાં દેખાતું હોય, ત્યાંજ ઘટ હોવાનું ઘટી શકે છે. જે ભૂમિભાગ ઉપર ઘટનું રૂપ દેખાતું હોય, તે ભૂમિભાગ સિવાય બીજી જગ્યાએ તે રૂપવાળો ઘટ હોવો કેમ બની શકે? આજ વાતને **હેમચન્દ્રાચાર્ય**—

"यत्रैव यो दृष्टगुणः स तत्र कुम्भादिवद् निष्प्रतिपक्षमेतत्"।

—એ શબ્દોથી કથે છે. આ **ન્યાય** પ્રમાણે, આત્માના લાગણી, ઇચ્છા વગેરે ગુણો શરીરમાંજ અનુભવાતા હોવાથી તે ગુણોનો સ્વામી **આત્મા** પણ શરીરમાંજ-શરીરથી બહાર નહિ-રહેલો સિદ્ધ થાય છે.

૧ જ્ઞાનની જેમ **સુખ** પણ આત્માનો અસલ ધર્મ છે. જેમ વાદળામાં સપડાયલો સૂર્યનો જળહળતો પ્રકાશ પણ વાદળામાંથી ઝાંખો નિકળે છે અને તેજ ઝાંખો પ્રકાશ, અનેક છિદ્રવાળો પડદો લગાવેલા ઘરમાં વધુ ઝાંખો પડે છે; એમ છતાં 'સૂર્ય જળહળતા પ્રકાશવાળો નથી' એમ કહી શકાય નહિ; એવી રીતે આત્માનો, જ્ઞાનપ્રકાશ અથવા વાસ્તવિક આનન્દ પણ શરીર-ઇન્દ્રિય-મનના બન્ધનથી કે કર્મસમૂહના આવરણથી પૂર્ણરૂપે ન અનુભવાય-ઝાંખો અનુભવાય-વિકારયુક્ત અનુભવાય, તો તે બરાબર બનવા જોગ છે, પરન્તુ એથી એમ ન કહી શકાય કે જ્ઞાન અને આનન્દ એ આત્માનું અસલ સ્વરૂપ નથી.

અસલ ધર્મ નહિ માનતા હોવાથી મુક્ત અવસ્થામાં પણ આત્માને જ્ઞાનપ્રકાશમય માની શકતા નથી.

આત્માના સમ્બન્ધમાં અન્યદર્શનકારોથી જુદી રીતના **જૈન**સિદ્ધાન્તો—

**“ चैतन्यस्वरूपः परिणामी कर्त्ता साक्षाद् भोक्ता देहपरिमाणः प्रतिक्षेत्रं भिन्नः पौद्गलिकादृष्टवांश्चायम्[1] ”**

—આ સૂત્રથી સ્પષ્ટ સમજાય છે. આ સૂત્રમાં આત્માને પહેલું વિશેષણ ‘ ચૈતન્યસ્વરૂપવાળો ’ આપવામાં આવ્યું છે. અર્થાત્ જ્ઞાન એ આત્માનું અસલ સ્વરૂપ છે. એથી—પૂર્વ કહ્યા પ્રમાણે—નૈયાયિક વગેરે જુદા પડે છે. ‘ પરિણામી ’ ( નવી નવી યોનિઓમાં—જુદી જુદી ગતિઓમાં ભ્રમણ કરવાને લીધે પરિણામસ્વભાવવાળો ) ‘ કર્ત્તા ’ અને ‘ સાક્ષાદ્‌ભોક્તા ’ એ ત્રણ વિશેષણોથી, આત્માને કમલ-પત્રની જેમ નિર્લેપ—સર્વથા પરિણામરહિત—ક્રિયારહિત માનનાર સાંખ્યો જુદા પડે છે. નૈયાયિક વગેરે પણ આત્માને પરિણામી માનતા નથી. ‘ માત્ર શરીરમાંજ વ્યાપ્ત ’ એ અર્થવાળા ‘ દેહપરિમાણ ’ વિશેષણથી, આત્માને બધે વ્યાપક માનનારા વૈશેષિક—નૈયાયિક—સાંખ્યો જુદા પડે છે. ‘શરીરે શરીરે આત્મા જુદો’ એ અર્થવાળા ‘પ્રતિક્ષેત્ર ભિન્ન’ એ વિશેષણથી સર્વ શરીરોમાં એકજ આત્મા માનનારા અદ્વૈતવાદિઓ—બ્રહ્મવાદિઓ જુદા પડે છે. અને છેલ્લા વિશેષણથી, પૌદ્‌ગલિક દ્રવ્યરૂપ અદૃષ્ટવાળો આત્મા બતાવતાં કર્મને અર્થાત્ ધર્મ—અધર્મને આત્માનો વિશેષ ગુણ માનનારા નૈયાયિક—વૈશેષિકો અને કર્મને તેવા પ્રકારના પરમાણુસમૂહરૂપ નહિ માનનારા વેદાન્તી વગેરે વાદિઓ જુદા પડે છે.

“ **सत्यं ब्रह्म मिथ्या जगत्** ” એ સૂત્રની ઉદ્‌ઘોષણા કરનારાઓ-માંના કેટલાકો, તેનો ગમે તે અર્થ કરતા હોય, પણ ખરો અર્થ તો એ સમજાય છે કે—“ જગત્‌ના દેખાતા તમામ પદાર્થો વિનાશી છે, અતએવ તેને મિથ્યારૂપ સમજવા જોઇએ. માત્ર શુદ્ધચૈતન્યસ્વરૂપ આત્માજ આરાધન કરવા યોગ્ય છે ” આ ઉપદેશમાં ઘણું મહત્ત્વ સમાયલું છે.

---

૧ વાદિ **દેવસૂરિ**કૃત ‘પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર’ નામક **ન્યાયસૂત્ર**ના સાતમા પરિચ્છેદનું ૫૬ મું સૂત્ર. આ મૂલસૂત્રગ્રન્થ **કલકત્તા વિશ્વવિદ્યાલય**ની એમ. એ. ની પરીક્ષામાં દાખલ થયેલો છે.

અનાદિ મોહવાસનાનો ભીષણ સન્તાપ શમાવવાને આવા ઉપદેશો આપવા પ્રાચીન મહાત્માઓ અગત્યના સમજતા હતા. ‘ જગત્‌ના પદાર્થો શશલાના શિંગડાની જેમ સર્વથા અસત્ છે ’ એવો અર્થ ઉકત સૂત્રથી નિકાળવામાં ઘણી નડતરો ઉભી થાય છે. એ કરતાં ઉપર્યુકત ભાવાર્થજ યથાર્થ અને સર્વની અનુભવદૃષ્ટિમાં ઉતરી શકે તેવો છે. દેખાતા બાહ્ય પદાર્થોની અસારતાનું વર્ણન કરતાં **જૈન** મહાત્માઓ પણ તેને ‘ મિથ્યા ’ કહી દે છે. એથી ‘ દુનિયામાં વસ્તુતઃ કોઇ વસ્તુજ નથી ’ એમ માનવાનું શા ઉપર હોઇ શકે ? સંસારનો સઘળો પ્રપંચ અસાર–વિનાશી અનિત્ય છે, એ બરાબર છે, એમાં કોઇના બે મત નથી. અને એજ મતલબને બતાવવા જગત્‌ને ‘ મિથ્યા ’ વિશેષણ આપેલું છે; પરન્તુ એથી સર્વાનુભવ સિદ્ધ જગત્‌નો અત્યન્ત અભાવ સિદ્ધ થઇ શકે નહિ.

હવે કર્મની વિશેષતા તરફ લગાર જોઇ જઇએ—

સંસારમાં બીજા જીવો કરતાં મનુષ્યો તરફ આપણી નજર જલદી પડે છે. મનુષ્યજાતિની સ્થિતિનો આપણને હમેશાં પરિચય હોવાથી તેની તરફ મનન કરતાં કેટલીક આધ્યાત્મિક બાબતોમાં વિશેષ સ્પષ્ટ ખુલાસો થઇ શકે છે.

જગત્‌માં મનુષ્યો બે પ્રકારના છે–એક પવિત્ર જીવન ગાળનારા અને બીજા મલિનજીવન ગાળનારા. આ બંને પ્રકારના મનુષ્યોને પણ બે વિભાગોમાં વ્હેંચી શકાય છે–સુખસમ્પન્ન અને દરિદ્ર. એકન્દર મનુષ્યોના ચાર વિભાગો થયા–૧ પવિત્ર જીવન ગાળનારા* દ્રવ્યાદિકથી સુખી, ૨ પવિત્ર જીવન ગાળનારા દ્રવ્યાદિકથી દુઃખી, ૩ મલિન+ જિન્દગી ગાળનારા દ્રવ્યાદિકથી સુખી અને મલિન જિન્દગી ગાળનારા દ્રવ્યાદિકથી દુઃખી. આ ચારે પ્રકારના મનુષ્યો દુનિયાની સપાટી ઉપર આપણી નજરે બરાબર દેખાઇ રહ્યા છે. આવી વિચિત્ર સ્થિતિ હોવામાં પુણ્ય–પાપની વિચિત્રતા કારણ છે, એ તો આખો સંસાર જાણે છે; પરન્તુ તે વિચિત્રતા સમજવાનું ક્ષેત્ર બહુ ઉંડું છે. છતાં એટલું તો અવશ્ય સમજી શકાય છે કે–એ ચાર પ્રકારના મનુષ્યોને લઇને પુણ્ય–પાપના પણ ચાર પ્રકારો હોવા જોઇએ.

આ સમ્બન્ધમાં **જૈન**શાસ્ત્રકારો પુણ્ય–પાપના ચાર પ્રકારો આવી રીતે બતાવે છે—

---

* ધર્મસાધન કરનારા. + પાપ કરનારા.

૧ પુણ્યાનુબન્ધી પુણ્ય, ૨ પુણ્યાનુબન્ધી પાપ, ૩ પાપાનુબન્ધી પુણ્ય ૪ પાપાનુબન્ધી પાપ.

**પુણ્યાનુબન્ધી પુણ્ય.**

જન્માન્તરના જે પુણ્યથી સુખ ભોગવતાં ધર્મ તરફ લાલસા રહ્યા કરે અને પુણ્યનાં કાર્યો તરફ પ્રવૃત્તિ થતી રહે, એવા પુણ્યને 'પુણ્યાનુબન્ધી પુણ્ય' કહેવામાં આવે છે; કેમકે આ પુણ્ય આ જિન્દગીમાં સુખ આપવાની સાથે જીવનની પવિત્રતા થવામાં પણ એવું સાધનભૂત થઇ પડે છે કે આગળ જન્માન્તરને માટે પુણ્યને ઉત્પન્ન કરાવી આપે છે. પુણ્યનું અનુબન્ધી એટલે સાધન જે પુણ્ય, તે પુણ્યાનુબન્ધી પુણ્યનો અર્થ છે. અર્થાત્ જન્માન્તરને માટે પુણ્યસમ્પાદન કરી આપનાર જે પુણ્ય, તે પુણ્યાનુબન્ધી પુણ્ય છે.

**પુણ્યાનુબન્ધી પાપ.**

જન્માન્તરના જે પાપથી દુઃખ ભોગવતાં જીવન મલિન ન થતાં ધર્મ સાધનનો વ્યવસાય બરાબર રહ્યા કરે, એવા પાપને 'પુણ્યાનુબન્ધી પાપ' કહેવામાં આવે છે. કેમકે આ પાપ આ જિન્દગીમાં ગરીબાઇ વગેરે દુઃખો આપવા છતાં જીવનને પાપી બનાવવામાં સાધનભૂત ન થતાં જન્માન્તરને માટે પુણ્ય ઉત્પન્ન કરવામાં કારણ બને છે. પુણ્યનું અનુબન્ધી એટલે પુણ્ય-સાધનમાં અટકાયત નહિ કરનાર જે પાપ, તે પુણ્યાનુબંધી પાપનો અર્થ છે. અર્થાત્ જન્માતરને માટે પુણ્ય સાધવામાં હરકત નહિ કરનાર જે પાપ, તે પુણ્યાનુબન્ધી પાપ છે.

**પાપાનુબન્ધી પુણ્ય.**

જન્માન્તરના જે પુણ્યથી સુખ ભોગવતાં પાપની વાસનાઓ વધતી રહે અને અધર્મનાં કાર્યો થતાં રહે, એવા પુણ્યને ' પાપાનુબન્ધી પુણ્ય ' કહેવામાં આવે છે. કેમકે આ પુણ્ય આ જિન્દગીમાં સુખ આપવાની સાથે જીવનને મલિન બનાવનાર હોવાથી જન્માન્તરને માટે પાપને ઉત્પન્ન કરનાર થાય છે. પાપનું અનુબન્ધી એટલે પાપની સામગ્રી જોડી આપ-નાર જે પુણ્ય, તે પાપાનુબન્ધી પુણ્યનો અર્થ છે. અર્થાત્ જન્માન્તરને માટે પાપ પેદા કરી આપનાર પુણ્ય, પાપાનુબન્ધી પુણ્ય છે.

**પાપાનુબન્ધી પાપ.**

જન્માન્તરસંચિત જે પાપથી ગરીબાઇ વગેરે દુઃખો ભોગવવાની સાથે પાપ કરવાની બુદ્ધિ છૂટે નહિ, અધર્મનાં કાર્યોમાં પ્રવૃત્તિ બની રહે, એવા પાપને 'પાપાનુબન્ધી પાપ' કહેવામાં આવે છે, કેમકે આ પાપ આ જિન્દગીમાં દુઃખ આપવાની સાથે જીવનને મલિન પણ એવું બનાવે છે કે આગળ જન્માન્તરને માટે પાપ નિપજાવનાર થાય છે. પાપનું અનુબન્ધી એટલે કારણ જે પાપ, તે પાપાનુબન્ધી પાપનો અર્થ છે. અર્થાત્ જન્માન્તરને માટે પાપના પોટલા ઉપડાવનાર જે પાપ, તે પાપાનુબન્ધી પાપ છે.

સંસારમાં જે રાજાઓ—જે ગૃહસ્થો સુખી છે અને ધર્મયુક્ત જીવન ગાળે છે, તેઓ પુણ્યાનુબંધીપુણ્યવાળા સમજવા. જેઓ દારિદ્રયનાં દુઃખથી સન્તપ્ત છે, છતાં ધર્મયુક્ત જિન્દગી ગાળે છે, તેઓ પુણ્યાનુબન્ધીપાપવાળા જાણવા. જેઓ સંસારનો આનન્દ લૂટી રહ્યા છે અને પાપમય જીવન ગાળે છે, તેઓ પાપાનુબન્ધીપુણ્યવાળા છે, અને જેઓ દરિદ્ર—દુઃખી હોવા છતાં પાપના ધંધાઓમાં મશગૂલ રહે છે, તેઓને પાપાનુબન્ધીપાપવાળા માનવા.

લૂટફાટ, પ્રાણિવધ વગેરે પ્રચંડ પાપના ધંધાઓથી ધનવાન્ થઇ બંગલા બંધાવી એશઆરામ ભોગવતા કેટલાક મનુષ્યોને જોઇ કેટલાક ટૂંકી નજરના માણસો કહે છે કે—" જુઓ ભાઇ ! ધર્મીને ઘેર ધાડ છે, પાપ કરનારાઓ કેવી મોજ મારે છે, હવે ક્યાં રહ્યું ધર્મ કર્મ " પરંતુ આ કથન કેવું અજ્ઞાનપૂર્ણ છે, એ ઉપરની કર્મસમ્બન્ધી હકીકત સમજનારાઓ સારી પેઠે જાણી શકયા છે. આ જિન્દગીમાં ભલે ગમે તેટલું પાપ કરાય અને તેની સાથે પૂર્વના પુણ્યથી ભલે ગમે તેટલું સુખ ભોગવાય; પરન્તુ પરલોકમાં **પોપાબાઇ**નું રાજ્ય નથી કે તે બધું નિષ્ફળજ હવામાં ઉડી જાય. પ્રકૃતિનું સામ્રાજ્ય અજબ છે. તેનાં બારીક તત્ત્વો અગમ્ય છે. મોહના અંધારામાં ગમે તેટલાં ગોથાં મારવામાં આવે, ગમે તેવી કલ્પનાઓ બાંધી નિર્ભય રહેવામાં આવે, પણ ખૂબ યાદ રાખવું જોઇએ કે પ્રકૃતિના શાસનમાંથી કોઈ ગુનેહગાર છૂટયો નથી, છૂટતો નથી અને છૂટશે નહિ.

अध्यात्मं लक्ष्यति—

शुद्धाऽऽत्मतत्त्वं प्रविधाय लक्ष्यममूढदृष्ट्या क्रियते यदेव ।
अध्यात्ममेतत् प्रवदन्ति तज्ज्ञा नचाऽन्यदस्मादपवर्गबीजम् *॥१६॥

( 16 )

The enlightened define Adhyātma as everything that is done clearly keeping in view ( realising ) the unsullied nature of Soul. Nothing besides leads to salvation.

**Notes**—The word 'Adhyātma' is explained in the first Shloka. Only practices, directed with close attention to the realization of the unsullied nature of the soul are potent for spiritual emancipation. Generally people under the influence of Karma resort to such methods for securing their object of desire as would eventually launch them into disappointments

---

* " गतमोहाधिकाराणामात्मानमधिकृत्य या ।
प्रवर्त्तते क्रिया शुद्धा तदध्यात्मं जगुर्जिनाः " ॥
" अपुनर्बन्धकाद् यावद् गुणस्थानं चतुर्दशम् ।
क्रमशुद्धिमती तावत् क्रियाऽध्यात्ममयी मता " ॥
" आहारोपधिपूजर्द्धिगौरवप्रतिबन्धतः ।
भवाभिनन्दी यां कुर्यात् क्रिया साऽध्यात्मवैरिणी " ॥
" अध्यात्माऽभ्यासकालेऽपि क्रिया काप्येवमस्ति हि ।
शुभौघसंज्ञानुगतं ज्ञानमप्यास्ति किञ्चन " ॥
" अतो ज्ञानक्रियारूपमध्यात्मं व्यवतिष्ठते ।
एतत् प्रवर्धमानं स्याद् निर्दम्भाचारशालिनाम् " ॥

—" મોહના અધિકારમાંથી મુક્ત થયેલાઓની શુદ્ધ આત્મતત્ત્વને ઉદ્દેશીને જે શુદ્ધ ક્રિયા પ્રવર્તે છે, તેને જિનદેવો અધ્યાત્મ કહે છે. "

and defeats. They only pay inportance to such means and things as would ultimately prove pernicious as they are dominated by lower impulses and carnal desires from a very long time. Hence they suffer miseries though in the midst of favourable surroundings, but if they try to shut their inner life from the attacks of external objects, surely they would begin to experience the dawn of inner light and would eventually experience Wisdom and Bliss.

---

"+ **અપુનર્બન્ધક** અવસ્થાથી આધ્યાત્મિક વર્ત્તનનો પ્રારંભ થાય છે અને તેની પૂર્ણતા ચૌદમા ગુણસ્થાનમાં થાય છે."

"આહાર, ઉપધિ, પૂજા, માનપ્રતિષ્ઠા વગેરે સંસારસમ્બન્ધી આનન્દમાં લટ્ટૂ બનેલાઓથી ધર્મના દેખાવવાળી જે ક્રિયા કરવામાં આવે છે, તે અધ્યાત્મની વૈરિણી છે."

"અધ્યાત્મના પ્રાથમિક અભ્યાસકાલમાં પણ શુભ ક્રિયા અને શુભ જ્ઞાન અમુક અંશે અવશ્ય પ્રકટ થયેલું હોય છે."

"એ માટે એજ સ્થિર પક્ષ છે કે—અધ્યાત્મ, જ્ઞાન અને ક્રિયા એ ઉભયસ્વરૂપ છે; અને એ અધ્યાત્મના માર્ગમાં કપટરહિત આચાર પાળનારાઓજ આગળ વધી શકે છે."

—યોગીન્દ્ર **યશોવિજયજી** અધ્યાત્મસાર.

---

+ જ્યારથી મિથ્યાત્વનો ઉત્કૃષ્ટસ્થિતિબન્ધ થતો અટકી જાય, ત્યારથી તે અવસ્થાનું નામ 'અપુનર્બન્ધક' છે, અથવા તેવી અવસ્થાવાળો પ્રાણી 'અપુનર્બન્ધક' કહેવાય છે. અધ્યાત્મની આ પ્રથમ ભૂમિકા છે. આ સ્થિતિ ઉપર આવેલા પ્રાણીમાં ઈર્ષ્યા, દ્વેષ, નિન્દા વગેરે દોષજાળ ઘણી નરમ પડેલી હોય છે. આત્મશ્રેયની ઇચ્છા તેને પ્રબળ હોય છે. સંસારના પ્રપંચો ઉપર તેને ઉદ્વેગ હોય છે. સત્પુરૂષોનો પક્ષપાત અને દેવ—ગુરૂનું બહુમાન કરવા તરફ તે અભિરૂચિવાળો હોય છે. તે અનીતિએ ચાલતો નથી. આવી અવસ્થામાં પસાર થયા પછીજ **ગ્રન્થિભેદદ્વારા સમ્યક્ત્વ** પ્રાપ્ત કરાય છે.

**અધ્યાત્મનું લક્ષણ—**

" શુદ્ધ આત્મતત્ત્વને બરાબર લક્ષ્ય ઉપર રાખી મોહરહિત-તત્ત્વ દૃષ્ટિથી જે કાંઇ કરાય છે, તેને અધ્યાત્મજ્ઞાની પુરૂષો **અધ્યાત્મ** કહે છે. મોક્ષનું સાધન, આ અધ્યાત્મ સિવાય બીજું કશું નથી. "—૧૬

**વ્યાખ્યા.**

આ શ્લોકમાં અધ્યાત્મનું લક્ષણ બતાવ્યું છે. અધ્યાત્મનો સરલ અર્થ અથવા તેની વ્યાખ્યા પ્રથમ શ્લોક ઉપરના વિવેચનમાં જોઇ ગયા છીએ.

આપણને પ્રત્યક્ષ જણાય છે કે સંસારની ગહન ગતિ છે. સુખી જીવોના કરતાં દુઃખી જીવોનું ક્ષેત્ર મ્હોટું છે. આધિ, વ્યાધિ, શોક, સન્તાપથી લોક પરિપૂર્ણ છે. સુખનાં સાધનો હજાર પ્રકારનાં રહેતે પણ દુઃખની સત્તા શાન્ત પડતી નથી, તેનું કારણ ફક્ત એકજ છે, અને તે એજ છે કે સંસારની દુર્વાસનાઓથી આપણે ઘેરાઇ ગયા છીએ. વાસનાઓનું દબાણ જેટલા પ્રમાણમાં વધુ હોય છે, દુઃખ પણ તેટલા પ્રમાણમાં વધુ અનુભવવું પડે છે. વાસના કહો, અવિદ્યા કહો, માયા કહો, એ બધું એકજ છે; એજ સંસાર છે; એજ સંસારનો સંતાપ છે; અને એનેજ લીધે સુવનિતા, સત્પુત્ર, લક્ષ્મી અને આરોગ્ય વગેરેની સારી રીતની સગવડ મળવા છતાં પણ દુઃખનો સંયોગ ખસી શકતો નથી. આ ઉપરથી સમજી શકાય છે કે—દુઃખથી સુખને જુદું પાડવું—કેવળ સુખભોગી થવું, એ ક્યાં સુધી દુઃસાધ્ય અર્થાત્ કઠિન કાર્ય છે.

સુખ—દુઃખનો તમામ આધાર મનોવૃત્તિઓ ઉપર છે. મહાન્ ધનાઢ્ય મનુષ્ય પણ લોભના ચક્કરમાં ફસાવાથી ભારે દુઃખી રહ્યા કરે છે, જ્યારે નિર્ધન મનુષ્ય પણ સન્તોષવૃત્તિના પ્રભાવે મન ઉપર ઉદ્વેગ નહિ રાખતો હોવાથી સુખી રહે છે. આ વિષે મહાત્મા **ભર્તૃહરિ**નું વાક્ય યથાર્થ ભાન કરાવે છે કે—

**" मनसि च परितुष्टे कोऽर्थवान् को दरिद्रः ; " ।**

આ ઉપરથી સમજી શકાય છે કે મનોવૃત્તિઓનો વિલક્ષણ પ્રવાહજ સુખ-દુઃખના પ્રવાહનું મૂળ છે. એકજ વસ્તુ એકને સુખકારી હોય છે,

જ્યારે બીજાને તે દુઃખ ઉપજાવનાર થાય છે. જે પદાર્થ એક વખતે જેને રોચક લાગ્યો હોય, તેજ પદાર્થ બીજી વખતે તેનેજ અરોચક થઈ પડે છે. આ બધું શું છે ? મનોવૃત્તિઓની વિચિત્રતાજ. એનાજ ઉપર સુખ–દુઃખનો આધાર રહેલો છે, અને એ ઉપરથી એ વસ્તુસ્થિતિ સમજી શકાય છે કે બાહ્ય પદાર્થો સુખ–દુઃખના સાધક નથી.

રાગ, દ્વેષ અને મોહ એ મનની વૃત્તિઓનાં પરિણામો છે. એ ત્રણે ઉપર આખું સંસારચક્ર ફરે છે. એ ત્રિદોષ * ને દૂર કરવા આ શ્લોકમાં બતાવ્યા પ્રમાણે અધ્યાત્મમાર્ગના સેવનની જરૂર છે. તે ત્રિદોષને શમાવવા અધ્યાત્મશાસ્ત્ર સિવાય કોઈ અન્ય વૈદ્યક ગ્રન્થ નથી. પરન્તુ એ વાતનો પોતાની જાતને અનુભવ થવો કે–'હું એક પ્રકારે રોગી છું' એ બહુ કઠિન છે. જ્યાં સંસારના સુખ–તરંગો મન ઉપર અફળાતા હોય, વિષય રૂપ વિજળીના ચમકારા હૃદયને આંજી નાંખતા હોય અને તૃષ્ણારૂપ પાણીના ધોધમાં આત્મા બેભાન બની રહ્યો હોય, ત્યાં પોતાનો ગુપ્ત રોગ સમજવો, એ બનવું ભારે કઠિન છે. આવી સ્થિતિના અનભિજ્ઞ જીવો એકદમ અધઃસ્થિત છે. તે સ્થિતિથી આગળ વધેલા જીવો, જેઓ પોતાને ત્રિદોષાક્રાન્ત સમજે છે–જેઓ પોતાને ત્રિદોષજન્ય ઉગ્ર તાપમાં સપડાયલા માને છે અને તે રોગના પ્રતીકારની શોધમાં ઉત્સુક છે, તેવાઓને અધ્યાત્મમાર્ગની ભૂમિકા દુર્લભ રહેતી નથી.

અધ્યાત્મના વિષયમાં અવગાહન કરનારને સંસારનાં મુખ્ય બે તત્ત્વો–જે જડ અને ચેતન છે, તે બરાબર સમજવાનાં હોય છે. જડનું સ્વરૂપ સમજ્યા વગર ચેતનનું સ્વરૂપ સમજાય નહિ, અને ચેતનનું સ્વરૂપ સમજ્યા વગર જડનું સ્વરૂપ સમજી શકાય નહિ; આ માટે એ બંને તત્ત્વો અધ્યાત્મમાર્ગમાં પ્રગત થવાના ઉમેદવારોએ સમજવાનાં છે.

'આત્મા શી વસ્તુ છે ?' 'આત્માને સુખ–દુઃખનો અનુભવ કેમ થાય છે ?' 'આત્મા પોતેજ સુખ–દુઃખના અનુભવનું કારણ છે કે કોઇ અન્યના સંસર્ગથી આત્માને સુખ–દુઃખ અનુભવાય છે ?' 'કર્મનો સંસર્ગ આત્માને કેમ થઇ શકે ?' 'તે સંસર્ગ અનાદિ છે કે આદિમાન્

* રાગ, દ્વેષ અને મોહ એ ત્રણ દોષોને 'ત્રિદોષ' સંજ્ઞા આપી છે.

છે?' 'અનાદિ હોય, તો તેનો ઉચ્છેદ કેવી રીતે થઇ શકે?' 'કર્મનું સ્વરૂપ કેવા પ્રકારનું છે?' 'કર્મના ભેદાનુભેદો કેવી રીતે છે?' 'કર્મનો બંધ, ઉદય અને સત્તા કેવી રીતે નિયમબદ્ધ છે?' આ બધી બાબતો **અધ્યાત્મ**ના બગીચામાં વિહરવાના અભિલાષીઓએ જાણવાની છે. આ સિવાય, અધ્યાત્મના વિષયમાં સંસારની અસારતાનું અવલોકન કરવાની બહુ જરૂરીઆત રહે છે. જુદી જુદી ભાવનાઓ દ્વારા મોહ-મમતા ઉપર દબાણ કરવા તરફજ **અધ્યાત્મ** વિદ્યાનું લક્ષ્ય છે.

દુરાગ્રહનો ત્યાગ, તત્ત્વશ્રવણની ઉત્કંઠા, સંતોનો સમાગમ, સાધુ પુરૂષોની પ્રતિપત્તિ, તત્ત્વશ્રવણ, મનન, નિદિધ્યાસન, મિથ્યાદૃષ્ટિનો વિનાશ, સમ્યગ્દૃષ્ટિનો પ્રકાશ, ક્રોધ, માન, માયા, અને લોભ એ ચાર કષાયોનો સંહાર, ઇન્દ્રિયોનો સંયમ, મમતાનો પરિત્યાગ, સમતાનો પ્રાદુર્ભાવ, મનોવૃત્તિઓનો નિગ્રહ, ચિત્તની નિશ્ચલતા, ધ્યાનનો પ્રવાહ, સમાધિનો આવિર્ભાવ, મોહાદિ કર્મોનો ક્ષય અને છેવટે કેવલજ્ઞાનનો ઉદય તથા મોક્ષની પ્રાપ્તિ, એ રીતે **અધ્યાત્મ**ની પ્રગતિનો ક્રમ **અધ્યાત્મ**શાસ્ત્રોમાં વર્ણવેલો છે.

એ વાત જાણીતી થઇ ગઇ છે કે—અનન્તજ્ઞાનસ્વરૂપ આત્મા કર્મના સંસર્ગને લીધે શરીરરૂપ અંધારી કોટડીમાં સપડાયલો છે. તથા કર્મના સંસર્ગનું મૂળ અજ્ઞાનતા છે, અને કર્મનો સંસર્ગ આત્માને અનાદિ છે, એમ પૂર્વે જોઇ ગયા છીએ. વળી એ પણ જણાઈ ગયું છે કે આત્માનાં સુખ-દુઃખ વગેરે પરિણામો કર્મનાં આવરણો ઉપર અવલંબિત છે. આ માટે એ સમજી રાખવું જોઇએ કે કર્મના સંયોગનો પ્રવાહ અનાદિ છતાં તેનો સમૂલ ક્ષય કરવો, એજ પરમ પુરૂપાર્થ છે.

જ્યાં સુધી આત્મા મૂઢદૃષ્ટિવાળો રહે છે, ત્યાં સુધી તે 'બહિરાત્મા' કહેવાય છે, જ્યારે આત્માને તત્ત્વદૃષ્ટિનો વિકાસ થાય છે, ત્યારે તે 'અન્તરાત્મા' કહેવાય છે, અને જ્યારે આત્મા ઉપરથી સર્વ આવરણો નિકળી જાય છે અને તે સમ્પૂર્ણજ્ઞાનવાળો બને છે, ત્યારે તે 'પરમાત્મા' થયો કહેવાય છે. બીજી રીતે, શરીર એ 'બહિરાત્મા' શરીરમાં રહેલો ચૈતન્યસ્વરૂપ જીવ એ 'અન્તરાત્મા' અને એજ જીવ અવિદ્યાથી મુક્ત-પરમશુદ્ધ-સચ્ચિદાનન્દરૂપ બનેલો 'પરમાત્મા' કહેવાય છે.

# प्रकीर्णक उपदेशः ।

अथाध्यात्मविषयोपदेशश्रवणार्थं वाचकान् सम्बोधयति—

अध्यात्मभूमीभृतऊर्ध्वभागे दार्ढ्येन यद्यस्ति व आरुरुक्षा ।
महाशयास्तर्ह्युपदिश्यमानं निबोधतेदं हृदयेन तावत् ॥ १७ ॥

( 17 )

O, Nobleminded ones ! grasp thoroughly the religious doctrines which are being propounded here if you ardently desire to reach the highest summit of Spiritual Knowledge.

વાચકોને સંબોધન—

" મહાશયો ! અધ્યાત્મરૂપ પર્વતના શિખર ઉપર આરોહણ કરવાની જો તમારી પ્રબળ ઇચ્છા હોય, તો પ્રથમ સાવધાન થઇને આ ઉપદેશને શ્રવણ કરો ! "—૧૭

मनुष्यजन्मनो दौर्लभ्यं तत्सार्थकीकरणोपायं चाह—

महीयसा पुण्यसमुच्चयेन सम्पद्यते मर्त्यभवो विशिष्टः ।
सार्थक्यमेनं च नयन्ति सन्तः सज्ज्ञान-सम्यक्चरिते प्रपद्य ॥१८॥

( 18 )

The excellent human birth is the result of great accumulation of meritorious deeds. The wise turn their life to advantage by their righteous conduct and true Spiritual ( right ) Knowledge.

મનુષ્યજન્મની દુર્લભતા અને તેને સાર્થક કરવાનો ઉપાય—

" મહાન્ પુણ્યરાશિના ઉદયથી વિશિષ્ટ મનુષ્યજન્મ પ્રાપ્ત થાય છે,

એ મનુષ્યજન્મને સજ્જનો સમ્યક્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર વડે સફલ કરે છે."—૧૮

**વ્યાખ્યા—**

સંસારમાં મનુષ્યનો દરજ્જો સહુથી ઉંચો ગણાય છે. ધર્મશાસ્ત્રકારો માનવદેહને બહુ દુર્લભ બતાવે છે. આત્માની સમગ્ર શકિતઓનો વિકાસ–આત્માનો પૂર્ણ પ્રકાશ મેળવવાનું કોઇ પણ સ્થાન હોય, તો આ મનુષ્ય દેહજ છે. **મુક્તિપુરી**માં પહોંચવાની **ટિકિટ** આ મનુષ્ય જિન્દગીમાંજ પ્રાપ્ત કરી શકાય છે. શાસ્ત્રકારો ત્યાં સુધી કહે છે કે આ મનુષ્યજીવન ખરેખર મુકિતરૂપ મહેલમાં પહોંચવાને છેલ્લું પગથિયું છે. આવો મહત્ત્વનો સર્વશ્રેષ્ઠ માનવદેહ પ્રાપ્ત કરવાને ભાગ્યશાલી બનેલાઓને પોતાનું કર્ત્તવ્ય સમજવું બહુ અગત્યનું છે. પશુઓ કરતાં મનુષ્યોમાં મ્હોટામાં મ્હોટી વિશેષતા જોઇએ, તો તે એજ છે કે મનુષ્યોમાં બુદ્ધિ–વિચારશક્તિ રહેલી છે કે જે પશુઓમાં નથી. આવી વિશેષતા રહેતે છતે પણ પોતાના કર્ત્તવ્યનો–મનુષ્યને અંગે રહેલી ફર્જનો વિચાર કરવામાં ન આવે, તો ખરેખર એ સ્થિતિ પશુવૃત્તિની જેમ દયાપાત્ર છે. સંસારના તુચ્છ વિષયોમાં જેટલો આનન્દ મનુષ્યને ભાસે છે, તેટલો આનન્દ, વિષ્ઠામાં રમતો કીડો પણ ભોગવે છે; એથી મનુષ્યજન્મની સાર્થકતા શી થઇ ? એ વિચારવા જેવું છે. મનુષ્યજન્મની સાર્થકતા બે વસ્તુઓ ઉપર આધાર રાખે છે. તે બે વસ્તુઓ–બુદ્ધિ અને કર્ત્તવ્યપાલન છે. બુદ્ધિથી કર્ત્તવ્યોની શોધ કરવામાં આવે છે, કેમકે બુદ્ધિના અજવાળા વગર કર્ત્તવ્યો પર પ્રકાશ પડતો નથી અને કર્ત્તવ્યો સમજ્યા વગર કર્તવ્યપાલન બની શકતું નથી.

એક સમય એ હતો કે, **ભારતવર્ષ**માં ષડ્દર્શનોનો પ્રચાર નદીના પ્રવાહની જેમ વહેતો હતો. એક બીજાનાં તત્ત્વજ્ઞાનો પરસ્પર વિરૂદ્ધ રીતે તત્ત્વચર્ચા ફેલાવતાં હતાં. એ જમાનાની અસર હજુ લુપ્ત થઇ નથી. એક એક સમ્પ્રદાયમાંથી અનેક ફાંટાઓ નિકળેલા જોઇએ છીએ. એક બીજાના વિરૂદ્ધ ઉપદેશો હજુ પણ હિન્દુસ્તાનમાં કોલાહલ મચાવી રહ્યા છે. આજ કારણ છે કે જે **ભારતવર્ષ** એક વખતે સમૃદ્ધ અને મહાન્ સુખી દેશ હતો, તે અત્યારે અધોગતિમાં મૂકાયો છે. ધર્મના ઝગડાઓએ **ભારત-**

**વર્ષ**ની પાયમાલી કરવામાં કંઇ બાકી રાખી નથી. સમ્પ્રદાયો વધતા ગયા, દુરાગ્રહની જાળ ફેલાતી ગઇ, દ્વેષદાવાનલ ભભકતો ગયો, કાટાકાટીનું તોફાન ચાલવા માંડ્યું, અને એથી સમાજોના એવી છિન્ન-ભિન્નતા થતી ગઇ કે જેના પરિણામે અત્યારે ભારતવર્ષ શોચનીય સ્થિતિ પર આવી ગયો છે. જે **ધર્મ** સંસારમાં શાંતિ ફેલાવનારો છે, જે **ધર્મ** જુદા જુદા સમાજોને સાંધનારો છે અને જે ધર્મ સંસારના તમામ મનુષ્યોને ઐક્યમાં જોડનારો છે તેજ ધર્મને નામે ઝગડાઓ થાય, લાઠીયો ઉડે અને એક બીજા કપાઇ મરે, એ કેવી વાત ? જે ધર્મ પરસ્પર મિત્ર થઇને રહેવાનો ઉપદેશ આપે છે અને જે ધર્મ પરોપકાર અને અહિંસા પાળવાનું ફરમાવે છે, એજ ધર્મને હથિયાર બનાવી પરસ્પર લડી મરવું, લાખો-કરોડો રૂપીયા બરબાદ કરવા અને તન-મનને દ્વેષદાવાનલમાં હોમી દેવું, એ કેવું ડહાપણ ?.

ત્યારે શું મનુષ્યજીવનની સાર્થકતા ધર્મયુદ્ધ કરવામાં સમાયલી છે ? મનુષ્યજન્મની સફલતા એક બીજા સમાજની નિન્દા કરવામાં રહેલી છે ? માનવ દેહની ચરિતાર્થતા એક બીજા ધર્મવાળાઓને હલકા પાડવામાં મનાયલી છે ? નહિ, નહિ, આવી રીતની ધર્મને નામે થતી ઉન્મત્ત ભાવના કોઇ પણ દેશને માટે ઇચ્છવા જોગ નથી. ઉન્મત્ત ભાવનાને બદલે સહૃદયતાને સ્થાન આપવું જોઇએ. દુનિયામાં ભલે સેંકડો સંપ્રદાયો વા લાખો-કરોડો ફિરકાઓ ચાલ્યા કરે, એથી સહૃદય મનુષ્યને ક્યાંઇ પણ સંકુચિત થવાનો પ્રસંગ આવતો નથી. દરેક તત્ત્વ કે દરેક ધર્મશાસ્ત્રનું નિરીક્ષણ કરવું; એજ બુદ્ધિમાનોનો ધર્મ છે. મધ્યસ્થ દૃષ્ટિએ અને જીજ્ઞાસુ બુદ્ધિએ કોઇ પણ પુસ્તક વાંચવામાં સહૃદયને ફાયદોજ રહેલો છે.

યાદ રાખવું જોઇએ કે સર્વના સર્વ વિષયોમાં સમાન વિચારો કદાપિ થયા નથી અને થતા નથી. એ ઉપરથી કહેવાની મતલબ એ કે મતભેદની જગ્યાએ પણ શાંતિપૂર્વક-પ્રેમપૂર્વક વિચાર કરવો અને બુદ્ધિની આપ-લે કરવી, એજ સહૃદયતાનું લક્ષણ છે. પોતાનો સિદ્ધાન્ત સહુએ માનવોજ જોઇએ, એવી રજીષ્ટરી કોઇ કરી લાવ્યો નથી. દરેક મનુષ્ય કે દરેક સમાજ પોતાના વિચારો-સિદ્ધાંતો રજુ કરવાને હકદાર છે, પણ તે વિચારો કે સિદ્ધાન્તોને નહિ માનવાવાળાઓ ઉપર વૈમનસ્ય

કરવું, એ ખરેખરી રીતે સહૃદયતાથી ભાગવા બરાબર છે; એટલુંજ નહિ પણ એ ભયંકર ગુન્હો છે. અસ્તુ.

પ્રસ્તુત શ્લોકમાં કહ્યા પ્રમાણે મનુષ્યજિન્દગીની સાર્થકતા બે તત્ત્વો ઉપર આધાર રાખે છે. તે બે તત્ત્વો–સમ્યક્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર છે. આત્મતત્ત્વની ઓળખાણ કરવી, એ સમ્યક્જ્ઞાન છે. બીજા શબ્દોમાં, આત્મા અને કર્મનું વિવેકજ્ઞાન, એજ સમ્યક્જ્ઞાન છે. સંસારની ક્લેશ જાળ જ્યારે આત્માની અજ્ઞાનતા ઉપર આધાર રાખે છે, તો પછી તે અજ્ઞાનતાને દૂર કરવાનું સાધન, આત્મસ્વરૂપના જ્ઞાન સિવાય બીજું હોઇ શકે ખરૂં ? યથા બુદ્ધિ, યથાશક્તિ આત્મસ્વરૂપનો પરિચય કરવો, એ પ્રથમ કલ્યાણકારિ સાધન છે.

જાણવાનું ફળ પાપકર્મોથી હટવું, એ છે; એનુંજ નામ સમ્યક્ચારિત્ર છે. જાણ્યા પછી ક્રિયામાં મૂકવાની જરૂર છે. ક્રિયાવગરનું જ્ઞાન ફલસાધક થઇ શકતું નથી, એ વાત દરેક સમજી શકે છે. પાણીમાં તરવાની ક્રિયા જાણવા છતાં પણ તે ક્રિયા કરવામાં ન આવે, તો પાણીમાં તરી શકાતું નથી; એ માટે જ્ઞાનના જેટલીજ ક્રિયાની જરૂરીયાત છે, અતએવ શાસ્ત્રકારોનો એ ઉદ્ઘોષ છે કે–" **सम्यग्ज्ञानक्रियाभ्यां मोक्षः** " જે મનુષ્ય ફકત જ્ઞાનનોજ પક્ષપાતી છે, તે શુષ્કજ્ઞાની છે, અને જે, ફકત ક્રિયાનોજ આધાર લઇને બેઠો છે, તે ક્રિયામૂઢ છે. ક્રિયાને જ્ઞાનની જરૂર છે અને જ્ઞાનને ક્રિયાની જરૂર છે. જ્ઞાન વગરની ક્રિયાવાળો માણસ, **અંધ** છે અને ક્રિયા વગરના જ્ઞાનવાળો, **પાંગળો** છે. પાંગળો માણસ જેમ ઘરમાં આગ લાગેલી જુએ છે, પણ ત્યાંથી નિકળી શકતો નથી, તેમ આંધળો માણસ પણ ચાલવાને સમર્થ હોવા છતાં, દેખી શકતો નહિ હોવાથી આગ લાગેલા ઘરમાંથી નિકળી શકતો નથી. આગ લાગેલા ઘરમાં સપડાયેલા આ બંને જો એક બીજાની મદદ ન લે, તો અગ્નિથી બચવા પામે નહિ, એ માટે એ બંનેને એક બીજાની સહાયતાની પૂરી જરૂર છે. આંધળાના ખભા ઉપર પાંગળો બેસે અને પાંગળાના કહેવા પ્રમાણે આંધળો ચાલે, તો તેઓ બંને આગ લાગેલા ઘરમાંથી નિકળી શકે છે. આ પ્રમાણે પ્રસ્તુતમાં જોઇએ તો, જ્ઞાન એ દેખતું છતાં **પાંગળું** છે અને ક્રિયા ગતિ કરનારી છતાં **આંધળી** છે. આવી સ્થિતિમાં જ્ઞાન જો ક્રિયાનું અવલંબન લે અને ક્રિયા, જ્ઞાન ઉપર આધાર રાખે, તો

તે બંને ઉન્નત થઇ શકે છે, અન્યથા તે બંનેનું પરિણામ અધઃપાત થવા સિવાય બીજું આવેજ નહિ. ઘણી વખતે જોવામાં આવે છે કે–જ્ઞાનવાળો ક્રિયાવાળાને નિન્દે છે અને ક્રિયાવાળો જ્ઞાનવાળાને નિન્દે છે; પણ આ તદ્દન ગેરવ્યાજબી હકીકત છે. જ્ઞાનવાળાએ ક્રિયાવાળાના ક્રિયાગુણને ગ્રહણ કરવા તરફ લક્ષ આપવું જોઇએ અને ક્રિયાવાળાએ જ્ઞાનવાળાનો **જ્ઞાન** ગુણ પ્રાપ્ત કરવા લલચાવું જોઇએ; આમ થવાથી એઓ બંનેનું જીવન નિર્મળ થઇ શકે છે. જ્ઞાનવાળાએ ક્રિયાવાળાની નિન્દા કરતી વખતે ધ્યાન આપવું જોઇએ કે–" તારે પોતાને શું ક્રિયાની જરૂર નથી ? " તેમજ ક્રિયાવાળાએ જ્ઞાનવાળાને તરછોડતી વખતે સમજવું જોઇએ કે–" તારે પોતાને શું જ્ઞાનની જરૂર નથી ? " આવી રીતે ગુણગ્રહણ કરવાનું વ્યસન પાડવામાં આવે, તો કહેવું જોઇએ કે ગુણોની ખામી જલદી પૂરી થઇ જાય અને ધાર્મિકજીવન સાંગોપાંગ સિદ્ધ થઇ શકે, એમાં લગારે સન્દેહનો અવકાશ નથી.

ઉપરની હકીકતથી એ સમજી શકયા છીએ કે જ્ઞાન અને ક્રિયા, એ બંનેનું સાહચર્ય કેટલું જરૂરતું છે. " **ज्ञानस्य फलं विरतिः** " એ સૂત્રથી પણ જ્ઞાનનું ફળ વિરતિ, અર્થાત્ ઉત્તમ ચારિત્ર બતાવવામાં આવ્યું છે. ઉત્તમ ચારિત્રથીજ જ્ઞાનની સફલતા છે. ચરિત્રની નિર્મલતા વગર જ્ઞાન, અજ્ઞાન છે. બે પૈડાંઓથી ચાલનારા રથને જેમ બંને પૈડાંઓની જરૂર છે, અને બંને પૈડાં હોય તોજ તે ચાલી શકે છે, તેમ જીવનરૂપ **શકટ**ને માટે જ્ઞાન અને ક્રિયા, એ બંને પૈડાંઓની જરૂર છે, અને એ બંને પૈડાં હોય, તો જ તે પ્રગતિશીલ થઇ શકે છે.

અમુક ગામના રસ્તાને જાણવા છતાં પણ તે રસ્તે ચાલવામાં ન આવે, તો તે ગામે પહોંચાતું નથી, એ સહુ જાણે છે. એવીજ રીતે મોક્ષનો માર્ગ જાણવા છતાં તે માર્ગે ચાલવામાં ન આવે, તો મોક્ષને પહોંચી વળાય નહિ, એ દેખીતું છે. જ્ઞાનીને પણ સમય ઉપર કરવા યોગ્ય ક્રિયા કરવાની જરૂર રહે છે. જેમ પ્રકાશરૂપ દીપક તેલ વગેરેની અપેક્ષા રાખે છે, તેમ જ્ઞાનરૂપપ્રકાશવાળા જ્ઞાનીને અવસરયોગ્ય અનુષ્ઠાનો કરવાની અપેક્ષા બરાબર રહે છે. જેમ મુખમાં કોળિઆ નાંખ્યા વગર પેટ ભરાતું નથી, તેમ બાહ્ય ક્રિયાઓ–અનુષ્ઠાનોના આચરણ વગર આત્મોન્નતિ-માર્ગમાં વધી શકાતું નથી.

જેઓ સંધ્યા, વન્દન, પૂજન વગેરે શરીરથી થતી ધાર્મિક ક્રિયાઓને નિરૂપયોગી સમજી પાલન કરતા નથી, તેઓએ તે ક્રિયાઓને નિરૂપયોગી નહિ બતાવતાં, તે ક્રિયાઓ નહિ કરવાનું કારણ પોતાની સુસ્તી કે પોતાનો પ્રમાદ બતાવવો જોઇએ. પોતાનો પ્રમાદ ઢાંકવાની ખાતર ધાર્મિક ક્રિયાઓને નિરૂપયોગી ઠરાવવી, એ ગેરવ્યાજબી છે. જો અજ્ઞવર્ગ યથાર્થ રીતે ક્રિયામાર્ગને સાધતો ન હોય, તો તેવા વર્ગને ક્રિયાનો માર્ગ બરાબર સમજાવી તે માર્ગમાં સ્થિર કરવા જોઇએ, પરંતુ એઓને ક્રિયાની નિરૂપયોગિતા બતાવીને ક્રિયાથી ભ્રષ્ટ કરવા, એ તો વધારે પડતું ખરાબ છે. જે બિચારાઓ સંસારનાં કાર્યોથી નિવૃત્ત થઇને ધાર્મિક ( ભલે અશુદ્ધજ ) ક્રિયામાં પ્રવર્તે છે અને એટલું આલંબન રાખે છે, તેવાઓને એટલા આલંબનથી પણ પતિત કરવા, એ કોઈ રીતે ઇચ્છવાજોગ નથી, અશુદ્ધ ક્રિયાઓમાં પણ વચન અને શરીર તો નિયમબદ્ધ હોવાથી તેનાથી થતું પાપ ચોખ્ખી રીતે અટકી જાય છે; તો એટલા લાભથી પણ તેઓને વંચિત કરવા માટે જેઓનો ઉપદેશ ક્રિયાને અનુપયોગી ઠરાવવાનો છે, તેઓએ ખરેખર પોતાની એ ભ્રાન્તિથી સાવચેત થવું જોઇએ છે. અશુદ્ધ ક્રિયા જો ઇચ્છવા જોગ નથી, તો તે અશુદ્ધ ક્રિયાને શુદ્ધ રૂપમાં મૂકવાનો ઉપદેશ ન કરતાં તેને મૂલથી ઉડાવી દેવી, એ પણ ઇચ્છવાજોગ નથી.

જેમ સાંસારિક ખરાબ ક્રિયાઓથી મન ઉપર ખરાબ અસર થાય છે, તેમ ધાર્મિક ક્રિયાઓથી મન ઉપર સારી અસર–ગમે તેટલા પ્રમાણમાં–થવીજ જોઇએ, એ ન્યાયસિદ્ધ અને અનુભવસિદ્ધ હકીકત છે. પોતાના આચારો પાળવા, પોતાનાં દિનકૃત્યો ન ચૂકવાં અને પોતાની ક્રિયાઓ આદરવી, એ મનુષ્યત્વને અંગે ખાસ ફર્જ છે. **આધ્યાત્મિક** જીવન પ્રાપ્ત કરવા માટે આચારો અને અનુષ્ઠાનો બહુ અગત્યનાં છે. **વસિષ્ઠ સ્મૃતિ**ના છઠ્ઠા અધ્યાયમાં ત્રીજા શ્લોકનું ચરણ છે કે—" **आचारहीनं न पुनन्ति वेदाः** " અર્થાત્ " આચારરહિતને વેદો પણ પવિત્ર કરી શકતા નથી, બીજા શબ્દોમાં વેદોનો જાણકાર પણ યદિ ક્રિયાહીન હોય, તો તે અપવિત્ર છે " આ ઉપરથી જોઇ શકાય છે કે–ક્રિયામાર્ગની કેટલી આવશ્યકતા છે ?. ઉચ્ચ કોટી ઉપર આવેલાઓને પણ એવાં એવાં શુભ ભાવનાઓ કરતાં–શુભ ભાવનાઓમાં આગળ વધતાં–ઉચ્ચ

પ્રકારની શુભ ભાવનાઓમાં તીવ્ર એકાગ્રતા પ્રાપ્ત કરતાં કર્મોનાં આવરણો ક્ષીણ થઈ જાય છે અને કેવલજ્ઞાન પ્રકટ થાય છે, એ વાત તદ્દન યથાર્થ છે; પરન્તુ એથી ક્રિયામાર્ગની નિરર્થકતા સિદ્ધ થતી નથી, કેમકે ક્રિયામાર્ગ એવી ઉચ્ચ કોટિ ઉપર પ્રાપ્ત થવાનું સાધન છે. જેઓને ઉપર કહ્યા પ્રમાણે ભાવના કરતાં કરતાં કેવલજ્ઞાન પ્રાપ્ત થઈ ગયું હોય છે, તેઓને તેવી ઉચ્ચકોટીની લાયકાત ક્યાંથી પ્રાપ્ત થઇ, તે વિચાર્યું ?; હકીકત એમ છે કે—એ જિન્દગીમાં કે ભૂતકાલિક જિન્દગીમાં એઓએ ક્રિયામાર્ગને ખૂબ સિદ્ધ કર્યો હતો, અને એથીજ એવી યોગ્યતા તેઓ પ્રાપ્ત કરી શક્યા હતા કે જેથી તેઓના આત્મા ઉપરનાં આવરણો શિથિલ થઇ ગયાં હતાં, અને એનુંજ એ પરિણામ આવ્યું કે શુભ ભાવનાઓમાં આગળ વધવાનું તેઓને સુગમતા ભરેલું થઈ પડ્યું, કે જેથી તેઓ કેવલજ્ઞાન પ્રાપ્ત કરી શક્યા. જુઓ ! કેટલી બધી ક્રિયામાર્ગની અગત્ય ?.

કેટલાકો કહે છે કે—"બાહ્ય ક્રિયાઓમાં થતી શરીરની મહેનત ઉપર જો ધર્મ કે પુણ્ય મનાતું હોય, તો, મજૂર લોકો એથી પણ વધુ સખ્ત મહેનત કરતા હોવાથી તેઓને વિશેષ ધર્મ પ્રાપ્ત થવો જોઇએ ?" પરન્તુ એમ કહેનારાઓએ "**यादृशी भावना तादृशी सिद्धिः**" એ સૂત્રાનુસાર 'ભાવના પ્રમાણે સિદ્ધિ થાય છે' એ વાતને ધ્યાન ઉપર મૂકવી જોઇએ. પૈસા મેળવવા મહેનત કરનાર મજૂરની મહેનતનું ફળ પૈસા મળ્યામાંજ સમાપ્ત થાય છે, જ્યારે ધર્મ પ્રાપ્ત કરવાની ઇચ્છાએ બાહ્ય ક્રિયાઓ કરનારને કંઈ નહિ, કંઈ નહિ તો, તેવી પવિત્ર ઇચ્છા અને તેને અમલમાં મૂક્યા પૂરતું તો પુણ્ય અવશ્ય પ્રાપ્ત થવું જોઇએ; અને ક્રિયા કરવાના વખતમાં સંસારની માયાનું તોફાન અટકવા જેટલી પાપ-નિવૃત્તિ અવશ્ય થવી જોઇએ.

હૃદયબળને જગાડવા અને ભાવનાઓને સ્થિર કરવા માટે બાહ્ય ક્રિયાઓની આવશ્યકતા છે. પ્રમાદને દૂર કરવા અને ગુણોમાં વધવા માટે ક્રિયાઓ ઉપયોગી છે. આચારો અને ક્રિયાઓ ઉપર ચારિત્રને આદર્શ બનવાનું રહ્યું છે. આદર્શભૂત ચારિત્રના ઉમેદવારે, ક્રિયાઓનો ચારિત્ર સાથે ઘનિષ્ઠ સંબન્ધ સમજીને ક્રિયામાર્ગ ઉપર બરાબર આરૂઢ રહેવું જોઇએ. ત્યારેજ સમ્યગ્જ્ઞાનને સમ્યક્ચારિત્રનું સાહચર્ય થવાથી આધ્યાત્મિક ઉન્નતિમાં

ક્લેદમ'દ થવાશે.

मोहः शरीरद्वारा क्लेशमूलम्—

प्राप्तान्यनन्तानि वपूंष्यनेन जीवेन मोहेन वशीकृतेन।
मोहस्य सत्त्वे खलु देहलाभो देहे च लब्धे पुनरुग्रदुःखम् ॥१९॥

जन्मक्षणे वार्धकसंगमे च पञ्चत्वकाले नियतं हि दुःखम्।
रोगादिजातानि पुनः कियन्ति दुःखानि मेयानि भवाम्बुराशौ?॥२०॥

देहान्तरानागमनाय तस्माद् निघ्नन्ति मोहं मुनयः प्रयत्नैः।
मोहो हि संसारमहालयस्य स्तम्भः, समस्ताऽसुखवृक्षबीजम् ॥२१॥

( 19 )

The phenomenal Soul being overpowered; ignorance takes innumerable births; infatuation leads to the attainment of bodies from which proceed unbearable miseries.

( 20 )

Troubles attendant upon birth, old age, and death are inevitable, but who can recount the perils arising from disease in this ocean of worldly life ?

( 21 )

Consequently to avoid the recurrence of birth the sages destroy illusory attachment with great efforts because it ( only ) is the root of all sufferings and the main prop of this gigantic world-building.

**મોહ શરીરદ્વારા ક્લેશનું મૂળ છે—**

" મોહને વશીભૂત થયેલા આ જીવે કેટલાં શરીરો ધારણ કર્યાં ? એ કહી શકાય તેમ નથી. અર્થાત્ આ જીવ અનન્ત શરીરોને ધારણ કરી ચુક્યો છે. આમ થવામાં કારણ, મોહાધીનતા સિવાય બીજું કશું નથી. મોહની સત્તાથીજ શરીરમાં સપડાવું પડે છે અને શરીરના બન્ધનથીજ ઉગ્ર દુઃખો ભોગવવાં પડે છે. "—૧૯

" જન્મસમયે, વૃદ્ધાવસ્થામાં અને મરણ વખતે અવશ્ય દુઃખ અનુભવાય છે. એ સિવાય આધિ, વ્યાધિ, ઉપાધિ, શોક, સન્તાપ વગેરે કેટલાં દુઃખો ગણવાં જોઇએ ?. ખરેખર સંસારરૂપ મહાસાગરમાં દુઃખની અવધિ નથી. "—૨૦

" સંસાર અપરિમિતદુઃખવાળો છે, એ માટે દુઃખના કારણભૂત શરીરની પુનઃ પ્રાપ્તિ ન થાય, એ ઉદ્દેશથી મહાત્માઓ વિવિધ પ્રયત્નો વડે મોહને હણે છે; કારણ કે સંસારરૂપ મહેલનો કોઇ પણ સ્તંભ હોય, તો તે મોહ છે અને સમગ્ર દુઃખરૂપ વૃક્ષનું બીજ કોઇ હોય, તો તે પણ એ મોહજ છે. "—૨૧

**વ્યાખ્યા.**

શરીર બે પ્રકારનાં છે—એક, બાહ્ય–દૃષ્ટિગોચર થતું સ્થૂલ શરીર અને બીજું આભ્યન્તર અદૃશ્ય શરીર. આ બંને શરીરો સંસારમાં રહેતા તમામ પ્રાણિઓને હોય છે. આ શરીરોનો પ્રવાહ અનાદિ કાલથી ચાલ્યો આવે છે. બાહ્ય ( સ્થૂલ ) શરીરનું કારણ આભ્યન્તર શરીર છે, જેને ' લિંગ ' શરીર પણ કહે છે. આ શરીર એક ક્ષણ પણ સંસારી જીવથી અલગ થતું નથી. જે વખતે પ્રાણી મરણ પામે છે, તે વખતે તેને એક દેહથી છૂટીને બીજા દેહમાં પહોંચતાં, આંખ મીચીને ઉઘાડીએ તેટલા વખતથી પણ ઘણોજ ઓછો જે વખત લાગે છે, તેટલા અતિસૂક્ષ્મ ક્ષણમાં આત્માને સ્થૂલ શરીરનો સંબન્ધ હોતો નથી, જ્યારે તે વખતે પણ સૂક્ષ્મ શરીર તો સાથેજ લાગેલું હોય છે.

**જૈન** શાસ્ત્રની પ્રક્રિયા ઉપર દૃષ્ટિપાત કરતાં આપણને માલૂમ પડે

છે કે—શરીરના પાંચ પ્રકારો બતાવ્યા છે. તે પાંચોનાં નામ—**ઔદારિક**, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ છે. **ઔદારિક** શરીર, મનુષ્યો-પશુઓ-પક્ષિઓ વગેરેને મળેલું આપણે જોઇએ છીએ. **વૈક્રિય** શરીર સ્વર્ગમાં રહેતા દેવતાઓ તથા નરકમાં રહેતા નારકોને હોય છે. આ શરીર એવી શક્તિ ધરાવનારૂં હોય છે કે એને મોટું, નાનું, ઠીંગણું, ધોળું, કાળું વગેરે અનેક વિચિત્ર રૂપાન્તરોમાં મૂકી શકાય છે. તથાવિધ પુણ્યશાલી મનુષ્યોને પણ આવું (વૈક્રિય) શરીર પ્રાપ્ત થઇ શકે છે. **આહારક** શરીર યોગીશ્વરોને હોય છે. આ શરીરનો પ્રભાવ અદ્દ્ભુત છે. જ્યારે યોગીશ્વરોને અતિગૂઢ–અતીન્દ્રિય વિષયોમાં **સર્વજ્ઞ** દેવથી ખુલાસો કરવાની જરૂર પડે છે, ત્યારે તેઓથી વિચિત્ર પ્રકારના **દિવ્ય પરમાણુપુંજનું** પૂતળું (જે 'આહારક શરીર' કહેવાય છે) બનાવવામાં આવે છે અને તે શરીરદ્વારા તેઓ સર્વજ્ઞ દેવ પાસે પહોંચી પોતાની જિજ્ઞાસાનો ખુલાસો કરે છે. **તૈજસ** શરીરનું કામ આહારને પચાવવાનું છે. આ તૈજસ શરીર બીજું કોઇ નહિ, પણ તે આપણા પેટની અંદર રહેલો **જઠરાનલ** છે. **કાર્મણ** શરીર કર્મ દ્રવ્યોના સમૂહરૂપ છે. તે આત્માની સાથે અતિગાઢ સંબદ્ધ છે.

ઉત્તમ શરીર પ્રાપ્ત થવું, એ પુણ્યનું પરિણામ છે અને ખરાબ શરીર મળવું, એ પાપનું પરિણામ છે; પણ એ સમજી રાખવું જોઇએ કે-પુણ્ય અને પાપ અથવા સારૂં યા ખરાબ શરીર, એ બન્ને બંધનરૂપ છે. ભલે પછી પુણ્યને અથવા ઉત્તમ શરીરને સોનાની બેડી કહો, અને પાપને અથવા ખરાબ શરીરને લોઢાની બેડી કહો, પરન્તુ એ સોનાની બેડી કે લોઢાની બેડીથી થતું બંધાઇ જવાનું ફળ તો બિલકુલ સરખું છે. આજ માટે મુમુક્ષુઓ શરીરથી રહિત થવાના ઉમેદવાર હોય છે, અને એજ માટે તેઓનો પ્રયાસ ચાલે છે. મોહ, એ સંસારરૂપ વૃક્ષનું બીજ હોવાથી શરીરનાં કારણો મોહ ઉપર આધાર રાખે છે. મોહનો સંપૂર્ણ ક્ષય થવાથી તમામ કર્મજાળ અત્યન્ત ઢીલી પડી જાય છે, ત્યાંસુધી કે તે કર્મજાળ, પ્રકાશિત થતા આત્માના કૈવલ્યજ્ઞાનને લગારે અટકાવી શકતી નથી. જે જિન્દગીમાં મોહનો સમૂલ નાશ થાય છે, તે જિન્દગી શરીરને માટે છેલ્લી ગણાય છે. તે જિન્દગીની સમાપ્તિ સાથેજ શરીરનો સંબન્ધ સમાપ્ત થાય છે. આ ઉપરથી પ્રસ્તુત શ્લોકમાં કહ્યા પ્રમાણે–શરીરની પ્રાપ્તિનો આધાર મોહ ઉપર રહેલો સ્પષ્ટ સમજી શકાય છે.

દુઃખોનું કારણ શરીર છે, એ વાત ઉઘાડી છે. માથું દુખવું, આંખો આવવી, દાંતોમાં પીડા થવી, ગળામાં દુખાવો ઉપજવો, છાતીમાં દર્દ થવું, પેટમાં શૂળ આવવું, બદ, ભગંદર, પ્રમેહ થવા, દમ ચઢવો અને એ ઉપરાંત ક્ષયરોગ, તાવ, કોલેરા, મરકી, નેમોનિયા ઇન્ફલ્યુએન્ઝા વગેરે રોગોનાં અપાર દુઃખો ફક્ત શરીર ઉપર આધાર રાખે છે. શરીર ગમે તેવું સુન્દર અને મજબૂત હોય, પણ તે રોગોનું ઘર છે, એમાં શક નથી. વજ્ર જેવા મજબૂત શરીરવાળાઓ, કે જેઓની હાક મેઘની પ્રતિધ્વનિની જેમ ગાજતી હતી, તેવાઓ પણ વ્યાધિઓથી બચવા પામ્યા ન્હોતા. તેઓનાં પહાડ જેવાં શરીરો પણ રોગના હુમલાઓથી છિન્ન-ભિન્ન થઇ જતાં હતાં.

ગર્ભાવસ્થા, જન્મ, જરા અને મરણ એ **ઘોર ઉપદ્રવો** શરીરને અંગે રહેલા છે. શાસ્ત્રકારો ગર્ભાવસ્થામાં જે દુઃખ હોવાનું બતાવે છે, તે દુઃખ, શરીરની તમામ રોમરાજી ઉપર ગરમ ગરમ તપાવેલી સોય ભોંકી દેવાથી થતા દુઃખથી પણ ક્યાંઇ અધિક છે. અને એથી પણ ક્યાંઇ અધિક દુઃખ, જન્મ સમયે હોવાનું બતાવ્યું છે. જન્મના દુઃખથી મરણ અવસ્થાનું દુઃખ અનન્ત ગણું છે.

જ્યારે આમ હકીકત છે, તો પછી કોણ સહૃદય, સંસારને દુઃખપૂર્ણ ન માની શકે ? કોણ ડાહ્યો મનુષ્ય સંસારને સુખપૂર્ણ સમજી શકે ? આજ હેતુથી પ્રાચીન મહર્ષિઓ સંસારને **અસાર** કહેતા આવ્યા છે. પરન્તુ સંસારને અસાર સમજીને સુંઢ મુંઢ બેસી રહેવાનું નથી. સંસારને અસાર સમજનારાઓએ પોતાના જીવનને સુસ્તી અને પ્રમાદમાં ફેંકવાનું નથી. યાદ રાખવું જોઇએ કે—સંસારમાં આનન્દ માનનારાઓને જેટલો પુરૂષાર્થ ફોરવવાનો છે, તેથી ક્યાંઇ અધિક પુરૂષાર્થ, સંસારને અસાર સમજનારાઓએ ફોરવવાનો છે. હૃદયબલની ખીલવણી અને શારીરિકવીર્ય સ્ફુરણમાં સંસારને અસાર સમજનારાઓ જેટલા આગળ વધે છે, તેટલા આગળ વધવાને, સંસારને સારપૂર્ણ સમજનારાઓ અશક્ત છે. આનું કંઇ કારણ ?, હા, એજ કે સંસારનાં વિષયસુખો તરફ તૃષ્ણારહિત થયેલાઓને કોઇ પ્રકારનો અંગત તુચ્છ સ્વાર્થ રહેતો નહિ હોવાથી વિશ્વની સેવા કરવામાં જેટલો આત્મભોગ તેઓ આપી શકે છે, તેટલો આત્મભોગ સંસારમાં રમનારાઓ આપી શકે નહિ. જેઓને પોતાના શરીરની

દરકાર નથી, જેઓને રસાસ્વાદ, એશ-આરામની લાલસા નથી અને જેઓનાં હૃદય વિશ્વના કલ્યાણની ઉદાર ભાવનાઓથી ઉછળી રહ્યાં છે, તેવા નિઃસ્પૃહી મહાત્માઓ ખરેખર સંસારને અસાર સમજનારાઓની પંક્તિમાંના કહેવાય છે; અને એઓ પોતાના આત્માને ઉન્નત બનાવવાની સાથે સાથે જગતના આત્માઓને ઉન્નત બનાવવાને પ્રયત્નશીલ હોય છે. બતાવો ! આવો ઉચ્ચ કોટીનો પુરુષાર્થ સંસારમાં રમણ કરનારાઓથી થઈ શકે ખરો ? બાયડી-છોકરાંની ચિન્તા, ઘરબારનું ધોંસરું, પૈસા ટકાની ફિકર વગેરે અનેક આફતોની વચ્ચે પસાર થવું, એજ કેટલું મુશ્કેલી ભરેલું છે ? આવી મુશ્કેલીઓમાંથી ડોકું બહાર કાઢી જગતની સ્થિતિનું અવલોકન કરવું, એજ જ્યારે કઠિનતાવાળું છે, તો પછી જગતની સેવાને માટે બહાર પડવું, એની તો વાતજ શી કરવી ?

આ શ્લોકોમાં મોહની ભાપણતા અને શરીરની દુઃખપૂર્ણતા બતાવ્યા ઉપરથી એજ સાર ખેંચવાનું સૂચવાય છે કે મોહની ચેષ્ટાઓ અને શરીરને પંપાળી રાખવાનો વ્યવસાય, પોતાના અને પારકાઓ ઉપર સમભાવ રાખવામાં અને સમાન દૃષ્ટિથી સર્વની સેવા કરવામાં અટકાયત કરનાર છે; એ માટે જગતની સેવાનું મહત્ પુણ્ય મેળવવા ઇચ્છનારે તેવો મોહ કે તેવી વિષયલુબ્ધતાને ઓછી કરવા પ્રયત્નશીલ થવું.

**सर्वे दोषा मोहमूला इत्याह—**

**सर्वेऽपि दोषाः प्रभवन्ति मोहाद् मोहस्य नाशे नहि तत्प्रचारः ।**
**इत्येवमध्यात्मवचोरहस्यं विवेकिनश्चेतसि धारयन्ति ॥ २२ ॥**

( 22 )

Delusion is the source of all vices; the former being destroyed, the latter cease to develop; so the wise ( always ) bear in their minds this–the secret of spiritual knowledge.

Notes—The word, Moha, has various significa-

tions as ignorance, delusion, insensibility, attachment, illusion, desire, false hope and forgetfulness etc. It is the source of passions and emotions. Its predominance obstructs the right path of conduct by interfering with the process of belief, reasoning and discrimination. People under its strong influence and power do acts which keep them away long from the unfoldment of their true spiritual nature–and thus they are doomed to inevitable births and deaths in this world (Sansār) and also to consequent miseries and troubles. The building of ærial castles without their substance and and the consequent appearance of multiplying forms owes their origin to delusion ( Moha ). The objects of our long cherished hopes and desires like charming pills with a coating of sweets but full of deadly poison within, appear under the influence of deluson as true and substantial, but they vanish like flashes of lightning; so the aspirant after salvation (Moksha) should direct all his efforts towards the acquisition of right knowledge. It is possible only by the elimination of attachment and repulsion, the root-causes of the transmigratory condition of the Soul. The real unfoldment of the spiritual nature then begins to dawn. When Moha is entirely destroyed the true and perfect knowledge hitherto veiled under the Karmic dirt becomes manifest in effulgence–the true object and aim of all religions and morality.

**સર્વ દોષોનું મૂળ મોહ—**

" દરેક પ્રકારના દોષો મોહથી જન્મ પામે છે. મોહનો નાશ થયેથી કોઇ દોષનો પ્રચાર રહેતો નથી. અધ્યાત્મશાસ્ત્રનું રહસ્ય બીજું કંઇ વધુ

ન ઢુંઢતાં આટલુંજ યાદ રાખવું બસ છે. વિવેકી મનુષ્યોના હૃદયભવનમાં આ રહસ્યને હમેશાં સ્થાન મળેલું હોય છે. "—૨૨

**मोहस्य परिणाममाह—**

संसारभोगा त्रिविधा अनेन जीवेन भुक्ता बहुशो महान्तः ।
तथाप्यतृप्तो जडबुद्धिरेष तृप्त्यै नृभोगेषु विचेष्टते ही ! ॥ २३ ॥

( 23 )

The phenomenal Soul has enjoyed many times various kinds of worldly pleasures; still one is surprised to find this unsatiated fool, feverishly hankering after worldly enjoyments.

Cf:—The more he drinks, the more he wants to drink, till at last he dies of drinking it.

*Arabic Proverb.*

**મોહનું પરિણામ—**

" આ પ્રાણીએ અનેક પ્રકારના મોટા મોટા સાંસારિક ભોગો અનેકવાર ભોગવ્યા છે, તો પણ તે મૂઢબુદ્ધિને તૃપ્તિનો અન્ત આવ્યો નથી, અને હવે મનુષ્યજિન્દગીના ભોગોમાંથી તૃપ્ત થવાને ફાંફાં મારી રહ્યો છે. કેવી ખેદની વાત ? "—૨૩

**स्वर्गीयभोगेभ्योऽतृप्तस्य मनुष्यभोगेभ्यस्तृप्तिपूरणेच्छा कीदृशी !—**

रिक्तीकृतेऽप्यम्बुनिधौ निपीय तृषा न यस्योपशमं प्रयाता ।
तृणाग्रभागस्थितवारिबिन्दुपानेन तृप्तिं किमसौ लभेत ? ॥ २४ ॥

( 24 )

When his thirst has not been quenched, even though he has drunk and exhausted the whole ocean,

can he ever be satisfied with a drop of water standing on the top of a blade of grass ?

**તૃપ્તિ થઈ શકે ખરી ?—**

" આખો સમુદ્ર પાન કરીને ખાલી કર્યાં છતાં પણ જેની તૃષા શાન્ત ન થઇ શકી, તે મનુષ્ય તૃણના અગ્રભાગ ઉપર રહેલ જળબિન્દુ પીવાથી શું તૃપ્ત થઇ શકે ખરો ? "—૨૪

અર્થાત્ જેમ સમુદ્ર પી જવા છતાં તૃષાની પૂર્ણ શાન્તિને નહિ પ્રાપ્ત થયેલ માણસ, તૃણના અગ્રભાગ ઉપર રહેલ જળબિન્દુથી તૃપ્તિ પૂર્ણ કરી શકતો નથી, તેમ વિષયભોગો અનન્તશઃ ભોગવ્યા છતાં પણ જ્યારે આ પ્રાણી તૃપ્ત ન થયો, તો મનુષ્યના આ તુચ્છ ભોગોથી શું તે તૃપ્ત થઇ શકશે ?

मोहरूपां तृष्णां निवेदयति—

**नवा नवेच्छा सततं जनानां प्रादुर्भवन्ती सकलप्रतीता ।**
**कर्तव्यकार्यौघसमाप्तिरत्र नास्त्येव तृष्णाऽस्खलितप्रचारात् ॥२५॥**

( 25 )

It is a matter of general experience that fresh desires always spring up in the hearts of men; on account of the ceaseless flow of desires there is positively no break into human activities.

The author now describes the potent influence of desires and feelings. With the growth of human experience the feeling aspect of consciousness becomes more and more complex. For a healthy mental growth, emotions must be kept under proper control otherwise they rapidly advance and involve Jiva in a

maze of efforts for objects apparently blissful. Due self-restraint trains the mind to observe equanimity amidst the fleeting pleasures and pains of this world. It is again a matter of daily experience that self-restraint brings a longer term of life; moreover the tranquillity and happiness derived from selfless activity are incomparably superior to those from selfish motives. It is therefore desirable that one should exert himself diligently for the conquest of his restless mind. It is well said " Govern yourself before you govern others, " or "Govern your mind, lest it governs you. "

**મોહરૂપ તૃષ્ણા કેવી છે ?—**

" સહુ કોઇને અનુભવસિદ્ધ છે કે મનુષ્યોને હમેશાં નવી નવી ઇચ્છાઓ જાગૃત થાય છે. આ કોનો પ્રભાવ ?, તૃષ્ણાનો. તૃષ્ણાનો પ્રચાર નહિ રોકાતો હોવાથી આ જગતમાં કર્ત્તવ્ય તરીકે મનાયલાં કાર્યોનો અંત આવતો નથી. "—૨૫

**વ્યાખ્યા.**

મનુષ્યોને એક પછી એક તૃષ્ણા ઉત્પન્ન થતી રહે છે. ધનવાન્ થવાની તૃષ્ણા કેટલેક અંશે પૂર્ણ થયા પછી સુન્દર મકાન બંધાવીને તેમાં રહેવાની ઇચ્છા પ્રકટ થાય છે. તેની પૂર્ણતા થયા પછી પ્રજામાં આગેવાન થવાની અભિલાષા પ્રાદુર્ભૂત થાય છે. મ્હોટા શ્રીમન્તને **રાજા, રાયબહાદુર, સી આઇ ઇ, જે પી,** વગેરે ખિતાબો મેળવવા તરફ લાલસા રહ્યા કરે છે. ઓવગરનો સ્ત્રી પ્રાપ્ત કરવા, અને કુરૂપ સ્ત્રી વાળો સુન્દર સ્ત્રી મેળવવા પ્રયાસ કરે છે. પુત્રરહિત પુત્રપ્રાપ્તિની ચિન્તામાં સપડાયલો રહ્યો છે. કુપુત્રવાળો ' સત્પુત્ર હોત તો કેવું સારૂં ? ' એ ચિન્તામાં પોતાના મનનો ભોગ આપતો રહે છે. કુટુંબરહિત માણસ પોતાને બહોળા કુટુંબમાં રહેલો જોવા ઇચ્છે છે.

આવી રીતે સંસારના મનુષ્યોને તૃષ્ણાપ્રવાહમાં વહેતા આપણે જોઇએ

can he ever be satisfied with a drop of water standing on the top of a blade of grass ?

**તૃપ્તિ થઈ શકે ખરી ?—**

" આખો સમુદ્ર પાન કરીને ખાલી કર્યા છતાં પણ જેની તૃષા શાન્ત ન થઇ શકી, તે મનુષ્ય તૃણના અગ્રભાગ ઉપર રહેલ જળબિન્દુ પીવાથી શું તૃપ્ત થઇ શકે ખરો ? "—૨૪

અર્થાત્ જેમ સમુદ્ર પી જવા છતાં તૃષાની પૂર્ણ શાન્તિને નહિ પ્રાપ્ત થયેલ માણસ, તૃણના અગ્રભાગ ઉપર રહેલ જળબિન્દુથી તૃપ્તિ પૂર્ણ કરી શકતો નથી, તેમ વિષયભોગો અનન્તશઃ ભોગવ્યા છતાં પણ જ્યારે આ પ્રાણી તૃપ્ત ન થયો, તો મનુષ્યના આ તુચ્છ ભોગોથી શું તે તૃપ્ત થઇ શકશે ?

**मोहरूपां तृष्णां निवेदयति—**

**नवा नवेच्छा सततं जनानां प्रादुर्भवन्ती सकलप्रतीता ।**
**कर्तव्यकार्यौघसमाप्तिरत्र नास्त्येव तृष्णाऽस्खलितप्रचारात् ॥२५॥**

( 25 )

It is a matter of general experience that fresh desires always spring up in the hearts of men; on account of the ceaseless flow of desires there is positively no break into human activities.

The author now describes the potent influence of desires and feelings. With the growth of human experience the feeling aspect of consciousness becomes more and more complex. For a healthy mental growth, emotions must be kept under proper control otherwise they rapidly advance and involve Jiva in a

maze of efforts for objects apparently blissful. Due self-restraint trains the mind to observe equanimity amidst the fleeting pleasures and pains of this world. It is again a matter of daily experience that self-restraint brings a longer term of life; moreover the tranquillity and happiness derived from selfless activity are incomparably superior to those from selfish motives. It is therefore desirable that one should exert himself diligently for the conquest of his restless mind. It is well said " Govern yourself before you govern others, " or "Govern your mind, lest it governs you. "

**મોહરૂપ તૃષ્ણા કેવી છે ?—**

" સહુ કોઇને અનુભવસિદ્ધ છે કે મનુષ્યોને હમેશાં નવી નવી ઇચ્છાઓ જાગૃત થાય છે. આ કોનો પ્રભાવ ?, તૃષ્ણાનો. તૃષ્ણાનો પ્રચાર નહિ રોકાતો હોવાથી આ જગતમાં કર્ત્તવ્ય તરીકે મનાયલાં કાર્યોનો અંત આવતો નથી. "—૨૫

**વ્યાખ્યા.**

મનુષ્યોને એક પછી એક તૃષ્ણા ઉત્પન્ન થતી રહે છે. ધનવાન્ થવાની તૃષ્ણા કેટલેક અંશે પૂર્ણ થયા પછી સુન્દર મકાન બંધાવીને તેમાં રહેવાની ઇચ્છા પ્રકટ થાય છે. તેની પૂર્ણતા થયા પછી પ્રજામાં આગેવાન થવાની અભિલાષા પ્રાદુર્ભૂત થાય છે. મ્હોટા શ્રીમન્તને **રાજા, રાયબહાદુર, સી આઇ ઇ, જે પી,** વગેરે બિરૂદો મેળવવા તરફ લાલસા રહ્યા કરે છે. સ્ત્રીવગરનો સ્ત્રી પ્રાપ્ત કરવા, અને કુરૂપ સ્ત્રી વાળો સુન્દર સ્ત્રી મેળવવા પ્રયાસ કરે છે. પુત્રરહિત પુત્રપ્રાપ્તિની ચિન્તામાં સપડાયલો રહ્યો છે. કુપુત્રવાળો 'સત્પુત્ર હોત તો કેવું સારૂં ?' એ ચિન્તામાં પોતાના મનનો ભોગ આપતો રહે છે. કુટુંબરહિત માણસ પોતાને બહોળા કુટુંબમાં રહેલો જેવા ઇચ્છે છે.

આવી રીતે સંસારના મનુષ્યોને તૃષ્ણાપ્રવાહમાં વહેતા આપણે જોઇએ

છીએ. ઉમેદો કોઇની પૂર્ણ થઇ નથી. હૃદયભવનમાં એક ને એક ઉમેદને સ્થાન મળેલું જ રહે છે.

તૃષ્ણાનદીનું પૂર જયારે જોરથી વહેવા માંડે છે, ત્યારે આત્મા બિલ્કુલ બેભાન થઈ જાય છે, ત્યાં સુધી કે, પોતાના માતા-પિતા અને ભાઇ-બેન વગેરે કુટુંબ પ્રત્યેની ફર્જ પણ ભૂલી જાય છે. તૃષ્ણાનું જ્યારે આવું ભયંકર પરિણામ છે, તો પછી તૃષ્ણાવાળો બીજા માણસનું ભલું કરવા તો ક્યાંથી જ નવરો થાય? તૃષ્ણાના ધોધમાં બેહોશ બની રહેલાઓ પોતાનું પેટ ભરે કે પારકાનું ભલું કરવા જાય! જ્યાં પોતાનું જ પેટ પૂરું ન ભરાતું હોય, ત્યાં પરોપકારનો મન્ત્ર જપવાની શી પ્રત્યાશા? આ માટે શાસ્ત્રકારો ઉપદેશ કરે છે કે-જેઓએ પરોપકારના ક્ષેત્રમાં વિહરવું હોય, તેઓએ ખસૂસ કરીને **મોહરૂપ તૃષ્ણાને** દેશવટો આપી દેવો જોઇએ.

તૃષ્ણા પિશાચણીનો મન્ત્ર * એજ છે કે-'હું' અને 'મારૂં.' આ મન્ત્રને જપનારાઓ-'હું મ્હોટો, હું ડાહ્યો,' અને 'મારી સ્ત્રી, મારો છોકરો, મારૂં મકાન' એવા પ્રકારની મોહજાળમાં ફસ્યા રહે છે, જેથી જનસેવા તરફ તેઓનો ભૂલેચૂકે પણ દૃષ્ટિપાત થતો નથી. તૃષ્ણાનું ઉચ્ચાટન થાય, એવો મન્ત્ર, **સન્તોષદેવનો** છે. મન્ત્ર એ છે કે-'હું નહિં અને 'મારૂં નહિ.' આ મન્ત્રના ઉપાસકો 'હું આવો ને હું એવો' એવા ફડાકાઓ મારતા નથી, અને 'આ મારૂં ને તે મારૂં' એવી આભિમાનિક કલ્પનાઓ તેઓના હૃદયમાં સ્થાન મેળવતી નથી. એથીજ એઓનો આત્મા પોતાના ઉદારભાવનાં કિરણો સર્વત્ર પ્રસારી શકે છે, અને પોતાની સમુજ્જ્વલ જીવનપ્રભાથી જગતને આલોકિત કરે છે.

पूर्वोक्तमेवाऽर्थं स्पष्टयति—

**कार्यान्तरं नह्यवशिष्यते मे कार्यं विधायेदमिति स्वचित्ते ।**
**कुर्वन् सुमेधा अपि तत्समाप्तौ कार्यान्तरं कर्त्तुमनाः पुनः स्यात् ॥२६॥**

* "अहं ममेति मन्त्रोऽयं मोहस्य जगदान्ध्यकृत् ।
अयमेव हि नञ्पूर्वः प्रतिमन्त्रोऽपि मोहजित्" ॥

—યોગીન્દ્ર યશોવિજયજી, જ્ઞાનસાર.

( 26 )

Even a wise man saying to himself, "after finishing this work, nothing is left for me to do"; would after its completion again make up his mind to undertake some other piece of work.

પૂર્વોક્ત અર્થનું સ્પષ્ટીકરણ—

"આ કામ પૂરૂં થયા પછી મારે કાંઇ કામ કરવાનું બાકી રહેતું નથી; આમ મનમાં ચિંતવતો બુદ્ધિમાન્ મનુષ્ય પણ ચાલુ કામ પૂરૂં થયા પછી ફરી બીજી ઉપાધિને હાથમાં લેવા તૈયાર થાય છે."

**મતલબ** કે–ઇચ્છાઓનો અન્ત આવવો–સંસારની ઉપાધિઓનો છેડો પામવો–મનોરથો સમાપ્ત થવા, એ બહુ દુષ્કર છે; અને એવી સ્થિતિ ઉપર આવ્યા સિવાય આધ્યાત્મિક ઉન્નતિમાં વધી શકાતું નથી.—૨૬

तृष्णां दुर्लंघ्यामाह—

**पारं स्वयम्भूरमणाम्बुराशेः [1]सम्प्राप्नुवाना: प्रबलौजसोऽपि ।**
**अपारतृष्णाम्बुधिलंघनाय कर्त्तुं प्रयासं न परिक्षमन्ते ॥ २७ ॥**

( 27 )

Even persons of indomitable energy who can cross over the great ocean called Swayambhuramana, are not able even to try to cross the unfathomable ocean of desires.

**તૃષ્ણાનું દુર્લંઘ્યત્વ—**

"સ્વયંભૂરમણ સમુદ્રનો પાર પામવાની શક્તિ ધરાવનારા પ્રબલ શૂરવીરો પણ અપાર તૃષ્ણારૂપ મહાસાગરને ઓળંગી જવાનો પ્રયાસ કરવામાં સમર્થ થતા નથી."—૨૭

---

[1] शक्तौ ज्ञानः ।

तृष्णाया दुर्निरोधत्वेन तत्प्रतिपक्ष-सन्तोषस्य दौर्लभ्यं प्राह—

अखण्डभूमण्डलशासकत्वं न दुर्लभं दुर्लभमेतदेव ।
तृष्णानिरासोपगतावकाशं सन्तोषरत्नं परमप्रभावम् ॥ २८ ॥

( 28 )

The sovereignty of the whole world is not unattainable; but the only thing difficult of attainment is the jewel-like and supremely lustrous contentment which finds scope only after the cessation of all desires.

Cf—Expel avarice from your heart, so shall you loose the chains off your neck.

—*Javidan-e-Khirad.*

A mind content, both crown and kingdom is.

—*Green.*

સન્તોષનું દૌર્લભ્ય—

" અખંડ ભૂમંડલમાં શાસન ચલાવવાનું સૌભાગ્ય દુર્લભ નથી, પરન્તુ તૃષ્ણાનો અટકાવ કરવાથી મેળવાતું અને અચિન્ત્યપ્રભાવવાળું એવું સન્તોષરૂપ રત્ન જે પ્રાપ્ત થવું, એજ દુર્લભ છે. "—૨૮

सर्वाणि सुखानि अनुसन्तोषसुखम्—

न तत् सुखं बिभ्रति भूभुजोऽपि न तत् सुखं स्वर्गसदो न चेन्द्राः।
यस्मिन् सुखे तुष्टमनःप्रभूते विवेकिनो निर्गमयन्ति कालम् ॥२९॥

( 29 )

The happiness having contentment for its origin which the wise pass their time, is beyond the ˀ of even kings, gods and Indras.

Cf— My mind to me a kingdom is;
Such perfect joy therein I find,
As far exceeds all earthly bliss
That world affords, or grows by kind;
Though much I want, what most men have,
Yet doth my mind forbid me crave.

... ... ... ...

No wealth is like a quiet mind

—*Ancient Song.*

**તમામ સુખો સન્તોષના સુખની નીચે છે—**

" તે સુખનો સ્વાદ રાજાઓને મળતો નથી, તે સુખનો અનુભવ દેવતાઓને થતો નથી અને તે સુખનો સાક્ષાત્કાર ઇન્દ્રોને પણ હોતો નથી, કે સન્તુષ્ટ હૃદયમાંથી પ્રકટ થયેલ જે સુખમાં વિવેકી લોકો કાળ વ્યતીત કરે છે. "—૨૯

**पूर्वोक्तमेवार्थं स्पष्टीकरोति—**

**कामोद्भवं शर्म यदस्ति लोके दिव्यं महच्छर्म पुनर्यदस्ति ।**
**तृष्णाक्षयोद्भूतसुखश्रियस्तद् न षोडशीं नाम कलां लभेत ॥३०॥**

( 30 )

The happiness arising from worldly passions in this world and also the heavenly happiness are decidedly much inferior ( not even one sixteenth of ) to that derived from the total cessation of desires.

**પૂર્વોક્ત અર્થનું સમર્થન—**

" લોકમાં કામક્રીડાથી ઉત્પન્ન થતું જે સુખ છે, અને સ્વર્ગમાં જે મહાન્ આનન્દ છે, તે, તૃષ્ણાના ક્ષયથી ઉત્પન્ન થતી સુખ-સમ્પત્તિના સોળમા ભાગને પણ પહોંચી શકતાં નથી. "—૩૦

ममत्वभावं निरसितुमुपदिशति—

इहास्ति को नाम तथाविधो नः कुर्मो वयं यत्र ममत्वभावम् ?।
सर्वेऽपि कर्माशयबन्धभाजः कस्योपकारं खलु कः करोतु? ॥३१॥

( 31 )

There is no body in this world with whom we can identify ourselves and ever continue our friendship; when all are under the potent influence of Karmas who can extend and who can receive obligation ?

**Notes:**—*The law of Karma rules the whole universe. It accounts for the differences in capabilities, opportunities, experiences in this Samsara. It works only where desire lies at the bottom. The Jain philosphers most emphatically assert the inexorableness of the law of Karma. These differentiations are not mere appearances but they are real and must be due to some cause working behind. They are according to the Jain principles as Time, External environments, Necessity, Action and Exertion ( काल, स्वभाव, नियति, कर्म, उद्यम ). These five are the determining causes of the diversity of names and forms in and through which the self-existent universe is revealed to us. Of these, Time is an aggregate of one dimension and from its nature flows on uniformly revealing itself in relation of sequence and seasons. Swabhāva is the natural and external environment of an organism. It consists of soil, air, water, heat and light. A

*The above is the briefest summary of what is fully explained in an Epitome of Jainism by Nahar.

living organism is a seat of chemical anabolic and catabolic, constructive and disintegrative, and both these transformations come under Swabhāva. The third is Niyati which with the Jains signifies Necessity and not as in the case with some other religions, the Decree of God; because in the latter sense it takes away from us all the moral responsibility which lies only in our option of doing a thing and not in compulsion. Next is Karma or Deed revealing itself in the taking of the one concomitantly with the leaving of the other; it implies a change of relations or relative positions which is nothing but motive itself in one form or another. The cause of Karma is the substance itself and this explains the origin of the common adage 'As you sow, so you reap.' Udyama in the simplest form is the desire to realise a particular end. If we ask what was the original cause of an organism coming into existence we must reply 'Itself'. Who was the creator? 'Itself.' The highest philosophy brings us no other reply; beings and worlds are, because it was their pleasure to be. The working of these five causes can be illustrated by the development of seed into tree. The influence of the first two is potent. As to the third the seed will not grow unless there be a kind of necessity which is as if it were propelling it on its onward march. Again Udyama is also necessary. The seed if not planted by somebody and properly looked after by some agency will not thrive and the subsequent transformations will be impossible. Lastly the effect of Karma is also equally clear. Lamarck, Darwin,

Spencer and Haeckel may attempt to explain everything on the assumptions of Heredity, Adaption and Evolution, but Biology has failed so far to assign any adequate reason for subsequent differentiations and variations in an organism. There is no alternative other than having recourse to the Law of Karma to explain the causes of differences and variations. It is Karma alone that accounts for diverse forms though they arise apparently from the same origin. The co-operation of these five instrumental causes works out perpetual changes and differences which ever take place in this universe. So the author means to say that when the law of Karma reigns supreme, dependence on other relations as kinship, friendliness patronage, etc., is completely futile and impotent. When these mundane relations are themselves fleeting, dependent, powerless, how can they help you in the achievement of your goal. ?

**મમત્વભાવનો નિરાસ—**

" આ જગતમાં કોણ તેવો મનુષ્ય અમારો છે, કે જેના ઉપર મમત્વભાવ રાખીને અમે આનન્દ માની શકીએ ? ઉપકારની દૃષ્ટિએ મમત્વભાવ રાખવાનું સમુચિત મનાતું હોય, તો સમજવું જોઇએ કે-દરેક જીવો કર્મ વાસનાથી જ્યારે બંધાયલા છે, તો કોણ કોનો ઉપકાર કરી શકે તેમ છે ? "—૩૧

**વ્યાખ્યા.**

ઉપકારીનો ઉપકાર ભૂલવો, એ **મહાપાપ** છે. એકજ કોડીની મદદ આપનારના પણ તેટલે અંશે **કૃતજ્ઞ** થવુંજ જોઇએ. આ ગુણ જેનામાં નથી, તેમાં ધર્મની યોગ્યતા નથી. હકીકત આમ હોવા છતાં, પ્રસ્તુત શ્લોકમાં એમ જે કહેવામાં આવ્યું કે—" કોણ કોને ઉપકૃત કરે છે ? " તેમાં બહુ ગંભીર રહસ્ય રહેલું છે. બહુજ ઉંચી હદની દૃષ્ટિએ એ વાત

કહેવામાં આવી છે. અધ્યાત્મનાં ગંભીર તત્ત્વો અને **કર્મ**ના સૂક્ષ્મ સિદ્ધાન્તો સમજનાર આ બાબતને સારી પેઠે સમજી શકે છે.

સારાંશ એ સમજવાનો છે કે જેનાથી આપણને સુખ યા દુઃખની સામગ્રી મળે છે, તે મનુષ્ય સ્વતંત્રતયા આપણને સુખ-દુઃખનો દાતા નથી, કિન્તુ તેને આપણા ઉપકાર યા અપકાર કરવા તરફ પ્રેરનાર આપણાંજ શુભ-અશુભ કર્મો છે. રાજા યા ધનાઢ્યને ત્યાં પુત્રરૂપે ઉત્પન્ન થયેલ પ્રાણી જે એશઆરામ ભોગવે છે, તે વિષે તે રાજા યા તે ગૃહસ્થ એવો જો અભિમાન કરતો હોય, કે-' મારાજ કારણથી આ પુત્ર સમૃદ્ધિ ભોગવે છે ' તો એ અભિમાન અનુચિત છે; કારણ કે તે પ્રાણીએ પૂર્વે એવાંજ કર્મો-શુભ કર્મો બાંધ્યાં છે, કે જેના પ્રતાપે તે પ્રાણી એ રાજા કે એ ગૃહસ્થના ઘરમાં જન્મ મેળવી શક્યો અને એ રાજા કે ગૃહસ્થનો પૂર્ણ પ્રેમ સમ્પાદન કરી શક્યો.

આ પ્રકારની કર્મની સત્તા સમજવામાં આવે, તો **અભિમાન** કે જે સંસારનું મૂળ છે, તે ટકી શકે નહિ. બેશક પૂર્વકૃત કર્મ, દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ પ્રમાણે ઉદયપ્રાપ્ત થાય છે, અર્થાત્ બાહ્ય સામગ્રીના સહકારથી વિપાકાભિમુખ થાય છે; અને એથીજ ઉપકૃત બનારે ઉપકારીના કૃતજ્ઞ થવું જોઇએ છે.

પરન્તુ યાદ રાખવું જોઇએ કે સંસારની વાસનાઓથી જેમ જેમ બહાર નિકળાય છે અને દિવ્ય માર્ગમાં જેમ જેમ આગળ વધાય છે, તેમ તેમ સાંસારિક પદ્ધતિઓનો સમ્બન્ધ છૂટતો જાય છે, અને એ દશામાં એવું યથાર્થ જ્ઞાન પ્રકાશે છે કે, તેવા જ્ઞાનીની બુદ્ધિ નીચી હદપર રહેલા જગજ્જન્તુઓની બુદ્ધિ-માન્યતાઓથી ઘણી જુદી પડે છે; અને તેને એ વાતનું બહુજ સ્પષ્ટ પ્રતિભાન થાય છે કે " આ બધું ચરાચર વિશ્વ **કર્મના ચક્ર** ઉપર ગતિ કરી રહ્યું છે. "

કોઇ પણ મનુષ્યને જ્યારે આવું સ્પષ્ટ પ્રતિભાન થાય, ત્યારે તે, દુશ્મન થનારની સ્હામે રુષ્ટ નહિ થતાં " દુશ્મન થનારને પ્રેરણા કરનાર મારૂં પોતાનુંજ કર્મ છે "-એમ સમજીને સમભાવ ધારણ કરે છે. અને તેવીજ રીતે, અનુકુળતા સમ્પાદન કરી આપનાર તરફ પણ હર્ષના વેગમાં નહિ ખેંચાતાં, પોતાનાંજ પૂર્વકૃત શુભ કર્મનું તે પરિણામ સમજીને ખુશી થતા હૃદયને અટકાવે છે.

ઉપર કહી ગયા તેમ, કર્મનાં તત્ત્વો સમજનારો નુકસાન કરનાર તરફ રુષ્ટ ન થાય, તો અનુકૂળતા મેળવી આપનાર તરફ તેણે તુષ્ટ પણ ન થવું જોઇએ. એ સમાન **ન્યાય** છે; આપણને જ્યારે લાભ મળે છે, ત્યારે આપણા હૃદયમાં **મોહરૂપ હર્ષ** ઉછળવા માંડે છે, આ મોહમય હર્ષની સાથે-ધ્યાન આપો કે-પેલા ઉપકારનો કશો સમ્બન્ધ હોતો નથી. તો આવો હર્ષ કે આવી ખુશી કર્મના સિદ્ધાન્તો સમજનારના હૃદયમાં ઉદ્ભવે નહિ.

આવી મધ્યસ્થવૃત્તિ તરફ ધ્યાન ખેંચવાને માટેજ આ **શ્લોકમાં** એમ કહેવામાં આવ્યું કે-" સર્વ સંસારગ્રસ્ત જન્તુઓ જ્યારે કર્મ-બન્ધનોથી બદ્ધ છે. તો પછી કોણ કોને **ઉપકૃત** કરી શકે તેમ છે? દેખીતું છે કે ખુદ પોતેજ બદ્ધ હોય, તો તે બીજાને બન્ધનથી છૂટો કરી શકે નહિ. "

**पूर्वोक्तामेव वार्तां स्फुटीकरोति—**

**सर्वे च तृष्णानलतापतप्ताः शक्नोति कः कस्य शमार्पणाय ?**
**सम्बन्धमप्यातनुमश्च केन ? न क्वापि सम्बन्धफलोपलम्भः ॥३२॥**

( 32 )

All being heated by the fire of desires, none is capable of making others happy; there being no possibility of reciprocal relation, with whom can we bring out friendly association ?

**પૂર્વોક્ત વાતનું સ્ફુટીકરણ—**

" સર્વ પ્રાણિઓ તૃષ્ણારૂપ અગ્નિના તાપથી બળી રહ્યા છે, તો પછી કોણ કોને શાન્તિ આપવા સમર્થ થઇ શકે તેમ છે ?. વળી સંસારમાં કોની સાથે સમ્બન્ધ ( માયા-મમતારૂપ ) કરવો યોગ્ય છે, કેમકે સમ્બન્ધનું ફળ જે લેવું-દેવું, તે ક્યાંઇ પણ દેખાતું નથી. "—૩૨

**વ્યાખ્યા.**

સાંસારિક સંબન્ધજાળ ઉપર દૃષ્ટિપાત કરતાં માલૂમ પડે છે કે સર્વ સ્વજનો કે પરજનો, પોતાના મતલબની તૃષ્ણાના પ્રવાહમાં તણાતા જાય છે. આવી સ્થિતિમાં કોઈ, કોઈને તૃષ્ણાના પ્રવાહમાંથી બહાર કાઢવા શક્તિમાન્ થઇ શકે તેમ છે કે ? જેની સાથે સમ્બન્ધ કરીએ છીએ, તેની સાથે સંસારના ખાડામાં વધારે ઉંડા ઉતરવાનું જોવામાં આવે છે. તેજ સંબન્ધ **આધ્યાત્મિક દૃષ્ટિએ** પ્રશંસવા જોગ કહી શકાય છે, કે જે સમ્બન્ધના પરિણામે સંતાપ, વાસના અને બન્ધનોનો ક્ષય થવા માંડે અને આત્મા **નિર્ભય** તથા **સ્વતન્ત્ર** થવાની લાઇન ઉપર આવે. આવા સંબન્ધથી ઉલટા સંબન્ધો, જે સંસારની જાળ ઉપર પથરાયલા જોઇએ છીએ, તે નિષ્ફળ યા વિપરીત ફળને ઉપજાવનારા છે. થાંભલાને બે હાથથી પકડીને ઉભો રહેલ માણસ જેમ પોકાર કરીને કહે કે–" મને કોઇ આ થાંભલાથી છોડાવો ! " તેવીજ રીતનો પોકાર સંસારસમ્બન્ધની જાળમાં ફસેલાઓ કરી રહ્યા છે કે–" અમને કોઇ બન્ધનોથી મુક્ત કરો. " પરન્તુ આ બંને પ્રકારના પોકારો અજ્ઞાનતા ઉપર રચાયલા સમજી શકાય છે, અને એ અજ્ઞાનતા જ્યાં સુધી હઠે નહિ, ત્યાં સુધી કોઇ આત્મા સ્વાધીન થવા માટે શક્ત નથી, એ ખુલ્લી વાત છે.

આ બંને પ્રકારના પોકાર કરનારાઓને બન્ધનમુક્ત થવા માટે ફક્ત જ્ઞાનદૃષ્ટિનીજ આવશ્યકતા છે. જ્ઞાનદૃષ્ટિનો વિકાશ થયેથી પેલો થાંભલો પકડી ઉભેલો ઝટ પોતાના હાથને થાંભલાથી હઠાવી લેશે, અને સંસારગ્રસ્ત પ્રાણિઓને જ્ઞાનદૃષ્ટિનો વિકાસ થયેથી તેઓ પોતાના હૃદય-પ્રદેશમાંથી મમત્વભાવનાની સૃષ્ટિને ઉખાડી નાખી, પોતાના આત્માને સ્વાશ્રયી સમજવા સાથે અદ્વૈત આત્મભાવમાં પ્રગતિશીલ થશે.

" સાંસારિક વાસનાની સૃષ્ટિમાં કોઇનો સમ્બન્ધ કોઇને વાસ્તવિક ફલપ્રદ નથી. " એમ જે આ શ્લોકમાં કહેવામાં આવ્યું છે, તે આધ્યાત્મિક દૃષ્ટિએ ઉંચું અને ગંભીર સત્ય છે, એ વાત એ દૃષ્ટિએ મનન કરનારાઓ સારી પેઠે સમજી શકે તેમ છે. જગતના મેદાનમાં વિચરવા છતાં પણ તટસ્થ ભાવને હૃદયમાં જો સ્થાન આપેલું હોય, દુનિયાના બાહ્ય વ્યવહારોને અનુસરવા છતાં આન્તરિક દૃષ્ટિ જો મધ્યસ્થભાવથી સંસ્કારિત બનાવેલી હોય અને તે દૃષ્ટિએ તે વ્યવહારોને **માયાજાળ** યા **માયાજળ**

સમજવામાં આવ્યા હોય, તો તેવાઓને તે બાહ્ય સમ્બન્ધો આત્મોન્નતિના માર્ગમાં પ્રતિબન્ધ કરનાર થઇ શકતા નથી.

**पुनः प्रस्तुतमेव दृढीकरोति—**

**सर्वे पराधीनतयैव सन्ति कः कं स्वतन्त्रं प्रविधातुमीष्टे ? ।**
**स्वयं दरिद्रो हि परं विधातुमाढ्यं कथङ्कारमलम्भविष्णुः ? ॥३३॥**

( 33 )

None being master of himself, who can then liberate others? How can one, himself poverty-striken make others rich?

**પ્રસ્તુતનું જ દૃઢીકરણ—**

" દરેક જન્તુઓ પરાધીન છે, તો કોણ કોને સ્વતન્ત્ર બનાવવા સમર્થ થઇ શકે તેમ છે ? કેમકે સ્વયં દરિદ્ર મનુષ્ય બીજાને પૈસાદાર બનાવવા કેમ સમર્થ થઇ શકે ? "—૩૩

**अथ स्नेहस्य सन्तापकरत्वमाह—**

**स्नेहस्य निष्पादन आदितस्तु श्राम्यत्यविच्छेदकृते च पश्चात् ।**
**एवं दशायां परिभज्यमाने स्नेहे भृशं ताम्यति मानवोऽयम् ॥३४॥**

( 34 )

A man first endeavours to bring about friendly ( cordial ) relations and afterwards to maintain them in tact; if, in the meantime, they are broken off, his distress knows no bounds.

**સ્નેહ સન્તાપજનક છે—**

" આ મનુષ્ય પ્રથમ તો કોઇ વ્યક્તિની સાથે પ્રેમ બાંધવા મથે છે, અને પ્રેમ બંધાયા પછી તે પ્રેમને સ્થિર રાખવાની મહેનત લે છે;

આ દશામાં સ્હામા મનુષ્ય તરફથી જો તે પ્રેમ તૂટી જાય, તો તેને અત્યન્ત સન્તાપ અનુભવવો પડે છે. "—૩૪

एकपक्षीयप्रेमकरणं प्रतिषेधति—

यत्प्रेम्णि चित्तं रमते त्वदीयमन्यत्र चित्तं रमते तदीयम् ।
कथं वृथा मुह्यसि तत्र परत्र ? नह्येकपक्षः प्रमदाय रागः ॥ ३५ ॥

( 35 )

The person to whom you are warmly and lovingly attached has ardent feelings of love else where. Why are you deluded into false love for others ? One-sided love can not give happiness.

**Notes**—The true aspect of love or affection consists in its extension to the whole universe. Naturally it starts from oneself and family and then to his immediate society and thus further on. This is no doubt a desirable and laudable phase of love. But on the contrary when it is confined only to his family or some one else and proceeds no further, it becomes a subject of regret and contempt. The author here rightly disparages the one-sided attachment of men in this world-a theatre of inconstancy and fluctuations. Even judging it from the phenominal standpoint it is not desirable as it proves to be a source of many evils and sins. He has in view the expansion of the mind for the good of the whole society by the cultivation of benevolent feelings as an important duty in life. He says, these affections may be in the beginning warm, comforting and hopeful, but they eventually turn out cool and

distressing. When these temporal relations as, of Kinship and friendship etc., are not permanent but liable to be easily broken, he properly advises men to disattach themselves from their sordid pursuits and to utilize some spark of light and purity still remaining in their natural conscience. Selfishness governs all these relations, temporary and vanishing in their nature though seemingly permanent and alluring to those who are stupified with illusion as to the relation of the Soul with the body. Their vision being clouded they do not see the right path for their progress. The best key of knowing this right path is to unfold the light of the Soul. It could be achieved by cognizing the unsubstantial and delusive nature of the worldly attachment. Thus freedom from attachment and repulsion viewed from the higher standpoint is the true path to liberation. The condemnation of love, we often meet with in religious works, is not to be taken as absolute, but is meant to evoke the sense of the renunciation.

**એકપક્ષવાળો પ્રેમ ન રાખવો જોઇએ—**

" હે મહાભાગ ! જેના ઉપરના પ્રેમમાં તારૂં મન રમણ કરી રહ્યું છે, તેનું હૃદય તો બીજામાં જ ( તારામાં નહિ ) રમ્યા કરે છે, તો પછી ફોગટ શું કામ તેના ઉપરના મોહમાં ઘેલો બની રહે છે ? સમજી રાખવું જોઇએ કે—દુનિયામાં એક પક્ષનો રાગ સુખને માટે હોતોજ નથી. "—૩૫

**स्नेहस्याकर्त्तव्यत्वमाह—**

**अनन्यसाधारणभावतः कस्त्वद्गोचरं प्रेम दधाति लोके ? ।**
**न चेत् क्वापि न तर्हि धीमन् ! स्नेहो विधातुं भवताऽस्ति युक्तः॥ ३६**

( 36 )

Oh, wise one! Can you say, if there is a single person who cherishes self-less love for you in this world? If not, it is but meet that you disattach yourself from everything.

સ્નેહનું અકર્ત્તવ્યત્વ—

"હે બુદ્ધિમન્! બતાવ કે તારા ઉપર અનન્યભાવથી પ્રેમ ધરાવનાર સંસારમાં કોણ છે? અગર કોઇ નથી, તો પછી તુચ્છ સ્નેહમાં બંધાઇ જવું, એ તારે માટે કોઇ રીતે યુક્ત નથી."—૩૬

प्रस्तुतमेवाऽऽह—

यत्प्रेमजन्यं परितापमेषि तत्तापहानाभिमुखः स चेद् न।
तत् तादृशं प्रेम विषस्य कुण्डं मत्वा परित्यज्य कुरुष्व तोषम्॥३७॥

( 37 )

When you feel burning anxiety for the sake of his love an. when he does not care to relieve you of the torment, you should look upon this kind of attachment as a reservoir of poison; free yourself from it and be contented.

Cf—Be peace thy aim, that peace of heart and mind,
Which conscious rectitude alone can give.

Always be righteous—*Smriti.*

પ્રસ્તુતજ વાત કહે છે—

"હે મહાભાગ! જે વ્યક્તિ ઉપરના પ્રેમને લઇને તને અહર્નિશ સન્તાપ થયા કરે છે, તે સન્તાપને દૂર કરવાનું જો તેના લક્ષમાં ન

હોય, તો તેવા પ્રેમને **વિષનો** કુંડ સમજીને તેનો ત્યાગ કરી દે અને સન્તોષ ધારણ કર. "—૩૭

**पूर्वोक्तमेव पोषयति—**

**स्नेहो नहि स्थायितया क्वचित् स्यात् स्याद् यत्र तत्रापि भवेत् सुतीव्रम्**
**एकस्य मृत्यावितरस्य दुःखं दुःखास्पदं प्रेम ततोऽस्त्यवश्यम्॥३८**

( 38 )

Surely, there is no stability of love anywhere but even admitting it to be permanent somewhere the death of one causes unbearable pain to the other. Consequently love is necessarily an abode of miseries

**Notes**—Raga (attachment) nourishes the family of pain and misery. Practically it is based on selfishness. It is vanishing and deceptive. The loss of the object of attachment is inevitable and so it is a source of unbearable pain. From attachment arise various passions, as, lust, greed and pride, etc. They forge and tighten the bondage of Karmas. They are not natural to the Soul. They serve to prolong transmigration and therefore one should avoid attachment as much as lies in his power. In this practical life actions done with good intention and virtuous motives bear good fruits but they are comparatively very inferior to those done with self-lessness.

**પૂર્વોક્ત અર્થની પુષ્ટિ—**

" અવ્વલ તો એજ વાત છે કે સંસારમાં કોઇનો પ્રેમ સ્થિર રહેતો નથી; કદાચ કોઇ સ્થળે તે સ્થિર રહેલો દેખાય, તો પણ તે પ્રેમિઓમાંના એકના મરણ પછી બીજાને અત્યન્ત સન્તાપમાં ઉતરવું પડે છે, આ માટે એ નિશ્ચય છે કે-પ્રેમ હમેશાં દુઃખનું ઘર છે. "—૩૮

**વ્યાખ્યા.**

આજકાલ જોઇએ છીએ કે **પ્રેમનો શંખ** સર્વત્ર ફૂંકાઇ રહ્યો છે. બધે ઠેકાણે પ્રેમના મન્ત્રો જપાઇ રહ્યા છે. જ્યાં જાઓ, ત્યાં-" પ્રેમ એ આનન્દનું મંદિર છે, પ્રેમ એ સ્વર્ગનું વિમાન છે અને પ્રેમ એ મુક્તિનો દરવાજો છે " આવી રીતની ઉદ્‌ઘોષણાઓ શ્રવણગોચર થાય છે. આવી સ્થિતિમાં પ્રેમની વિરૂદ્ધમાં જ્યારે આવા શ્લોકો બહાર પડે, તો કેટલાકોનાં મુખકમલોમાંથી ' છી છી ' ના પોકારો થવા લાગે, એ બનવા જોગ છે. પરન્તુ આટલું સાહસ કરવાનું શા ઉપર !. તત્ત્વનો ગર્ભ તપાસ્યા વગર **જજમેન્ટ** આપનારાઓએ લગાર ધીરજ પકડી રાખવી જોઇએ છે.

પ્રેમના તત્ત્વ ઉપર દૃષ્ટિપાત કરતાં સહુ કોઇને જણાઇ આવે છે કે-એક પ્રેમ એવો હોય છે કે જે અમુક પ્રદેશને લગતો અને સંકીર્ણ હોય છે, જ્યારે બીજો પ્રેમ તેથી ઉલટો-સર્વ પ્રદેશને લગતો અને ઉદાર હોય છે. પ્રેમના આ બંને પ્રકારોમાં પ્રથમ પ્રકારનો પ્રેમ ઇચ્છવા જોગ છે, એમ કોઇ બતાવી આપશે ? પોતાની જાત અને પોતાના સ્ત્રી, પુત્ર, મિત્ર વગેરે કુટુંબવર્ગ ઉપરજ-એટલાજ સાંકડા પ્રદેશમાં-એટલાજ ખૂણામાં પ્રેમની લાગણી ધરાવનાર, એ ખૂણામાંથી પોતાનું માથું બહાર કાઢી શકશે ? એ ખૂણા સિવાય બીજા પ્રદેશો તરફ દૃષ્ટિપાત કરી શકશે ?. અરે ! એવાઓની ધારણા તો એવીજ હોય છે કે-' મારૂં પૂરૂં થવું જોઇએ, ભલે બીજાઓ ખાડમાં પડે '. આવા હૃદયવાળાઓ ' **वसुधैव कुटुम्बकम्** ' એ મન્ત્રથી સહસ્ર કોશ વેગળા હોય છે. એવાઓને ફક્ત પોતાનેજ અંગે થતી હાનિમાં દુઃખ અનુભવવું પડે છે, પરન્તુ બીજાને થતા નુકસાન તરફ તેઓ ખ્યાલ રાખતા નથી. આવી સ્થિતિના લોકો એટલા નિર્બલ હૃદય-વાળા હોય છે કે-પોતાનું એક વાસણ ફૂટી જતાં પણ એઓના હૃદય ઉપર ભારે આઘાત પહોંચે છે.

કહો ! આવો એકદેશીય તુચ્છ પ્રેમ નિંદવાજોગ નથી શું ? આ શ્લોકોમાં પ્રેમને જે ત્યાજ્ય બતાવવામાં આવ્યો છે, તે એકદેશીય પ્રેમ છે. મિત્રના પ્રેમમાં ફસાયલાઓને મિત્રનો વિયોગ અથવા મૃત્યુ થતાં જે દુઃખ સહવું પડે છે, અને તેથી જે અધિક દુઃખ પ્રેમની ગાંઠ તૂટી જતી વખતે ખમવું પડે છે, તેવો પ્રેમ એકદેશીય છે, અતએવ તે સંકીર્ણ

અથવા તુચ્છ છે. એવા સંકીર્ણ પ્રેમવાળાઓ પોતાના માનેલા પ્રેમી તરફ જે સ્નિગ્ધ લાગણી ધરાવતા રહે છે, તે સ્નિગ્ધ લાગણી સમસ્ત પ્રાણિઓ તરફ તેઓને હોતી નથી; આજ માટે એવા હલકા પ્રેમના ક્ષેત્રમાં નહિ ભટકતાં, જગત્ જેવડા મોટા પ્રેમના મેદાનમાં વિહરવું જોઇએ. સર્વ પ્રાણિવર્ગ ઉપર જ્યારે સમાન ભાવ—સરખી લાગણી ઉદ્ભવે, ત્યારે જ વિશ્વસેવાનું વ્રત પાળી શકાય છે.

પ્રેમની મર્યાદા જ્યારે અમુકજ હદમાં બંધાયલી હોય છે, ત્યારે તે પ્રેમ ખરેખર બન્ધનરૂપ થઇ પડે છે, અને તેનું પરિણામ એ પણ આવે છે કે–ખાવું ભાવે નહિ, સુવું ફાવે નહિ અને હૃદયમાં દાહ થયા કરે. આવો સન્તાપપૂર્ણ, પ્રેમ સર્વથા હાનિકર્તા છે. એવા પ્રેમને ઉખાડી નાંખ્યા સિવાય કલ્યાણનો રસ્તો છે જ નહિ. આવો પ્રેમ ખરેખર પ્રાણીને હડહડતા કુતરા જેવો બનાવે છે અને દુઃખના અંગારા ઉપર પટકે છે. જિન્દગીને દિવ્ય બનાવવાના ઉમેદવારે આવા તુચ્છ પ્રેમથી પોતાના હૃદયને કાળું નહિ બનાવતાં વિશ્વવ્યાપક પ્રેમથી પોતાના આત્માને ન્હવરાવવો જોઇએ. સર્વ મનુષ્યો–સર્વ પ્રાણિઓ ઉપર એક સરખી પ્રેમની લાગણી ધરાવવામાંજ આત્માની ઉન્નતિ સમાયલી છે. હૃદયને બ્રહ્માંડ જેવડું વિશાલ બનાવવાને માટે **બ્રહ્માંડ** જેવડો પ્રેમસમુદ્ર નિર્માણ કરવો જોઇએ.

એકદેશીય પ્રેમમાં જેટલી તમોવૃત્તિઓ ભરેલી હોય છે, તેટલીજ સાત્ત્વિક વૃત્તિઓ સાર્વજનિક પ્રેમમાં સમાયલી હોય છે. પરમાત્મા **મહાવીર** અને કેવલજ્ઞાનને પ્રાપ્ત થયેલા **રામચન્દ્રજી** વગેરે જે મહાપુરૂષો થઈ ગયા, તેઓના હૃદયમાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ જન્તુથી લઈ ઇન્દ્ર પર્યન્તના તમામ પ્રાણી વર્ગ ઉપર એકજ સરખો પ્રેમપ્રવાહ વહી રહ્યો હતો, અને એવાજ સાત્ત્વિક પ્રેમના પ્રતાપે તેઓ પોતાને ઉન્નત બનાવી શકયા. આત્માને પરમાત્મા બનાવવાનું સાધન સંસારમાં એકજ છે, આનન્દનું મન્દિર યા સ્વર્ગનું વિમાન બ્રહ્માંડમાં એકજ છે, અને તે એજ કે સર્વ સમાન પ્રેમભાવ.

એકદેશીય પ્રેમ, એ જાળ છે, એમાં ફસાયલો જન્તુ બેહદ કષ્ટ ઉઠાવે છે; પરન્તુ સાર્વજનિક પ્રેમની જાળમાં બધાઓએ બંધાઇ જવાની જરૂર છે. આવી સ્થિતિમાં મૂકાયા સિવાય કોઇ પણ દેશની પૂર્ણ ઉન્નતિ

થઇ શકતી નથી. **નીતીકારો દૂધ અને પાણીની જેમ** બધાઓને પ્રેમી બનવાનું શિખવે છે. જેમકે–કોઇ એક ગૃહસ્થે તપેલીમાં દૂધ અને પાણી બંને ભેગું કર્યું. દૂધમાં પાણી આવ્યું, ત્યારે પાણી પણ દૂધની જેમ ધોળું થઇ ગયું–દૂધ અને પાણી બંને એકાકાર થઇ ગયાં. આ ઉપરથી સમજવાનું એ છે કે–દૂધને જ્યારે પાણીની સંગત થઇ, ત્યારે દૂધે પોતાના સોબતી–પોતાના મિત્ર જળની સાથે ભેદભાવ નહિ રાખતાં, પોતાનો શ્વેત વર્ણ તેને આપી દીધો, જળને પોતાના જેવું બનાવી દીધું. પ્રેમનું આ પ્રથમ કર્તવ્ય દૂધે કરી બતાવ્યું. ત્યાર પછી તે દૂધની તપેલી જ્યારે ચૂલા ઉપર મૂકી, ત્યારે દૂધની સાથે મળેલું પાણી ધીરે ધીરે બળવા માંડયું. શા માટે ? એજ કારણ કે દૂધને જ્યારે બળવાનો વખત આવ્યો, ત્યારે જલને પોતાની ફરજ પાળવાની જરૂર પડી કે–'મારા ઉપકારી દૂધને જ્યારે વિપત્તિનો પ્રસંગ આવ્યો, તો મારે રહેતે તેને વિપત્તિ ભોગવવા નહિ દેતાં, તેની વિપત્તિ મારેજ ખમી લેવી જોઇએ.' આ પ્રમાણે પોતાનું કર્તવ્ય પાળતું જળ જ્યારે બળી ગયું, ત્યારે, દૂધને પોતાના મિત્ર (જલ) નો વિરહ સહન નહિ થવાથી તે પણ તપેલીના કાંઠા સુધી આવીને અગ્નિમાં પડવાની ચેષ્ટા કરવા લાગ્યું, અર્થાત્ દૂધનો ઉભરો આવ્યો. જ્યારે આ સ્થિતિ ઉપર વાત આવી, ત્યારે દૂધના માલિકે દૂધમાં ચાંગળું ભરીને પાણી નાંખ્યું. પાણી નાંખતાની સાથેજ દૂધનો ઉભરો બંધ પડયો. કારણ શું ? એજ કે દૂધને પોતાના મિત્ર (જળ)નો સમાગમ થવાથી શાંતિ વળી.

પ્રેમનું આ આદર્શ ઉદાહરણ છે. સમગ્ર વિશ્વમાં આવા આદર્શ પ્રેમની જરૂરીયાત છે.

દેશ, વેષ, વ્યવહાર અને પંથ વગેરેમાં ભલે ભિન્નતા રહે, પરન્તુ તે ભિન્નતાને વિરૂદ્ધતાનું રૂપ ન આપવું જોઇએ. બીજા શબ્દોમાં તે ભિન્નતા વિરોધનું કારણ ન થવું જોઇએ. જે અંશે મતભેદ હોય, તે અંશને દબાવી રાખીને બીજી બધી બાબતોમાં સર્વની સાથે **ભ્રાતૃભાવ** રાખવો જોઇએ. દુનિયામાં ભિન્નતા કદાપિ મટવાની નથી–સંસારમાંથી ભિન્નતા કદી ખસવાની નથી. નૈસર્ગિક ભિન્નતા જગતના પદાર્થોમાં સદા સમ્બદ્ધ છે. દૂર કયાં જોઇએ, આપણા બે હાથજ ભિન્ન છે. શરીરનાં તમામ અવયવો એક બીજાથી ભિન્ન છે. આમ ભિન્નતા હોવા છતાં,

જોવાની મજા એ છે કે તે બે ભિન્ન ભિન્ન હાથો, તે ભિન્ન ભિન્ન અવયવો ભેગા રહીને જીવાત્માનું કેવું સરસ કામ બજાવે છે? જુદા જુદા પરમાણુઓના ભેગા થવાથી–તેઓના પરસ્પર મળવાથી બનેલો ઘડો મનુષ્યોનું કામ કેવું સાધી આપે છે? આ બધું શું બતાવી આપે છે? એજ કે ભિન્નતા ભલે રહે, પણ એક બીજાથી મળતાપણું કેમ છોડવું જોઇએ? જેમ, બે હાથ ભિન્ન હોવા છતાં પણ એક થઇને એક બીજાનું કામ બજાવે છે, તેમ ગમે તેટલે અંશે ભિન્નતા હોવા છતાં પણ મનુષ્યોનો ધર્મ છે કે–તેઓએ પરસ્પર એક થઇને એક બીજાને મદદગાર બનવું જોઇએ. પેલા બે હાથ પરસ્પર ભિન્ન હોવા છતાં પણ યદિ એક બીજાથી વિરૂદ્ધ થઇ જાય, તો તમે જાણો છો કે તે બંનેની શી દશા થાય? એજ કે, એક બીજાને સાફસુફ નહિ કરવાથી, એ બંનેના ઉપર ઇંચ ઇંચ જેટલો મેલ ચઢી જાય; અને એથી એઓને સડી જવાનો વખત આવે. જુઓ! વિરૂદ્ધતાનું આ પ્રત્યક્ષ પરિણામ.

આ ઉપરથી એ સાર ખેંચી લેવાનો છે કે બધાઓએ એવી રીતે એકમેક થઇ જવું જોઇએ કે–એક બીજાની ઉન્નતિ કે એક બીજાના સુખમાં પોતાની ઉન્નતિ કે પોતાનું સુખ સમજવું જોઇએ. **એકતા** કેટલું કામ કરે છે, એ આપણા ધ્યાન બહાર નથી. આપણી **પાનાની રમત** જ આપણને બતાવી આપે છે કે–એકતાનો કેટલો પ્રભાવ છે. **પાનાં** રમનારાઓ સારી પેઠે સમજે છે કે—“ બે, ત્રણ, ચાર, પાંચ, એમ દશ દાણા સુધીનાં પતાં ને સર કરી જનાર ‘ગોલો’ છે અને ગોલા ઉપર રાણી, તથા રાણી ઉપર બાદશાહનો હુકમ ચાલે છે. પરન્તુ **બાદશાહની** મહોર છાપને પણ ફેરવી નાખનાર–બાદશાહ ઉપર પણ વિજય મેળવનાર કોણ છે, એ તમે જાણો છો? હા, પેલું સંતાડી રાખેલું પાનું, કયું? એ ‘ **એકકો** ’. જોઇ લ્યો! એક્કાનો પ્રભાવ. આ એકકો સમગ્ર દેશોમાં જો હોય, તો કોઇ દુઃખી રહી શકે ખરો! ગમે તે દેશ ગમે તેવો સમૃદ્ધિવાળો બની જાય, પણ તે દેશમાં જો એકકો ન હોય, તો તે, સમુદ્ર ભરાય એટલી લક્ષ્મીથી પણ સુખી થઇ શકે નહિ. કોઇ પણ દેશની ઉન્નતિ ના માટે ત્રણ કારણોની જરૂર રહે છે. તે ત્રણ કારણો છે–સત્ય, સંપ ને બ્રહ્મચર્ય. આ ત્રિપુટીમાં મધ્ય **સિંહાસન** સંપ ( એકતા ) નું છે. અને એ ત્રણેનો પરસ્પર અત્યન્ત નિકટ સમ્બન્ધ છે; કારણ કે સત્યવાદી

પ્રજામાંજ એકતા ઉત્પન્ન થઇ શકે છે, અને સત્યવાદનો ગુણ બ્રહ્મચર્યને સાથે લઇનેજ ફરે છે.

પ્રસ્તુતમાં નિર્વિકાર સ્નિગ્ધ લાગણી, એજ **દિવ્ય પ્રેમ** છે. આ પ્રેમમાં, લપટાઇ જવાય, એવી ચિકાશ હોતી નથી. આ પ્રેમ દુર્વાસનાઓનો ક્ષય કરીને પછી સ્વતઃ શાન્ત થઇ જાય છે. એના શાંત થઇ જવા પછી તરત કૈવલ્યજ્ઞાન પ્રકટ થાય છે. આવા પ્રકારનો પ્રેમ યથાર્થ સેવાધર્મને જન્મ આપનાર છે. પ્રેમ અને સેવાના સિદ્ધાન્તનું સુંદર રહસ્ય તો એજ છે કે તેથી પોતાનું વ્યક્તિત્વ ખીલે છે. પોતાના સ્વાર્થને બદલે જ્યારે સમાજનું હિત વિચારવામાં આવે, ત્યારેજ મનુષ્ય, મનુષ્ય બની શકે છે. એ સત્ય છે કે આપણે દરેકને સુખી ન કરી શકીએ. પરંતુ એટલું તો આપણાથી બની શકે કે—આપણા દોષથી કોઇ દુઃખી થાય નહિ. યાદ રાખવું જોઇએ કે જનસમૂહના સુખની દરકાર કર્યા સિવાય કોઇ પોતાની જાતે પૂર્ણ સુખી થઇ શકતો નથી.

જિંદગીમાં એવા ઘણા પ્રસંગો આવે છે કે દ્રવ્યની મોટી બક્ષીશ આપવા કરતાં પણ આપણા પ્રોત્સાહક સ્વાગતથી, માયાળુ વર્તનથી અથવા દિલસોજી ભરેલી દૃષ્ટિથી આપણે બીજાના હૃદયનું દુઃખ ઘણું ઓછું કરી શકીએ. દુર્બળમાં દુર્બળ મનુષ્યે પણ યાદ રાખવું કે જો તેની ઇચ્છા હોય, તો તે પોતાની પાસે સ્વર્ગસદૃશ આનન્દ ખડો કરી શકે તેમ છે. કેવી રીતે ? માયાળુ શબ્દો, સ્નેહભરી દૃષ્ટિ અને સ્હામાની લાગણી ન દુખાય, તેવી સાવચેતી, આ અમૂલ્ય બાબતો વગર પૈસે તેને મેળવી શકાય તેવી છે, અને એમાંથી ખરો આનન્દ અનુભવી શકાય છે. દરેક વ્યક્તિએ એ સમજી રાખવાનું છે કે—આપણું કર્ત્તવ્ય દુઃખીને સુખી કરવાનું અને ભૂલા પડી ગયેલાઓને રસ્તે લાવવાનું છે. આ કામ ખરેખર આપણા પોતા પ્રત્યેનીજ સેવા છે, કારણ કે આપણે મોટા સમાજના છૂટક છૂટક **સભાસદો** છીએ. ગરીબમાં ગરીબ માણસ પણ શારીરિક મહેનતથી સેવાનો લાભ ઉઠાવી શકે છે. જે, મનુષ્યો પ્રત્યે સાચો છે, તેજ ઇશ્વર પ્રત્યે સાચો છે. બીજાને જે અન્યાય આપવામાં આવે છે, તે અન્યાય આપણનેજ મળે છે, જે પોતાના હક્કની ચિન્તામાં સમાજની સ્થિતિનો વિચાર કરતો નથી, તેના જેવો બીજો કોઇ કંગાલ કે ગુલામ નથી.

अथ स्वकीयत्वमोहभ्रान्तिं निरस्यति—

सर्वो जनः स्वार्थनिमग्नचेताः स्वार्थश्च सम्बन्धविधानदक्षः ।
प्रेमप्रदीपस्य स एव तैलं स्वार्थे समाप्ते खलु कः किमीयः ? ॥३९॥

( 39 )

Self-interest governs all minds; it is a potent factor in bringing about friendly relations; it alone feeds love as oil, the light. When once the interest ceases the bond of union surely breaks-

**વસ્તુતઃ પોતાનો કોણ ?**

"સર્વ મનુષ્યો પોતાના સ્વાર્થમાં મગ્ન છે. દુનિયામાં સમ્બન્ધ જોડનાર કોઇ હોય, તો આ સ્વાર્થજ છે. આ સ્વાર્થજ પ્રેમરૂપ પ્રદીપનું તેલ છે, સ્વાર્થ પૂરો થયા પછી કોઇ, કોઇનો રહેતો નથી."—૩૯

उक्तमेव द्रढयति—

पितेति मातेति सहोदरेति मित्रेति कर्मस्फुरणोपजातम् ।
अवास्तवं खल्वपि मन्दमेधाः सम्बन्धमात्मीयतया प्रवेत्ति ॥ ४० ॥

( 40 )

The relation of father, mother, brother, sister and friend arises from the working of Karma; but the dull-witted ones attribute such relationships, though unreal, to soul.

**Notes:**—The Family relations are illusive, tem- and deceptive. The pure nature of the soul te independent of them. Consequently they d be attended with scrupulous care and caution as not to allow them to interfere with spiritual

welfare. Of course they ought to be fed, taken care of and respected within proper limits as not to conflict with the high ideal of spiritual elevation.

**પૂર્વોક્ત અર્થનું સમર્થન—**

"આ પિતા, આ માતા, આ ભાઇ, આ મિત્ર વગેરે સમ્બન્ધજાળ કર્મનાં આવરણોના સ્ફુરણથી ઉપજેલી છે. આ સમ્બન્ધજાળ અવાસ્તવિક–કાલ્પનિક–જૂઠી છે; છતાં અલ્પબુદ્ધિવાળાઓ આ સમ્બન્ધજાળને ખાસ આત્માની સમજે છે."—૪૦

**વ્યાખ્યા.**

સંસારમાં વસ્તુતઃ કોઇ સગો કે કોઇ સંબન્ધી નથી. માતા, પિતા, બ્હેન, ભાઇ, પુત્ર, સ્ત્રી વગેરે જે સંબન્ધિઓનો સંબન્ધ છે, તે પૂર્વકૃત કર્મને અનુસાર રચાયલો છે. સંસારરૂપ અરણ્યમાં ભ્રમણ કરતા પ્રાણીએ અનન્ત જન્મ-મરણો કર્યાં છે, અને એને લીધે આ જીવના માતા–પિતાઓ કેટલા થયા, એ ગણી શકાય તેમ નથી. અનન્ત માતા–પિતાઓ આ જીવે કર્યા છે. આ જિન્દગીમાં આ જીવ જેને માતા માની રહ્યો છે, તે, પૂર્વ જન્મો પૈકી કોઇ જન્મમાં આ જીવની સ્ત્રી નહિ થઇ હશે? આ જીવ અત્યારે જેને પિતા કહી રહ્યો છે, તે પણ કોઇ જન્મમાં આ જીવની સ્ત્રી યા પુત્ર નહિ થયો હશે? જ્યારે આવી સ્થિતિ છે, તો પછી આ બધો સાંસારિક સંબન્ધ શું વાસ્તવિક કહી શકાય? આ સંબન્ધને હૃદયથી શું સાચો માની શકાય? કદાપિ નહિ, જે વસ્તુ કાલ્પનિક છે, તેને સહૃદય પારમાર્થિક માની શકે કેમ?.

વ્યવહારના ક્ષેત્રમાં જ્યાં સુધી રહ્યા છીએ, ત્યાં સુધી વ્યાવહારિક દૃષ્ટિએ ઉચિત વર્ત્તન રાખવાની દરેકને જરૂર છે. આપણે જેના જેટલે અંશે ઉપકૃત થઇએ, તે તરફ તેટલે અંશે આપણે કૃતજ્ઞ થવાની જરૂર છે. પરંતુ વસ્તુસ્થિતિ હૃદયથી વિસરવી ન જોઇએ. સાંસારિક સંબન્ધને અંગે રહેલી પોતાની ફર્જો બરાબર પાલન કરવી, પરન્તુ એ સમ્બન્ધમાં એવો વ્યામોહ ન રાખવો જોઇએ કે પોતાનાં આત્મોન્નતિનાં કાર્યોમાં ખલેલ પહોંચે. પાણીમાં ઉત્પન્ન થયેલું કમળ પાણીથી જેમ અલગ

રહે છે, તેમ સાંસારિક સમ્બન્ધો વચ્ચે રહીને ઉચિત વ્યવહાર સાચવવા છતાં પણ હૃદયથી તે સમ્બન્ધોથી અલગ રહેવું, એજ ખરૂં ડહાપણ છે.

અધ્યાત્મભાવની ઉચ્ચ દશા તો એજ કહી શકાય છે કે એક સ્ત્રીને માતા નહિ માનતાં દુનિયાની તમામ મ્હોટી સ્ત્રીઓને માતા અને ન્હાની બાઇઓને યથાયોગ્ય બ્હેન યા પુત્રી માનવી જોઇએ; તેમજ એક પુરૂષને પિતા નહિ માનતાં દુનિયામાં રહેતા તમામ વડેરાઓને પિતા અને તે સિવાયનાઓને યથાયોગ્ય બન્ધુ યા પુત્ર તરીકે લેખવા જોઇએ. આવી સ્થિતિ ઉપર આવ્યા સિવાય સમ્પૂર્ણતયા પરમાર્થવૃત્તિવાળું જીવન મળી શકતું નથી.

**सर्वस्य स्वार्थनिष्ठत्वमावेदयति—**

**यस्यास्ति वित्तं प्रचुरं तदीया भवन्ति सर्वे मृदुलस्वभावम् ।**
**दारिद्र्य आप्ते तु सहोदरोऽपि प्रेमी वयस्योऽपि पराङ्मुखः स्यात् ॥४१॥**

( 41 )

All persons become servile dependents, importunately soliciting favours of him who is the possessor of immense wealth. But when he is reduced to poverty, even his own brother or even an intimate friend is loth to look at him.

**સર્વ સ્વાર્થપરાયણ છે—**

" જેની પાસે પુષ્કલ દ્રવ્ય હોય છે, તેનાજ બધાઓ નમ્રતાપૂર્વક સમ્બન્ધી થાય છે; પરન્તુ તેજ શ્રીમાન્ માણસ જ્યારે દારિદ્રયમાં સપડાય છે, ત્યારે તેનો સગો ભાઇ અને પ્રેમ ધરાવનાર મિત્ર પણ તેની સ્હામે જોવા પૂરતો પણ સમ્બન્ધ રાખતો નથી."—૪૧

—

**कोऽपि कस्यापि समस्ति लोके वृथैव मोहाद् व्यथते जनोऽयम् ।**
**व्यात्मदृष्ट्या परिचिन्तयेच्चेद्, निःसारमेतद् निखिलं प्रतीयात् ॥४२॥**

( 42 )

In the whole phenomenal world, nobody stands in permanent relationship with another. In vain does this world trouble itself painfully out of illusory attachment. If one judges from the standpoint of spiritual wisdom, he would be convinced of the unsubstantiality of all objects.

**ફલિતાર્થ—**

"વિશ્વમાં ખરી રીતે કોઇ, કોઇનો નથી. વ્યર્થ આ પ્રાણી મોહમાં મુંઝાય છે. અધ્યાત્મદૃષ્ટિથી વિચાર કરવામાં આવે તો ખરેખર આ બધું નિઃસાર જણાય તેમ છે."—૪૨

**दृष्टिभेदमाह—**

**महालयाऽऽरामसुलोचनादि यद् बाह्यदृष्ट्या परिदृश्यमानम् ।**
**भवेद् विमोहाय, तदेव वस्तु वैराग्यलक्ष्म्यै पुनरात्मदृष्ट्या ॥४३॥**

( 43 )

Palatial buildings, gardens ( pleasure grounds ) beautiful-eyed ladies, etc., if viewed from the phenomenal standpoint, fetter the mind; but the same things viewed from the noumenal standpoint, bring on the glory of disattachment.

**દૃષ્ટિભેદ—**

"મહેલ, બગીચો, સુન્દરી વગેરે જે રમણીય પદાર્થો, બાહ્યદૃષ્ટિથી જોતાં મોહને ઉપજાવે છે, તેજ પદાર્થો, જો અન્તર્દૃષ્ટિથી જોવામાં આવે, તો ખરેખર વૈરાગ્યને ઉપજાવનારા બને છે."—૪૩

दृष्टिविपर्यासमाह—

दुःखं विना किञ्चन दृश्यते न सुखस्य लेशोऽपि भवप्रपञ्चे ।
तथाप्यहो ! वैषयिकं प्रसंगं सुखस्वरूपं प्रविदन्ति मूढाः ॥४४॥

( 44 )

In this-world-drama, nothing but misery is to be seen, not an iota of happiness; yet the wonder of it, is, that the deluded persons look upon amorous pleasures as constituting happiness.

This world-drama presents a scene of recurring dances and deceptive glances like the flashes of lightning. If one cares to place the charming and fascinating scenes from boyhood to youth, from youth to old age and from old age to death, he would be surely convinced of the vanity, mutability and unreliableness of this world ( Samsār ). Prosperity, adversity, riches, poverty, hopes, disappointments, profit, loss, elevation, degradation, etc., come by turns to mankind like the rotation of day and night. The generality of mankind is carried away by the stream of desires, avarice, sensuality, passion, etc. They are, therefore, subject to troubles and restlessness. Actions proceeding from selfish motives and desires and worldly pursuits being on disappointment and pain in the end. Some persons do acquire glory, fame our and are able to fill their houses with wealth account of the good deeds, they have done in the ᵗ, but these fame, riches, etc., are also vanishing. They also tend to draw them into arrogant and vicious habits, which also tend to entangle them into

the meshes of Karma. Even good actions, done, with the desire of fruits, hovewer high, noble and sympathising they may be, they are sure, even then, to forge golden fetters for them. Rare are the persons whose actions proceed from selfish motives and tendencies. They are capable of holding equanimity in all circumstances of life, whether, untoward or favourable. With all these considerations before their minds, the wise view things from the noumenal standpoint and break this attractive and ornamental chain of worldliness and bring on the glory of disattachment. The author, therefore, rightly advises those, who are immersed in the ocean of worldliness, to work by honest means, unswervingly righteous pātience and selfless devotion.

Cf—V. 44.

Experience tells me that my past enjoyments have brought no real felicity, and sensation assures me that those I have felt are stronger than those which are yet to come. Yet experience and sensation in vain persuade; hope, more powerful than either, dresses out the distant prospect in fancied beauty; some happiness in long perspective, still beckons me to pursue; and, like a losing gamester, every new disappointment increases my ardour to continue the game.—*Gems of Prose.*

દૃષ્ટિનો વિપર્યય—

" સંસારના પ્રપંચમાં દુઃખ સિવાય સુખનો કંઇ લેશ પણ જણાતો નથી, એમ છતાં પણ મૂઢદૃષ્ટિવાળાઓ વિષય-પ્રસંગને સુખરૂપ સમજે છે. "—૪૪

दृष्टिविपर्यासं दृष्टान्तेन कथयति—

**मरीचिकां वारितया विलोक्य मृगो यथा धावति भूरितृष्णः।**
**भोगान् सुखत्वेन तथा विदित्वा तान् प्रत्यहो ! धावति देहधारी॥४५॥**

( 45 )

As a very thirsty deer runs after mirage, deluded by the illusion of water; so this creature, taking worldly pleasures to be real happiness, strives for them.

**કેવો દૃષ્ટિવિપર્યાસ ?—**

" જેવી રીતે તૃષાથી પીડાયલો મૃગ દૂરથી ઝાંઝવાને પાણી સમજી પાણી પીવાની લાલચે તે તરફ દોડે છે, ( પરન્તુ ત્યાં પાણી નહિ મળવાથી તે બીચારો મહાદુઃખી થાય છે, ) તેવી રીતે પ્રાણી, ભોગોની અંદર વસ્તુતઃ દુઃખજ રહેલું હોવા છતાં પણ અહા ! તે ભોગોને સુખરૂપ સમજી તે તરફ દોડે છે. "—૪૫

प्रकृत एवोदाहरणान्तरं दर्शयति—

**कस्तूरिकासौरभलुब्धचेता मृगो यथा धावति तन्निमित्तम्।**
**न वेत्ति तु स्वोदरवर्तिनीं तां मूर्खस्तथा सौख्यकृते सुखात्मा॥४६॥**

( 46 )

Just as a deer, being strongly attracted by the the fragrance of musk, wanders here and there for its acquisition and does not know it to be in his own val; in the same way a stupid person makes ineffectual exertions for happiness, but does not know that his innerself is full of bliss.

**Notes:**—This illustration is meant to show that

true and permenant happiness lies hidden in the inner-self and searching inquiry for it, is outside. The divine condition, full of infinite bliss, infinite powers, infinite perception and infinite knowledge, in all Souls exists from eternity, so Jiva is said to be potentially divine and constitutionally free even when it is incarcerated in the bonds of Karma. This phenomenal soul is Parmatman who, being under the veil of Karmas assumes a variety of forms in this world. It being ignorant of its true and real nature wanders here and there in the bewildered mental state, in the pursuit of true happiness of the Perfect Status; his bewilderingly misguided faith in what is nonself leads him astray from the right path. Being under the overwhelming influence of false--hood (Mithyatva) and also the veil of Karmas, being not dropped, his vision being muddy, he does not clearly see what lies hidden within his innerself and so makes ineffectual exertions to get it from outside. In the same way the deer tries to find out musk from outside though it is in its own naval.

So it is well described in the following lines;

" If solid happiness we prize,
Within our breast this jewel lies;
And they are fools who roam;
The world has nothing to bestow. "

Cf—Our remedies oft in ourselves do lie,
Which we ascribe to Heaven.—*Shakespeare.*

**પ્રસ્તુતમાં બીજું ઉદાહરણ—**

" કસ્તૂરીની સુગન્ધથી કસ્તૂરી ઉપર લુબ્ધ થયું છે ચિત્ત જેનું, એવો મૃગ, કસ્તૂરીને મેળવવા જ્યાં ત્યાં ભ્રમણ કરે છે, પરન્તુ તે કસ્તૂરીને પોતાના પેટમાંજ રહેલી જાણતો નથી, કે જ્યાંથી તેને સુગન્ધ આવી રહી છે; આવી રીતે મૂઢદૃષ્ટિવાળો માણસ પણ સુખને મેળવવા જ્યાં ત્યાં આડાં અવળાં ફાંફાં મારે છે, પરન્તુ પોતાના શુદ્ધ આત્મામાં રહેલા પૂર્ણ આનન્દને નિહાળતો નથી. "—૪૬

**उक्तं दृष्टिशोधनम्, अथ धर्मोद्यमे प्रेरयति—**

**वपुः क्षणध्वंसि विनश्वरी श्रीर्मृत्युः पुनः सन्निहितः सदैव ।**
**तस्मात् प्रमादं परिहाय धर्मे बद्धोद्यमः स्यात् सततं सुमेधाः ॥४७॥**

( 47 )

Body is ephemeral; wealth is fickle, death is ever threatening; therefore, wise persons should abandon sluggishness and should gird up their loins for the performance of religious duty.

**હવે ધર્મના ઉદ્યમ તરફ પ્રેરે છે—**

" શરીર ક્ષણવિનાશી છે, લક્ષ્મી ચંચલ છે અને મૃત્યુ, ( શરીરના પડછાયાની જેમ ) હમેશાં પાસેજ રહ્યું છે, માટે પ્રમાદનો પરિત્યાગ કરી બુદ્ધિમાને ધર્મની અંદર હમેશાં ઉદ્યમશીલ રહેવું જોઇએ. "—૪૭

**[illegible] एव सारम्, इत्युपदर्शनार्थं संसारस्थितिमाह—**

**[illegible]काले दिनमध्यकाले सायं च काले खलु वैसदृश्यम् ।**
**पदार्थसार्थे परिदृश्यते तत् क्वार्थे वयं विश्वसिमो विचार्यम् ! ॥४८॥**

( 48 )

In the morning, at noon and in the evening all objects undergo changes. What then should be the object of our trust?

**સંસારની સ્થિતિ—**

" પ્રાતઃકાળે, મધ્યાન્હકાળે અને સાયંકાળે પદાર્થોની અંદર જે પરિવર્ત્તન થાય છે, તે આપણા જાણવામાં છે; તો પછી વિચાર કરો કે આપણે કઇ વસ્તુમાં વિશ્વાસી બની રહેવું જોઇએ ? "—૪૮

**धर्मे स्थिरतायै वैराग्यं पोषयति—**

**नारी किमीया तनयः किमीयो मित्रं किमीयं पितरौ किमीयौ ? ।**
**गन्तव्यमेकाकिनएव हीतः[1] पुण्यं च पापं च परं सह स्यात् ॥४९॥**

( 49 )

Whose is the wife, whose is the son, whose is the friend and whose are the parents? Oh, mind! You singly have to go accompanied by (only) merit and demerit.

**ધર્મમાં સ્થિર થવા માટે વૈરાગ્યનું પોષણ—**

" સ્ત્રી કોની ?, પુત્ર કોનો ?, મિત્ર કોનો ?, માબાપ કોનાં ?, પરમાર્થદૃષ્ટિએ કોઇ કોઇનું નથી. અહીંથી આ પ્રાણીને એકલુંજ જવાનું છે; માત્ર પુણ્ય અને પાપ એ બેજ સાથે આવવાનાં છે. "—૪૯

**વ્યાખ્યા.**

" पितेति मातेति सहोदरेति " એ શ્લોકથી આપણે એ જાણી ગયા છીએ કે—પિતા, માતા, ભાઇ વગેરે સંબન્ધિઓ, જેઓને આપણે

१ हि, इतः ।

સગા-સ્નેહી માનીએ છીએ, **કર્મરૂપ કારીગરથી** રચાયલા છે. અર્થાત્ એ બધો પિતૃત્વ, માતૃત્વ વગેરે સંબન્ધ કર્મનીજ કૃતિથી ઉભો થયેલો અવાસ્તવિક છે; પરન્તુ આ શ્લોકમાં એ શ્લોકથી જુદુંજ કહેવામાં આવ્યું છે. આ શ્લોકને એ વાતની સાથે લેવા દેવા કંઇજ નથી કે પિતૃત્વ, માતૃત્વ વગેરે સમ્બન્ધ પારમાર્થિક છે યા કાલ્પનિક ?. આ શ્લોક એજ કહેવા માંગે છે, કે જેઓને તમે પિતા, માતા, સ્ત્રી, પુત્ર કે મિત્ર માનો છો, તેઓ ભલે તમને પ્રેમનો દેખાવ આપતા હોય, પણ અવસર ઉપર તે કોઇ ભાવ પૂછવાના નથી. આ વાત ઉપર હાલના જમાનામાં કોને વિશ્વાસ બેસે તેમ નથી ? સહુ કોઇને પ્રાયઃ પ્રત્યક્ષસિદ્ધ થઇ ચુકયું હોવું જોઇએ કે **પ્લેગ** જેવા ભયંકર રોગોની સીઝનમાં **સગો બાપ** પોતાના છોકરાનો સગો થતો નથી. નજરે જોયું છે કે પ્લેગના ભોગે પડેલા પુત્રે જ્યારે તેના બાપની પાસે પીવાને પાણી માંગ્યું, ત્યારે તેનો બાપ તે છોકરાની પાસે પાણી આપવા જઇ શકયો નહિ. છોકરો બરાડા પાડતો રહ્યો અને બાપ ત્યાંથી સટકી ગયો. આવા અનેક પ્રસંગો ઘણાઓને અનુભવમાં આવ્યા હશે ?. છોકરો પૈસો રળીને ઘરમાં લાવતો હોય, તો તે ઘરમાં બધાને વ્હાલો લાગે, નહિ તો સગો બાપજ એને કાન પકડી એમ કહેવા તૈયાર થાય કે 'બેટાજી ! રળીને કંઇક લાવશો, તો ઘરમાં રોટલો મળશે. એકનો **એક સાત ખોટનો પુત્ર** સખ્ત બીમારી ભોગવી રહ્યો હોય અને કોઇ યોગીન્દ્રના કહેવા પ્રમાણે તેના સગા-સંબન્ધિઓમાંથી કોઇ પણ તેની બીમારી વ્હોરવા તૈયાર થવાથી તે સાજો થઇ શકતો હોય, તો વાંચનાર ! તમે માની શકો છો ખરા કે તે પ્યારામાં પ્યારા છોકરાને જીવાડવાની ખાતર તેની સગી મા કે તેની પ્રિયતમા કામિની, યા કોઇ પણ સગો પોતાને મૃત્યુના મુખમાં ઝંપલાવવા તૈયાર થાય ?.

આવી રીતે બધાઓ મતલબના યાર છે, એ ચોક્કસ વાત છે. વ્યાવહારિક સ્થિતિએ પણ નિઃસ્વાર્થ સજ્જડ સંબન્ધ રખાતો ક્યાં જોવામાં આવે છે. જે બે મિત્રો કે જેઓની મિત્રતા કે પ્રીતિ ઉપર આપણને ત્યાં સુધી વિશ્વાસ બેસી જતો હોય કે આ બન્નેનાં શરીરો ભલે ભિન્ન હોય પણ એઓનો હૃદયાત્મા એકજ છે ? આવી સ્થિતિના તે પ્રેમિઓ પણ કાલાન્તરે એવા પરિવર્ત્તન ઉપર આવેલા આપણે જોયા છે અને જોઇએ છીએ કે તેઓ એક બીજાના દુશ્મન બની ગયેલા હોય છે.

**દાંપત્ય પ્રેમ** પણ ત્યાં સુધીજ ટકી રહેલો જોવાય છે કે જ્યાં સુધી **પ્રિયતમા**નું મન જાળવવામાં આવે છે. સ્ત્રીનો સ્વાર્થ જ્યારે જળવાતો નથી, ત્યારે સ્ત્રીનું હૃદય બરાબર માલૂમ પડી આવે છે કે તે અકારણ સ્નેહવાળું હતું કે મતલબનું યાર હતું ?. એવી રીતે સ્ત્રી પ્રત્યે પુરૂષનું હૃદય સમજી લેવું. બુઢ્ઢો બાપ જ્યારે ઉમર લાયક થયેલા પોતાના પુત્રોને તિજોરીની કુંચીઓ ન સોંપે, ત્યારે તે પુત્રોનું હૃદય, તે બુઢ્ઢા ઉપર કેવા ભાવવાળું થાય છે, તે આપણાથી અજાણ્યું નથી.

વધુ શું કહેવું ? ડગલે ને પગલે પિતા, માતા, પુત્ર, સ્ત્રી અને મિત્રની સાથે વૈમનસ્યના પ્રસંગો ઉપસ્થિત થતા કોનાથી અજાણ્યા છે ? આ ઉપરથી એ ધ્યાન ખેંચવામાં આવે છે કે આપણે કઇ વ્યક્તિને–"**આ મારીજ** છે" એમ સજ્જડ હૃદયથી માની શકીએ ? જ્યારે સમગ્ર બ્રહ્માંડમાં આમ સ્થિતિ છે, તો પછી એજ **માર્ગ**ની ઉપાસના શ્રેયસ્કર જણાય છે કે જેને માટે મહાત્મા **ભર્તૃહરિ**નો એ ઉદ્દગાર નિકળેલો છે કે—"**वैराग्यमेवाभयम्**"

આ ઉપરથી માતા-પિતા* કે વડીલોની ભક્તિથી વંચિત રહેવાની, અથવા સ્વજન યા પરજન પ્રત્યે સમુચિત કર્ત્તવ્ય નહિ પાળવાની ભયંકર ભૂલમાં કોઇએ ફસાવું નહિ. કઇ દૃષ્ટિએ ઉપરની હકીકત અવલોકવામાં આવી છે, એ ખાસ વિચારવાની પ્રથમ અગત્ય છે. **નિશ્ચયદૃષ્ટિ** અને **વ્યવહારદૃષ્ટિ** એ બંનેને સાથે રાખીને કોઇ પણ વિચારક્ષેત્રમાં ઉતરવું, અને એ બંને દૃષ્ટિઓથી તોલ કરીને વિષયનું પૃથક્કરણ કરવું, એજ બુદ્ધિનું કર્ત્તવ્ય છે અને ત્યારેજ સિદ્ધાન્તોને વ્યવસ્થિત બનાવી શકાય છે ? એવં જીવનશકટને સરળ અને સુંદર માર્ગ ઉપર લઇ જઇ શકાય છે.

**प्रस्तुतमेव समर्थयति—**

**सम्बन्ध औपाधिक एष सर्वः संसारवासे वसतां जनानाम् ।**
**स्वभावसिद्धं परमार्थरूपं ज्ञानादिसम्बन्धमुपेक्षसे किम् ? ॥ ५० ॥**

( 50 )

The whole ( phenomenal ) relationship is

* માતા-પિતાની ભક્તિના સમ્બન્ધમાં જુઓ બીજા પ્રકરણના પાંચમા શ્લોકની વ્યાખ્યા.

superimposed on all human beings; Why do you, then, disregard the real and natural relationship based upon knowledge ?

**Notes:**—One drowned in the mire of worldliness and under the potent influence of false belief does not understand the truth underlying the true principles. ( Tattvas. ) They take these passions, love, hatred, attachment, lust, anger, etc; as part and parcel of the soul, while really they belong to the body. These are the conditions and changes, caused by the force of Karmas, which are very powerful and tenacious. They serve to prepare new bodies. Influenced by ignorance they identify their created bodies with the uncreate Atman. So the author advises them to apply them-selves to the study of principles, ( Tattvas ) whereby they may be able to distinguish the Soul from the body.

**ચાલતી હકીકતની પુષ્ટિ—**

" હે સજ્જન ! સંસારમાં વસતા મનુષ્યોનો જે આ બધો બાહ્ય સમ્બન્ધ દેખાય છે, તે ઉપાધિથી થયેલો છે; તે સમ્બન્ધમાં આસક્ત થઇને સ્વભાવસિદ્ધ ( અભેદસ્વરૂપ ) અને પારમાર્થિક એવા જ્ઞાનાદિ ગુણોના સમ્બન્ધને કેમ ઉવેખે છે ? "—૫૦

**धर्मस्थैर्यार्थं वैराग्यप्रकटीकरणाय मृत्योर्भयंकरत्वं दर्शयति—**

**गिरेर्गुहायां जलधेश्च मध्ये पातालभूमौ त्रिदशालये वा ।**
**नाप्येतु मृत्योस्तु भवेन्न गुप्तः स भूर्भुवःस्वस्त्रितयं हि शास्ता ॥५१॥**

**चण्डदोर्दण्डबलव्यपास्तजगद्बला दुःसहतेजउग्राः ।**
**प्रशासति स्म क्षितिमण्डलं ये तेऽपि प्रयाताः खलु रिक्तहस्ताः ॥५२॥**

जेगीयते स्मेन्दुमयूखशुभ्रं यशो यदीयं पृथिवीतलेऽस्मिन् ।
महाभुजास्तेऽपि हता यमेन व्यादाय वक्त्रं सहसा प्रसुप्ताः ॥५३॥

( 51 )

Whenever one may go either to the caverns, in mountains, or to the interior of the ocean, or to the nether-worlds or to the abode of gods, he will not remain concealed from the God of Death; because he controls and rules three worlds. (lower, middle, higher).

( 52 )

The sovereign kings who dissipated the forces of the whole world by the might of their terrible staff-like arms and who were endowed with awe-inspiring lustre, once ably ruled the terrestrial globe. Even they (rulers) left this world indeed with empty hands.

( 53 )

Even the paramount kings whose glory bright like the rays of the moon was loudly trumpeted on this earth were struck by the God of Death, and to be prostrate on the grounds with their distorted faces.

**Notes**—Death is here portrayed as a fierce, terrible, undaunted and tyrannical monster, ever revelling in slaughter, committed irrespective of rank, position, wealth and beauty etc; in order to present lucidly before the mind, the frailty of mundane existence and the certainty of death and to draw out

from the innerself, the sublimity of thought based on dignified detachment from terrene, transitory, delusive affections, hopes and fears. The sorrow for the dead is the only sorrow from which one can not easily disassociate himself. It is bitterly cherished and brooded over in solitude. When softened into the serene reflection as to view effects into their causes, the burst of grief becomes changed into soothing peace. A clear vision of the world-panorama stands before one's mind and the invaluable treasure, stored up in the 'self-knowledge' is opened to him, so it is said, " Death falls heavy upon him who is too much known to others and too little to himself. " Thus rigid adherence to religious duties is the only path for spiritual elevation as will be seen in the verses treating of Dharma.

V. 51-53.

The boast of heraldry, the pomp of power,
And all that beauty, all that wealth ever gave;
Await alike the inevitable hour:—
The paths of glory lead but to the grave.
Can storied urn or animated bust,
Back to its mansion call the fleeting breath ?
Can honour's voice provoke the silent dust,
Or fialttery soothe the dull cold ear of death ?

—*Gray.*

The glories of our blood and state,
Are shadows, not substantial things;
There is no armour against fate;
Death lays his icy hand on kings:

—*J. Shirley.*

And, like the baseless fabric of this vision,
The cloud-capt towers, the gorgeous palaces,
The solemn temples, the great globe itself,
Yea, all which it inherit, shall dissolve,
and, like this unsubstantial pageant-faded,
Leave not a rack behind, We are such stuff,
As dreams are made on, and our little life
is rounded with a sleep.

—*Shakespeare.*

મૃત્યુનું ભયંકરત્વ—

" યદિ પહાડની અગોચર ગુફામાં ચાલ્યા જવાય, સમુદ્રની અંદર-મધ્ય ભાગમાં પેસી જવાય, પાતાળની અંદર સંતાઇ જવાય, અથવા સ્વર્ગમાં ઉડી જવાય, તો પણ કાલરાજાથી કોઇ ગુપ્ત રહી શકતું નથી. કારણ કે પાતાળ, મૃત્યુલોક અને સ્વર્ગ એ ત્રણે ઉપર મૃત્યુરાજાનું શાસન ચાલે છે "—૫૧

" પ્રચંડ ભુજદંડના બળથી પરારત કર્યું છે જગતનું બળ જેઓએ, એવા દુઃસહ તેજ વડે ભયંકરમૂર્ત્તિવાળા જે મહારાજાઓ આ પૃથ્વીતલને શાસન કરતા હતા, તેઓ પણ આખરે ખાલીજ હાથે અહીંથી વિદાય થઇ ગયા. "—૫૨

" જેઓનો ચન્દ્રના કિરણ જેવો ઉજ્જ્વલ યશ આ ભૂમંડલમાં ખૂબ ગવાતો હતો, તે મહાભુજાવાળા ચક્રવર્તિઓ પણ યમનો પ્રહાર થતાં મોઢું ફાડી જમીનપર લાંબા પડી ગયા. "—૫૩

प्रस्तुतमेवोपदिशति—

महालयोऽयं धनकोशएष इमाः सुमुख्यः परिवार एषः ।
ध्यायन्निति त्वं भवसि प्रफुल्लो दृशोस्तु सम्मीलितयोर्न किञ्चित् ॥५४॥

अनेन देहेन करिष्यसे यत् पुण्यं तदन्यत्र भवे सहायः ।
गमिष्यतस्ते भविता, न तु स्वात् परिच्छदादेकतमोऽपि कश्चित् ॥५५॥

चित्रा लतैकाक्षकनालिकेरश्चिन्तामणिः कामगवी सुरद्रुः ।
प्राप्तं किमप्यन्यदलौकिकं वा किं तेन सिद्धिर्मरणे पुरःस्थे ॥५६॥

( 54 )

You become elated with the thought of the palace, the treasure, the beauties and the retinue; but once the eyes are closed, they are no more.

( 55 )

Whatever good deeds yon perform here, will alone accompany you to the next world; but none of your belongings will be of avail to you when departing. ( to the next world. )

( 56 )

With death confronting you, of what avail is the attainment of the variegated creeper, one eyed cocoanut fruit, philosopher's stone, celestial cow divine tree, or other supernatural powers ?

**ચાલતીજ હકીકત ઉપર—**

" આ મારો મહેલ છે, આ મારો ખજાનો છે, આ મારી ચન્દ્રમુખી રમણીઓ છે, અને આ બધો મારો પરિવાર છે, એ પ્રકારે મનમાં ચિંતવતો હે પ્રાણિન્ ! તું પ્રફુલ્લિત થાય છે, પરન્તુ યાદ રાખ કે- આંખો મિંચાઇ ગયા પછી આ કાંઇ નથી. "—૫૪

" હે ભવ્ય ! આ શરીરથી જે કાંઇ સુકૃત કરીશ, તે, પરલોકમાં જ્યારે જઇશ, ત્યારે ત્યાં તને સહાયક થશે, પરન્તુ આ કુટુંબપરિવારમાંથી કોઇ પણ તમે પરલોકમાં સહાયક થવાનું નથી. "—૫૫

" જ્યારે મૃત્યુ માથે ગર્જના કરી રહ્યું છે, તો પછી ચિત્રાવેલ, એકાક્ષ ( એક આંખનું ) નાળિયેર, ચિન્તામણિ, કામધેનુ અને

કલ્પવૃક્ષ અથવા બીજી કોઇ અલૌકિક વસ્તુ પ્રાપ્ત થાય, તો પણ તેથી શું સિદ્ધિ થવાની ખરી ? "—૫૬

नास्ति संसारे शरणं तर्हि किं कर्तव्यम् ?—

अस्ति त्रिलोक्यामपि कःशरण्यो जीवस्य नानाविधदुःखभाजः ?।
धर्मः शरण्योऽपि न सेव्यते चेद् दुःखप्रहाणं लभतां कुतस्त्यम्?।।५७।।

( 57 )

There is no helpful resort in these three worlds to an embodied Soul exposed to various miseries If religion, the sole refuge, be not resorted to, what else can relieve him of the distress ?

**Notes**—Dharma ( Religion ) is said to support a soul from falling down into lower grades of life and to elevate it to the higher regions. How does it do so ? According to the law of Gravitation, heavy things go down but by the performance of righteous religious acts one roots out his Karmic dirt and becomes light and finally attains Moksha ( Land of Bliss ). The most essential duty of every human being is to direct all efforts towards the unfoldment of unsullied Soul and therefore the practice of the virtuous deeds, selfcontrol, subjugation of senses, rigidly pure life, satvic food and drink etc; is necessary. It is a matter of daily experience that there is no certainty or security of life even for a moment. We as mundane beings in the daily routine of life are dragged into evil thoughts and passions for our material rise and prosperity by the inexorable force

of Karma. So reflections as to the fleeting nature of the worldly objects, with all their magnificence and power, and as to the incapacity of relations and friends to support us against the inevitable attacks of Death etc; should be our constant guide and companion to warn us to adopt a righteous life without further delay. Thus we overcome the formidable enemy Karma, working strenuously with its train-bearers, lust, greed, egoism, hypocrasy, self-eulogy etc. So if one loses an opportunity to treasure up spiritual knowledge, to store virtue, and to weaken the force of these enemies, he shall have to repent when his body becomes unnerved. Dharma alone follows a man in death. Dharma in its essence is the inward spirit i. e. spiritual purity. The means, instruments, fruits and results are outward actions, so mere mental and physical acquiescence does not tend to any good. The best course is to " live " the doctrine, but not simply to believe in it. He who does so is truly religious. So the author rightly calls it a source of happiness, health etc; and advises its adoption without delay. It could be successfully followed by freeing one's self from baneful desires for the worldly affairs and then applying himself to the contemplation of the Higher Self.

**સંસારમાં કોઇ શરણ નથી તો શું કરવું ?—**

" નાના પ્રકારનાં દુઃખોને અનુભવતા પ્રાણીને ત્રણે લોકમાં કોઇ ણુ નથી. ધર્મને શરણ માનીએ તો તે વ્યાજબી છે, પરન્તુ એમ માનવા છતાં જો ધર્મની આરાધના કરવામાં ન આવે, તો દુઃખને નષ્ટ કરવાનું ક્યાંથી બની શકે ? "—૫૭

एवं च धर्मस्यैव कर्त्तव्यत्वेन प्राप्ततया तस्य प्रभावं प्राह—

संसारदावानलदाहतप्त आत्मैष धर्मोपवनं श्रयेच्चेत् ।
क्व तर्हि दुःखानुभवावकाशः ? कीदृक् तमो भास्वति भासमाने ? ॥५८॥

( 58 )

There is no scope for miseries, when the embodied soul scorched by the conflagration of the worldly existence, resorts to the pleasure-garden of religion. Of what significance is darkness when the sun shines. ?

Cf Is not religion, rightly understood,
A pledge of peace, the bond of brotherhood,
A shield against whatever would destroy
Fraternal concord and domestic joy ?
—*Edmund Peel.*

ધર્મનું મહત્ત્વ—

" સંસારરૂપ દાવાનલની જ્વાલાથી બળતો આ પ્રાણી જો ધર્મરૂપ બગીચામાં વિશ્રામ લે, તો તેને દુ:ખ અનુભવવાનો વખત ક્યાંથી આવે ? કારણ કે સૂર્ય તપે છતે અન્ધકારને રહેવાનું કેવું ? "—૫૮

धर्मस्यैव गौरवमाह—

मातेव पुष्णाति पितेव पाति भ्रातेव च स्निह्यति मित्रवच्च ।
प्रीणाति धर्मः परिषेवितस्तद् अनादरः साम्प्रतमस्य नैव ॥५९॥

( 59 )

Religious duty, if discharged properly, rears the embodied soul like a mother, protects him like a brother, advises him like a friend; consequently it does not deserve to be disregarded.

**ધર્મનું ગૌરવ—**

"ધર્મની સેવા કરવાથી તે ધર્મ, માતાની જેમ પોષણ કરે છે, પિતાની જેમ રક્ષણ કરે છે, ભાઇની પેઠે સ્નેહ ધરાવે છે અને મિત્રની પેઠે પ્રીતિ રાખે છે; એ માટે ધર્મનો અનાદર કરવો વ્યાજબી નથી."—૫૯

**न धर्मकृतघ्नीभाव्यम्—**

**सौस्थ्यं धनित्वं प्रतिभां यशश्च लब्ध्वा सुखस्यानुभवं करोषि ।**
**यस्य प्रभावेण तमेव धर्ममुपेक्षमाणो नहि लज्जसे किम् ? ॥६०॥**

( 60 )

Are you not ashamed of your indifference to religion, which brings on happiness, health, wealth, intelligence and glory ?

ऊर्ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति मे ।
धर्मादर्थश्च कामश्च स धर्मः किं न सेव्यते ? ॥

—महाभारत.

**ધર્મના કૃતઘ્ન થવું ન જોઇએ—**

"હે ભવ્ય ! જેના પ્રભાવે કરી તું આરોગ્ય, વૈભવ, બુદ્ધિ અને યશ પ્રાપ્ત કરીને સુખ ભોગવે છે, તેજ ધર્મનો અનાદર કરતો છતો તું શું શરમાતો નથી ?"—૬૦

**धर्मपराङ्मुखानामज्ञानतां दर्शयति—**

**इच्छन्ति धर्मस्य फलं तु सर्वे कुर्वन्ति नामुं पुनरादरेण ।**
**नेच्छन्ति पापस्य फलं तु केऽपि कुर्वन्ति पापं तु महादरेण ॥६१॥**

**इष्यन्त आम्रस्य फलानि चेत् तत् तद्रक्षणादि प्रविधेयमेव ।**
**एवं च लक्ष्म्यादिफलाय कार्या कुर्वन्त्यबोधा न हि धर्मरक्षाम्॥६२॥**

सुखस्य मूलं खलु धर्म एवच्छिन्ने च मूले क्व फलोपलम्भः? ।
आरूढशाखाविनिकृन्तनं तद् यद् धर्ममुन्मुच्य सुखानुषङ्गः ॥६३॥

( 61 )

All desire to reap the fruit of merit; but none is diligent to accumulate it. All are willing to repudiate sin; but they are ever ready to commit it.

( 62 )

If you want mangoes, you must rear the mango tree. In the same way, if you desire the attainment of wealth, etc., you must not swerve from religion, which the ignorant do.

( 63 )

Religion is the root of happiness. If the root be cut off you can not reap the fruits. To be engrossed in pleasures without caring for religion, is in itself equivalent to lop off the branch, on which you are sitting.

**ધર્મરહિત મનુષ્યોની અજ્ઞાનતા—**

" દુનિયામાં સર્વ મનુષ્યો ધર્મનાં ફળો ( પુત્ર, મિત્ર, કલત્ર, વૈભવ, આરોગ્ય વગેરે ) ચાહે છે, પણ તે ધર્મનો આદર–ધર્મનું પાલન કરતા નથી. અને પાપનાં ફળો ( દારિદ્ર્ય, રોગ, શોક, સન્તાપ વગેરે )ને કોઇ પણ ચાહતું નથી; છતાં ઘણા આદરથી પાપની પ્રવૃત્તિઓ કરાતી દેખાય છે. "—૬૧

" આંબાનાં ફળ ( કેરી ) જો ચાહીએ, તો તે આંબાનું રક્ષણ કરવુંજ જોઇએ, એ સહુ સમજી શકે તેમ છે; એ પ્રમાણે લક્ષ્મી વગેરે

ફળો મેળવવા ધર્મનું રક્ષણ કરવું, ન્યાય્ય અને અગત્યનું હોવા છતાં પણ મોહાન્ધ મનુષ્યો ધર્મની રક્ષા કરતા નથી. "—૬૨

"સુખનું મૂળ ધર્મ છે; તે મૂળને ઉખાડી નાંખવામાં આવે તો સુખની પ્રત્યાશા કેવી ? ધર્મનો ત્યાગ કરી વિષયાનન્દમાં મશગૂલ રહેવું, એ ખરેખર શાખા ઉપર બેસી તેજ ( આધારભૂત ) શાખાને કાપવા બરાબર છે. "—૬૩

**વ્યાખ્યા—**

**વૈશેષિક**દર્શનમાં ધર્મનું લક્ષણ-" **यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः** " એ સૂત્રથી સમજાવ્યું છે કે-" જેનાથી અભ્યુદય અર્થાત્ લક્ષ્મી, આરોગ્ય, સત્પુત્ર, સુવનિતા, કીર્તિ વગેરે સાંસારિક વૈભવ પ્રાપ્ત થાય અને જેનાથી મોક્ષની પ્રાપ્તિ થાય, તે ધર્મ છે. " મતલબ કે, ધર્મ એ ઐહલૌકિક અને પારલૌકિક અથવા વ્યાવહારિક અને પારમાર્થિક એ બંને પ્રકારની ઉન્નતિ મેળવવાનું સાધન છે. પરન્તુ ધર્મનું યથાર્થ સ્વરૂપ જ્યાં સુધી સમજવામાં આવે નહિ, ત્યાં સુધી ધર્મની આરાધના થઇ શકતી નથી.

દુનિયામાં જોઇએ છીએ કે દરેક મનુષ્ય સુખને ચાહે છે. કોઇ પણ જન્તુ દુઃખને ઇચ્છતો નથી. દુનિયાની સપાટી ઉપર જેટલા પ્રાણિઓ વિચરે છે, તે બધાઓનો વ્યાપાર ફક્ત એક સુખ મેળવવાને માટે છે. આમ છતાં પણ સુખ મેળવાતું નથી–દુઃખ મટતું નથી, એનું કારણ સ્પષ્ટજ છે કે જ્યાં સુધી બરાબર કારણ મેળવવામાં ન આવે, ત્યાં સુધી કાર્ય થાય નહિ. સુખને માટે પણ સુખનું કારણ શોધવું જોઇએ. સુખનું કારણ શોધ્યા વગર–સુખનું સાધન સિદ્ધ કર્યાં વગર કદાપિ સુખ મળી શકે નહિ. સુખનું અસાધારણ કારણ ફક્ત એક ધર્મ છે. ધર્મસમ્પન્ન થવાથીજ સુખસમ્પન્ન થવાય છે. પરન્તુ અહીં એ પ્રશ્ન ઉભો થાય છે કે–' સંસારમાં અનેક ધર્મો ફેલાયલા છે, જે એક બીજાથી વિરૂદ્ધ પ્રરૂપણા કરે છે, એમાં કયો ધર્મ સત્ય અને સુખના સાધન તરીકે સમજવો જોઇએ ? ' આ પ્રશ્ન નવો ઉદ્ભવેલો નથી, ઘણા કાળથી આ પ્રશ્નની ભાવના ચાલી આવે છે. એક કવિએ પણ કહ્યું છે કે—

" षण्णां विरोधोऽपि च दर्शनानां तथैव तेषां शतशश्च भेदाः ।
नानापथे सर्वजनः प्रवृत्तः को लोकमाराधयितुं समर्थः ? " ॥

" છએ + દર્શનો એક બીજાથી વિરૂદ્ધ સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરે છે. તે પ્રત્યેક દર્શનના પણ સેંકડો ફાંટાઓ નિકળેલા છે. સર્વ મનુષ્યો જુદે જુદે માર્ગે પ્રવૃત્તિ કરી રહ્યા છે; આવી દશામાં સમગ્ર લોકોને સમજાવવાને-એક માર્ગ ઉપર લાવવાને કોણ સમર્થ થઇ શકે તેમ છે ?"

હવે આ પ્રશ્નના સમાધાનમાં તટસ્થ ભાવથી વિચાર કરીએ તો ધર્મનું તત્ત્વ કોઇ વાડામાં રૂંધાણું નથી, કોઇ ફાંટામાં ફસાણું નથી, કોઇ સમ્પ્રદાયમાં સંતાણું નથી, કે કોઇ સમાજમાં ભરાઇ રહ્યું નથી. ધર્મનું તત્ત્વ હમેશાં ખુલ્લું, નિરાબાધ અને સર્વત્ર વ્યાપક છે. ' ધર્મ ' શબ્દજ આપણને બતાવી આપે છે કે—

" दुर्गतिप्रपतज्जन्तुधारणाद् धर्म उच्यते ।
धत्ते चैतान् शुभस्थाने तस्माद् धर्म इति स्मृतः " ॥

" દુર્ગતિમાં પડતા પ્રાણીને ધારણ કરે અને શુભસ્થાનમાં સ્થિત કરે, તે **ધર્મ** છે. "

ધર્મનું ઉપર્યુક્ત લક્ષણ જોતાં સમજી શકાય છે કે-ધર્મ કેવી વિશાળ અને પવિત્ર વસ્તુ છે. જ્યાં દુરાગ્રહ અથવા પક્ષમૂઢતા છે, ત્યાં ધર્મ નથી. ધર્મનું ક્ષેત્ર ઉદાર અને ઉજ્જવલ છે. ' સાચું તે મારૂં ' એવી ઉદાર ભાવના ઉપરજ ધર્મનો આધાર રહ્યો છે. જેના હૃદયમાં યથાર્થ ધર્મભાવનાએ નિવાસ કર્યો છે, તે એમ સમજે છે કે—" તત્ત્વજ્ઞાનનું ક્ષેત્ર કોઇના ઘરનું નથી—એનો કોઇએ ઠેકો લીધો નથી. સહુ કોઇ મનન-નિદિધ્યાસન દ્વારા કોઇ પણ સમાજના કહેવાતા તત્ત્વજ્ઞાનના ક્ષેત્રને પોતાનું કરી શકે છે. કુલધર્મનાજ તત્ત્વજ્ઞાનને માન

---

+ " बौद्धं नैयायिकं सांख्यं जैनं वैशेषिकं तथा ।
जैमिनीयं च नामानि दर्शनानाममून्यहो ! "
—જૈનાચાર્ય હરિભદ્રસૂરિ, ષડ્દર્શનસમુચ્ચય.

' બૌદ્ધ, નૈયાયિક, સાંખ્ય, જૈન, વૈશેષિક, અને જૈમિનીય, એ ૭ દર્શન છે. '

આપવું, એ ઉદાર ( Liberal ) હૃદયવાળાઓનું કામ નથી ” યથાર્થ-ધર્મભાવનાવાળો મનુષ્ય એ સારી પેઠે સમજે છે કે—“ કોઇ પણ તત્ત્વ-જ્ઞાનનું પુસ્તક એવી શોધક બુદ્ધિથી અને તુલનાત્મકદૃષ્ટિએ અવલોકવું જોઇએ કે-તે તત્ત્વોની સાથે અન્ય દર્શનાભિમત તત્ત્વો પરસ્પર કયાં સુધી સંગત થાય છે. ” ધર્મપ્રાપ્ત મનુષ્યની દૃષ્ટિ એવી પ્રકાશવાળી હોય છે કે, તેનાથી એક બીજા મહર્ષિઓના વિરૂદ્ધ દેખાતા વિચારોમાં ગુપ્ત રહેલું સામ્ય જોઇ શકાય છે. આવી ધર્મભાવના સમગ્ર સમાજમાં પ્રચલિત થાય, તો વિરોધ ભાવનાને અંગે સામાજિક ક્ષેત્રમાં જે છિન્નભિન્નતા થતી રહી છે, તે અટકી જાય, એ દેખીતી વાત છે. આપણે જોઇએ છીએ કે-બીજાના વિચારોને પોતાના વિચારોથી વિરૂદ્ધ જોઇને કેટલાકો નહિ, પણ ઘણાઓ એકદમ ઉશ્કેરાઇ જાય છે, પણ આ શું બતાવી આપે છે ? યથાર્થ ધર્મભાવનાનો અભાવ. કોઇના સિદ્ધાન્તને સહમત થવાનું ન બની શકે, તો તે સિદ્ધાન્ત ઉપર તેની સ્હામે પ્રતિપાદક શૈલીથી વાદ–પ્રતિવાદ નહિ કરતાં ઉન્મત્તતાથી સ્હામે અફળાવું, એ સભ્યતાની દુનિયામાંથી ભાગવા બરાબર છે. અનાદિ–અનન્ત સંસારમાં સર્વના સર્વ વિષયોમાં સમાન વિચારો કદાપિ થયા નથી અને થવાના નથી; છતાં શુદ્ધ વિચારદૃષ્ટિથી પોતાની માન્યતામાં દૂષણ હોવાની તપાસ કરવી અને દૂષણ જણાતાંની સાથે તે માન્યતાનો ત્યાગ કરી, બીજાના નિર્દોષ સિદ્ધા-ન્તને સ્વીકારવો, એ ઉચ્ચ કોટીનો ગુણ જ્યારે પ્રાપ્ત થાય, ત્યારેજ ધર્મ સિદ્ધ થયો સમજવો જોઇએ.*

જુદા જુદા ધર્મના પંથોમાં ક્રિયામાર્ગની જે ભિન્નતા જોવાય છે, તે અસહ્ય નથી. પણ તત્ત્વજ્ઞાનમાં જે વિરોધ અનુભવાય છે, તેજ ખરેખર ખેદ ઉપજાવનાર છે. પણ એ ઉંડો કુવો છે, એ અત્યન્ત ગુંચવણવાળી ગાંઠ છે; પોતાના હૃદયમાં સહૃદય મનુષ્ય ભલે તે ગાંઠને તોડી નાંખે, પણ સર્વસમાજની સમક્ષ તે ગાંઠ તુટવી, એ તો અશક્ય જણાય છે. ત્યારેજ **અખો** ભગત કહી ગયો છે કે—

> “ ષડ્ દર્શનના બહુલા મતા ખોળ્યા તેણે ખાધા ધકા,
> અખો કહે અંધારો કુવો, ઝગડો ચુકાવી કોઇ ન મુઓ. ”

---

* “ स्वागमो रागमात्रेण द्वेषमात्रात् परागमः ।
न स्वीकार्यो न वा हेयः किन्तु मध्यस्थया दृशा ” ॥
( યશોવિજયજી, અષ્ટક. )

આપણે અહીં જુદા જુદા ધર્મની ફિલસુફી ઉપર વિચાર નહિ કરતાં, ધર્મનું તત્ત્વ જે સર્વસાધારણમાન્ય–સાર્વજનિક ( universal ) છે, તે ઉપર દૃષ્ટિપાત કરવાનો છે. વસ્તુતઃ ધર્મ, એ આત્માની સ્વાનુભવગમ્ય વસ્તુ છે. ક્લિષ્ટ કર્મના સંસ્કારો દૂર થવાથી રાગ–દ્વેષની વૃત્તિઓ નરમ પડવાની સાથે જે અન્તઃકરણની શુદ્ધિ થાય છે, તેજ અસલ ધર્મ છે. આ ધર્મને સિદ્ધ કરવા માટે જે ઉપાયો શાસ્ત્રોમાં બતાવ્યા છે, એ **ધર્મની** દૃશ્ય મૂર્તિઓ છે. દાનપુણ્ય આદિ ક્રિયાઓ ધર્મરાજાનોજ પરિવાર હોવાથી ધર્મ કહેવાય છે. ધર્મની વ્યાખ્યા નીચેના શ્લોકથી સ્પષ્ટ થાય છે કે—

" पञ्चैतानि पवित्राणि सर्वेषां धर्मचारिणाम् ।
अहिंसा सत्यमस्तेयं त्यागो मैथुनवर्जनम् " ॥

( હરિભદ્રસૂરિ, અષ્ટક. )

" સર્વ ધર્મવાળાઓને અહિંસા, સત્ય, ચોરીનો ત્યાગ, સન્તોષ અને બ્રહ્મચર્ય, એ પાંચ પવિત્ર છે, અર્થાત્ તે પાંચ બાબતો સર્વમાન્ય છે"

***ધર્મની** ઉપર્યુક્ત વ્યાખ્યામાં ધર્મસમ્બન્ધી તમામ મુદ્દાની બાબતોનો સમાવેશ થઇ જાય છે. આ ધર્મજ જીવનનો મુખ્ય પ્રાણ છે. એજ જીવન છે. ધર્મનું મહત્ત્વ બતાવતાં એક કવિ કહે છે કે—

" કોટડીએ નાણાં ભરી ભલે બેસે, પણ ધર્મવિના ધન શોભે નહિ,
સોળે સણગાર સજે તે સુંદરી, નાકવિના નારી શોભે નહિ. "

**धर्मस्य सिद्धिर्देहमोहनिरासमवलम्बते, इति देहमोहं निराकर्त्तुमाह—**

**करोषि यत् त्वं वपुषः सदैव पोषाय चालङ्करणाय चेहाम् ।
प्रतिग्रहः किं नु फलस्य देहाद् वितर्कितश्चेतसि वर्त्तते ते ? ॥६४॥**

* " कथमुत्पद्यते धर्मः ? कथं धर्मो विवर्धते ? ।
कथं च स्थाप्यते धर्मः ? कथं धर्मो विनश्यति ? " ॥
" सत्येनोत्पद्यते धर्मो दयादानेन वर्धते ।
क्षमायां स्थाप्यते धर्मः क्रोधाद् धर्मो विनश्यति " ॥

—મહાભારત.

( 64 )

What ? do you think, you will get in return for the care you ever bestow in, nourishing and embellishing your body ?

**ધર્મની પ્રાપ્તિ માટે દેહ ઉપરનો મોહ હઠાવવો—**

" હે મહાભાગ ? શરીરના પોષણ માટે, શરીરને શણગારવા માટે તું જે હમેશાં ઉદ્યમ કર્યા કરે છે, તો આ ઉદ્યમનો બદલો તે શરીરની પાસેથી કંઇ લેવો ધાર્યો છે કે શું ? "—૬૪

**शरीरमोहमेव निरसितुमाह—**

भुक्तानि भोज्यानि सुरोचकानि पीतानि पेयानि रसाद्भुतानि ।
यदा बहिस्तात् क्षिपते शरीरं तदा विरूपत्वममीषु कीदृक् ? ॥६५॥

रसायनं सेवतु सर्वदापि भुङ्क्तां पुनः पौष्टिकभोजनानि ।
तथापि नो नङ्क्ष्यति देहकुम्भे भस्मावशेषीभवनस्वभावः ॥६६॥

तैलेन सम्मर्दनतो यथावत् स्नानात् जलेनोत्तमगन्धिना च ।
सुराघटादप्यतिनिन्द्य एष कायोऽशुचिः किं भविता पवित्रः ? ॥६७॥

रोगैः प्रपूर्णं भविनां शरीरमन्तःस्थितेष्वेषु जनो मदान्धः ।
यदा बहिस्ते प्रकटीभवन्ति दीनाननः पश्यति दुःखमेव ॥६८॥

मदाद् विपत्तिं सकृदेव योऽत्र भूयः कदाप्याद्रियते स नैव ।
चेत्रं पुनः सेव्यत एव देहो योऽनादिकालाद् ददद्स्ति दुःखम् ॥६९॥

स्मात् परित्यज्य शरीरमोहं चित्तस्य शुद्ध्यै सततं यतस्व ।
न देहशुद्धौ पुरुषार्थसिद्धिश्चित्ते तु शुद्धे पुरुषार्थसिद्धिः ॥ ७० ॥

१ 'सेवृ' धातोः परस्मैपदित्वे सुलभाः शिष्टप्रयोगाः ।

( 65 )

Think about the foul transformation the objects undergo, when they are thrown out of the body–the very objects once enjoyed as palatable dishes and extra-ordinarily flavoured drinks,

( 66 )

Even you may resort to medicinal compounds serving as elixir vitæ and tonics; yet the physical ( jarlike ) frame can never be made to acquire immunity from destruction.

( 67 )

The corporeal body is inherently more reprehensible even than the bottle of wine. Can it be ever purified by the daily toilet with scented oils and fragrant water baths ?

( 68 )

The physical body of creatures is the repository of all diseases. As long as they are hidden inside, one remains blind with lustful passions. When once they become manifest the wretched person of dejected look sees nothing else but misery everywhere.

( 69 )

He, who brings on calamity for once, surely never becomes the object of ( trust and ) respect. How wonderful it is that this body the constant source of evils from times immemorial is repeatedly taken care of ?

( 70 )

Consequently disattach yourself from body, apply yourself unceasingly to the purification of mind. The achievement of the spritual bliss does not lie in the purification of the body but in that of the mind.

**Notes:—V. V. 64-70**

The phenomenal souls, being ignorant of the pure nature of the Higher-Self, try to derive happiness in his surroundings, etc., so the disparagement of the body is here pictured to warn those who aspire after true bliss and still take unnecessary precautions and care in the nourishment and decorations of the body, which, truly speaking, does not belong to them. This body is described full of the filth, disease, pain and other substances, conductive to sins. Nourishing the body with delicacy as involved in fragrant baths, in the application of various scented oils and cosmetics to it, in its decorations, in feeding it with dainty food and relishing flavoury drinks, does not tend to spiritual welfare, of course this depreciation of the body, may, on the first sight appear curious to those, who identify their bodies with their souls, but if they stoop to reflect a little on this subject, they would clearly understand the true nature of the body, of running fast into decay and dissolution, in spite of the best care and attention bestowed on it. So the author means to convey the idea whereby human beings may avoid over-indulgence in many things for the sake of the wellbeing of their bodies. Though these bodies are impermanent still, they help in evolving within

them, the powers of existence and permanence ( Dharma Sadhanam )

Consequently utmost care and solicitude to strengthen and to cherish the body, studious attention to beauty, order and gracefulness of this fleeting frame, should be avoided, but it is also necessary to feed and nourish it with modesty and in proper bounds as would help to draw out the inner powers veiled in by the Karmic dirt.

Live not to eat but eat to live.
—*Old Maxim.*

**પ્રસ્તુત વાત સમજાવે છે—**

"જે સુન્દર–રોચક ભોજનો કરવામાં આવે છે અને જે અદ્ભુત રસવાળાં પાનકો ( પીવાની ચીજો ) પીવામાં આવે છે, તે બધાંને જ્યારે શરીર બહાર કાઢે છે, ત્યારે તે કેવાં મલિન હોય છે ? "—૬૫

"યદિ હમેશાં રસાયનનું સેવન કરો અને પૌષ્ટિક પદાર્થો ખાઓ, તો પણ આ શરીરરૂપ ઘડાનો ભસ્મીભૂત થવાનો જે સ્વભાવ છે, તે મટવાનો નથીજ. "—૬૬

"પ્રતિદિન આ શરીરને ઉત્તમ તેલથી સારી રીતે મર્દન કરવામાં આવે અને સુગન્ધિ પાણી વડે તેને ન્હવરાવવામાં આવે, તો પણ મદિરાના ઘડાથી પણ વધારે નિન્દનીય એવું આ અશુચિ શરીર શું પવિત્ર થનાર છે ? "—૬૭

"પ્રાણિઓનાં શરીરો રોગોથી ભરેલાં છે. તે રોગો શરીરની અંદર રહ્યા હોય ત્યાં સુધીજ માણસ ઉન્મત્ત રહે છે, અને જ્યારે તે રોગો શરીરમાંથી બહાર આવે છે, ત્યારે ગરીબડા મોઢાવાળો પ્રાણી દુઃખનેજ જુએ છે–દુઃખ સિવાય સુખનું બિન્દુ પણ તેનાથી જોવાતું નથી. "—૬૮

"એકજ વાર જેણે આપણને દુઃખ આપ્યું હોય તો તેનાથી

આપણે હમેશાં અળગા રહીએ છીએ; તો પછી જે, આપણને અનાદિ કાળથી દુ:ખ આપતું આવ્યું છે, તે શરીરની લાલના ઉપર મોહાન્ધ રહેવું, એ કેવું આશ્ચર્ય ?" "—૬૯

"માટે હે સજ્જન ! શરીર ઉપરનો મોહ છોડી ચિત્તને શુદ્ધ બનાવવા માટે પ્રયત્ન કર. શરીરને શુદ્ધ કરવામાં પુરૂષાર્થની સિદ્ધિ સમાયલી નથી, કિન્તુ ચિત્તની શુદ્ધિ કરવામાં પુરૂષાર્થની સિદ્ધિ સમાયલી છે."—૭૦

देहमोहविषय एवाऽऽह—

**अन्यत्र मोक्षाद् नहि वास्तवं शं मोक्षश्च देहश्च मिथो विरुद्धौ ।**
**मुमुक्षवस्तेन न देहमोहं कुर्वन्ति, कुर्वन्ति बुभुक्षवस्तु ॥ ७१ ॥**

( 71 )

Truly there is no real happiness in any other place except in the final emancipation of the Soul from recurring births. Final emancipation and physical body are mutually opposite; ( as poles asunder ) those who desire liberation cease to care for worldly pleasures (body) and not those who are attached to worldly pleasures (body).

**Notes**—Bodily comforts are pleasant and ravishing in appearance; but they really end in pain. They are fleeting and temporary. The enjoyment of sensual pleasures leads to the forging of the new Karmic bonds; so, as long as you are in the Samsār, i. e., you take delight in worldly things, you are doomed to perpetual births and deaths, i. e., the condition of earthly pleasures and pains. They therefore do not constitute real happiness. While Moksh

is a condition or a state in which the Perfect Soul remains ever liberated and freed. Even animals desire freedom which implies happiness and so it is quite natural and logical that wise persons with spiritual illumination and advancement would wish for freedom in its increasing growth and intensity from the bodily imprisonment. When freedom reaches its full growth, the happiness also reaches the height of perfection from which there is no fall or return to worldly existence. Hence there is no real happiness in any other place, except in the final emancipation of the Soul.

**ચાલુ વાતની પુષ્ટિ—**

"મોક્ષ સિવાય બીજે ક્યાંઇ વાસ્તવિક સુખ નથી; અને મોક્ષ તથા શરીર, એ બંને પરસ્પર વિરૂદ્ધ છે; એ માટે મુમુક્ષુ લોકો શરીર ઉપર મૂઢતા રાખતા નથી, કિન્તુ ભોગલુબ્ધ મનુષ્યો, તે ઉપરના મોહમાં અન્ધ બન્યા રહે છે."—૭૧

**વ્યાખ્યા.**

શરીર કેવા દુર્ગન્ધી પદાર્થોથી ભરેલું છે, એ આપણને પ્રત્યક્ષસિદ્ધ છે. શરીરને પડતાં સડતાં વાર લાગતી નથી, એ વાત આપણે સારી પેઠે જાણીએ છીએ. આવી સ્થિતિમાં શરીરને પંપાળી રાખવામાં આવે, શરીરને પ્રમાદી—સુસ્ત બનાવવામાં આવે, વિષયભોગમાંજ શરીરનો ઉપયોગ લેવામાં આવે, મોજમજા ઉડાવવામાંજ શરીરનો ભોગ આપવામાં આવે, અથવા પાપકર્મોમાં શરીરને જોડવામાં આવે, તો તે દુનિયાનો કોઇ પણ સુવિચારક મનુષ્ય સારૂં લેખશે ખરો ? દુનિયાના પ્રાણિઓ અનાદિ-કાલથી વિષયરસમાં લપટાયા છે. એ સ્થિતિથી હઠાવીને જીવોને પુણ્ય માર્ગે દોરવાની ખાતર શરીરની યથાર્થ સ્થિતિ—કે તે ખરાબ ચીજોનું પૂતળું છે—બતાવવી, એ સહુ કોઇ વિદ્વત્સમાજ અત્યાવશ્યક સમજી શકે તેમ છે; અને તેજ અભિપ્રાયથી પ્રસ્તુત શ્લોકોમાં તે વિષયનો પરિચય

કરાવવામાં આવ્યો છે. શરીરની નિર્ગુણતા સમજવાથી તેના ઉપરથી લોકોનો મોહ ઉતરે અને તેથી પાપકર્મો કરતાં અટકી જઇને તેઓ પુણ્ય-કાર્યોમાં પ્રવૃત્તિ કરે, એજ રહસ્ય આ શ્લોકોથી સહૃદયોએ ખેંચવાનું છે. “ શરીર સર્વથા નકામું છે, એમ સમજીને તેને છરીથી કે તલવારથી કાપી નાંખવું ” એવો મૂર્ખતાભરેલો અર્થ કોઇએ સ્વપ્નમાં પણ સમજવાનો નથી. શરીરને ગમે તેવી ક્રૂરતાથી કાપી નાંખવામાં આવે, તો પણ યાદ રહે કે એથી કરીને શરીરનો સમ્બન્ધ છૂટી શકવાનો નથી. એક શરીરનો સમ્બન્ધ છૂટશે કે તરતજ બીજું શરીર જોડાશે. આવી રીતે અનન્ત શરીરોનો હારડો આપણા ઉપર લટકતો આવ્યો છે. એ હારડો જ્યાં સુધી રહેશે, ત્યાં સુધી રોગ, શોક, સન્તાપ મટવાના નથી, એ ઉપર જોઇ આવ્યા છીએ. આથી એ સ્પષ્ટ જણાઈ આવે છે કે યથાર્થ સુખ, શરીરના અભાવમાં–આત્માની અશરીરી દશામાંજ રહેલું છે; અને એજ દશાનું નામ મોક્ષ છે. આ દશાને મેળવવા માટેજ શરીર ઉપરની ઘેલછા ઉતારીને શરીરને પરોપકાર, ઇશ્વરોપાસના, સત્ય, દયા વગેરે કલ્યાણકારી કાર્યોમાં ઉદ્યત કરવું જોઇએ. આવા પુણ્યકાર્યોમાં જેઓ પોતાના શરીરનો ભોગ આપે છે, તેઓ, એ અસાર શરીરમાંથી પણ એવો સરસ સાર ખેંચે છે કે જેનાથી યોગનો ઉંચો માર્ગ મેળવી શકાય છે અને છેવટે સર્વ અવિદ્યાથી છૂટીને પરમાત્મા થવાય છે. સત્પુરૂષોનું શરીર સત્પુરૂષોને મુક્તિના બારણા આગળ મૂકીને પછી ચાલ્યું જાય છે, ત્યાર પછી આત્મા એકલો મુક્તિની અંદર પ્રવેશ કરે છે. આ ઉપરથી શરીર ઉંચાં કાર્યો કરવા માટે કેટલું મહત્ત્વનું સિદ્ધ થાય છે, એ ખુલ્લું જણાઇ આવે છે. આજ માટે કહી શકાય છે કે—

“ शरीरमाद्यं खलु धर्मसाधनम् ”

અર્થાત્ ‘ ધર્મનું પ્રથમ સાધન શરીર છે ’ પરન્તુ તેજ શરીરને જો ઉલટે માર્ગે દોરવામાં આવે, તો તેને માટે આવો પણ ઉદ્‌ગાર નિકળી શકે છે કે—

“ शरीरमाद्यं खलु पापसाधनम् ”

અર્થાત્ ‘ શરીર પાપનું પ્રથમ સાધન છે. ટૂંકમાં શરીરથી પુણ્ય અને પાપ, ધર્મ અને અધર્મ, સંસાર અને મોક્ષ એ બધું સધાય છે

પુણ્ય, ધર્મ અથવા મોક્ષ તરફ જેઓનું વલણ છે, તેઓને માટે શરીર મહાન્ ઉપકાર કરનારી ચીજ છે. એથી વિપરીત ખરાબ વર્તન તરફ જેઓનું વલણ છે, તેઓને તેજ શરીર અધોગતિમાં પટકનાર થાય છે. આ ઉપરથી એજ રહસ્ય ખેંચી લેવાનું છે કે, શરીરની ધર્મસાધન પૂરતી રીતસર અપેક્ષા રાખવી વ્યાજબી છે, પણ તે ઉપરાંત મોહદૃષ્ટિથી શરીરના ગુલામ બનવું, એ કલ્યાણાભિલાષીઓને યુક્ત નથી. ' સાધનને સાધન તરીકે માનવાનું છે. ' એ વાત આપણે ભૂલી ગયા નથી. શરીર મુક્તિમાર્ગનું સાધન છે, એ નક્કી વાત છે, એજ માટે તેને મુક્તિના માર્ગને અનુકૂળ બનાવવું જોઇએ. તેનાથી એવો પ્રસંગ ઉપસ્થિત થવો ન જોઇએ કે જે મુક્તિના માર્ગમાં બાધા નાખનાર—નડતર કરનાર થાય. આ પ્રમાણે જો વર્તવામાં આવે, તો એ શરીર આદર્શ શરીર બને, એમાં લગારે શક નથી. આજ હકીકતને સમજાવવા માટે શરીરને ' અશુચિ ' ' ક્ષણવિનાશી ' ' હાડકાનો માળો ' વગેરે વાસ્તવિક દૂષણોથી નિન્દવામાં આવે છે. આવી રીતે તેને નિંદવાનો ઉદ્દેશ, ઉપર કહ્યું તેમ શરીર ઉપર મૂર્ચ્છા થતી અટકે અને શરીરને પરોપકારના રસ્તે જોડવાનું પ્રતિભાન થાય તથા આલસ્ય, પ્રમાદ વગેરે દૂષણો દૂર કરીને તે શરીરથી જ્ઞાન, ધ્યાન, સમાધિ, આત્મસાક્ષાત્કાર વગેરે દિવ્યમાર્ગમાં વિચરી શકાય, એજ છે, બાકી આદર્શ શરીરને તો કોઇ નિન્દતુંજ નથી. પરન્તુ એ વાત ન ભૂલવી જોઇએ કે–' છેવટનું સાધ્ય બિન્દુ તપાસતાં શરીર હેયજ છે. કેમકે શરીર રહેતે મુક્તિમાં પ્રવેશ નહિ અને મુક્તિમાં પ્રવેશ વખતે શરીર નહિ.

**असाराद् देहात् सारमुद्धरेद् इत्येवमर्थकमाह—**

**येनैव देहेन विवेकहीनाः संसारबीजं परिपोषयन्ति ।**
**तेनैव देहेन विवेकभाजः संसारबीजं परिशोषयन्ति ॥ ७२ ॥**

( 72 )

The same body which men bereft of wisdom ( discriminating powers ) utilise for watering the seed

of births and deaths, serves for the wise as an instrument for destroying it.

**Notes**—There is a great difference between the the ignorant and the wise. One, bereft of wisdom, uses his body in the enjoyment of sensual pleasures, in the gratification of his cherished desires, in making tremendous efforts for the attainment of wealth, power, authority, influence, etc; and thus enters into the fresh bondage of Karmas and becomes subject to births in the four grades of life, i. e., he prolongs his transmigration. While the wise, with a clear notion of his body being distinct from the Soul, uses his powers in abstinence, renunciation, and asceticism. He highly values the possession of true knowledge whereby he distinguishes the noumenal from the phenomenal. Thus, with the help of true knowledge he extirpates Moha and its train-bearers, attachment, aversion, lust, greed, anger, pride, etc; He practises austerities and strictly observes vows. He remains equipoised in prosperity and adversity. Being so far illumined, he meditates upon the spiritual nature of Self and destroys the seed of Samsār.

**અસાર દેહમાંથી સાર ખેંચવો—**

"જે શરીરવડે વિવેકરહિત લોકો સંસારના બીજને પુષ્ટ કરે છે, તેજ શરીરવડે વિવેકી લોકો સંસારના બીજને સુકાવી નાંખે છે."—૭૨

मोह–विवेकपरिणाममाह—

मिष्टान्नभोगं कुरुतः समानं द्वौ पूरुषावेकतरस्तु तत्र ।
वध्नाति कर्माणि, निहन्ति चान्यो मोहे विवेके च विजृम्भमाणे॥७३॥

चेद् धावतो जीववधो न जातो जातः पुनः पश्यत एव यातः।
तथापि हिंसाफलमादिमे स्याद् मूढे, द्वितीये न धृतोपयोगे ॥७४॥

( 73 )

While two persons are enjoying the same sweet dish, one of them as the result of ignorance accumulates energies ( Karmas ) while the other with his wisdom destroys them.

( 74 )

Suppose that no insect is killed while one is running with his eyes shut ( blind with infatuation ) and that some insect is killed by another walking with his eyes open ( with discriminating powers ).

However, the former incurs sin ( if his regard for life be not real, ) while the latter incurs none. ( if real. )

**Notes:**—In verses 73 and 74 the difference between the results of one kind of action with different motives is clearly indicated. The wise, guided by non-attachment does things, which do not entangle him in the meshes of Karma but on the contrary, enable him to remove his karmic dirt. While the ignorant, blinded by sensual pleasures and enjoyments, goaded on by desires and passions do acts which engender Karmic energies, tending to prolong the period of transmigratory cycle.

So the wise man taking his dish, free from sensual desires and pleasures, is helped in the purification

of his Soul. In the same way he, who is prepared to work with his eyes open to the noble and elevating precepts of scriptures, is enabled to remove the Karmic dross. While reverse is the result in the case of one under the influence of (Kashāyas) passions and ignorance.

Cf जयं चरे जयं चिट्ठे जयमासे जयं सए ।
जयं भुंजंतो भासंतो पावकम्मं न बंधइ ॥

—दशवैकालिकसूत्रम्.

**મોહ અને વિવેકનું પરિણામ—**

"બે માણસો સાથે ભોજન કરવા બેઠા છે. બંને જણાઓ મિષ્ટાન્ન ખાઇ રહ્યા છે. તે વખતે તેમાંનો એક મનુષ્ય અશુભ કર્મોને બાંધે છે, જ્યારે બીજો માણસ કર્મોનો ક્ષય કરે છે. આ કર્મબન્ધ અને કર્મક્ષયનું કારણ અનુક્રમે મોહ અને વિવેક છે. જે મનુષ્ય તૃષ્ણામાં અન્ધ બનીને ખાઇ રહ્યો છે, તે અશુભ કર્મોને બાંધે છે અને જે તૃષ્ણારહિત ખાઇ રહ્યો છે, તથા ખાવું, તે પેટને ભાડું દેવા પૂરતું છે, એમ ચિન્તવી રહ્યો છે, તે **તત્ત્વવિચારક** મનુષ્ય કર્મોનો ક્ષય કરે છે."—૭૪.

"બીજી રીતે જોઇએ તો—બે માણસો ચાલ્યા જાય છે; એમાં એક જીવદયા ઉપર લક્ષ્ય નહિ રાખતો દોડતો ચાલ્યો જાય છે, જ્યારે બીજો જમીન પર જીવદયા તરફ નજર કરતો ધીરે ધીરે ચાલે છે. આ બંનેમાં દોડનાર મનુષ્યના પગથી, માની લ્યો કે જીવની હિંસા ન થઇ અને પેલા દયાદૃષ્ટિપૂર્વક ધીરે ધીરે ચાલનારના પગથી કોઇ જીવની હિંસા થઇ ગઈ, આમ હોવા છતાં પણ તત્ત્વદૃષ્ટિએ એજ ઇન્સાફ આપી શકાય છે કે—દોડનાર માણસને (તેનાથી જીવ નહિ મરવા છતાં પણ) હિંસાનું પાતક લાગી ચુક્યું અને પેલા ખ્યાલ રાખી ચાલનારને (એનાથી જીવ મરી જવા છતાં પણ) હિંસાનું પાતક લાગ્યું નહિ; આમ હોવામાં કારણ એ છે કે—દોડનાર માણસને જીવદયા તરફ ખ્યાલ નહોતો, જ્યારે બીજા માણસને જીવદયા તરફ પૂરો ઉપયોગ હતો."—૭૪.

अविवेकः कीदृग् बलीयान् ?

शरीरमेवाऽऽत्मतया विदन्तो विदन्ति नैतत् खलु–"कोऽहमस्मि" ।
इदं जगत् विस्मृतवत् स्वमेव स्वस्मिन् भ्रमः स्फूर्जति कीदृशोऽयम्?॥७५॥

( 75 )

Those (with the idea of super-imposition of their -self) who identify their bodies with souls do not realise their true nature. Thus then this world forgets its own self. Oh, of what sort this bewildering delusion of one's own self is ! !

Cf.—Self-knowledge is wrapped in ignorance whereby all creatures are stupefied.

*Bhagavada Gita.*

पीत्वा मोहमयीं प्रमादमदिरामुन्मत्तभूतं जगत् ॥

—भर्तृहरि ।

અવિવેકનું પ્રાબલ્ય—

" શરીરનેજ આત્મા સમજનારા લોકો ખરેખર એ નથી સમજતા કે–" હું કોણ છું ? " આ જગત્ અર્થાત્ જગતના જીવો પોતાનેજ ભૂલી ગયા છે. અહા ! પોતાનેજ ભૂલી જવું, એ કેટલો બધો ભ્રમ ?"

—૭૫

विवेकजागरणायोपदिशति—

रागं च रोषं च परत्र कृत्वा कथं वृथा हारयसे भवं भोः ! ।
माध्यस्थ्यमेवाऽऽश्रय चेत् सुखेच्छा माध्यस्थ्यजं शर्म परानपेक्षम्॥७६॥

( 76 )

Why do you lose your life to no purpose by

cherishing feelings of love for and hatred against others ? If you long for happiness, cultivate indiffrence ( to the outward world ) which alone is the source of unmixed pleasure.

**Notes:**—Pure joy is only attainable when one attains Moksha. Liberation from births and deaths can be secured by the acquisition of Spiritual Knowledge and by no other means. Spiritual Knowledge signifies the attainment of right belief, right knowledge and right conduct. So, if one has not advanced so far, in spite of his asceticism, deep study of scriptures, observance of outword rites and ceremonies, as to understand and realise unsullied nature of the Soul, he is open to the temptations of immense wealth, exalted positions aud other worldly enjoyments and thus while enjoying them he enters into fresh bondage of Karma tending to prolong his transmigratory cycle. It is therefore imperatively necessary to be free from the least tinge of love and hatred, for an aspirant after freedom from births and deaths. Renunciation though partial within the limited sphere of the house-holder's life though done with the desire of fruit, consequently in any case one should try to kill his desires as much as lies within his power and control.

**વિવેકજાગૃતિને અનુકૂલ ઉપદેશ—**

" હે સજ્જન ! બીજાના ઉપર રાગ અને રોષ કરીને શા માટે આ માનવ ભવને ફોગટ હારી જાય છે ? જો સુખની ઇચ્છા હોય તો માધ્યસ્થભાવનું અવલંબન કર. માધ્યસ્થ્યવૃત્તિથી જે સુખ પ્રગટે છે, તે સુખ મેળવવામાં બીજાની અપેક્ષા રહેતી નથી. "—૭૬

विवेकहन्त्रीमीर्ष्यामप नुदं शिक्षयति—

परोन्नतौ किं परिखिद्यसे त्वं परक्षतौ किं वहसे प्रमोदम् ?।
स्पृशन्ति नान्यं तव दुर्विकल्पास्त्वामेव बध्नन्ति तु कर्मपाशैः ॥७७॥

परोन्नतौ चेत् तव दुष्प्रयत्नैः क्षतिर्भवेत् कस्तव तत्र लाभः ?।
न स्यात् क्षतिस्तर्ह्यपि को नु लाभस्तत्तापहेतून् त्यज दुर्विकल्पान् ॥७८॥

जागर्त्ति पुण्यं प्रबलं यदीयं प्रवर्धमानेऽभ्युदये तदीये।
कोऽस्त्यन्यथाकर्त्तुमलं सुरोऽपि नेर्ष्यां ततः क्वापि करोतु धीमान् ॥७९॥

( 77 )

Why do you envy the rise of others ? Why do you rejoice at their fall ? Your evil thoughts do not affect any one else but on the contrary they entrap you in the meshes of Karma.

( 78 )

What advantage do you derive, if your wicked efforts nullify the success of others ? You gain nothing if you fail in your endeavours, therefore you should discard your evil thoughts–the source of afflictions.

( 79 )

When one's merits fructify in full force, even God, much more a human being, is powerless to reverse the tide of his increasing prosperity ; therefore a reasonable man should not cherish ill feelings towards others.

**Notes:**—In these three previous verses the auther vividly brings before our mind, the importance of harbouring and entertaining evil feelings and the futility of working maliciously against others. He says, in this phenomenal world ( Samsār ) everything as subject to the laws of Karma, i. e., to the consequences of our own actions in the present and the past lives. No one, even the Highest Power, can nullify the laws of Karma. So feelings of jealousy, hatred and malice at the rise and prosperity of others are not only useless but on the contrary they impel us to enter into fresh bondage of Karma. Consequently the destroying of the Karmic dirt is essential for our Spiritual rise whereby true and matchless happiness could be achieved. It is therefore necessary to direct our efforts towards the real goal.

**ઈર્ષ્યા વિવેકનો ઘાત કરનારી છે—**

"બીજાની થતી ઉન્નતિને દેખી તું શા માટે ખેદ કરે છે? અને બીજાની થતી હાનિને દેખી તું શા માટે ખુશી થાય છે? તું તારા હૃદયમાં ગમે તેવા વિકલ્પો-ખોટા વિચારો ઉભા કરે, પણ એ દુષ્ટ ભાવનાએ બીજાને અસર કરવાની નથી, અર્થાત્ તારા દુષ્ટ ચિન્તનથી બીજાની થતી ઉન્નતિમાં અટકાવ થનાર નથી, કિન્તુ તે દુર્વિકલ્પો ઉલટા તને કર્મરૂપ ફાંસામાં બાંધી લેનાર છે."—૭૭

"હે મહાભાગ! તું જે દુષ્ટ વિચારો અથવા દુષ્ટ પ્રયત્નો બીજાની ઉન્નતિમાં હાનિ પહોંચાડવા કરે છે, તે તારા દુષ્ટ વિચારો અને દુષ્ટ પ્રયત્નો બિલકુલ નિરર્થક છે. એનાથી તને કાંઇ ફાયદો થનાર નથી, એ તારે ખૂબ સમજી રાખવું; કારણ કે તારા દુષ્ટ વિચારો કે દુષ્ટ પ્રયત્નોથી બીજાની ઉન્નતિને ધક્કો પહોંચે યા ન પહોંચે, એ બન્ને રીતોથી તને કંઇ વળવાનું નથી. એ માટે સન્તાપકારક દુર્વિકલ્પો ત્યજી દે."—૭૮

" જેનું બલવાન્ ભાગ્ય ઝળકી રહ્યું છે, તેની ચઢતી ઉદયકળાને તોડી પાડવા મનુષ્ય તો શું, દેવતા પણ સમર્થ થતો નથી, માટે બુદ્ધિમાને કોઇ ઉપર ઇર્ષ્યાભાવ રાખવો નહિ. "—૭૯

विवेकविकासायैव शिक्षयति—

**अभ्युन्नतिश्चावनतिश्च यत् स्यात् पुण्यस्य पापस्य च कार्यमेतत् ।**
**क्षीणे च पुण्येऽभ्युदयोऽप्यपैति तन्नश्वरे शर्मणि को विमोहः ? ॥८०॥**

( 80 )

Rise and fall result from merit and demerit; when the stock of merit is exhausted, the star of prosperity sets. Then, why are you fascinated by momentary happiness ?

**Notes:**—Prosperity and adversity depend upon the working of Karma, the powerful ruler of the phenomenal world. When the store of good deeds is exhausted, the ill star of decline begins. So the happiness, thus acquired, is fleeting and unreliable, consequently the author rightly recommends dis-attachment from worldly pleasures and close application to the study of Self with a view to bring on the unshakeable balance of mind.

**વિવેકનું શિક્ષણ—**

" સંસારમાં જે ઉન્નતિ અને અવનતિ પ્રાપ્ત થાય છે, તે ખરેખર પુણ્ય અને પાપનું પરિણામ છે. અને જે વખતે પુણ્યનો ક્ષય થાય છે, ત્યારે ઉન્નતિ ( અભ્યુદય ) પલાયન કરી જાય છે; જ્યારે આમ હકીકત છે, તો પછી નાશવંત સુખમાં મોહ શો કરવો ? "—૮૦

विवेकफलं माध्यस्थ्यं प्रशंसति—

**संवेद्यते यत् सुखमद्वितीयं कदापि माध्यस्थ्यलवोपलम्भे।**
**प्रशस्तकर्मौघजसौख्यराशिरप्यस्य नैवाऽर्हति तुल्यभावम् ॥८१॥**

( 81 )

Even all sorts of happiness, accumulated in mass, generated by meritorious deeds, do not equal the matchless bliss which a man enjoys at times from the achievement of the fraction of indifference to love and harted.

**વિવેકના ફળરૂપ મધ્યસ્થભાવ—**

" જ્યારે કોઇ વખતે ( આપણા જેવાઓને પણ ) માધ્યસ્થ્ય વૃત્તિની વાનકીનો અનુભવ થાય છે, ત્યારે તે વખતનું જે અદ્વિતીય સુખ અનુભવાય છે, તે સુખની બરાબરી પ્રશસ્ત કર્મસમૂહથી ઉત્પન્ન થનાર સુખરાશિ પણ કરી શકે નહિ ? "—૮૧

मुह्यन्मनो निरोधनीयमित्याह—

**ऐश्वर्यमालोक्य भुवां विचित्रं चित्रीयसे मुह्यसि वा कथं त्वम् ?।**
**न किञ्चिदेतत् सुरसम्पदोऽग्रे विपाक एवाऽस्ति च कर्मणोऽसौ ॥८२॥**

( 82 )

( Oh, human being. ) Why are you wonder-struck and stupefied at seeing the varied prosperity in this world ? It stands very low in comparison with that of Gods. It is surely the result of Karmas ( actions of beings in former lives. )

**શા માટે મોહિત બનવું ?—**

" હે ભવ્ય ! પૃથ્વી ઉપર વિવિધ ઐશ્વર્ય-સામ્રાજ્યને જોઇ શા

માટે તું આશ્ચર્યમાં ગરકાવ થાય છે ? શા માટે મોહિત બને છે ? દેવ-તાઓની વિભૂતિની આગળ આ મનુષ્યક્ષેત્રનું ઐશ્વર્ય કશું હિસાબમાં નથી. એ સિવાય વસ્તુદષ્ટિએ વિચાર કરીએ તો ગમે તેવું સામ્રાજ્ય અને ગમે તેવી પ્રભુતા પણ કર્મનો એક વિપાકજ છે "—૮૨

**पुण्यं हि कर्मैव, अतस्तज्जन्ये फले को मोहः ?, इत्याह—**

**इन्द्राः सुरा भूमिभुजः प्रधाना महाप्रतापा अधिकारिणश्च ।**
**सर्वेऽपि कर्मप्रभवा भवन्ति कस्तत् सतां कर्मफले विमोहः ? ॥८३॥**

( 83 )

Indras, gods, kings, ministers and illustrious officers – all are the creatures of Karma. Then, why should a wise man blindly attach himself to the fruits of Karma ?

the author here means to convey the true idea of the so-called greatness and grandeur of men as well as gods headed by Indra. The glory and the magnificence of these beings are mere shadows and dreams liable to decay and dissolution. They are also subject to the law of Karma, It is useless to aspire for fruits of Karma. Good deeds done with some worldly desire of enjoyment are like golden chains which tie us to the bondage of Karma, the chief cause of this transmigratory wheel. Again, the enviable glorious rise with all its grandeur and power may hurl one down into the abyss of miseries and perdition of hell, while enjoying it quite reckless of the noble and elevated ideals as dictated in scriptures consequently disattachment from worldly and sordid

pursuits is imperative on those who aspire after true happiness.

**પુણ્ય-કર્મજન્ય ફળમાં શો મોહ કરવો ?**

" સંસારમાં ઇન્દ્રો, દેવતાઓ, મહારાજાઓ અને મહાન્ પ્રતાપી અધિકારીઓ જે થવાય છે, તે ખરેખર કર્મના પ્રભાવથી થવાય છે. ( દરેક પ્રકારનું ઐશ્વર્ય કર્મનું પૂતળું છે ) તો પછી સુજ્ઞ જનોને કર્મના ફળ ઉપર મોહ શાનો હોય ? "—૮૩

**अथ तत्त्वदृष्ट्यै निजचरित्रनिरीक्षणस्याऽऽवश्यकत्वमाह—**

**सदा निरीक्षेत निजं चरित्रं यच्छुद्धिमाप्नोति विहीयते वा ।**
**हानिं च वृद्धिं च धनस्य पश्यन् जडश्चरित्रे न दृशं करोति ॥८४॥**

( 84 )

One should always introspect oneself whether one attains purity or becomes defiled; only the ignorant person interested in acquisition and loss of wealth, does not examine his inward nature.

**Notes:**—' Know thyself ' is the most important precept recommended by philosophers, moralists and great writers. One should thoroughly examine and scrutinize his own actions, keeping in view, his chief ideal of life. He must daily inquire within himself, what use he made of the powers, riches, faculties he possessed, so as to form a correct view of life he leads. He must not do so with an eye of partiality should minutely see his faults. He must inter- himself as to higher problems of life and then uld decide to adopt means for achieving the best of life. According to the Jain theory the best

ideal of life is the observance of five vows, in toto, for the ascetics and partially by the house-holders. Thus prepared he may rise higher in the spiritual development.

Cf Self-reverence, self-knowledge, self-control,
These three alone lead life to sovereign power.

—*Tennyson.*

Nor let soft slumber close thine eyes,
Ere every action of the day
Impartially dost thou survey,
Where have my fect chose out their way ?
What have I learnt where'er I've been,
From all I h've heard, from all I h've seen ?
What know I more that's worth the knowing ?
What have I done that's worth the doing ?
What have I sought that I should spun ?
What duties have I left undone ?
Or into what new follies run ?
These self inquiries are the road
That lead to virtue and to God.

—*Dr. Watts.*

**પોતાનું ચરિત્ર નિરખવું—**

" હમેશાં મનુષ્યે પોતાના ચરિત્રનું નિરીક્ષણુ કરવું કે—' મારૂં ચરિત્ર—મારૂં વર્ત્તન શુદ્ધ થતું જાય છે યા મલિન થતું જાય છે. અવિવેકી મનુષ્ય ધનની હાનિ તથા વૃદ્ધિ ઉપર દૃષ્ટિ કરે છે, પરન્તુ પોતાની વર્તણુક ઉપર દૃષ્ટિપાત કરતો નથી "—૮૪

**વ્યાખ્યા.**

ચારિત્રને સુધારવા માટે પ્રથમતઃ દુર્વ્યસનોનો પરિત્યાગ કરવો જોઇએ. દુર્વ્યસનો અનેક પ્રકારનાં છે, પરન્તુ મુખ્યત્વે સાત દુર્વ્યસનો—જુગાર, માંસ, મદિરા, વેશ્યા, શિકાર, ચોરી અને પરદારગમન છે.

**જુગાર** બહુ ખરાબ વસ્તુ છે. એનાથી અનેક દુર્ગુણો ઉભા થતા આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. જુગારી એકજ દાવમાં સેંકડો રૂપીયા અનાયાસે મેળવી લે છે અને ખોઇ નાંખે છે. આવી સ્થિતિની લત લાગવાથી ઉદ્યમ, હુન્નર કે નોકરી વડે થોડે થોડે દ્રવ્ય ઉપાર્જન કરવું, એ જુગારીને પસંદ પડતું નથી. એથીજ જુગારી પોતાના અનાયાસલબ્ધ દ્રવ્યને ખરાબ રસ્તે ઉડાવવા હિમ્મત ચલાવી શકે છે.

જુગાર કેટલી જાતના છે ? એ વાતનું સ્પષ્ટીકરણ કરવું લગાર કઠિન છે. પરન્તુ વસ્તુસ્થિતિએ જોઇએ તો આજકાલ જે અનેક પ્રકારના સટ્ટાઓ નિકળ્યા છે, તે બધા જુગારમાંજ સમાવેશ લે છે. એ સિવાય પાનાંની રમત, ઘોડદોડની શરત, લોટરી, બિલિયર્ડ વગેરે પણ જુગારજ કહી શકાય. સટ્ટા વગેરે કરીને ધનવાન્ થયેલાઓ આપણા જોવામાં આવે છે, તો પણ સમજી રાખવું જોઇએ કે એ ખરાબ લત છે. જુગારથી ધનિક બનેલાઓનો વિભાગ બહુ થોડો છે, જ્યારે તેનાથી પાયમાલ થયેલાઓ ઘણીજ મોટી સંખ્યામાં દૃષ્ટિગોચર થાય છે. જુગારી જેમ જેમ જુગારમાં હારતો જાય છે, તેમ તેમ તે પોતાનું સર્વસ્વ જુગારમાં હોમતો જાય છે, છેવટે ભિખારી બનીને ઉઠે છે. ચોરી વ્યભિચાર વગેરે મહાન્ દુર્ગુણો પ્રાયઃ જુગારની સાથે રહે છે. આથી જુગારી પોતાની ઐહિક જિન્દગી અને પરલોક સુધારવામાં સર્વથા પછાત રહી જાય છે.

બીજું દુર્વ્યસન **માંસ** છે. તે વિષે આગળ ત્રીજા પ્રકરણમાં જોઇશું. ત્રીજું દુર્વ્યસન **મદિરા** છે. મદિરાથી ચૈતન્ય ઉપર કેટલું આવરણ પથરાય છે, એ સહુને પ્રત્યક્ષ છે. મદિરામાં લુબ્ધ બનેલાને પોતાના શરીરનું, પોતાનાં માતા પિતા કે કુટુંબવર્ગનું ભાન રહેતું નથી. મદિરા પીનારાને માનસિક વિકાસ, મગજબળ અને ચિત્તની સ્થિરતા હોતીજ નથી. મદિરાના વ્યસનવાળો વસ્તુતત્ત્વના વિવેકથી ભ્રષ્ટજ રહે છે. સુરાપાન કરનારના હૃદયમાં ધર્મ હોતોજ નથી. મદિરાનો કેફ જ્યારે ચઢે છે, ત્યારે મનુષ્યને ... પ્રકારનું ભાન રહેતું નથી—અસમ્બદ્ધ પ્રલાપ કરવા લાગી જાય છે, પોતાની ગુહ્ય બાબતો કહી નાંખે છે અને તે વખતની ...ની સ્થિતિ બહુજ દયાપાત્ર બને છે. દારૂને પરાધીન થવું, એ

ભારે દુર્ભાગ્યનું પરિણામ છે,*શરીરને તથા આત્માને પૂર્ણ ખરાબીમાં મૂકનાર છે.

ચોથા દુર્વ્યસનમાં **વેશ્યા** આવે છે. તે સમ્બન્ધમાં આગળ બ્રહ્મચર્યના પ્રસંગે વિચારીશું.

**શિકાર** એ પાંચમું દુર્વ્યસન છે. શિકાર કરવામાં કોઇ પ્રકારે લાભ જણાતો નથી, કિન્તુ કેવળ નુકસાનજ અનુભવાય છે. શિકાર કરવો જોઇએ દુશ્મનોનો, અને તે દુશ્મનો વાસ્તવમાં આપણા મનોભવનમાં રહેલા કામ, ક્રોધ, મદ, માયા લોભ, રાગ, દ્વેષ એજ છે. તે દુશ્મનોનો શિકાર કરવામાં આવે તો પૂર્ણતેજોમય, પૂર્ણ આનંદસ્વરૂપ, પૂર્ણ સ્વતંત્ર અખંડ આત્મસામ્રાજ્ય મેળવી શકાય છે. આજ વાસ્તવિક શિકાર છે.

હરિણ, રોઝ વગેરે વનચર પશુઓ, કે જેઓ પોતાનાં બાળબચ્ચાંઓની સાથે કોઈને નુકશાન પહોંચાડયા વગર વનમાં વિહરે છે, એઓનો શિકાર કરવો ખરેખર ગેરવ્યાજબી છે. જે રાજા–મહારાજાઓ અથવા કોળી વાઘરીઓને આ વ્યસનમાં શોખ લાગી ગયો હોય છે, તેઓ બીચારાં ગરીબ હરિણોને હણી નાંખવામાં લગારે પાછીપાની ભરતા નથી. સૃષ્ટિસૌંદર્યની સમ્પત્તિરૂપ એ નિરપરાધી પશુઓને કતલ કરવા, એ અત્યંત અધમ કાર્ય છે. કેટલાકોને ઉડતાં પક્ષિઓ ઉપર ગોળી ચલાવવામાં ભારે રસ પડે છે, પણ અરે ! “ કાગડાને મન હસવું અને દેડકાનો પ્રાણ જાય ” એનો વિચાર કેમ કરવામાં આવતો નથી ? પોતાનો શોખ બીજા જીવોના વધમાં પૂરો કરવો, એ નીચમાં નીચ કર્મ છે. વનની અંદર વિહરતા પશુઓ વનની પ્રાકૃતિક વિભૂતિ છે. તે પશુઓનો શિકાર કરવામાં કુદરતી સંપત્તિને નાશ કરવાનો પણ અનર્થ રહેલો છે. એક સમય એ હતો કે જંગલોની અંદર હજારો હરિણો વગેરેનાં ઝુંડેઝુંડ દૃષ્ટિગોચર થતાં હતાં અને વિવિધ પક્ષિઓનો કલરવ શ્રવણવિષય થતો હતો, અત્યારે તેમાંનું કશું રહેલું દેખાતું નથી, એનું કારણ શિકારીઓની શિકાર કરવાની આદત સિવાય બીજું શું હોઇ શકે ? લોકો જ્યારે પોતાનો ધર્મ ભૂલી

* ઘણા યુરોપીયન ડાકટરોએ પુરવાર કરી આપ્યું છે કે દારૂ પીવાથી શરીરમાં અશક્તિ, લોહીનો બગાડ અને મગજનો ક્ષય થાય છે, તથા ક્ષયરોગ વગેરે ભયંકર રોગો દારૂડીઆને લાગુ પડે છે.

જાય છે, ત્યારે ખરેખર તેઓ પોતાનું મનુષ્યત્વ ગુમાવી બેસે છે. જેવી રીતે વણિકોનો ધર્મ નીતિપૂર્વક કલમ ચલાવવાનો છે, અને સાધુઓનો ધર્મ જગતને સન્માર્ગ પર લાવવા માટે ઉપદેશ કરવાનો કે શાસ્ત્રો રચવાનો છે, તેજ પ્રમાણે ક્ષત્રિયોનો ધર્મ સ્વદેશની રક્ષા કરવા માટે હાથમાં તલવાર રાખવાનો છે. હવે જો વણિકો તેજ પોતાની કલમથી અનીતિનાં કામો કરે, અને સાધુઓ શાસ્ત્રરચના યા ઉપદેશને અધર્મ ફેલાવવાનું સાધન બનાવે, તો ખરેખરી રીતે કહેવું જોઇએ કે તે વણિકો અને તે સાધુઓ મહાન્ પાતકી છે. આજ પ્રમાણે ક્ષત્રિયો પણ જો પોતાનાં શસ્ત્રોથી દેશરક્ષા કરવાનો પોતાનો ધર્મ ભૂલી જઇ પશુ–પક્ષિઓનો સંહાર કરવામાં મચ્યા રહે, તો તેઓ પણ બરાબર પાતકી છે, એમાં લગારે ખોટું નથી.

હરિણોથી ખેતીવાડીની ખરાબી થતી માનીને તેઓના ઘાતકી બનવું, એ સમજ વગરનું કામ છે. યાદ રાખવું જોઇએ કે જે વખતે જંગલોમાં હરિણ વગેરે અનેક જાતિનાં પશુઓનાં ટોળેટોળાં વિહરતાં હતાં, તે વખતે શું ખેતીવાડીઓ ખરાબ થઇ જતી હતી ? તે સમયે અનાજ શું પાકતું નહોતું ? તે વખતની પ્રજા અન્ન ન પાકવાને લીધે પેટભર ભોજન શું મેળવી શકતી નહોતી ? **ભારતવર્ષ**માં એવા અનેક રાજાઓ થઇ ગયા છે કે જેઓએ પોતાના રાજ્યમાં કોઇ પણ પ્રાણીનો વધ નહિ કરવાનો ઑર્ડર બહાર પાડયો હતો, ત્યારે શું તેઓના સમયમાં ખેડુતો પોતાની ખેતીમાં નિષ્ફળ નિવડતા હતા ? નહિ, કદાપિ નહિ; સર્વત્ર અહિંસાનું સામ્રાજ્ય સ્થાપન કરવામાં આવે, તો એથી, દેશ જેવો સમૃદ્ધ બને છે, તેવોજ દરિદ્ર, હિંસાનો પ્રચાર થવાથી બને છે.

ખેતરોમાં મોઢું ઘાલનારાં હરિણો અને એવાં બીજાં પ્રાણીઓનું પણ પુણ્ય હોય છે, એ મગજમાં રાખવા જેવી હકીકત છે. તેઓનું પુણ્ય ભેગું મળવાથી ખેડુતોની ખેતી વિશેષ ફળે છે. ખેતરોમાં તેઓનાં મોઢાં પડવાથી ખેતરો ઉજડ થઇ જાય, એ ભયથી તેઓને હણી નાંખવાં, એ અમાનુષીય અને બુદ્ધિરહિત કર્મ છે.

નિશાનબાજ થવા માટે શિકાર કરવાની જરૂર સમજાતી હોય ...કાર કર્યા વગર અર્થાત્ જીવવધ કર્યા વગર પણ નિશાનબાજ થઇ ...ે છે. કોઇ પણ નિર્જીવ વસ્તુને કોઇ સ્થાન પર સ્થાપિત કરીને તેનું

નિશાન તાકવામાં આવે, તો નિશાનબાજ થવાનો અભ્યાસ સારી રીતે કરી શકાય છે. આવી રીતના અભ્યાસથી ફળસિદ્ધિ મેળવવા ઉપરાંત જીવવધના પાતકથી દૂર રહેવાય છે. અતએવ પ્રાચીન ક્ષત્રિય સત્પુરૂષો એવાજ અભ્યાસથી નિશાનબાજ થતા હતા. પરંતુ દુઃખની વાત છે કે તે રિવાજ ભૂલાઇ ગયો અને જીવના જોખમે પ્રાણિવધ કરવામાં ક્ષત્રિઓ શોખી થતા ગયા.

રાજા-મહારાજાઓ પ્રજાના રક્ષક કહેવાય છે, આમ છતાં તેઓ જાનવરોનો શિકાર કરવામાં મચ્યા રહે છે; તો એ ઉચિત લેખાય ખરૂં ? શું મનુષ્યોની માફક પશુઓ રાજાની પ્રજા નથી ? મનુષ્યોને પ્રજાતરીકે રક્ષણ કરનાર રાજાઓએ પશુઓને પ્રજા તરીકે ગણી તેઓનું રક્ષણ શું કરવું જોઇતું નથી ? જે શિકારને **સંસ્કૃત** વાણીમાં **પાપર્દ્ધિ** કહેવામાં આવે છે, તે પાપની સમૃદ્ધિરૂપ શિકારને રાજાઓ, ક્ષત્રિયો કે કોઇ પણ મનુષ્ય માન આપી શકે ખરો ?

ક્ષત્રિયોની મહત્તા યા ઉદારતા ત્યાં સુધી સાંભળીએ છીએ કે તેઓ-ને કોઇ દુશ્મનની સાથેની લડાઇમાં ઘણુંજ નુકસાન વેઠવું પડયું હોય, અને તેઓના મનમાં એમ થઇ આવ્યું હોય કે 'દુશ્મન જો હાથમાં આવે તો તેના ટુકડા કરી નાંખું' તો પણ પેલો દુશ્મન જો મોઢામાં ઘાસ લઇને આવે, તો તેઓ તેને માફી બક્ષીને છોડી દે છે" જેઓને માટે આવી ઉદારતા ગવાય છે, એવા ક્ષત્રિયો—રાજાઓ, હમેશાં મોઢા-માં ઘાસ રાખનારા, નિરપરાધી, કૃપાપાત્ર એવા પશુઓ ઉપર ગોળી ચલાવે, એઓને કતલ કરવામાં શોખ માને, એ કેવું ઘોર આશ્ચર્ય ?

દરેક વિચારક સમજી શકે છે કે બીજાનો પ્રાણ લેવાને કોઇને હક્ક છે ખરો ? પારકી વસ્તુ વગર પૂછયે ઉઠાવવાનો જ્યારે હક્ક નથી અને એથી વગર પૂછયે પારકી વસ્તુ ઉઠાવનાર ગુન્હેગાર ઠરે છે, તો પછી બીજાના પ્રાણો લેવાનો કોઇને હક્ક નહિ હોવા છતાં પશુઓનો શિકાર કરવો, એ કેવો ભયંકર ગુન્હો ? જે મનુષ્ય એમ સમજે છે કે–' મને કોઇના પ્રહારથી જેવું દુઃખ થાય છે, તેવું દુઃખ મારા પ્રહારથી બીજાને પણ અવશ્ય થવુંજ જોઇએ અને થાયજ છે' તે મનુષ્ય કોઇના ઉપર આઘાત કરવાનું પસંદ કરે ખરો ?. પોતાના પ્રાણો માટે પ્રાણી પોતાનું સર્વસ્વ

મૂકી દે છે, તે પ્રાણો પ્રાણીને કેવા પ્યારા હશે ? એવો વિચાર શિકારીના મનમાં આવે, તો તે શિકાર કરે ખરો ?. પ્રાણી રાજ્યપ્રદાનને નહિ ચાહીને પ્રાણદાનને ચાહે છે, એ ખુલ્લી વાત છે. આ ઉઘાડી બાબતને પણ સમજવામાં ન આવે, તો તેવાઓને દયાના મંદિરમાં પહોંચાડવાને બીજો કોઇ રસ્તો છે ખરો ?.

ચોરી અને પરસ્ત્રીરમણ એ છેલ્લાં બે દુર્વ્યસનોના સમ્બન્ધમાં આગળ ત્રીજા પ્રકરણમાં જોઇશું.

આ સાત દુર્વ્યસનો સિવાય બીજાં પણ અનેક દુર્વ્યસનો ફેલાયલાં જોઇએ છીએ. જેવાં કે–તમાકુ, અફીણ વગેરે. આ વ્યસનોથી શારીરિક સ્થિતિ બગડવાની સાથે આર્થિક સ્થિતિએ પણ અધઃપાત થવાનું પરિણામ આવે છે.

**તમાકુ** વાપરનાર મનુષ્ય તમાકુમાં એટલો અંધ બની રહે છે કે તે પોતાના શરીરે ઉધરસ, શ્વાસ, છાતીનો દુખાવો વગેરે ઉભા થતા રોગોને ખ્યાલમાં લઇ શકતો નથી. આ કેટલી બધી અજ્ઞાનતા ! જે તમાકુ બલનો ક્ષય કરનાર છે, છાતીમાં ચાંદુ પાડનાર છે અને પરિણામે દાહજ્વરને ઉત્પન્ન કરનાર છે, તે તમાકુ ખવાય, સુંઘાય કે પીવાય જ કેમ ?. તમાકુ ખાનાર, પીનાર અને સુંઘનાર એવા ગંદા રહે છે કે કોઇ સારી સભામાં બેસતાં તેમને પોતાનેજ લજ્જા ઉદ્‌ભવે છે. જે તમાકુનાં પત્રોને પશુઓ પણ સુંઘતા નથી, તે તમાકુને બુદ્ધિમાં આગળ વધેલા કહેવાતા મનુષ્યો ખાય, એ તો ભારે અફસોસનો વિષય છે. એક મજૂર કે જેનાં બાયડી–છોકરાં ભૂખે મરતાં હોય, તે પણ રોટલાની પરવા નહિ કરીને તમાકુમાં પોતાની મજૂરીમાં મળેલા પૈસા હોમે છે. આવા કંગાલ મનુષ્યને પણ રોજના બે ત્રણ પૈસા, મહીને રૂપીયો સવા રૂપીયો અને વર્ષ દહાડે લગભગ પંદર રૂપીયા તમાકુમાં હોમવા પડે છે. આ દૃષ્ટિએ જોઇએ તો વર્ષ દહાડે ભારતવર્ષમાંથી ૧૦ કરોડ રૂપીયા તમાકુમાં બરબાદ થાય છે. તમાકુ પીનાર એક માણસનો પ્રતિદિન એકજ પાઇનો ખર્ચ માનીએ તો પણ તેને મહીને દશ પૈસા અને વર્ષે બે રૂપીયા તમાકુમાં નાંખવા પડે છે. અને એ દૃષ્ટિએ સમગ્ર ભારતવર્ષમાંથી પ્રતિવર્ષ આઠ કરોડ રૂપીયા તમાકુમાં

ખર્ચાય છે. કહો ! આવી કંગાલ અવસ્થામાં પણ **ભારતવર્ષની** પ્રજા દુર્વ્યસનો તરફ કેટલી ઝુકી રહી છે ? **હિંદી** સરકારને પણ તમાકુ પાછળના કરમાં લાખો રૂપીયાની પેદાશ થાય છે. એ ઉપરથી પણ સમજી શકાય છે કે ભારતવર્ષનો જનવર્ગ તમાકુમાં કેટલો મસ્ત થઇ પડયો છે.

**અફીણને** માટે પણ ઓછા દુઃખની વાત નથી. અફીણ વસ્તુતઃ **અહિફેન** ( સર્પનું ફેણ ) છે. શબ્દથીજ તે ઝેરીલી વસ્તુ હોવી સમજવા છતાં તેનો આદર કરવો, એ ખરેખર આશ્ચર્યનો વિષય છે. અફીણથી ગાત્ર શિથિલ થતું, માંસ સુકાઇ જતું અને મગજ ક્ષીણ થતું પ્રત્યક્ષ અનુભવાય છે. ઘણાઓ મિઠાઇની લાલચથી અફીણમાં ઝંપલાય છે, પરન્તુ પાછળથી એઓને એટલો પશ્ચાત્તાપ થાય છે કે એઓ પોતાની જાતને દુર્ગતિમાં સપડાયલી સમજે છે. આમ છતાં પણ વ્યસન મજબૂત બંધાઇ ગયા પછી માણસો તે વ્યસનથી છૂટવા સમર્થ થઇ શકતા નથી. અવ્વલ તો તેવા દુર્વ્યસનિઓની સંગતજ કરવી જોઇએ નહિં. જિન્દગીને ખરાબ કરવામાં મુખ્યતયા કોઇનો હાથ હોય, તો તે દુર્વ્યસનિઓની સંગતિજ છે.

કેટલાક ગરાસીઆ, રજપૂતો જે ફીકા અને બળહીન જોવામાં આવે છે, તેનું કારણ તેઓનું અફીણનું દુર્વ્યસન છે. અફીણની લતથી ઘણાઓ પોતાનું સર્વસ્વ ગુમાવી બેઠેલા જોઇએ છીએ. કેટલાકો શરૂઆતમાં થોડું થોડું અફીણ હોંશથી ખાવા લાગે છે, અને તે વખતે તેઓને તેનું ભાવિ ખરાબ પરિણામ ખ્યાલમાં આવતું નથી, પરન્તુ પાછળથો તેઓની તે વ્યસનના પરિણામે જે દુર્દશા થાય છે, એ અત્યન્ત શોચનીય અને દુઃખપૂર્ણ હોય છે.

**स्वचरित्रविशदीकाराय गुणग्राहकीभावितव्यम्—**

**करोषि दृष्टिं न गुणे परस्य दोषान् ग्रहीतुं तु सदाऽसि सज्जः ।**
**युक्तं न ते शूकरवत् पुरीषे परस्य दोषे रमणं विधातुम् ॥ ८५ ॥**

( 85 )

Wthout appreciating the virtues of others, you

are always ready to find fault with them. You take delight in the faults of others just as a hog does in filth, but such a course of life is not commendable.

Cf. Base calumny by working underground,
Can secretly the greatest merit wound.

*—Bible Proverbs.*

Whose edge is sharper then the sword whose tongue outvenoms all the worms of Nile,

*—Shakespeare.*

**ગુણગ્રાહી થવું—**

" હે સજ્જન ! બીજાના ગુણમાં તારી નજર પડતી નથી અને બીજાના દોષો જોવામાં તો તું હમેશાં તૈયાર થયેલો રહે છે; પરન્તુ બીજાનાં દોષોમાં રમણ કરવું, એ ભુંડનું વિષ્ટામાં રમવું, એની બરાબર છે. એથી એ દુષ્ટ સ્વભાવનો ત્યાગ કરવો યુક્ત છે. "—૮૫

**गुणग्राहकीभावं पोषयति—**

**दोषानुबद्धः सकलोऽपि लोको निर्दूषणस्त्वस्ति स वीतरागः ।**
**न किं पुनः पश्यसि दह्यमानमहो ! स्वयोरेव पदोरधस्तात् ॥८६॥**

( 86 )

Oh, man ! every human being is full of vices; only the Passionless One is faultless. Do not be blind to what is burning under your own feet.

Cf. And why beholdeth thou the mote that is in thy brother's eye, but considereth not the beam that is in thine own eye ?

*Bible.*

**પ્રસ્તુત વિષયનું પોષણ—**

" મહાશય ! તમામ લોકો કોઇ ને કોઇ દોષથી ઘેરાયલા છે. સર્વથા દોષરહિત-પરમવિશુદ્ધ તો એક પરમાત્મા વીતરાગ દેવજ છે. અને વળી બીજાના દોષો જોવામાં જે તું તલપાપડ થઇ રહે છે, તો તારાજ પગની નીચે બળતું કેમ જોતો નથી ? "—૮૬

**विकल्पजालमपहाय स्थिरीभवितव्यम्—**

**वृथाऽन्यचिन्तां कथमातनोषि ? वृथाऽन्यकार्ये किमुपस्थितः स्याः ? ।**
**किं धूमपुञ्जं यतसे ग्रहीतुं विस्तारयन् चेतसि दुर्विकल्पान् ॥८७॥**

( 87 )

Why do you fruitlessly trouble yourself with the thoughts of others ? why do you uselessly interfere with matters which do not concern you ? To fully indulge in wicked thoughts is to accumulate volumes of smoke.

Cf. By anger,fear, aud avarice deluded,
Men do not strive to understand themselves,
Nor ever gain self-khowledge. One is proud
Of rank and plumes himself upon his birth,
Contemning those of low degree; another
Boasts of his riches, and disdains the poor;
Another wants his learning, and despising
Men of less wisdom, calls them fools; a fourth
Piquing himself upon his rectifude,
Is quick to censure other people's faults.
But when the high and low, the rich and poor,
The wise and foolish, worthy and unworthy,
Are borne to their last resting place-the grave.

When all their troubles end in that last sleep
And of their earthly bodies nought remains
But fleshless skeletons–can living men
Mark difference between them or perceive
Distinctions in that dust of birth or from ?
Since all are, therefore levelled by the grave
And all must sleep to gether in the earth
Why, foolish mortals, do ye worng each other ?

—" *Mahabharata.*"

We live in deeds, not years; in thoughts, not breaths;
In feelings, not in figures on a dial.
We should count time by the heart throbs. He most lives
Who thinks most, feels the noblest, acts the best.

—*P. J. Bailey.*

**વિકલ્પજાળ છોડીને સ્થિર થવું—**

" હે મહાભાગ ! વ્યર્થ શા માટે પારકાની ચિન્તાને હૃદયમાં સ્થાન આપે છે ? વ્યર્થ શા માટે પારકાના કામમાં ડાહ્યો થવા જાય છે ? અને વ્યર્થ શા માટે હૃદયમાં નાના પ્રકારના અસંબદ્ધ વિકલ્પોની જાળને ફેલાવતો છતો, ધુમાડાના બાંચકા ભરવા જેવું કરે છે ? "—૮૭

दुर्वर्त्तनं हातुमुपदिशति—

**बिभेषि दुःखाद् यदि साधुबुद्धे ! दुःखानुकूलां त्यज दुष्प्रवृत्तिम् ।**
**नेष्टो वियोगः सुखसम्पदश्चेत् चरित्रमापादय तर्हि शुद्धम् ॥८८॥**

( 88 )

Oh, well behaved one, if you fear calamities andon evil tendency which brings on them, if you n not bear the lo-s of wealth and happiness, then y to live a pure life.

**Notes:**—The author gives an instructive picture of vicissitudes of times and circumstances in order to evoke feelings of noble and high steadiness in the reader, so as to prepare him for self-realization as laid down further on. The essential form of conduct ( chăritra ) mainly depends upon the nature of the inner life so the differences in the purity of life could be easily and reasonably accounted for. Some people lead a very highly elevated and moral life while others lack noble emotions, lofty sentiments, spiritual righteousness and strength. This is done in proportion in which the spiritual powers are developed. The genuine root of all these differences lies in the strengh of religious belief-the main pivot on which the wheel of life turns. To solidify the spiritual belief the knowledge of the relation of the soul with the universe is the first essential, whereby a man could clearly see the relation of the soul with the non-soul. i. e. according to the Jain theory, the relation between the soul and the five other substances. The study of the substances together with nine principles enables one to clearly understand the evanescence of this world, the inexorable working of the karmic law, the vicissitudes of time and fortune, the supreme excellence of the inner self, the utility of religion etc;. With this study he advances in the purity of heart, compassion, charity, self restraint, truth, high mindedness, quietude etc;. He leaves off his vices as covetousness, false belief, anger, lust, etc;. the chief source of his sensual pleasures and pains which entrap him in the meshes of karma. His actions based on the altruistic principles to pro-

ceed from genuine sympathy for the distressed and his attitude of indifference to the wicked are in the natural course of things. Thus illumined he with the renunciation of love and harted in toto fixes his mind in the contemplation on the pure Atman. By removal of unsteadiness and by the eradication of mental disturbances and by the giving up of all good and bad throughts and having established himself in the calm and undisturbed meditation he attains liberation. ( moksha )

Cf. Blessed are the pure in heart; for they shall see God.

—*Bible St. Matthew.*

If we have not the good things of the world,
we are distressed;
And if we possess them, we fetter our feet
through our love for them.

—*Sadi Gulistan.*

**ખરાબ વર્ત્તનથી દૂર રહેવું—**

" હે સુબુદ્ધે ! જો તું દુઃખથી ખરેખરી રીતે ડરતો હોય, તો દુઃખને ઉપજાવનારાં ખરાબ વર્તનોનો ત્યાગ કર. યદિ સુખસંપત્તિનો વિયોગ તને પૂર્ણ અનિષ્ટ હોય–ખાસ હૃદયથી અનિષ્ટ હોય, તો તારા વર્ત્તનને સુધાર. "—૮૮

**વ્યાખ્યા.**

ચારિત્રને સુધારવા માટે પહેલું પગથિયું **નીતિ** છે. નીતિમાંથીજ સર્વ ગુણોનો પ્રાદુર્ભાવ થાય છે. જ્યાં નીતિ નથી, ત્યાં ચારિત્ર નથી–ત્યાં ધર્મ નથી. એ નીતિનોજ પ્રતાપ છે કે પૂર્વકાળમાં **ભારત**વર્ષની અવસ્થા સર્વ દેશોને અંજાવી નાંખે તેવી સમૃદ્ધિશાલિની હતી. **ગ્રીસ** દેશનો બાદશાહ **સિકંદર** જ્યારે હિન્દુસ્તાનમાં આવ્યો, ત્યારે તે વખતની ભારતવર્ષની નીતિ અને પરોપકારવૃત્તિ જોઇને તેનું હૃદય આશ્ચર્યમાં ગરકાવ

થઇ ગયું હતું. નીતિનાજ પ્રભાવથી પ્રાચીન ભારતવર્ષના લોકો એટલા બધા નિર્ભય રહેતા હતા કે તેઓને પોતાનાં ઘરો કે હવેલીયોને ખુલ્લી રાખતાં લૂટાઇ જવાની શંકા ન્હોતી ઉપજતી. આ શું એ નથી બતાવી આપતું કે તે વખતની પ્રજામાં નીતિનો પ્રચાર એટલો બધો હતો કે લોકો એક બીજાને ઠગવામાં મહાપાપ સમજતા હતા, અસત્ય બોલવામાં અધર્મ માનતા હતા, અને બીજાની લાગણીને દુખાવવી, એ પરમાત્માને અપમાન કર્યા જેટલો ગુનોહ છે, એવા નિશ્ચય ઉપર મક્કમ હતા. આવી રીતે નીતિના શિખર ઉપર ચઢેલો દેશ કેમ સમૃદ્ધ ન હોય? કેમ સર્વોપરિ ન હોય?

એક સમય એ હતો કે ભારતવર્ષમાં કંગાલ મનુષ્યો પણ ઘી, દૂધ વગેરે ઉંચા પદાર્થોનો યથેષ્ટ ભોગ કરી શકતા હતા. આનું કારણ શું? એજ કે તે સમયમાં તે ચીજો બહુ સસ્તી મળતી હતી. દૂર ક્યાં જઇએ. **અકબર** બાદશાહનાજ સમયમાં એક સામાન્ય મજૂર માણસ પણ ૭ આનામાં એક મહીનો ગુજારી શકતો હતો, જ્યારે અત્યારે પ્રજાને કેટલી હાડમારી વેઠવી પડે છે? આ બધાનું કારણ એજ છે કે આપણે આપણો ધર્મ ભૂલી ગયા છીએ, આપણી હૃદયવૃત્તિમાં નીતિ ખાંડી ખાંડીને જે ભરેલી રહેવી જોઇએ, તેને બદલે આપણું હૃદય અનીતિની અંધારી કોટડીમાં ગોંધાઇ ગયું છે. પરંતુ યાદ રાખવું જોઇએ કે અનીતિના માર્ગે મેળવેલી લક્ષ્મી કોઇની પણ સ્થાયી રહેતી નથી અને અનીતિવાળો આખરે પડયા વગર રહેતો નથી. એક ગુજરાતી કવિ કહે છે કે—

---

* કેવલ ૭ આનાથી એક મહીનો શી રીતે ગુજરતો હશે, તે નીચેના હિસાબથી સમજાશે—

| | શેર. | કિં. |
|---|---|---|
| ભાખરીનો આટો | ૨૫ | ૦–૩–૦ |
| દાળ | ૫ | ૦–૦–૭।। |
| ઘી | ૧ | ૦–૧–૦ |
| મીઠું | | ૦–૦–૨।। |
| પરચુરણ | | ૦–૧–૨ |
| | | ૦–૬–૦ |

" શાહી છે કે રોશનાઇ છે, કહો કવીશ્વર ! એમાં ?
ભાઇ સુણો ! વસ્તુ બંને છે તમે કહું તેમાં;
નીતિસહિત જે સપૂત લખે તે રોશનાઇ અજવાળું,
કરે કપૂત શાહી ભુંશી ધોળા ઉપર કાળું. "

चरित्रशुद्धौ धैर्यं कारणमिति तदुपदिशति—

सुखं च दुःखं च शरीरिपृष्ठे लग्ने सदा कर्मविचित्रतातः ।
मत्तो न तु स्यात् सुखसम्प्रयोगे न व्याकुलः स्याच्च विपत्प्रयोगे॥८९॥

निशाविरामे दिनमभ्युदेति दिने समाप्ते च निशोपयाति ।
तथैव विश्वे सुख–दुःखचक्रं ज्ञात्वा सुधीः स्याद् न कदाप्यधीरः ॥९०॥

उदेति रक्तोऽस्तमुपैति रक्तः सहस्रभानुर्विदितो यथैषः ।
तथा महान्तोऽपि महोदयत्वे विपत्प्रसंगे पुनरेकरूपाः ॥ ९१ ॥

स्वर्णं यथा शुध्यति वह्नितापाद् विपत्प्रसंगेऽपि तथा महात्मा ।
विपत्प्रसंगः खलु सत्त्वहेम्नः परीक्षणे स्यात् कषपट्टिकेव ॥ ९२ ॥

( 89 )

Happiness and misery always pursue human beings owing to various kinds of actions ( karmas ). So one should not be infatuated with pride at the attainment of prosperity; nor should his mind be agitated at the approach of calamity.

( 90 )

When the night ceases, the day breaks and when the day closes, night falls; in the same way a wise

man knowing (the revolutionary turns of) the wheel of happiness and misery in this world, should never lose his mental balance that happiness and misery alternate.

( 91 )

The sun is red when it rises and also when it sets; similarly the great men are and remain the same in glorious prosperity and overwhelming calamity.

( 92 )

As gold attains purity in fire so also the high souled one in calamity. Truly the time of calamity is a touch stone for the golden character.

**ધૈર્ય—**

" હમેશાં પ્રાણીની પાછવાડે સુખ અને દુઃખ લાગેલાં છે. આનું કારણ કર્મની વિચિત્રતા છે. પરન્તુ ડાહ્યા મનુષ્યનું કામ એ છે કે સુખના અનુભવ વખતે ઉન્મત્ત થવું નહિ અને દુઃખ ભોગવવા વખતે ગભરાવું નહિ."—૮૯

" રાત્રિ વિરામ પામે છે, ત્યારે દિવસનો ઉદય થાય છે અને દિવસ પૂરો થાય છે, ત્યારે રાત્રિ ઉપસ્થિત થાય છે; એટલે રાત-દિવસનું ચક્ર હમેશાં ચાલ્યા કરે છે; આજ પ્રમાણે સંસારમાં સુખ-દુઃખનું ચક્ર દરેકને માથે ફર્યાં કરે છે, એમ સમજી બુદ્ધિમાને સુખ કે દુઃખના વખતમાં અધીરિયા ન બનવું. "—૯૦.

" આ સૂર્ય ઉદય વખતે લાલ હોય છે અને અસ્ત પામવાની વખતે પણ લાલ હોય છે, એવી રીતે મહાપુરૂષો પણ ઉન્નત દશામાં અને વિપત્તિ અવસ્થામાં એકપ્રકૃતિવાળાજ હોય છે. "—૯૧.

" જેવી રીતે અગ્નિના તાપથી સોનું શુદ્ધ થાય છે, તેવી રીતે

મહાપુરૂષ પણ વિપત્તિના પ્રસંગમાં વધુ ઉજ્જ્વલ થાય છે. વિપત્તિનો પ્રસંગ ખરેખર મનુષ્યોના સત્ત્વરૂપ સુવર્ણને પારખવામાં કસોટીના જેવો છે. "—૯૨.

**विपत्तिप्राप्तावपि शान्तिरेव धारणीया—**

**प्राप्ता विपत्तिर्नियमेन भोग्या दुर्ध्यानतो नैव निवार्यते सा ।**
**एवं च शान्त्या विपदं सहेत दुर्ध्यानतः प्रत्युत कर्मबन्धः ॥ ९३ ॥**

( 93 )

One should patiently bear the adversity that befalls one. It can not be warded off by any kind of evil reflections. Thus one should suffer calamity with patience. The evil thoughts on the contrary would generate Karmas ( energies ).

**Notes**—One should not indulge in grief ( Arta-Dhyana ) at the loss of dearly cherished objects or at the visitations of direful calamities. It generates evil Karmic energies and causes births into lower grades of life. So such reflections ought to be discarded. He must wait and work honestly and sincerely to avert the tide of his fortune as it is said " all things come round to him who will but wait and 'Be patient if thou wouldst thy ends accomplish'."

**વિપત્તિના સમયે પણ શાન્તિ પકડી રાખવી—**

" પ્રાપ્ત થયેલી વિપત્તિ અવશ્ય ભોગવવી પડે છે. તે વિપત્તિ ધ્યાન કરવાથી નિવારણ કરી શકાતી નથી. નિદાન, આપદાને શાન્તિથી હન કરવી જોઇએ. ખરાબ ધ્યાન કરવાથી ઉલટાં વધારે કર્મ બંધાય . "—૯૩.

व्यर्थव्यापारीभावे खेदो न कार्यः—

किं भोः ! प्रयासादपि वाञ्छितार्थाऽसिद्धे भृशं ताम्यसि रोदिषि त्वम् ?।
किं साम्प्रतं स्याद् रुदितेन ?, पूर्वं पापप्रवृत्तौ न विचारितं किम्?॥९४॥

( 94 )

Oh, good man ! why do you cry bitterly and feel excessive pain, when you fail to achieve your desired objects, though you strove hard for it ? Of what avail are your lamentations ? Why did you not think twice before you set yourself to commit sinful deeds ?

cf. Great results can not be achieved at once and we must be satisfied to advance in life step by step. De Maistry says that " To know how to wait is the great secret of success " We must sow before we can reap and often have to wait long, content meanwhile to look patiently forward in hope; the fruit best worth waiting for often ripening the slowest, " But time and patience, " says the Eastern proverb, " change the Mulberry leaf to Satin "

—*Smiles.*

ઉદ્યમ નિષ્ફળ થયેથી ખેદ ન કરવો—

" હે મહાભાગ ! પ્રયાસ કરવા છતાં ઇષ્ટ અર્થની સિદ્ધિ નહિ થવાને લીધે શા માટે તું બહુ ખેદ પામે છે ? અથવા રોવા મંડી પડે છે ? કારણ કે હવે રોવાથી શું વળવાનું છે ? ખરી વાત તો એ છે કે પૂર્વ કાલમાં ( પૂર્વ જન્મમાં ) પાપ કરતી વખતે વિચાર કેમ ન કર્યો ?"

उच्चदृष्टिं विकासयति—

अध्यात्मविद्यारमणैकलीनाः स्वरूपलाभाय सदा यतन्ते ।
स्वरूपलाभे सति नास्ति किञ्चित् प्राप्तव्यमित्यात्ममुखः सदा स्यात् ॥९५॥

( 95 )

Those who are engrossed in the science of self always strive for self-realisation. self-realisation leaves nothing to be attained. ( on this earth ) A man should work with a view to attain self-realisation i. e. he must have spiritual preparedness.

**Notes**:—Spiritual preparedness ( Atmanmukhatā ) signifies the stage when true knowledge of the true principles ( Tattvas ) begins to dawn upon the aspirant after freedom. He then clearly understands the self and the not-self. This is done when the Karmic knot is cut off by the attainment of the power of knowing the comprehensibles, ( Vedya samvedya Pada ) His wavering beliefs, scepticism and doubts are removed. Up to this time he identified himself with his body and acted in conformity with the character assumed but now he becomes conscious of his true nature. ( Svabhāva. ) when his senses being with-drawn from worldly objects abide in their mere nature with the cessation of their activities as to their respective objects. Thus, with the removal of love and hatred, his Karmic dirt is washed off and he progresses rapidly towards self-realisation. the state in which the soul becomes immersed in the Nirvikalpa Samādhi ( calm and undisturbed unity

with the self ). It is therefore said, that there remains nothing for him to attain, i. e. the happiness which he derives in the realization of the real nature of the pure self, is incomparably superior to worldly happiness. The processes of samvara ( stopping the fresh influx of karmas ) and Nirjara, ( Eradication of the karmas accumulated in the past and the present. ) are to be necessarily resorted to reach the final goal. ( Self-realization-Svarupalabha. )

ઉચ્ચ દૃષ્ટિ ઉપર પ્રકાશ—

" અધ્યાત્મવિદ્યાના રમણમાં એકલીન થયેલા મહાત્માઓ હમેશાં આત્મસ્વરૂપના લાભ માટે પ્રયત્ન કરે છે; કારણ કે સ્વરૂપનો લાભ થયેથી કંઇ પ્રાપ્ત કરવાનું બાકી રહેતું નથી; એજ માટે દરેક બુદ્ધિમાનને આત્મસ્વરૂપના અભિમુખ થવાની જરૂર છે. "—૯૫

मूर्ख आत्माभिमुखो न भवतीत्याह—

अयं जनो मातृमुखः शिशुत्वे तारुण्यकाले तरुणीमुखश्च ।
जराऽऽगमे पुत्रमुखः पुनः स्याद् मूर्खः कदाप्यात्ममुखस्तु न स्यात्॥९६

आदौ भवेच्छूकरवत् पुरीषे ततः पुनर्मन्मथगर्दभः स्यात् ।
जरद्गवः स्यात् जरसः प्रहारे पुमान् पुनर्नैव पुमान् कदापि ॥९७॥

( 96 )

This human being has a leaning towards his mother in his infancy; towards his young wife in his youth; towords his sons again in old age; a fool as he is he has never any leaning towards self.

( 97 )

This human being ( in infancy ) is rolling in

filth like a ball, after then (in youth) he is swayed by passions like an ass. He resembles an old ox when overtaken by old age but he never acts like a true man in his whole life, (he never tries to realise his own self.)

**Notes: V. 96. 97.**

The author, in these two verses, pictures the worldly prospects, which, one devoid of Spiritual Light hankers after. He looks upon his family relations as his own, though they are illusive, momentary and perishable. He takes a great delight in sensual pleasures and enjoyments, thinking them to be true happiness. He thinks of birth, old age and death as belonging to the soul, though they really belong to the body. He thinks, he is a Jain, a Baudha, a Christian, a king; a potentate, a millionare, a teacher, a pupil, etc; According to the practical view these ideas are correct but when judged from the nouminal view, they are not so. The higher wisdom clearly points out that the past enjoyments and pleasures have brought no true felicity. Not withstanding this, the man with false belief, (Mithyatva) indulges in new hopes which are strongly powerful and delusive.

**મૂઢદૃષ્ટિવાળો આત્માભિમુખ થતો નથી—**

" મનુષ્ય, પ્રથમ બાલ અવસ્થામાં માતાની તરફ મુખવાળો હોય યૌવન અવસ્થા આવે ત્યારે, સ્ત્રી તરફ મોઢું કરીને રહે છે અને વૃદ્ધાવસ્થામાં છોકરાનો આશ્રય લે છે, પરન્તુ તે મૂઢદૃષ્ટિવાળો આત્માની સમ્મુખ તો કદાપિ થતો નથી. "—૯૬

"આ મનુષ્ય પ્રથમ તો (બાલ અવસ્થામાં) અશુચિમાં ભૂંડની માફક આળોટતો રહે છે, ત્યાર બાદ યૌવન અવસ્થા પ્રાપ્ત થાય છે, ત્યારે કામક્રીડામાં ગધેડા જેવો બને છે અને જ્યારે વૃદ્ધ થાય છે, ત્યારે બૂઢા બળદ જેવો બને છે; પરન્તુ અફ્સોસ છે કે–આખી જિન્દગીમાં પુરૂષ, **પુરૂષ** બનતો નથી–પુરૂષત્વને યોગ્ય કાર્યો કરતો નથી–આત્મિક પુરૂષાર્થ ફોરવતો નથી."—૯૭

**पूर्वोक्तामज्ञानप्रवृत्तिं प्रति परिदेवनं व्यञ्जयन् बोधयति—**

**लाभार्थमाध्यात्मिकजीवनस्य देवा अपीच्छन्ति नृजन्म लब्धुम्।**
**तदेव किं त्वं मलिनीकरोषि प्रमादपङ्के हृदि चेत किञ्चित् ॥९८॥**

( 98 )

Even gods long for human life in order to secure bliss, then why do you defile the same with the mud of negligence. Think over this matter even a little in your mind. (Think over the invaluableness of life.)

Human life is even more valuable than super-human life and rightly so. The life of god is of course meant for the enjoyment of the fruit of good actions done during human life; but that state is not a lasting one; no sooner is the stock of the accumulated merit is exhausted than does the being fall from heaven. Thus the life in heaven is liable to come to an end; but what is to be sought is not such temporary happiness but the everlasting inward bliss. The Svarga may be attained as the result of good deeds but it does not bring about the total annihilation of Karma which is as it were the condition precedent to Moksha so long as the root-

cause of the Karmic energies is not obliterated, no one can be free from the cycle of birth and death. Svarga is said to afford happiness which far surpasses any in this world. If even that happiness is ephemeral, for, what else it is if it is sure to end sooner or later according to the amount of merit the being has accumulated. What can we say of the happiness in this mortal world of ours ?

The best kind of happiness that we can think of and that can be supposed to be achieved is in itself not permanent, at most it may last during the life-time of the individual. This point is proved by the above illustrations. Such being the nature of happiness we ought to see that our life is devoted to the attainment of real that is everlasting happiness. Svarga is the result of our action which can be performed only here. Hence it is that even gods long for human body, so that they may rightly utilise it and be free from the Karmic bondage.

**પૂર્વોક્ત અજ્ઞાનપ્રવૃત્તિ ઉપર ખેદ પ્રદર્શન—**

" આધ્યાત્મિક જીવન મેળવવાની ખાતર સ્વર્ગમાં રહેતા દેવતાઓ પણ મનુષ્યજન્મને પ્રાપ્ત કરવા ઇચ્છે છે. તો તેજ મનુષ્યજન્મને તું પ્રમાદરૂપ કાદવમાં કાં રગદોળે છે ? હૃદયમાં કંઇક વિચાર કર. "—૯૮

**नचे [illegible] तुं साक्षेपं स्मारयति—**

**जरा किं मरणं गतं किं रोगा हता: किं युवता स्थिरा किम् ।**
**किं सम्पदो वर्जितविप्रयोगा यन्निर्विशंको विषयानुषङ्गः ? ॥९९॥**

**Notes**—The author means to say that one should be vigilant in doing pious duties and good deeds without delay during the healthy state of his body, the undisturbed condition of his mind and the working capacity of senses. When old age approaches, weakness of the body, mind and senses will prove a drawback to practise austerity, to perform sacred ceremonies, to observe necessary vows, to apply the mind closely to the contemplation of Self, etc. So his indolence and negligence will drive him to enter into fresh bonds of Karma. Consequently one should not lose time and opportunity to follow religion.

**શરીરનું સામર્થ્ય રહેતે પુરૂષાર્થ સાધી લેવો—**

" જ્યાં સુધી ઇંદ્રિયો મજબૂત છે, મન દૃઢ છે અને શરીર સ્વસ્થ છે, ત્યાં સુધીમાં હે સજ્જન ! પુરૂષાર્થ સાધવા પ્રયત્ન કરી લે. નહિ તો આગળ ઉપર વૃદ્ધાવસ્થામાં તારાથી કંઇ બની શકશે નહિ. "—૧૦૦

**संसारनाटकमादर्शयति—**

**कर्मोद्भवं नाटकमेतदस्ति क्षणाद् विलीनं शरदभ्रवत् स्यात् ।**
**स्फुटेऽप्यहो ! पुद्गलवैसदृश्ये मोहं कथं नोज्झसि बालबुद्धे ! ॥१०१॥**

**उपस्थिते कर्मणि दुर्विपाके राज्यादि सर्वं विलयं प्रयाति ।**
**क्षुत्क्षामकुक्षिप्रतिपूरणार्थं गृहे गृहे भिक्षितुमप्युपेयात् ॥१०२॥**

( 101 )

The whole phenomenal world is a drama acted by Karma. It will vanish in a moment like a cloud in the autumn. Oh, man ignorant like a

child ! it is wonderful that you do not cast off your infatuation by looking in the dissimilar manifestation of matter.

( 102 )

When Karma is ripe for painful consequences all things including kingdoms perish ( it reaches such a climax ). One perchance ( subject to this condition ) has to beg from door to door to fill this belly emaciated with hunger.

**Notes:**—The author describes the fleeting condition and vanity of this world. There is nothing permanent and substantial in this world on which reliance could be firmly placed. Our dreams and fallacies, our desires and fancies are the best evidence. Common and personal distinctions embodying powers, wealth, authority and wisdom, etc., vanish in a short time. This delusive, enchanting and stupefying scene is due to the unceasing work of the Karmic energy. All social enjoyments, pains and miseries originate from the ripening fruition of Karma. Attachment and aversion work up the bondage of Karma. So one desirous of absolute freedom or true happiness must try to abandon them and to apply himself to the contemplation of the Pure Self. If his object is the enjoyment of fruits with pleasure, he must do good to the society in all ways possible and if he commits sinful deeds he would be liable to miseries and pains. Of course his action with the desire of fruit would extend his transmigratory cycle. The

actions done with selfless love alone, are able to bless one with freedom from births and deaths. So knowing these results one should adopt the path most beneficial to his spiritual welfare.

Cf, VV. 101-102 Farewell to World.

I would be great, but that the sun doth still,
Level his rays against the rising hill;
I would be high, but see the proudest oak,
Most subject to the rending thunder-stroke:
I would be rich, but see men too unkind,
Dig in the bowels of the richest mine:
I would be wise, but that I often see,
The fox, suspected whilst the ass goes free:
I would be fair but see the fair and proud,
Like the bright sun, oft setting in a cloud;
I would be poor, but know the humble grass,
Still trampled on by each unworthy arts;
Rich, hated; wise, suspected; scorned if poor;
Great, feared, tempted; high, still envied more;
I have wished all; but I wish for neither;
Great, high, rich, wise nor fair; poor I'll be rather.

—*Sir Henry Wottan.*

**સંસારરૂપ નાટકની વિચિત્રતા—**

"આ બધું ચરાચર વિશ્વ, જે નવા નવા રંગમાં દેખાય છે, તે કર્મરૂપ નટનું નાટક છે. એ નાટક શરદ્‌ઋતુનાં વાદળાંની જેમ ક્ષણ ક્ષણમાં વિલય પામી જાય છે. આવી રીતે પુદ્દગલો ( જડ પદાર્થો ) નું પરિવર્ત્તન સાક્ષાત્ દેખાવા છતાં પણ હે બાલબુદ્ધે ! તું કેમ મોહને છોડતો નથી ? "—૧૦૧

" ભયંકરવિપાકવાળું કર્મ જ્યારે ઉદયમાં આવે છે, ત્યારે રાજ્ય વગેરે બધું હવામાં ઉડી જાય છે અને ત્યાં સુધી પરિણામ આવે છે કે ભૂખથી ઉંડા ઉતરી ગયેલા પેટને પૂરવા વાસ્તે ઘેર ઘેર ભીખ માંગવા ભટકવું પડે છે. "—૧૦૨

किमाधारं केवल-सत्सुखमित्याह—

कर्मस्थितिर्यावदपेयुषी न भवेदवश्यं सुखदुःखसत्त्वम् ।
दुःखप्रहाणेन सुखं प्रपित्सोरकर्मकीभावमृते न पन्था: ॥१०३॥

( 103 )

So long as Karmas are not destroyed, they are sure to produce happiness and misery; Consequently for one who ardently longs for (transcendental) bliss and complete cessation of miseries, there is no other path than to be without Karma.

**Notes**—The author strongly recommends the eradication of the Karmic energies the proper path for the attainment of the transcendent bliss. Even good and benevolent actions done with the desire of fruit forge golden chains of Karmic forces and serve only to prolong transmigration. Of course bad actions tend to produce iron bonds. After all both of these types are bonds. One is destined to reap the fruits or suffer the evil consequences of these actions, according to their nature, respectively. Consequently in order to attain complete cessation of miseries and sensual enjoyments, one must try to root out his Karmic energies.

**કેવળ શુદ્ધ સુખ ક્યારે મળે ?—**

"કર્મનાં આવરણો જ્યાં સુધી ખસ્યાં નથી, ત્યાં સુધી સુખ-દુઃખની જાળ બરાબર કાયમ રહેવાની. દુઃખના અત્યન્તનાશપૂર્વક શુદ્ધ સુખ મેળવવાની ઇચ્છા રાખનારને અકર્મક (કર્મના ફંદથી મુક્ત) થયા વગર એકે રસ્તો નથી." ૧૦૩

**प्राणिनां विचित्रस्थितिं निरूपयति—**

**दुःखान्यपाराण्यनुभूय यत्र शरीरभाजो जनिमाप्नुवन्ति ।**
**विलोक्य तत् स्थानकमेव भूयो हृष्यन्ति, हा ! दारुण एष कामः॥१०४॥**

( 104 )

The embodied beings, become extremely glad when they again look at the place from which they take birth, suffering incalculable misery, alas !! (sexual) passions are very (irresistibly) terrible.

**પ્રાણિઓની વિચિત્ર સ્થિતિ—**

"જે સ્થાનમાં રહી અપાર દુઃખો અનુભવીને મનુષ્યો જન્મ લે છે, તેજ સ્થાનને ફરી જ્યારે મનુષ્યો જુએ છે, ત્યારે ખુશી (ઉન્મત્ત) થાય છે. અહા ! કામની ભયંકર ગતિ.—૧૦૪

**नहि विषयानुषङ्गातिरेकेण कामवेगः शाम्यति—**

**भवेन्मतिश्चेद् विषयानुषङ्गाऽतिरेकतः शाम्यति कामवेगः ।**
**तदेतदज्ञानविजृम्भितं ते वह्निर्घृतेनेव हि वर्धते सः ॥१०५॥**

( 105 )

Oh human being, if you believe that the passions subside with the excessive indulgence of sensual pleasures, then this belief of yours is the result of

ignorance; because on the contrary the passions are greatly excited by enjoyment as fire is more inflamed by pouring purified butter in it.

Cf " न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते " ॥

—मनुस्मृति.

**વિષયસેવનથી કામવાસના ક્ષીણ થાય ખરી ?—**

" હે ભદ્ર ! અગર તારી એવી મતિ હોય કે વિષયાનન્દમાં વધુ મચી રહેવાથી કામનો વેગ શાન્ત થાય છે, તો આ તારૂં માનવું ખરેખર અજ્ઞાનતાનું પરિણામ છે, કારણ કે અગ્નિમાં ઘી હોમવાથી અગ્નિ જેમ વધુ પ્રજ્વલિત થાય છે, તેમ વિષયાનન્દનો અધિક પ્રસંગ રાખવાથી કામવાસના અધિક પ્રજ્વલિત થાય છે. "—૧૦૫

**कामलम्पटानां जाड्यमुपदर्शयति—**

**प्रतिष्ठिता यत्र शरीरशक्तिरधिष्ठितो यत्र धियो विकासः ।**
**व्यवस्थिता यत्र सुरूप-कान्तिर्वीर्यं प्रतिघ्नन्ति जडास्तदेव ॥१०६॥**

( 106 )

Foolish are they who destroy their vitality ( elixir fluid ) which is the source of bodily strength and which develops intellectual powers and charming loveliness.

**કામલંપટ મનુષ્યોની જડતા—**

" જે વીર્યમાં શરીરનું બળ સમાયલું છે, જે ધાતુના ઉપર બુદ્ધિના વિકાસનો આધાર રહેલો છે, અને જે સત્ત્વ ઉપર રૂપ, લાવણ્ય, કાન્તિ એ બધું ટકી રહેલું છે, તેજ વીર્યને મૂઢ મનુષ્યો હણી નાંખે છે. "—૧૦૬

प्रसंगतः कामस्य बलवत्त्वं चित्तस्य चाञ्चल्यं चाह—

**वैराग्यपीयूषरसेन धौतमप्याशु चेतो मलिनं क्षणात् स्यात् ।**
**विकारहेतौ निकटं प्रयाते, कामो बलीयान् चपलं च चेतः ॥१०७॥**

( 107 )

The temptations being near, the mind though purified with the nectar of renunciation becomes at once defiled. Indeed the potency of passions is great and the mind is infirm,

**Notes**—In this verse the author wishes to point out the wicked and atrocious influence of passions when they are not regulated and kept under control on account of the unsteadiness of the mind. On seeing the worthlessness of this mundane existence, the aspirant after liberation renounces worldly objects. Thus he advances further in the spiritual progress; but as long as taste or inclination lingers in the mind he yields to temptations and falls down in the lower stages of development. These temptations originate from the secretly and unconsciously lurking desires for sensegratification, in the case of the advanced aspirants practising Yoga. They cease to operate when love and hatred are totally extirpated. This result could be achieved when the Karmic dirt is washed off in toto; otherwise the highly advanced Yogis, on the path of spiritual progress have fallen down.

કામનું બલ અને ચિત્તનું ચાંચલ્ય—

" મન, વૈરાગ્યરૂપ અમૃતના રસ વડે ધોએલું હોવા છતાં વિકાર-

જનક પ્રસંગ ઉપસ્થિત થયેથી પાછું ક્ષણવારમાં મલિન થઇ જાય છે. ખરેખર કામનું અપરિમિત શૌર્ય છે, જ્યારે ચિત્તની ચંચલતા પણ ઓછી નથી. "—૧૦૭

**વ્યાખ્યા.**

શાસ્ત્રકારો કહે છે કે કામનો પિતા **એકાન્ત** છે. એકાન્તવાસ જેમ સબલ હૃદયના મનુષ્યોને માટે ધ્યાન કરવામાં અનુકૂળ પડે છે, તેમ નિર્બલ હૃદયના મનુષ્યોને માટે હાનિ કરનાર પણ નીવડે છે. શાસ્ત્રબલ, વિદ્યાબલ અથવા મગજબલ હોવા છતાં પણ જો હૃદયબળ ન હોય તો તે મનુષ્ય વિજયી થઈ શકતો નથી. સર્વ શક્તિઓમાં હૃદયની શક્તિ વધારે મહત્ત્વની છે. હૃદયની શક્તિથીજ દુર્વાસનાઓ ઉપર દબાણ કરી શકાય છે. હૃદયબલ વગરના **પોથાશાસ્ત્રીઓ** કામની ગહનગતિ સમજવા છતાં પણ કામની જાળમાં લગાર માત્ર નિમિત્તથી સપડાઇ જાય છે.

ગુપ્ત રહેલી વાસનાઓ ક્યારે ક્યારેક ઉદયમાં આવીને જે પ્રભાવ બતાવે છે, તે કોઇથી અજાણ્યો નથી. વાસનાઓને સમ્પૂર્ણ દબાવવા માટે વિષયસ્મરણથી સર્વથા વેગળા રહ્યા સિવાય બીજો એક ઉપાય નથી. પરન્તુ સ્ત્રીને વશીભૂત થયેલાઓથી આ ઉપાય સાધી શકાતો નથી. સ્ત્રીને પરાધીન થયેલાઓ પોતાની જિન્દગીને એવી કફોડીસ્થિતિવાળી બનાવે છે કે તેઓને જોતાં ખરેખર આપણા હૃદયમાં તેઓના તરફ કરૂણાભાવ ઉત્પન્ન થાય છે. આ સંબન્ધમાં એક ગુજરાતી કવિનું કાવ્ય ધ્યાન ખેંચે છે કે—

"રે રે કુંભ કુવા વિષે ઉતરીને પોકાર તું શું કરે ?
જો આયુષ્ય હશે હવે તુમ તણું તો તું અહીં ઉગરે.
જે થાશે નર નારીનાજ વશમાં તેની દશા આ થશે,
ફાંસો ઘાલી ગળા વિષે જરૂર તે ઉંડે કુવે નાંખશે."

સર્વથા બ્રહ્મચર્ય નહિ પાળી શકનારાઓએ સ્વસ્ત્રી ઉપર સંતોષ રાખવો ઘટે છે; પરન્તુ સ્વસ્ત્રી ઉપર અત્યાસક્તિ ધરાવનાર પણ જીવનને પાયમાલ બનાવવામાં કાંઇ બાકી રાખતો નથી. પોતાની સ્ત્રી સાથે પણ ધાર્મિક કાનૂનોને અનુસાર વર્તવામાં આવે તોજ આદર્શગૃહસ્થ બની

શકાય છે; અન્યથા જેઓ વિષ્ઠાકીટની જેમ સ્વસ્ત્રીમાં આસક્ત રહ્યા કરે છે; તેઓને માટે **તુલસીદાસજી** બરાબર સંભળાવે છે કે—

**" કાર્તિક માસકે કુતરે, તજે અન્ન ઔર પ્યાસ;**
**તુલસી વાંકી ક્યા ગતિ જિનકે બારે માસ? "**

**कामजयिन एव शूरत्वमाह—**

**किं तत्र, सिंहोपरि चाऽऽस्य देशाटनप्रतिज्ञापरिपूरणं यत् ।**
***विकारहेतौ सति विक्रियन्ते न ये, त एव प्रभवो यथार्थाः॥१०८॥**

( 108 )

What is there ( wonderful ) in carrying out the vow of travelling throughout the country on the back of a lion? ( It is quite easy and possible. ) They are true Gods who are not affected by seductive passions even in the midst of immoral impellent forces.

**કામને જીતનારાજ શૂરવીર છે—**

" સિંહ ઉપર સવાર થઇને નવા નવા દેશોમાં ફરવાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવી, એમાં શી મોટી વાત છે? પણ વિકારજનક સામગ્રી સ્હામે રહેતે છતે જેઓ વિકારાધીન થતા નથી, તેઓજ સાચા શૂર-વીર અથવા પ્રભુ છે " ૧૦૮

**कामो विदुषोऽपि पराजयते—**

**अपि त्रिलोकेऽस्खलितप्रतापं किं वर्णयामो मदनं पिशाचम् ।**
**ऽपि स्फुरितप्रबोधान् योऽग्रे स्त्रियाः साञ्जलिकानकार्षीत्**
**॥१०९॥**

* कुमारसम्भवगतश्लोकतृतीयपादेन पूर्तिः ।

( 109 )

Indescribable is the demon of Cupid who is of invincible prowess in the three worlds and has forced even the highsouled men illuminated with knowledge to stand with hands folded before women.

**Notes**—The author vividly pictures the potent and invicible influence of love ( cupid ) over all creatures in this universe. The chief ideal of this work is the elevation of the Soul and so he traced in the previous verses the over-powering domination and sway of delusion ( Moha ) with its train-bearers, insatiable desires, alluring attachment for friendly and family relations, bodily charms, etc;. with their eventual pernicious consequences and proposed means for attaining freedom from them. The mighty power and evil consequences of this licentious passion are clearly visible in the loss of all manly energy, good sense and spiritual strength. Even the mighty potentates, highly advanced sages and gods have fallen down from their elevated positions by the soft dalliance, alluring civilities and ensnaring charms of this demoniac love whose promises are contantly given and broken but still are as constantly believed. Its fascination impels those who have not enjoyed it through all mazes and meanderings. It tentalizes its wretched and poor victims with a delusion that distance creates and contiguity destroys. So the Indian poets and authors picture the evil influence of this monstrous love.

" When a man committeth adultery, Iman

( faith ) leaveth him but when he leaveth such bad ways, Iman will return to him. " ( sayings of Muhammad ) Such luxuries and over indulgence in this wicked passion have brought on the downfall of the mighty nations, powerful rulers and hellish perdition to gods and moral, social and spiritual degradation to the human society at large. Such is the all-absorbing, all-devouring and all-grasping influence of this wicked passion. So the author rightly condemns it to evolve from the depth of human mind, the divine attributes, pious religious aspirations, etc., in which the immortality of man is ultimately destined to thrive as the happy result of self-realization in the calm and undisturbed meditation.

**વિદ્વાનોને પણ કામ પરાસ્ત કરે છે—**

" ત્રિલોકીની અંદર અસ્ખલિતપ્રતાપવાળા કામને શું વર્ણવીએ ? જેણે તત્ત્વજ્ઞાની મહાત્માઓને પણ શ્રીમતી ચન્દ્રમુખીની આગળ હાથ જોડાવી ઉભા રાખ્યા. "—૧૦૯

**एवंविधः शूरोऽपि कामः शक्यत एव जेतुम्—**

मनो द्रढीयः प्रविधाय सत्त्वप्रतिष्ठवृत्तिर्विकसद्विवेकः ।
अध्यात्मचिन्तां विदधद् भवेच्चेत् किमस्य कुर्याद् मदनः शिखण्डी ?
॥११०॥

( 110 )

If one with full development of discrimination, pure truth and firm mind be absorbed in the contemplation of self, cupid is powerless before him.

**આવો શૂરવીર કામ પણ જીતી શકાય છે—**

" સાત્ત્વિક વૃત્તિઓમાં આગળ વધેલો અને જળહળતા વિવેક વાળો મનુષ્ય જો પોતાના હૃદયને ખૂબ મજબૂત બનાવી આત્મતત્ત્વના ઉંડા ભાગના વિચારમાં મશગૂલ રહ્યા કરે, તો તેને નપુંસક ( બલહીન ) એવો કામ શું કરી શકવાનો હતો ? + "—૧૧૦

**सद्बोधजागरणाय परतन्त्रभावं परिदेवयते—**

**यथा मनःसारथिरिन्द्रियाश्वान् प्रयुङ्क्त एवं विषयेषु यान्ति ।**
**निपातयन्त्याशु च तत्र जीवमतोऽधिकः कः परतन्त्रभावः ? ॥१११॥**

( 111 )

The five senses proceed horselike to those regions ( Objects ) to which the charioteer-mind leads them and there they cast down the soul. Oh ! What is greater servitude than this ?

**Notes:**—The author proceeds to point out the overpowering influence and indomitable strength of senses. It is, Therefore, advisable to control senses. Let us first observe minutely the scope, field and capability of these senses. The natural functioning of the senses results in attachment and aversion. They again give rise to various passions and emotions such as lust, greed, pride, covetousness etc., which bring on miseries and afflictions. These senses work under the control of the mind as a charioteer. When the ungovernable mind works in conjunction with the dangerous senses, it vitiates true perception and right

+ આ પ્રકરણના સાતમા શ્લોકની વ્યાખ્યા અહીં યાદ કરી જવી.

consciousness. It enshrouds wisdom—the natural attribute of the unsullied soul. It destroys all discriminating powers. The Parmatma Prakash says "The moth, the deer, the elephant, the beetle and the fish, being fascinated, respectively, by the colour of the candle's flame, the sweet song of the hunter, the agreeable sensations of touch, smell and taste, are destroyed." When sense gratification holds supreme, discrimination ebbs down. When enormously destruelive is the influence of one sense as pointed out in the above cases, it is difficult to judge correctly the enormity of evils brought on by the enjoyment through five senses collectively, to mankind. Consequently one should try to control senses and the mind to bring them in harmony with the Pure Atman.

**પરતન્ત્રતા ઉપર ખેદપ્રદર્શન—**

" શરીર એ એકપ્રકારનો રથ છે, પાંચ ઇંદ્રિયો તે રથના ઘોડા છે, મન સારથિ છે, અને તે રથમાં **ચેતન મહોદય** બીરાજે છે. મનરૂપ સારથિ ઇન્દ્રિયરૂપ અશ્વોને જ્યાં પ્રેરે છે, ત્યાં ( તે વિષયોમાં ) ઇંદ્રિયો જઇને પહોંચે છે અને આત્માને પણ ત્યાં પટકે છે. અહા ! હદ આવી ગઇ પરતન્ત્રતાની. "—૧૧૧

**क्व धैर्य-शौर्य-वैदुष्यादयो गुणाः सन्ति ?—**

**स एव धीरो बलवान् स एव स एव विद्वान् स पुनर्मुनीन्द्रः ।**
**येनेन्द्रियाणामुपरि स्वसत्ता विस्तारिता मानसनिर्जयेन ॥११२॥**

( 112 )

He alone is courageous, he alone is vigorous, [an]d learned and he is the lord of ascetics, who gets [m]astery over his senses by curbing his mind.

**Notes:**—It is well said in the Parmatma-Prakash that one should conquer the mind, the powerful king of the five senses. The conquest over the invincible and the uncontrollable mind, will lead to victory over all the five senses as by cutting off the root of a tree, the whole tree becomes dried up. External elations and vexations arise from the unbalanced state of mind. They do not spring from the objects but they rise from human notions. It is said "It is the mind that maketh good or ill; so if you properly control your mind by purging it off from all inordinate desires and sensual pleasures and enjoyments, you will be able to live a life worthy of the unsullied nature of your Soul. It is very easy to say but it is very difficult to practise. So, one should at once, try to spiritualize his mind by freeing it from the thraldom of body, senses and outward things. Thus, by constant practice of the life of purity, moderation and sobriety, conceptions of what is spiritual and immortal will readily present themselves before him.

**કોની અંદર ધૈર્ય વગેરે ગુણો વસે છે—**

"તેજ ખરો ધીર છે, તેજ ખરો વીર છે, તેજ ખરો વિદ્વાન્ છે અને તેજ ખરો મુનીશ્વર છે, કે જેણે હૃદયની વૃત્તિઓને કાબૂમાં રાખી ઇન્દ્રિયો ઉપર પોતાની સત્તા ફેલાવી છે."—૧૧૨

**कः कृतार्थः ?—**

जितेन्द्रियं शान्तमनःप्रतिष्ठितं कषायमुक्तं ममताविवर्जितम् ।
उदासितारं समुपास्महे मुनिं स एव सारं लभते स्म जीवनात् ॥११३॥

( 113 )

We worship ( as a mark of submission and respect ) that sage who has got mastery over his senses, who has attained quietude of mind, who is free from passions and who has renounced all desires. Such a sage alone has reaped the real fruit. ( essence of human life. )

Cf—All sense powers, mind and will reined in,
Forever loosed from longing, fear and anger;
Intent on liberation, this ascetic
Has already been set free ( within )

—*Bhagavad-Gita.*

કૃતાર્થ કોણ છે ?—

" વશ કરી છે ઇન્દ્રિયોને જેણે એવા, હૃદયની શાંતિને સારી પેઠે પ્રાપ્ત થયેલા, કષાયોથી રહિત, મમતાથી મુક્ત અને ઉદાસીન એવા મુનિને અમે ઉપાસીએ છીએ; અને એવાજ મુનિએ જીવનમાંથી ખરો સાર ખેંચી લીધો છે."—૧૧૩

प्रकरणमुपसंजिहीर्षुः परममध्यात्मतत्त्वं स्मारयति—

सुखं वाञ्छन् सर्वस्त्रिजगति तदर्थं प्रयतते
तथापि क्लेशौघान् सततमनुबोभोति विविधान्।
तदेवं संसारं विषयविषदुःखैकगहनं
विदित्वा निःसंगीभवति रमते चाऽऽत्मनि बुधः ॥११४॥

पूर्णानन्दस्वभावः परमविभुरयं शुद्धचैतन्यरूपः
सर्वोद्भासिप्रकाशोऽहह तदपि जडैः कर्मभिः सम्प्रविश्य।
म्लानिं नीतो नितान्तं तदथ विमलतां नेतुमेनं यतध्वं
प्रागुक्तं चात्र भूयः स्मरत दृढतया कर्मभूमिः स मोहः ॥११५॥

कृत्वा स्वस्थं हृदयकमलं मुक्तबाह्यप्रसङ्गं
शान्त्यारामे समुपविशतो द्धर्तुमात्मानमेनम् ।
मन्त्रं हंहो ! कुरुत सुधियोऽनादितः पाशबद्धं
कः स्यात् स्वात्मोपरि हतदयो मूढधीशेखरोऽपि ? ॥११६॥

( 114 )

All beings of the three worlds long for happiness they strive hard for it, still ( we find that ) they ( repeatedly ) suffer or undergo various kinds ( of heaps ) of miseries. It is for this reason that wise knowing this world to be an impenetrable forest or cave of, or preceptacle of dreadful calamities proceeding from poison-like passions, give up all worldly associations and absorb themselves into the realisation of Self.

( 115 )

The soul is by nature full of bliss, preeminently powerful, pure consciousness, an illuminator of the universe; but alas such a divine soul is completely defiled by stupefying Karmas, therefore now you should try hard to invest it with its purity. It is already said before and now again it is repeated that you should firmly remember, ignorance is the root cause of Karma.

( 116 )

Oh, wise persons, consult your inner self and quiet your lotus like heart extricating it from all phenomenal objects and then encamp in the garden of peaceful quietude for the elevation of Soul

ensnared in the meshes of Karmas from times immemorial. What prince of fools even would bear antipathy towards his Soul ?

**Notes:—V. 115.**

The author here means to say that the reader should not find fault with his repetitions. They are meant only to convey and confirm the valuable idea that ignorance is the root-cause of karmas and therefore it should be extirpated as soon as possible. With the diminution of ignorance, the spiritual light will begin to dawn and a clear understanding as to the causes of pain and miseries will be the result. He would then see that renunciatiou of all worldly associations and relations and absorption into the realization of the Pure Atman ( Self ) are necessary steps for liberation ( Moksha ).

**છેવટ સંબોધન—**

" ત્રણે જગતના તમામ જીવો સુખને ઇચ્છતા છતા તેને માટે ઉદ્યોગ કરી રહ્યા છે, તો પણ જોઇએ છીએ કે—જગતના જીવો અનેક ક્લેશોને હમેશાં અનુભવતાજ રહે છે. આ ઉપરથી એમ સમજી શકાય છે કે સંસાર ખરેખર વિષયરૂપ વિષનાં દુઃખોથી ભરેલો છે, અને એમ સમજીનેજ તત્ત્વજ્ઞ મનુષ્ય વિષયસંગથી મુક્ત બનીને આત્મસ્વરૂપના રમણમાં પ્રવર્તે છે. "—૧૧૪

" આ આત્મા પૂર્ણાનન્દસ્વભાવવાળો છે, પરમ સામર્થ્યથી પૂર્ણ છે, ચૈતન્યસ્વરૂપ છે અને સમસ્ત લોક—અલોક ઉપર પ્રકાશ પાડનારો છે. એમ હોવા છતાં પણ મહાન્ ખેદની વાત છે કે જડ કર્મોએ આત્માને ચારે તરફ ઘેરી લઇને-આત્માની અંદર ઘુસીને આત્માને અત્યન્ત મલિન કરી મૂક્યો છે. પરન્તુ હવે એને મેલો નહિ રહેવા દેતાં નિર્મલ કરવા માટે પ્રયત્ન કરવો જોઇએ, અને આ પ્રકરણમાં પહેલાં કહેવાઇ ગ઼યા

પ્રમાણે એ વાત ખૂબ સ્મરણમાં રાખવી જોઇએ કે-કર્મરૂપ અંકુરાઓને ઉત્પન્ન થવાનું ક્ષેત્ર એક માત્ર મોહ છે "—૧૧૫

" સજ્જનો ! પહેલાં હૃદયકમલને બાહ્ય પ્રસંગોથી હઠાવી, સ્વસ્થ બનાવી, શાન્તિના બગીચામાં આવો, અને ત્યાં લગાર સ્થિર થઇને અનાદિ ગાઢ બન્ધનોથી આ પૂર્ણબ્રહ્મ આત્માને છોડાવવાનો રસ્તો શોધો. તમે સમજી શકો છો કે ગમે તેવો મૂર્ખ માણસ પણ પોતાના ઉપર તો નિર્દય ન જ હોય, છતાં આપણે તો તેવાજ છીએ, કેમકે આપણે સ્વાત્માજ ઉપર થતા આઘાતોને આંખથી જતા કરીએ છીએ, અફસોસ ! "—૧૧૬

**વ્યાખ્યા.**

સંસારમાં કોઇ મનુષ્ય એમ વિચાર કરે કે—

" આત્મા વગેરે કંઇ નથી. જેટલા દિવસો હું આ જિન્દગીમાં મોજ-શોખ મારૂં, એટલાજ દિવસો મારા છે. આ જિન્દગીની સમાપ્તિ પછી આ દેહ પાંચ ભૂતોમાં મળી જશે અને ' હું ' એવો જગત્‌માં વ્યવહાર રહેશે નહિ. હું જીવદયા કરૂં અથવા જીવહિંસા કરૂં, સત્યવાદી થઉં અથવા મૃષાવાદી રહું, ઇન્દ્રિયસંયમ કરૂં યા ઇન્દ્રયલુબ્ધ રહું, અથવા જેમ મનમાં આવે, તેમ કરૂં, તો તેમાં કંઇ હરકત જેવું શું છે ? કારણ કે મારાં કરેલા કર્મોનો મને દંડ યા પુરસ્કાર આપનાર કોઇ છેજ નહિ. "

આવી કલ્પનાઓ નિતાન્ત અસત્ય અને ભ્રાન્તિપૂર્ણ છે, એમ આપણે જોઇ ગયા છીએ. ઉપર્યુક્ત કલ્પનાઓ પ્રમાણે જો વસ્તુસ્થિતિ હોય, તો આપણું જીવન આપણને ખરેખર ઘોર અન્ધકારમય લાગ્યા સિવાય રહે નહિ, અને આપણે હતાશ થઇ જઇએ, તથા આપણા હૃદયમાં નિરાશાનો ધુમાડો ફેલાઇ જાય.

અનેક તાર્કિકો પહેલાં તો ઇશ્વર અને આત્માના સંબંધમાં સંદેહ કરતા રહ્યા, પણ છેવટે મરણ સમયે પરલોકનો ભયંકર ભાવ તેઓના સ્મરણમાં ઉપસ્થિત થવાથી, પૂર્વસંચિત કુતર્કો અને કુયુક્તિઓને વદાયગીરી આપી, ઇશ્વર તરફ લક્ષ્ય રાખીને પુનઃ પુનઃ આત્મભીરૂતાને પ્રકાશિત કરવા લાગ્યા.

p. જગત્‌માં આત્મા યા ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકારવામાં ન આવે, અને of -પાપને કલ્પનાસંભૂત-મિથ્યા સમજવામાં આવે, તો **વેદ, કુરાન,**

**આપ્તબલ** વગેરે બધાં ધર્મશાસ્ત્રો નકામાં બની જાય, અને તેથી એ પરિણામ આવે કે–મનુષ્યસમાજ ઉચ્છૃંખલ બની જાય, આથી પૃથ્વી અભિનવ અત્યાચારોથી પીડિત થઇને અધોગતિની નિમ્નતમ સીમામાં પહોંચી જાય. એવો વિચાર કરતાંની સાથેજ કે "ઇશ્વર યા આત્મા નથી" હૃદય વિષમ નૈરાશ્યસમુદ્રમાં ડૂબી જાય છે.

**प्रकरणं समाप्नोति—**

**इत्येवं गृहिणोऽपि चेतसि सदा सद्भावनाऽऽलम्बनाद्**
**अध्यात्मं रचयन्ति संविदधतः संसारकार्याण्यपि ।**
**एतेनैव पथा च तेऽपि विषमाद् मुच्यन्त एतद्भवाद्,**
**इत्येवं परिदर्शितः परिमितोऽध्यात्मोपदेशो मृदुः ॥११७॥**

( 117 )

Thus even householders though leading a life fo domesticity, paint the spiritual wisdom on the canvas ( of their hearts ) with the help ( pencil ) of constant elevating thoughts in their minds; thus, by such means even they become liberated from this pernicious terrible world; and in this way the brief and sweet spiritual teaching ( study of self ) is searchingly examined ( explained ).

**પ્રકરણની સમાપ્તિ—**

"એ પ્રકારે ઉત્તમ ભાવનાઓના સહારે ગૃહસ્થો પણ સંસારના વ્યવસાયો કરવા છતાં પણ અધ્યાત્મને પોતાના હૃદયપટ ઉપર આલેખી શકે છે. અને એજ માર્ગે ક્રમશઃ આગળ વધતાં તેઓ ભયંકર સંસારજાળથી મુક્ત થાય છે.

"એ પ્રમાણે અધ્યાત્મ વિષયનો પરિમિત અને સુગમ ઉપદેશ આ પ્રથમ પ્રકરણમાં થયો."—૧૧૭

*　　*　　*　　*

*　　*　　*　　*

*　　*　　*　　*

*　　*　　*　　*

'પ્રકીર્ણક ઉપદેશ' એ નામનું પ્રથમ પ્રકરણ સમાપ્ત થયું. આની અંદર મોહત્યાગ, તૃષ્ણાનિરાસ, ધર્મ, સચ્ચરિત્ર, ભવવૈરાગ્ય, આત્મબલપ્રતિષ્ઠા વગેરે બાબતો જોવાઇ. આધ્યાત્મિક છૂટક છૂટક વિષયોનો સમુચ્ચય આ પ્રકરણમાં થયો છે, અને એથી આગળનાં તમામ પ્રકરણોનો સાર આમાં આવી જાય છે. અતએવ આ પ્રથમ પ્રકરણને આખા ગ્રન્થની ભૂમિકાતરીકે માનીએ, તો તે અસ્થાને નથી. હવે વિશેષરીત્યા આધ્યાત્મિક વિષયો અવલોકવાની ખાતર આગળનાં પ્રકરણોમાં પ્રવેશ કરતાં દ્વિતીય પ્રકરણ ઉપર આવીએ.



# द्वितीय-प्रकरणम् ।

## पूर्वसेवा ।

## CHAPTER II.

( Shlokas 47. )

## Purva Seva.

( Preliminaries of Yoga. )

Preliminary service ( step ) in the practice of Yoga.

There are some preliminary duties enjoined on the beginner. They are Guru Seva etc;. There is a psychological significance underlying them deeper than is commonly understood. These duties are not exhausted in the mere performance of certain bodily acts; they are intended to so mould mind as to make it inspired and digest, consciously or unconsciously the first principles of yoga. The preliminany duties involve in the first place, suppression of passions. If we wish to serve our

preceptors, perforce we have to disregard our inclination and sweet will and thus naturally we are taught the lesson of curbing our passions by the observances of Yama and Niyama which are the initial stages of yoga. This again means adherence on our part to the rules and regulations which are essential for the stability of a well governed society. Disrespest to the elders etc; generates contempt for principles which constitute the basis of society and this in its turn will produce social anarchy. Thus we see these preliminaries if poperly carried out, will serve two ends. First they ensure social equilibrium; and secondly what is more perfinent here, they initiate the beginner–though he may be unaware of it–into the first principles of yoga by making him modify his worldly life in accordance with the needs of a higher spiritual life.

योगयोग्यानुभूषूनां कर्त्तव्यानि वक्तुं प्रस्तौति—

**न दुष्करो योगपथाधिरोहः किं दुष्करं तर्हि जगत्त्रयेऽपि ? ।**
**योगस्य भूमावधिरोहणार्थमादावुपायः परिदर्श्यतेऽयम् ॥ १ ॥**

Nothing in the three worlds is difficult, if the practice of yoga be not so; below is described the first means of achieving this difficult task. ( 1 )

**ગના ઉમેદવારોને માટે પ્રાથમિક કર્ત્તવ્યોનો પ્રસ્તાવ—**

" યોગના માર્ગ ઉપર આરોહણ કરવું એ યદિ દુષ્કર નથી, તો પછી ત્રણે જગતમાં બીજું કયું કામ દુષ્કર છે ? આ ઉપરથી યોગની દિશા સુગમરીત્યા બતાવવી આવશ્યક સમજાય છે, અને એ માટે યોગ-ભૂમિકા ઉપર ચઢવાનો આ પ્રાથમિક ઉપાય બતાવવામાં આવે છે. "—૧

कर्त्तव्यानि नामग्राहं प्राह—

पूजा गुरूणामथ देवताया आचारशुद्धिस्तपसि प्रवृत्तिः ।
निःश्रेयसे द्वेषविवर्जितत्वमेषैव शास्त्रेऽकथि ' पूर्वसेवा ' ॥ २ ॥

The following constitute what is termed by the shastras–Primary duty–( Purva seva ): worship of the elders, of the gods, purity of conduct, practice of religious austerities, absence of aversion to final beatitude. ( 2 )

' પૂર્વસેવા ' શબ્દથી સમજવાનાં કર્ત્તવ્યો—

" ગુરૂસેવા, દેવભક્તિ, આચારશુદ્ધિ, તપ અને મુક્તિ ઉપર અદ્વેષ, એટલી બાબતોને યોગશાસ્ત્રમાં ' પૂર્વસેવા ' ના નામથી ઓળખાવી છે.* "—૨

तत्र प्रथमां गुरुसेवामाह—

पिता च माता च कलागुरुश्च ज्ञातेयवृद्धाः पुनरेतदीयाः ।
धर्मोपदेशप्रवणा महान्तः सतां मतः श्रीगुरुवर्ग एषः ॥ ३ ॥

Parents, teachers, elders in the caste, persons devoted to preaching and the honoured ones who have renounced this world–these–constitute the class

---

* ' પૂર્વસેવા ' એ નામનો વિષય જૈનાચાર્ય મહાન્ યોગી શ્રીહરિભદ્રસૂરિકૃત યોગબિન્દુ ગ્રન્થમાં પ્રતિપાદિત કરવામાં આવ્યો છે. જુઓ ત્યાંનો ૧૦૯ મો શ્લોક—

" पूर्वसेवा तु तन्त्रज्ञैर्गुरुदेवादिपूजनम् ।
सदाचारस्तपो मुक्त्यद्वेषश्चेह प्रकीर्त्तिता " ॥

( મુદ્રિત પુસ્તકમાં ૪૮ મું પૃષ્ઠ. )

of elders-( Guru varga ) according to the wise persons. ( 3 )

**પ્રથમ કર્ત્તવ્ય—**

### ગુરૂસેવા.

પિતા, માતા, શિક્ષક, એઓના જ્ઞાતીય વડેરા અને ધર્મોપદેશક સાધુ મહાત્માઓ—એ ' ગુરૂવર્ગ ' શાસ્ત્રકારોએ માનેલો છે.—૩

**गुरुवर्गस्य किं कर्त्तव्यम् ?—**

**कर्त्तव्य एतस्य सदा प्रणामश्चित्तेऽप्यमुष्मिन् बहुमान एव ।**
**पुरोऽस्य सम्यग् विनयप्रवृत्तिनर्विर्णवादस्य निबोधनं च ॥ ४ ॥**

These elders should always be saluted, feelings of respect for them should be cherished in heart: courteous behaviour should be adopted in their presence; blasphemous talk if carried on regarding them should not be listened to. ( 4 )

**એ ગુરૂવર્ગને શું કરવું ?—**

" એ ગુરૂઓને હમેશાં પ્રણિપાત કરવો, એઓના સમ્બન્ધમાં હૃદયમાં બહુમાન રાખવું, એઓનો યથોચિત વિનય તથા ભક્તિ કરવી અને એઓનો અવર્ણવાદ સાંભળવો નહિ. "—૪

**गुरुवर्गे प्रथमतः पित्रोराराध्यत्वमाह—**

**आराध्यभावः प्रथमोऽस्ति पित्रोर्विमानयंस्तौ लघुधीर्बुधोऽपि ।**
**आराधयेद् धर्मगुरूक्रमौ किं नाबद्धमूलस्तरुरेधते हि ॥ ५ ॥**

Respect for parents is the first essential. A man though learned is unwise if he disrespects them. What,

can such a man propitiate the religious preceptors? A tree which has not taken deep roots is sure to remain stunted. ( 5 )

**Notes**—To the aspirant on the path of yoga, the first essential is the service to the venerable elders, worldly and spiritual. The worldly class includes parents, teachers and social leaders. Here in this verse the author has adequately described the importance of duties towards parents. All are under a load of innumerable obligations rendered to them by their parents. Manusmriti well describes that it is beyond one's power, even in hundreds of years to discharge the debt of filial gratitude one owes to one's parents who have undergone so many difficulties and troubles from the time of birth to one's coming of age and whose love and affection are incomparably strong and dear and baffle all description. The natural instinct and the predominating desire is the propagation of the species and the preservation of the offspring. This filial duty is looked upon by the Jains and the Hindus as an act of piety and celebrated as the noblest of human virtues. In this progressive time every thing is available at any high price but the warm affection, keen solicitude, tender and unremitting care, which the parents have for their children can not be had even at any exorbitant price. So the venerable Jain Saint Hemacharya well identified this pious service to the parents with strict and high austerity. Their word must be looked upon as imperatively obligatory. It should not be trifled with

under any circumstances however untoward, unpleasant and difficult they may be. It is also laid down in the Sthanang Sutra ( Jain Agama. ) It is very difficult to repay the debts we owe to our parents, masters ( who maintain us ) and spiritual preceptors. One can not repay this pious obligation even if he personally gets them bathed with hot and fragrant waters and annointed with perfumery oils and feeds them; but if he initiates them into the true path of religion and makes them steady in the right belief, right knowledge and right conduct–the true path for liberation he may be able to discharge this pious debt to some extent. No nation, no community, no sect, no human being is a stranger to this feeling; but it is generally noticed that it is strongest with the Indians.

All religions prescribe the same thing but the practice varies with different persons in form and degrees. India though imitating European methods is sometimes again brought back to her original high ideal by the salutary and instructive preachings of the spiritual teachers. It is therefore highly praiseworthy that the sense of respect, veneration and obedience for the parents should flow in the veins of rational beings. Nothing but the revered attitude mind should be scrupulously maintained towards parents who have given the flesh and bones, the robust frame of body and far above all these who have spared no pains, money, devoted attention to further our physical, moral, social and spiritual develop-

ment by refined culture and noble education, in the face of many hardships and struggles.

We also find instances of parents, who out of contemptible covetousness, for the sake of worldly advancement and high authority, have not scrupled a moment to sacrifice the best interests of their children in matters, social, political and religious. Some monstrous parents sell their darling daughters in marriage out of irresistible greed of money. Some lowminded parents spoil the interests of their children in order to gratify their unquenchable thirst for social and political rise. It is highly blasphemous to give such wicked monsters the sacred names of parents. The author therefore rightly, observes that words or commands of parents who are irreligious, immoral, unprincipled and unscrupulons should not be obeyed if they conflict with morality, good conscience, religious doctrines and sacred principles. It does not mean that they should be illtreated with hatred or contempt but means should be adopted so that their moral, mental and spiritual condition of life may be ameliorated.

But also we have instances of wicked sons who have mercilessly illtreated their parents for the sordid greed of wealth, authority, acquisition of land and kingoms as well as out of irrational arrogance and servile submission to the will of females. Sooner or later they are doomed to suffer from the visitation of dire calamities.

Looking to the various and multitudinous obligations which we owe to our parents and ignoring their faults if there be any, out of high standard of morality, it is reasonable to treat them with full respect and veneration and obey their commands keeping our eye on the rules and principles embodied in the sacred scriptures. In short strict observance of filial reverence and regard is highly essential to the student of Yoga.

**ગુરૂવર્ગમાં પ્રથમતઃ માતા-પિતાની ભક્તિ—**

" માતા-પિતાની સેવાની સડક ઉપર મનુષ્યોને પ્રથમ પસાર થવું પડે છે. એ સેવાની ફર્જ જો ચૂકી જવાય, તો એ ઓછું ખેદાસ્પદ નથી. માતા-પિતાની સેવા નહિ કરનારો-એઓનું અપમાન કરનારો મનુષ્ય ભલે ભણેલો હોય-વિદ્વાન્ હોય, તો પણ તે વસ્તુતઃ હલકી બુદ્ધિવાળો છે; આવો માણસ ધર્મગુરૂની પણ શું સેવા કરી શકશે ? જેનું મૂળ પાકું નથી, તે વૃક્ષ શું વધી શકે ખરૂં ? "—૫

**વ્યાખ્યા.**

માતા-પિતાની ભક્તિ એ ધર્મનું અંગ છે. માતા-પિતાનો પુત્ર ઉપર કેટલો ઉપકાર છે, તેને માટે કહ્યું છે—

" यं माता-पितरौ क्लेशं सहेते सम्भवे नृणाम् ।
न तस्य निष्कृतिः शक्या कर्त्तुं वर्षशतैरपि " ॥ २२६ ॥

( મનુસ્મૃતિ, બીજો અધ્યાય. )

અર્થાત્ સન્તાનની ઉત્પત્તિમાં માતા-પિતાને જે કલેશ સહવો પડે છે, તેનો પ્રત્યુપકાર સેંકડો વર્ષો એ પણ તે સન્તાનથી કરી શકાય તેમ નથી.

આ શ્લોક ઉપરથી, માતા-પિતાનું ગૌરવ ક્યાં સુધી સાચવવાનું છે, તે બરાબર સમજી શકાય છે. આમ છતાં પણ કેટલાક નબળા હૃદયના છોકરાઓ વિવાહિત થઇને મોહમાં એવા ફસી જાય છે કે પોતાના માતા-

પિતા પ્રત્યેની ફરજ બિલ્કુલ પાલન કરતા નથી. પરન્તુ યાદ રાખવું જોઇએ કે માતા-પિતાના કૃતઘ્ન થવું, એ **મ્હોટું પાપ** છે.

*ઉત્તમ પુરૂષો એજ છે કે જેઓ માતા-પિતાને તીર્થરૂપે પૂજે છે. જેઓ, ઘરનું કામ કરે, ત્યાં સુધીજ માતા-પિતાને માને છે, તેઓ હલકા માણસ છે, અને તે માણસોને તો **અધમજ** કહેવા જોઇએ કે જેઓ સ્ત્રી પરણ્યા પછી માતા-પિતાને ફટકારતાં અચકાતા નથી. વળી જેમ પશુઓને માતાની મતલબ સ્તનપાન પૂરતીજ છે, તેવી રીતે શું મનુષ્યોને પણ ઘરકામ પૂરતીજ માતા-પિતાની મતલબ હોવી જોઇએ ? છી ! છી ! છી !

માતા-પિતાની ભક્તિ, એ ધર્મની યોગ્યતા મેળવવાનું સાધન છે, એમ હેમચન્દ્રાચાર્ય યોગશાસ્ત્રના પ્રથમ પ્રકાશના છેલ્લા શ્લોકોમાં " **માતા-પિત્રોશ્ચ પૂજકः** " એ શબ્દોથી કથે છે. **મનુસ્મૃતિના** બીજા અધ્યાયમાં ત્યાં સુધી કહેવામાં આવ્યું છે કે—

" तयोर्नित्यं प्रियं कुर्याद् आचार्यस्य च सर्वदा ।
तेष्वेव त्रिषु तुष्टेषु तपः सर्वं समाप्यते " ॥ २२८ ॥

" तेषां त्रयाणां शुश्रूषा परमं तप उच्यते ।
न तैरभ्यननुज्ञातो धर्ममन्यं समाचरेत् " ॥ २२९ ॥

" त एव हि त्रयो लोकास्तएव त्रय आश्रमाः ।
त एव हि त्रयो वेदास्त एवोक्तास्त्रयोऽग्नयः " ॥ २३० ॥

અર્થાત્—" **માતા-પિતા** અને ધર્માચાર્યને પ્રિય થાય, તેવું કામ કરવું. એઓ ત્રણને સંતોષવામાં સઘળો તપ સમાઈ જાય છે. એઓની સેવા, એજ પરમ તપ છે. એઓની આજ્ઞા વગર અન્ય ક્રિયા ન કરવી. માતા, પિતા અને ધર્મગુરૂ એઓ ત્રણ લોક છે, ત્રણ આશ્રમો છે, ત્રણ વેદો છે અને ત્રણ અગ્નિઓ છે. "

માતા-પિતાનો ઉપકાર વાળવો, એ કેટલું કઠિન છે, તે વિષયમાં જૈન આગમ **ઠાણાંગ** સૂત્ર કહે છે કે—

---

* " आस्तन्यपानाज्जननीं पशूनामादारलाभाच्च नराधमानाम् ।
आगेहकृत्याच्च विमध्यमानामाजीवितं तीर्थमिवोत्तमानाम् " ॥

" तिण्हं दुप्पडियारं समणाउसो ! तंजहा अम्मापिउणो, भट्टिस्स, धम्मायरियस्स । संपाओ वि य णं केइ पुरिसे अम्मापियरं सयपाग–सहस्सपागेहिं तिल्लेहिं अब्भंगेत्ता सुरभिणा गंधट्टएणं उव्वट्टित्ता तिहिं उदगेहिं मज्जावेत्ता सव्वालंकारविभूसिअं करेत्ता मणुन्नं थालीपागसुद्धं अट्ठारसवंजणाउलं भोअणं भोआवेत्ता जावज्जीवं पिट्ठिवडंसिया ते परिवहेज्जा, तेणावि तस्स अम्मापिउस्स दुप्पडियारं भवइ। अहेणं से तं अम्मापियरं केवलिपन्नत्ते धम्मे आघवइत्ता पन्नवइत्ता परूवइत्ता ठावित्ता भवइ, तेणामेव तस्स अम्मापिउस्स सुप्पडियारं भवइ " ।

( ત્રીજા સ્થાનમાં )

અર્થાત્—" ત્રણનો પ્રત્યુપકાર કરવો બહુ દુષ્કર છે. કોણ ત્રણ? ૧ માતાપિતા ૨ સ્વામી (પોષણ કરનાર) અને ૩ ધર્માચાર્ય. કોઇ પુરૂષ હમેશાં પ્રાતઃકાળ થતાં પોતાના માતા–પિતાના શરીરે ઉત્તમ તેલથી મર્દન કરે, સુગન્ધી દ્રવ્યવડે ઉદ્વર્ત્તન કરે અને ત્રણ પ્રકારના જળથી ( ગન્ધોદક, ઉષ્ણોદક અને શીતોદકથી ) ન્હવરાવે; અને ત્યાર પછી તેમને સર્વાલંકારવિભૂષિત કરીને ઉત્તમ પ્રકારનું ભોજન જમાડે; તથા હમેશાં તેમને પોતાની પીઠ ઉપર લઇને ચાલે; આટલું કરવા છતાં પણ તે માતા–પિતાનો ઉપકાર વળી શકે નહિ; પરન્તુ જ્યારે તે છોકરો પોતાના માતા પિતાને વીતરાગધર્મનું યથાર્થ સ્વરૂપ સમજાવીને તેમાં જોડે અને તેમને સર્વ ઉપાધિઓથી મુક્ત કરીને ધર્મમાં બરાબર સ્થિર કરે, ત્યારેજ તેનાથી તેના માતા–પિતાનો ઉપકાર વળી શકે છે. "

હરિભદ્રસૂરિઅષ્ટકમાં માતા–પિતાની ભક્તિના અષ્ટકમાં છેલ્લો શ્લોક છે :—

" स कृतज्ञः पुमान् लोके स धर्मगुरुपूजकः ।
स शुद्धधर्मभाक् चैव य एतौ प्रतिपद्यते " ॥

અર્થાત્—તે કૃતજ્ઞ છે, તે ધર્મગુરૂનો પૂજક છે અને તે શુદ્ધ ધર્મનો ભાગી છે, જે માતા–પિતાની પ્રતિપત્તિમાં રત છે.

આ સઘળા ઉપરથી આપણે જાણી શકયા છીએ કે ધાર્મિક અને લૌકિક એ બંને દૃષ્ટિએ માતાપિતા પૂજ્ય છે અને તેમની સેવા કરવી, એ

દરેક મનુષ્યનો ધર્મ છે. પરન્તુ એટલું ખાસ ધ્યાનમાં રાખવું કે માતા-પિતાનું જીવન જો ધાર્મિક સંસ્કાર યા નૈતિક સંસ્કારોથી શૂન્ય હોય, તો તેવા માતા-પિતાની અધર્મયુક્ત યા અનીતિવાળી આજ્ઞા પાળવી જોઇએ નહિ. નીતિ કે ધર્મના પંથને આઘાત ન લાગે, એ તો સર્વત્ર સર્વદા ખ્યાલમાં રહેવું જોઇએ.

**अथ धर्मगुरु पर्युपास्तिमाह—**

**पुण्यैर्महद्भिर्गुरुदेवसेवा सम्प्राप्यते, तत्र नहि प्रमादः ।**
**कर्तुं क्षमो बुद्धिमतां कदापि कल्याणगङ्गाप्रभवोऽयमध्वा ॥ ६ ॥**

The opportunity of serving religious preceptors is obtained through great merits. A wise man should never be indiffirent to this matter. This path leads to the Ganges of welfare. ( 6 )

**ધર્મગુરુની સેવા—**

" મહાન્ પુણ્યના યોગે ગુરુની સેવાનો લાભ મળે છે; તેમાં પ્રમાદ કરવો ડાહ્યા મનુષ્યોને ઘટે નહિ. કલ્યાણરૂપ ગંગાને નિકળવાનો આ ખરો માર્ગ છે "—૬

**प्रस्तुतं पोषयति—**

**अनादरं ये गुरुदेवतानां कुर्वन्ति, पात्रं खलु ते कृपायाः ।**
**अमी वराका निजकर्मदोषाहता यतः श्रेयसि प्रस्खलन्ति ॥७॥**

Those who show disrespect to the religious preceptors really deserve to be pitied. These wretches already doomed to misery through the evil results of their own actions thus tumble down on the path of welfare. ( 7 )

પ્રસ્તુતનું પોષણ—

" જેઓ ગુરૂમહારાજ અનાદર કરે છે, તેઓ ખરેખર દયાના પાત્ર છે, કારણ કે પોતાના કર્મના દોષથી હણાયલા તે બીચારાઓ કલ્યાણના માર્ગમાં ઠેબાં ખાય છે. "—૭

**चलश्रियै दास्यमुपैति यस्य तस्यावमानः परिषह्यते चेत् ।**
**न सह्यते तर्हि कथं गुरूणामप्यप्रिया भावुककारणं वाक् ? ॥ ८ ॥**

Why should a man not put up with the unpalatable but salutory words of the preceptor when he puts up with the insult offered by a man whose-slave he becomes for the sake of wealth which is (very) transitory ? (8)

" ચંચલ ધનને માટે જેના દાસ થવું પડે છે, તેનું અપમાન યદિ સહન કરી લેવામાં આવે છે, તો પછી ગુરૂમહારાજનાં ( કદાચિત્ પ્રસંગ ઉપર ) નિકળેલાં અપ્રિય પણ કલ્યાણકારી ( ઓષધની જેમ પરિણામે હિતકારી ) વચનો કેમ સહન કરવાં ન જોઇએ ? "—૮

**प्रेम्णा बलाद् वा वनितावचांसि सत्कारमार्गेऽस्खलितं नयन्ति ।**
**वाचं हितां तत्रभवद्गुरूणां न मन्वते, कीदृश एष मोहः ? ॥ ९ ॥**

A man willy-nily submits unfailingly to the words of his wife through love or through force circumstance ), while he pays no regard to the words of the revered. Oh ! but what sort infatuation is this ? ( 9 )

" નિજવલ્લભા—સ્ત્રીનાં વચનો પ્રેમવશાત્ અથવા તેણીના આગ્રહથી અસ્ખલિતરીતે માન્ય કરવાં પડે છે, જ્યારે પૂજ્ય ગુરૂઓનાં

હિતકારી વચનો ઘણી વખતે ધ્યાનમાં લેવાતાં નથી, અહા ! કેવો મોહ ! "—૯

गुरुं लक्षयति—

अपक्षपाताः शुचितत्त्वबोधा महाव्रतेषु स्थिरतां दधानाः ।
असङ्गिनः शान्तिसुधोपभोगा धर्मोपदेशा गुरवोऽत्रसेयाः ॥ १० ॥

The religious preceptors who are impartial, who know the essence of true knowledge, who are firm in the observance of great vows, who are disattached and who enjoy the nector like calm. ( 10 )

**Notes**—The author has clearly described the main points of the necessary qualifications of spiritual teachers or preceptors. Mere external forms, appearance and ceremonials do not constitute real Sadhuism. The real asceticism according to the Jain theory implies freedom from attachment and hatred and requires severe, calm, and genial temper and enjoins the preaching of high and sublime truths and helping in the spiritual elevation of mankind. Rigid observance of the five great vows is stricthy laid down in the scriptural books–such as–1. Total refraining from doing injury to any sentient being belonging to earth, water, light, fire, wind and vegetables 2. Speaking pleasant, beneficial and true words, 3. Non–stealing extending so far as non–acceptance of necessary materials without the permission of the owner or possessor. 4. Chastity, i. e. withdrawal from sexual desires of various forms. 5. Non–attachment to all worldly possessions. The fivefold observance

deals with cautious and careful walking so as to avoid killing or injuring animal life, with speaking agreeable and true words and refraining from frivolous and harsh language injuring the feelings of others with taking and eating food free from forty-five impurities, with the use of taking up or putting down the articles after carefully clearing the ground and with the disposal of dirty things in a place free from insects or worms. The ascetics have also to observe threefold restraint of the body, mind and speech. The directions as embodied in Charan Sittari ( daily duties ) and Karan Sittari as summed up in the 'Study of Jainism,' are as mentioned below:— I Observance of five great vows. II Practising ten kinds of moral virtues. III Exercing seventeen kinds of restraints. IV Ten kinds of Vaiyavritya or acts of showing regard and concideration to ten orders of holy beings. V Practising nine kinds of chastity. VI Trio of knowledge, faith and practice. VII Practising twelve kinds of Tapas or austerities. VIII Exercising four kinds of control over feelings such as anger etc.

I Pindavishuddhi, II Five restraints, III Twelve Bhāvnās. ( Reflections on the evanascence of the world etc. ) IV The twelve Pratimas or fasts. Five restraints referring to the control of five VI Twenty five Pratilekhanas. VII Res-ints of mind, body and speech. VIII Abhigrahas or regulations–these eight groups relate to Karan sittari–a combination of seventy directions intended for observance when occasion arises. Readers

desiring for complete details, may refer to Āchārāng Sutra, Dashvaikālik Brihatkalpa, Pancha Kalpachurni, Māhākalpa Sutra, Nishithabhāshya and other Sutras.

Thus one can clealy see that true asecticism includes among many restraints, withdrawal from sensual desires and pleasures, abandonment of worldly occupations and possessions, unshakably staunch faith in the word of the passionless and a full devotion to study, self-culture, meditation and self realization. Such a rigid observance surely fructifies into final liberation full of transcendental bliss, unassailable by rebirth, old age, death, disease and other earthly impediments. One inspired with high notions of morality, spirituality. may turn out a successful ascetic and can work out his way for final liberation. The whole affair chiefly depends upon the attainment of the Inner Truth. Now a day we see many so called ascetics ( Sadhus and Sanyāsis ) following a wrong way holding evil to be good and impurity to be purity etc. Some of them indulge in various kinds of vices which even the laymen ought to refrain from. They hope to attain to immortality and take a great pride in their purity of life and holiness and also inculcate the same principles to their ignorant followers, and hurt them down into the abyss of sins. They fail to achieve success in the attainment of their high and pious object because they lack the true and holy spirit and conduct. It would not be out of place to say something more about the rigid rules prescribed for the Jain Sadhus in the scriptures. A strict prohi-

bition is laid for them as to travel in any conveyance as bullock carts, railways, horses etc; only walking by foot is allowed. If any large river or sea comes in their way, they may use small boats, that too if the opposite bank or shore is visible. Even Mahābhārat says one should bathe as a penance if he sees a sanyāsi sitting in a vehicle the Shrutis (Manu, Atri and Vishnu) use the words विचरेत्, पर्यटेत्, चरेत् which means to go on foot. Even it is laid down in the Nārad Parivrājakopnishad that cots, white cloth, stories about women, covetousness, sleep during day-time, and vehicles bring sins to the ascetics. So all scriptures are at one in prohibiting conveyances and prescribing the mode of walk by foot.

The Jain sadhus are allowed to drink water highly boiled and then cooled down. It is also supported by Medical science which prescribes the same kind of use at the time of direful diseases as plague cholera etc; they are strictly prohibited to cook or get the food cooked for them or even to touch fire.

They should maintain themselves like bees taking honey from each flower without impairing it. It is also said in the Manu Smriti that the ascetics should not touch fire and should not be householders but should adopt the mode of Madhukari Vritti i. e. y should not accept the whole from only one man en he be like Brihaspati. The Jain Sādhus should renounce all monetary and earthly possessions. They should not even use metal vessels but should keep wooden or earthen vessels. It is also said in the

Pārāshār Smruti that one who gives money to ascetics, beetle-leaves to a celibate and safety to a criminal, goes to hell and Manu Smriti also recommends that vessels of other things than metal and without holes should be used by an ascetic The Jain ascetics are not allowed to stay for a long time at any place except in the rainy season and should have no sort of intercourse with women, by holding conversation with them, gazing at them, talking amorously about them etc.

Even while walking, they should pay unremitting attention and care as not to tread over and kill any insect. The Shrimat Bhāgawat, Nārad Parivrājakopnishad, and Vishnu Smriti, amply and emphatically corroborate the above statement.

To be brief, an ascotic must endure all pains of opposites-cold heat, happiness, grief etc; he must be free foom passions, anger, greed, pride, deception, jealousy, love, hate etc; he should regard his body as a mere carcase needing no kind of embellishment, ornament or rich clothing. He should keep away from political discourses, tale bearings, medical and astrological learning and disputatious reasonings. Such is the grand ideal of asceticism. If one rigidly observes, he is sure to ascend spiritual mountains successfully, of course, it can not be expectad from all to practise and observe them too minutely and strictly but such a high and noble ideal pays no attention to actuality. Even a near approach to this ideal is likely to lead to a further success, drop reaching the highest goal of self realization.

**ગુરુનું લક્ષણ—**

" પક્ષપાતરહિત, યથાર્થતત્ત્વજ્ઞાની, અહિંસાદિ પાંચ મહાવ્રતોમાં સ્થિરતા ધારણ કરનાર, અસંગવ્રતી, શાન્તિરૂપ અમૃતનો અનુભવ કરનાર અને યથાર્થરીત્યા ધર્મના ઉપદેશક, એવા મુનિઓ વસ્તુતઃ **ગુરુ** કહેવાય છે. "—૧૦

**વ્યાખ્યા.**

સાધુનો વેષ પહેરી લીધો, એટલે સાધુધર્મ પ્રાપ્ત થઇ ગયો, એમ કોઇ દિવસે સમજવાનું નથી. સાધુધર્મના આચારો પાળવામાંજ સાધુત્વ સમાયલું છે. '**સાધુ**' શબ્દજ આપણને એમ બતાવી આપે છે કે-સ્વ-પરનું કલ્યાણ કરે, તેજ સાધુ છે. સાધુઓને માટે શાસ્ત્રકારો પાંચ મહાવ્રતો-અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ, પાળવાનું બતાવે છે. આ પાંચ મહાવ્રતો પાળવાં, એ સાધુઓનો મુખ્ય ધર્મ છે. મનોગુપ્ત, વચનગુપ્ત અને કાયગુપ્ત થવું એ સાધુજીવનનું અટલ લક્ષણ છે. સાધુધર્મ, એ વિશ્વબન્ધુત્વનું વ્રત છે. સંસારના કાંચન-કામિન્યાદિ ભોગો છોડી, સકલ કુટુંબપરિવાર સાથેના સમ્બન્ધ ઉપર તિલાંજલિ આપી અને અનગાર બની આત્મકલ્યાણની ઉચ્ચ કોટી ઉપર આરૂઢ થવાની પરમપવિત્ર આકાંક્ષાએ જે **અસંગવ્રત** ગ્રહણ કરાય છે, તે **સાધુધર્મ** છે. જેનું ફળ-જન્મ, જરા, મૃત્યુ, આધિ, વ્યાધિ, ઉપાધિ વગેરે સર્વ સંક્લેશોથી રહિત અને પરમાનન્દરૂપ એવો **મોક્ષ** છે, તે સાધુધર્મ કેવો ઉજ્જવલ અને વિકટ હોવો જોઇએ, એ સહજ સમજી શકાય તેમ છે. આવો સાધુધર્મ, સંસારના સ્વરૂપનું યથાર્થ ભાન થયું હોય, તેના ઉપરથી તાત્ત્વિક વૈરાગ્યનો પ્રાદુર્ભાવ થયો હોય અને મોક્ષ અવસ્થામાં પોતાને મૂકવાની મહતી ઉત્કંઠા જાગૃત થઇ હોય, ત્યારેજ સિદ્ધ કરી શકાય છે.

સાંભળીએ છીએ કે વર્ત્તમાનમાં **ભારતવર્ષ**માં લગભગ છપ્પન લાખ જેટલી સાધુઓની સંખ્યા છે. પરન્તુ અત્યારે સાધુઓની એ સ્થિતિ થઇ ગયેલી જોવામાં આવે છે કે તેઓ પોતાના મહત્ત્વથી પાછા હઠયા છે. આ દશા થવાનું કારણ બીજું કશું નથી, માત્ર, એઓ પોતાના ચારિત્રધર્મમાં પ્રતિષ્ઠિત ન રહ્યા, એજ છે.

આપણે જોઇએ છીએ કે કેટલાક સાધુઓ તમાકુ, ગાંજો, ભાંગ વગેરે દુર્વ્યસનોમાં એટલા બધા ફસી ગયા છે કે તેઓને જોતાં તેઓની ગેરસમજુતી ઉપર ખરેખર આપણને દયા ઉત્પન્ન થઈ આવે છે. ગૃહસ્થોને માટે પણ તેવાં દુર્વ્યસનો નિષિદ્ધ છે, તો પછી સાધુઓને માટે તો તે વિષયમાં કહેવાનું હોયજ શું ?

અહીં આપણે **જૈનદૃષ્ટિએ** સાધુઓના આચાર ઉપર લગાર દૃષ્ટિ-પાત કરી જઇએ—

**જૈનશાસ્ત્રો**માં સાધુઓને રેલ, એક્કા, ગાડી, ઘોડા વગેરે કોઇ પણ વાહન ઉપર સવારી કરવાનો નિષેધ છે. સાધુઓએ સર્વત્ર પગથી ભ્રમણ કરવું જોઇએ.[1]

---

૧ રસ્તામાં નદી આવે અને એટલામાં બીજો સ્થલમાર્ગ ન હોય, તો નાવમાં બેસવાની છૂટ છે; મતલબ કે સ્હામો કાંઠો દેખાતો હોય, એવો જલાશય નાવથી ઉતરી શકાય છે.

**મહાભારત**માં કહ્યું છે કે—" यानारूढं यतिं दृष्ट्वा सचेलं स्नानमाचरेत् " અર્થાત્—સંન્યાસીને વાહન ઉપર આરૂઢ થયેલો જોવામાં આવે, તો વસ્ત્રસહિત ન્હાઇ નાંખવું.

એ સિવાય **મનુસ્મૃતિ, અત્રિસ્મૃતિ, વિષ્ણુસ્મૃતિ** વગેરે સ્મૃતિ-ઓમાં સંન્યાસીઓને માટે ' **विचरेत्** ' ' **पर्यटेत्** ' ' **चरेत्** ' વગેરે શબ્દોથી–કોઇ પણ જન્તુને પીડા નહિ પહોંચાડતો સંન્યાસી વિચરણ–ભ્રમણ કરે, એવો ઉપદેશ અપાયલો છે.

**નારદપરિવ્રાજકોપનિષદ્**માં કહ્યું છે કે—

" मञ्चकं शुक्लवस्त्रं च स्त्रीकथा लौल्यमेव च ।
दिवास्वापं च **यानं** च यतीनां पातकानि षट् " ॥

અર્થાત્—ખાટલો, શુક્લ વસ્ત્ર, સ્ત્રીકથા, લુબ્ધતા, દિવસે નિદ્રા, અને **વાહન** એ ૭ સાધુઓને પાતક છે.

આવી રીતે અન્ય ઉપનિષદોમાં પણ સાધુઓને વાહન પર ચઢવાનો નિષેધ કર્યો છે. આ ઉપરથી સાધુ–સંન્યાસીને **પાદચારી** હોવાનો આચાર સિદ્ધ થાય છે.

સાધુઓને ખૂબ ઉકાળેલું (ગરમ કર્યા પછી ઠરી ગયામાં બાધ નહિ) પાણી પીવાનું ફરમાન છે. ૧

સાધુઓને અગ્નિને સ્પર્શ કરવાનો કે અગ્નિથી રસોઇ કરવાનો અધિકાર નથી.* ભિક્ષા–માધુકરીવૃત્તિએ જીવન ચલાવવાનું સાધુઓને ફરમાવવામાં આવ્યું છે. એક ઘરથી સંપૂર્ણ ભિક્ષા ન લેતાં જુદા જુદા ઘરથી–ઘરવાળાઓને સંકોચ ન થાય, તે પ્રમાણે–ભિક્ષા લેવી જોઇએ+. ખાસ સાધુઓને માટે રસોઇ નિર્માણ કરવામાં, તેમજ તેવી રસોઇ સાધુઓને લેવામાં શાસ્ત્રની આજ્ઞા નથી.

---

૧ પશ્ચિમની વિદ્યાવાળા ડાકટરો ઉના પાણીમાં તંદુરસ્તીને લગતો બહુ ગુણ બતાવે છે. **પ્લેગ, કોલેરા,** વગેરે રોગોમાં તેઓ ખૂબ ઉકળી ગયેલું પાણી પીવાનું કહે છે. પાશ્ચાત્ય વિદ્વાનોની શોધ પ્રમાણે પાણીમાં એવા અનેક સૂક્ષ્મ જીવો હોય છે કે જે આપણી નજરે દેખી શકાય નહીં, કિન્તુ સૂક્ષ્મદર્શક ( Microscope) યન્ત્રથી જોઇ શકાય છે. પાણીમાં થતા પોરા વગેરે જન્તુઓ પાણી પીવાની સાથે શરીરમાં દાખલ થઇ સખ્ત વ્યાધિને જન્મ આપે છે. ગમે તે દેશનું ગમે તેવું ખરાબ પાણી પણ બરાબર ઉકાળીને પીવામાં આવે તો તે શરીરને નુકસાન કરતું નથી.

* " अनग्नि रनिकेतः स्यात् " ।

—**મનુસ્મૃતિ** ૬ ઠ્ઠો અધ્યાય, ૪૩ મો શ્લોક.

**અર્થાત્**—સાધુ અગ્નિના સ્પર્શથી રહિત તથા ગૃહવાસથી મુક્ત હોય છે.

\+ " चरेद् माधुकरीं वृत्तिमपि म्लेच्छ कुलादपि ।
एकान्नं नैव भुञ्जीत वृहस्पतिसमादपि " ॥

—અત્રિસ્મૃતિ.

અર્થાત્—" જેમ ભમરો અનેક ફુલો ઉપર બેસીને તેમાંથી થોડો થોડો રસ પીયે છે, અને ફુલોને બગાડયા વગર પોતાની તૃપ્તિ કરી લે છે, એ પ્રમાણે અર્થાત્ મધુકરની (ભમરાની) વૃત્તિએ સાધુઓએ જુદાં જુદાં ઘરોથી–ઘરવાળાને અપ્રીતિ યા કંઇ પણ સંકોચ ન થાય તેમ ભિક્ષા લેવી. આ વિષે **અત્રિસ્મૃતિકાર** ભાર દઇને કહે છે કે મ્લેચ્છોના કુળમાંથી પણ કદાચ તેવી શુદ્ધ ભિક્ષા લેવી પડે, તો એમાં વાંધો નથી, પરન્તુ એકના ઘરથી–ભલે તે બૃહસ્પતિસમાન દાતા હોય–સંપૂર્ણ ભિક્ષા ન લેવી "

સાધુઓનો ધર્મ બિલ્કુલ નિર્ગ્રન્થ રહેવાનો છે; અર્થાત્ સાધુઓ દ્રવ્યના સંસર્ગથી સર્વથા મુક્ત હોય છે.[1] ત્યાં સુધી કે તેઓનાં ભોજનનાં પાત્રો પણ ધાતુનાં[2] ન હોવાં જોઇએ; કાષ્ઠ, માટી કે તુંબડીનાં પાત્રો સાધુઓના ઉપયોગમાં આવે છે.—

વર્ષાઋતુમાં સાધુ એક જગ્યાએ રહી જાય.[3] સાધુ સ્ત્રીનો સ્પર્શ કદાપિ ન કરે.[4]

---

૧ " यतिने काञ्चनं दत्त्वा ताम्बूलं ब्रह्मचारिणे ।
चौरेभ्योऽप्यभयं दत्त्वा स दाता नरकं व्रजेत् " ॥
( **પારાશરસ્મૃતિ**, ૧ અધ્યાય, ૬૦ મો શ્લોક. )

અર્થાત્—સાધુને દ્રવ્ય, બ્રહ્મચારીને તાંબૂલ અને સખ્ત અપરાધી ચોરને અભય આપનાર દાતા નરકમાં ચાલ્યો જાય છે.

૨ "अतैजसानि पात्राणि तस्य स्युर्निर्व्रणानि च ।
× × × ×
अलाबु दारुपात्रं च मृन्मयं वैदलं तथा ।
एतानि यतिपात्राणि मनुः स्वायम्भुवोऽब्रवीत् " ॥
( **મનુસ્મૃતિ**, છઠ્ઠો અધ્યાય, ૫૩-૫૪ શ્લોક. )

અર્થાત્—ધાતુ વગરનાં તથા છિદ્રરહિત પાત્રો સાધુને જોઇએ. તુંબડી, કાષ્ઠ, માટી અને વાંસનાં પાત્રો સંન્યાસિઓને માટે **મનુ**એ કહ્યાં છે.

૩ " पर्यटेत् कीटवद् भूमिं वर्षास्वेकत्र संविशेत् " ॥
( વિષ્ણુસ્મૃતિ, ૪ થો અધ્યાય, ૬ ઠ્ઠો શ્લોક.)

અર્થાત્—" જેમ કીડો ફરતો રહે છે, તેમ સાધુઓએ પગથી ભ્રમણશીલ રહેવું. એક જગ્યાએ સ્થિર વાસ ન કરવો. બીજી રીતે, કીડાનું ચાલવું જેમ ધીમું હોય છે, ત્યાં સુધી કે તેનું ચાલવું, જોયા વગર કોઇનાથી કળી શકાય નહિ, તેમ સાધુ પણ ઘોડાની જેમ ન ચાલતાં ધીમી ચાલથી જમીન પર જીવદયા તરફ દૃષ્ટિ રાખતો ચાલે. એ સિવાય સાધુ વર્ષાઋતુમાં ( ચતુર્માસ ) એક જગ્યાએ રહી જાય. "

ચાતુર્માસ રહેવાની બાબત **અત્રિસ્મૃતિ**માં પણ આ શ્લોકથી કહી છે—

" प्रायेण प्रावृषि प्राणिसंकुलं वर्त्म दृश्यते ।
आषाढ्यादि चतुर्मासं कार्त्तिक्यन्तं तु संवसेत् " ॥

૪ " सम्भाषणं सह स्त्रीभिरालम्भप्रेक्षणे तथा " ॥
( વિષ્ણુસ્મૃતિ, ૪ થો અધ્યાય, ૮ મો શ્લોક.)

ટૂંકમાં સાંસારિક સર્વ પ્રપંચોથી નિર્મુક્ત અને સદા અધ્યાત્મરતિ-પરાયણ[1] રહેવાનો સાધુઓનો ધર્મ છે. નિઃસ્વાર્થ ભાવે જગત્‌નું કલ્યાણ કરવું, એ એઓના જીવનનો મૂળ મન્ત્ર છે.

---

અર્થાત્—સ્ત્રીની સાથે સાધુએ સંભાષણ ન કરવું, તેમજ સ્ત્રીનું નિરીક્ષણ તથા તેનો સ્પર્શ કરવો નહિ.

**નારદપરિવ્રાજકોપનિષદ્**માં પણ કહ્યું છે કે—

" **न** सम्भाषेत् स्त्रियं काञ्चित् पूर्वदृष्टां च न स्मरेत् ।
कथां च वर्जयेत् तासां न पश्येल्लिखितामपि " ॥

અર્થાત્—સ્ત્રી સાથે બોલવું નહિ. પૂર્વ પરિચિત સ્ત્રીને યાદ કરવી નહિ. સ્ત્રીની કથા કરવી નહિ. સ્ત્રીનું ચિત્ર પણ જોવું નહિ.

વળી શ્રીમદ્ **ભાગવત**માં કહ્યું છે કે—

" स्त्रीणां स्त्रीसंगिनां संगं त्यक्त्वा दूरत आत्मवान् ।
क्षेमे विविक्त आसीनश्चिन्तयेद् मामतन्द्रितः " ॥

( અગ્યારમા સ્કન્ધના ચૌદમા અધ્યાયમાં. )

અર્થાત્—આત્મકલ્યાણેચ્છુ મુનિ સ્ત્રીઓનો અને સ્ત્રીસંગીઓનો સંગ ત્યજીને કલ્યાણકારી એકાન્તસ્થાનમાં રહે અને અપ્રમત્ત રહીને મને ( પરમાત્માને ) ચિંતવે.

૧ સાધુઓની વિરક્તદશાના સંબંધમાં **મનુસ્મૃતિ**માં કહ્યું છે કે—

" अतिवादांस्तितिक्षेत नावमन्येत कंचन " ।

× × × ×

" क्रुध्यन्तं न प्रतिक्रुध्येद् आक्रुष्टः कुशलं वदेत् " ।

× × × ×

" भैक्षे प्रसक्तो हि यतिर्विषयेष्वपि सज्जति ।

" अलाभे न विषादी स्याद् लाभे चैव न हर्षयेत् ।
प्राणयात्रिकमात्रः स्याद् मात्रासंगाद् विनिर्गतः " ॥

" इन्द्रियाणां निरोधेन रागद्वेषक्षयेण च ।
अहिंसया च भूतानाममृतत्वाय कल्पते " ॥

( છઠ્ઠો અધ્યાય )

અર્થાત્—અપમાનને સહે, પણ કોઇનું અપમાન કરે નહિ. ક્રોધ

तथाविधा गुरवः किं कुर्वन्ति ?—

**तथाविधाः श्रीगुरवो भवाब्धौ स्वयं तरीतुं न परं यतन्ते ।**
**उद्धर्तुमन्यानपि देहभाजः परोपकाराय सतां हि यत्नः ॥ ११ ॥**

Not only do such teachers try to cross the world-ocean, but also try to help other men to cross it. Truly the good always work for the benefite of others—( 11 ).

**ઉક્તલક્ષણવાળા ગુરૂઓ શું કરે છે ?—**

" પૂર્વોક્તલક્ષણવાળા ગુરૂમહારાજાઓ સંસારરૂપ સમુદ્રમાંથી ફક્ત પોતાનેજ તારવાનો પ્રયત્ન ન કરતાં અન્ય પ્રાણીઓને પણ તારવાનો પ્રયત્ન કરે છે; કારણ કે પરોપકારને માટે પ્રયત્ન કરવો એ સત્પુરૂષોનો ધર્મ છે."—૧૧

**વિશેષ:—**

ગુરૂ તરીકે કહેવાતાઓ ત્રણ વિભાગોમાં વિભક્ત થાય છે. એક વિભાગ પત્થરની નાવ સમાન છે. આવા ગુરૂઓ, પત્થર જેમ પાણીમાં સ્વયં ડૂબે અને બીજાને ડૂબાડે છે, તેવી રીતે સ્વયંભ્રષ્ટ હોઇ કરીને બીજાઓને પણ અધોગતિમાં પટકે છે. અતઃ એઓ વસ્તુતઃ કુગુરૂજ છે. બીજા વિભાગના ગુરૂઓ પાંદડાની સમાન છે. જેમ પાંદડુ પાણીમાં એકલું તરી શકે છે, પણ બીજાને સાથે લઇ તરી શકતું નથી, તેમ જેઓ ફક્ત પોતાના આત્માનું શ્રેય સાધે છે, કિન્તુ બીજાઓને સન્માર્ગે દોરવા શક્તિમાન્ નથી, તેઓ આ બીજા વિભાગમાં આવે છે. ત્રીજા વિભાગમાં, જેઓ પોતાની જાતને કલ્યાણમાર્ગે દોરવા ઉપરાંત બીજાઓને પણ

---

કરનારની સ્હામે ક્રોધ કરે નહિ. આક્રોશ કરનારની સ્હામે મધુર વાણીથી વ્યવહાર કરે. ભિક્ષાના લોભમાં ફસેલો યતિ વિષયમાં ડૂબી જાય છે. લાભ થતાં ખુશી ન થાય અને અલાભમાં દુઃખી ન થાય. કેવળ પ્રાણરક્ષાનિમિત્ત ભોજન કરે, એ સિવાય બીજી આસક્તિથી દૂર રહે. ઇન્દ્રિયોનો નિરોધ, રાગદ્વેષનો પરાજય અને પ્રાણીમાત્ર ઉપર દયાની લાગણી કરવાથી મોક્ષને માટે યોગ્ય થવાય છે.

તે રસ્તે લઇ જવા પ્રયત્નશીલ છે, તેવા ગુરૂઓનો સમાવેશ થાય છે. આ ગુરૂઓને કાષ્ઠની નાવની ઉપમા આપી છે. કાષ્ઠની નાવ જેમ સ્વયં તરે છે અને બીજાઓને પણ તારે છે, તે પ્રમાણે આ ગુરૂઓની સ્થિતિ છે.

**अथ द्वितीयं कर्त्तव्यं प्रभूपासनां प्रस्तुवन् प्रभुप्रेम दर्शयति—**

**नृदेवयोगीन्द्रनतः स देव आत्मश्रियं संप्रतिपत्तुमिच्छोः ।**
**स्याद् वल्लभो वल्लभवस्तुतोऽपि योगोऽस्ति दूरे न दृशीदृशी चेत्**
**॥ १२ ॥**

To a man who desires to attain spiritual wealth, God, who is worshipped by all the three worlds should be dearer than the dear things. If such a consciousness has not arisen in his mind, then the Yoga is out of his reach. ( 12 ).

**દ્વિતીય કર્ત્તવ્ય—**

**ભગવદુપાસના.**

" આત્મલક્ષ્મી મેળવવાની ઇચ્છાવાળાને ત્રિલોકીથી પૂજિત તે પરમાત્મા–પ્રભુ વલ્લભ વસ્તુથી પણ અધિક વલ્લભ હોવો જોઇએ. આવું સાત્ત્વિક હૃદયબળ જ્યાં સુધી ન જાગે, ત્યાં સુધી સમજી રાખવું જોઇએ કે–યોગ હજુ દૂર છે "— ૧૨

**यथार्थदेवत्वनिश्चयाभावे किं कार्यम् ?—**

**यथार्थदेवत्वविनिश्चयस्याभावे प्रशस्ताशयतो गृहस्थैः ।**
**सर्वेऽपि देवाः परिपूजनीया नत्वाग्रहः साम्प्रतमज्ञतायाम् ॥१३॥**

In the absence of the realization as to who is the true God, all gods should be worshipped by men with pure intentions. Obstinancy as to the worship of some particular deity is improper in the state of ignorance. ( 13 )

**યથાર્થ દેવનો નિશ્ચય ન થયો હોય ત્યાં સુધી શું કરવું?—**

" જ્યાં સુધી-' ખરો દેવ કોણ છે ? ' એ વિષયનો નિશ્ચય ન થયો હોય, ત્યાં સુધી સર્વ દેવો પ્રશસ્ત આશયથી ગૃહસ્થોએ પૂજવા. સત્યદેવના સંબન્ધમાં અજ્ઞાનતા હોવા છતાં અમુક દેવ ઉપરજ દેવત્વનો આગ્રહ પકડી રાખવો, એ અયુક્ત છે "—૧૩

पूर्वोक्तां वार्त्तां दृष्टान्तपूर्वं प्रमाणयति—

शास्त्रेष्वपीदंविषये च चारिसंजीवनीचारनयो बभाषे ।
विशेषदृष्टौ च परत्र साम्याद् देवो यथार्थः परिषेवितव्यः ॥१४॥

The scriptures also lay down the Chārisanajivani chār Naya. When the light of true discrimination has dawned on him, one should worship the true Deity maintaining an attitude of indifference towards other deities. ( 14 )

**Notes**: V. V 14 and 15:—

The Jains believe that God, as such, has nothing to do with the creation of the Universe which is brought into being by the Anādi connection of Jiva with Karma, but God helps human beings by being a beacon light as it were to them; who is this God? He is Vitarāga, who has completely shaken off the bonds of Karma and who has fully realised within himself the spiritual splendour. Ishvaratva is the same thing as Muktatva. The Jains do not believe in an Ishwara who is Mukta (Liberated) from the beginning. In this way, every Jiva has in him the potentiality of becoming Ishwara, the way there to having been already indicated by the holy life led by the Tirthankaras, such Gods, only are Vitarāga, in the strictest

sense of the term. As we have already seen the Tirthankaras have nothing to do in the working of the world-machine; they are mere spectators, they have no desires, no longings, no work of their own; they are free from every kind of passion, good as well as bad. They are immersed in bliss. The great teacher, Hemachandracharya, thus pays tribute to Vitaragas:—

He is not in need of a conveyance. He is not marked by any special weapon. His deeds ever inspire the sense of respect in men's minds. He does not take delight in anything that tends in the least to do injury to any creature. He is not embraced by women unlike some other deities. In this way, Vitaraga is distinct from all other gods.

The Jain God, therefore, is the ideal Being who has in Himself the highest form of spiritual development. As described by the great sadhu Manatungachārya, to such God, do appropriately apply terms like Brahman, Mahādeva, Shanker and Buddha. We may ask the reader to refer to the Gujarati note to this verse where the verses are quoted.

The true God (Sudeva) is Vitaraga. All the rest termed false gods ( kudeva ). But one important feature of Jainism ought to be noted here. Unlike several other religions, it does not condemn wholesale, the worship of gods other than the Sudeva. In this respect Jainism must be said to be the most tolerant of all religions; it allows place to and admits the

utility of the worship of these other gods. Ordinary men have not the capacity to distinguish between the Sudeva and the Kudeva. They ought first to be taught the preliminary lessons of religion and after fully mastering them, they can be initiated into the right way of worshipping Sudeva; thus they are led on gradually from lower to higher steps. In the gradual development of soul, the worship of kudevas is assigned a place for the performance of an important function. Some are extremely wanting in the power of discrimination. They receive a training as it were in the worship of Kudeva; gradually as they develop their mental and spiritual faculties, they of their own accord come to see what right Deva means. This is very important from the psychological point of view. Jainism does not inculcate the use of force, but only points to the way by following which, one becomes one's own guide. There is no revolution or an abrupt change from one view point to another, but there is a kind of gradual evolution, brought about in the spirit. This is best illustrated by the well-known Chārusanjivani chāri Naya as stated in Prabandha chintāmani ( page 105 ):—Then, on one occasion, Siddharāja who was eager to traverse the ocean of transmigratory existence, and kept questioning singly all sects in all countries from a desire to know the truth about God, religion, and the proper object of veneration, discovered that they all exalted their own systems and spoke evil of rival systems, and finding that his mind was placed upon the swing of doubt, he summoned Hemachandra, and asked him his opinion

told her how matters stood, and when she pressed him further, he declared that in the shadow of that very tree there was a simple herb which would confer on any creature the nature of a man. Then he disappeared. There upon the woman marked out with a line the shadow of the tree and picked all the plants growing within it and threw these plants into the mouth of the bull. The man, by means of that plant placed in its mouth, though it was never known which particular plant it was that produced the effect, recovered his human form. As that medicinal plant though its precise nature was never discovered, brought about the desired result so that discrimination of the right object of veneration, having become obscured by delusion in this Kali age, brings about salvation by the devout cultivation of all systems though its precise nature is unknown. This is my decision.

When Hemachandra had in these words recommended the honouring of all systems, Siddharaja began to study all religions.

Here ends the story about the claims to veneration of all religions."

[illegible] વાતનું દૃષ્ટાંતપૂર્વક પ્રતિપાદન—

[illegible]ઓમાં પણ આ વિષયમાં " ચારિસંજીવની ચાર " આ નામ-
[illegible]વવામાં આવ્યો છે. જ્યારે વિશેષ દૃષ્ટિ જાગૃત થાય,
[illegible]તાતા [illegible] ઉપર મધ્યસ્થભાવ ધારણ કરીને યથાર્થ
[illegible]

on this knotty point. But Hemachandra, after considering the mysteries of the fourteen divisions of knowledge, began in the following words to set forth a decision based on a narrative in a Purana. "Long ago, a certain merchant deserted the wife he had married in his youth and lavished all his wealth on a *hetaera*. The wife of his youth was for ever applying to people, who understood such matters, to tell her a process of incantation by which she might recover her influence over her husband. At last a man from the country of Gauda said "I will put your husband into such a state that you can lead him about with a string" so he gave her a certain drug of inconceivable potency and departed telling her give it to him in his food. After the lapse of some days, when the omitted lunar day arrived, she carried out his instructions, and her husband became a bull before her eyes, and as she did not know how to remedy that misfortune, she had to bear the reproaches of the whole world and spent the time in lamenting over her evil deed. One noon, though scorched by unusually fierce rays by the lord of day she led her husband, transformed into a bull, to graze in green pasture-lands, and she was resting at the foot of a certain tree, wailing bitterly, when she suddenly heard a conversation above her in the air.

At that moment Siva had come there in his going chariot, and, having been questioned by ani as to the cause of the woman's grief, he

told her how matters stood, and when she pressed him further, he declared that in the shadow of that very tree there was a simple herb which would confer on any creature the nature of a man. Then he disappeared. There upon the woman marked out with a line the shadow of the tree and picked all the plants growing within it and threw these plants into the mouth of the bull. The man, by means of that plant placed in its mouth, though it was never known which particular plant it was that produced the effect, recovered his human form. As that medicinal plant though its precise nature was never discovered, brought about the desired result so that discrimination of the right object of veneration, having become obscured by delusion in this Kali age, brings about salvation by the devout cultivation of all systems though its precise nature is unknown. This is my decision.

When Hemachandra had in these words recommended the honouring of all systems, Siddharaja began to study all religions.

Here ends the story about the claims to veneration of all religions. "

પૂર્વોક્ત વાતનું દૃષ્ટાંતપૂર્વક પ્રતિપાદન—

" શાસ્ત્રોમાં પણ આ વિષયમાં " ચારિસંજીવની ચાર " આ નામનો ન્યાય બતાવવામાં આવ્યો છે. જ્યારે વિશેષ દૃષ્ટિ જાગૃત થાય, ત્યારે દેવ તરીકે મનાતા બીજાઓ ઉપર મધ્યસ્થભાવ ધારણ કરીને યથાર્થ દેવનીજ સેવા કરવી જોઇએ "—૧૪

**વ્યાખ્યા.**

જેઓને સુદેવ અને કુદેવમાં શો ફર્ક છે, એનું બિલ્કુલ જ્ઞાન નથી, એવા અતિમૂઢ મનુષ્યોને એકદમ ધર્મના વિશેષ પ્રકારો સમજાવવા, એમાં લાભ નથી. તેવાઓને પ્રથમતઃ ધર્મના સામાન્ય માર્ગે જોડવા જોઇએ. સામાન્ય માર્ગમાં શિક્ષિત થયા પછી એઓને ધર્મનો વિશેષ માર્ગ સમજાવવો જોઇએ. આમ કર્યેથી એઓનો આત્મા ક્રમશઃ ઉન્નતિ ઉપર આવી શકે છે.

આ બાબતને ધ્યાનમાં રાખીને આ શ્લોક અને આના પહેલાનો શ્લોક અવલોકવાનો છે. આ બંને શ્લોકોમાં એમ કહેવામાં આવ્યું છે કે જેઓ **અત્યન્ત મુગ્ધ** છે છતાં કલ્યાણાભિલાષી છે, તેવાઓને પ્રથમતઃ સામાન્ય ઇશ્વિરપૂજા તરફ શ્રદ્ધાલુ બનાવવા જોઇએ. તેવાઓને એકદમ **અમુકજ દેવ** ઉપર આગ્રહ બંધાવી આપવો, એ શ્રેયસ્કર નથી. સર્વ દેવતાઓને પૂજવા તરફ તેઓની પ્રથમ પ્રવૃત્તિ લાભદાયક છે. સર્વ દેવતાઓને પૂજતાં પૂજતાં જ્યારે સર્વ દેવતાઓને તેઓ ઓળખતાં શિખશે અને ધીરે ધીરે જેમ જેમ તેઓના હૃદયમાં એક-બીજા દેવતાઓનું વિચિત્ર સ્વરૂપ જાણવામાં આવશે, ત્યારે તેઓને એ વાત સ્વતઃ સમજાઇ આવશે કે **દહીં અને દૂધ** બંનેમાં પગ રાખવો ન જોઇએ. અને એથી એઓને વાસ્તવિક દેવતા ઓળખવાની જિજ્ઞાસા ઉભી થશે; અને એ રીતે એઓ યથાર્થ દેવનું સ્વરૂપ સમજવાની સાથે તેની સેવાનો લાભ લેવા ભાગ્યશાળી થશે.

આજ ક્રમથી મનુષ્યને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. કુળધર્મના દેવતાનેજ કુળધર્મની દૃષ્ટિએજ પરમેશ્વર તરીકે માનનારા મન્દબુદ્ધિવાળા મનુષ્યોને આપણે એકદમ જો એમ કહીએ કે—“ **તારા દેવને માનવો છોડી દે, આ અમુકજ દેવને માન** ” તો એથી શું તે મૂઢ માણસ પોતાના મનાતા દેવને માનતો છોડી દે ખરો ? અરે ! એથી તો એના હૃદયમાં ઉલટી અસર થાય. પરન્તુ જ્યારે એને એમ કહેવામાં આવે “ ભાઇ ! જો ! કોઇ દેવતાની નિન્દા કરવી નહિ, આપણે તો બધા [illegible]ને માનવા ” તો એથી એના હૃદયમાં કંઇક શાંતિ ઉત્પન્ન થાય [illegible]રી. આ માટે મૂઢ મનુષ્યોને તદનુકૂળ સરલતાવાળો સામાન્ય ધર્મનો

માર્ગ શિખવવો, એજ કલ્યાણકારી સમજાય છે. વાત પણ બરાબર છે કે જ્યાં ઘટસામાન્યનું જ્ઞાન નથી, ત્યાં વિશેષ ઘટ સમજાવવા બેસવું એ કેવી વાત ? એવીજ રીતે જ્યાં **દેવસામાન્યનું** ભાન નથી, ત્યાં **વિશેષ દેવ** સમજાવવો, એ ક્યાંથી બની શકે ?

આ બધું કથન મારી પોતાની કલ્પના ઉપરથી નિર્માયલું નથી. આ બધી હકીકત શ્રીહરિભદ્રસૂરિ મહારાજનાં વચનોને અવલંબીને કહેવામાં આવી છે. તેઓ સાહેબ **યોગબિન્દુમાં** કહે છે કે—

" [1]अविशेषेण सर्वेषामधिमुक्तिवशेन वा ।
गृहिणां माननीया यत् सर्वे देवा महात्मनाम् " ॥ ११७ ॥

આની મતલબ એ છે કે ધર્મનો એકડો શિખનારે પ્રથમતઃ સર્વ દેવતાઓને માનવા.

આગળ વધીને તેઓ સાહેબ કહે છે કે—

" चारिसंजीवनीचारन्याय एष सतां मतः ।
नान्यथाऽत्रेष्टसिद्धिः स्याद् विशेषेणाऽऽदिकर्मणाम् " ॥ ११९ ॥

ભાવાર્થ એ છે કે—

ધર્મના શિક્ષણની શરૂઆત કરનારે બધા દેવોને માનવા, એ બાબતમાં 'ચારિસંજીવનીચાર 'નું દૃષ્ટાન્ત છે. **ચારિ** એટલે ઘાસ, તેના મધ્યે રહેલી **સંજીવની** નામની ઔષધી ( વનસ્પતિવિશેષ ), તેનું **ચાર** એટલે ચરવું, એટલે ખાઈ જવું, અર્થાત્ ઘાસમધ્યે રહેલી સંજીવની નામની ઔષધી ખાઇ જવી, એ 'ચારિસંજીવનીચાર' એ વાક્યનો અર્થ છે.

---

१ अस्य श्लोकस्य टीका—'अविशेषेण' साधारणवृत्त्या । 'सर्वेषां' पारगत-सुगत-हर-हरि-हिरण्यगर्भादीनाम् । पक्षान्तरमाह—'अधिमुक्तिवशेन वा' अथवा यस्य यत्र देवतायामतिशयेन श्रद्धा तद्वशेन । कुत इत्याह—'गृहिणाम्' अद्यापि कुतोऽपि मतिमोहाद् अनिर्णीतदेवताविशेषाणाम् । 'माननीयाः' गौरवार्हाः । 'यत्' यस्मात् । 'सर्वे देवाः' उक्तरूपाः । 'महात्मनां' परलोकप्रधानतया प्रशस्तात्मनामिति ।

—मुद्रितपुस्तके ५१ पृष्ठम् ।

આ દૃષ્ટાન્ત શું છે, તે હવે જોઇએ–" કોઇ નગરીમાં **ચંપા** અને
" **કમળા** એ બે બ્રાહ્મણપુત્રીઓને બાલઅવસ્થાથી અતિગાઢ સ્નેહ
" બંધાયો હતો. જ્યારે તે બંને જુદે જુદે ગામ વિવાહિત થઇ, ત્યારે
" તેણીઓને જુદી પડતી વખતે ભારે કષ્ટ સહન કરવું પડ્યું. વિવાહ
" વ્યતીત થયાને કેટલોક વખત ગયા પછી **ચંપાને** વિચાર થયો કે-
" 'મારી સખી કેવી હાલતમાં હશે? જોઇ આવું તો ખરી' આમ
" વિચાર થવાથી તે **કમળાના** ગામ કમળાને મળવા ગઇ. તે સમયે
" કમળા અતિખેદના પ્રસંગથી મ્લાનમુખવાળી બની ગઇ હતી. ચંપાએ
" કમળાને પૂછ્યું–' બ્હેન! આટલું બધું દુઃખ શું ?' કમલાએ કહ્યું–
" ' સખિ! શું કહું, મારો પતિ મારા પર સર્વદા અપ્રસન્ન રહે છે.
" અને એથી હું હમેશાં પરિતાપ ભોગવું છું.' ચંપા બોલી–' બ્હેન!
" ખેદ ન કર, હું સમજું છું કે આ દુઃખ વિષભક્ષણથી પણ નિતાન્ત
" દારૂણ છે, છતાં ધૈર્ય રાખ. એક **વનસ્પતિ** હું તને આપું છું, તે
" તારા પતિને ખવરાવજે, જેથી તારો પતિ **બળદ** બની જશે' આમ
" કહીને તેણીને તે વનસ્પતિ આપી, અને પછી તે ત્યાંથી પોતાના ગામ
" તરફ ચાલી. હવે કમળાએ તે વનસ્પતિ પોતાના પતિને ખવરાવી, કે તરત
" તે બળદ બની ગયો. પાછળથી પોતાના પતિની આવી સ્થિતિ ઉપર
" કમળાને અત્યંત ખેદ થવા લાગ્યો, અને પોતાના પતિને પુનઃ મનુષ્ય
" રૂપે જોવાને બહુજ આતુર થઇ. એક દિવસે કમળા પોતાના પતિરૂપ
" બળદને વનમાં ચરાવવા ગઇ, અને વનના પ્રદેશમાં તે બળદને છૂટો
" ચરતો મૂક્યો; તે વખતમાં તે સ્થળે એક વૃક્ષની શાખા ઉપર બેઠેલાં
" કોઇ આકાશગામી સ્ત્રી–પુરૂષ પરસ્પર વાર્ત્તા કરી રહ્યાં હતાં. તેમાંનો
" પુરૂષ બોલ્યો કે–' હે પ્રિયે! આ સ્વાભાવિક બળદ નથી, કિન્તુ
" પ્રયોગવિશેષથી મનુષ્ય મટીને બળદ બનેલો જણાય છે?' ત્યારે તેની
" સ્ત્રી બોલી–' નાથ! હવે આ ફરીને મનુષ્યરૂપમાં આવી શકે ખરો?'
" પુરૂષ બોલ્યો–' બેશક, આ વૃક્ષની નીચે જમીન ઉપર જે ઘાસ ઉગ્યું
" છે, તેમાં એક **સંજીવની** નામની વનસ્પતિ એવી છે કે તેનું જો
" ભક્ષણ કરવામાં આવે, તો તે બળદ મટીને મનુષ્ય થઇ શકે તેમ છે.'
" આ વાત કમળાના સાંભળવામાં આવી. તરત તેણીએ પોતાના બળ-
" દને તે વૃક્ષની નીચેની વનસ્પતિઓમાં ચરતો મૂક્યો. બધી વનસ્પતિ-
" ઓને ચરતાં ચરતાં તે **વનસ્પતિ** પણ (જેનાથી પુનઃ મનુષ્યરૂપમાં

" આવી શકાય છે ) બળદના ચરવામાં આવી. તે વનસ્પતિનું ભક્ષણ " થતાં તત્ક્ષણાત્ તે બળદ પુરૂષ બની ગયો "*

દૃષ્ટાન્ત પૂરૂં થયું. એમાંથી સાર એ લેવાનો છે કે—જેમ, તે બળદને **સંજીવની** વનસ્પતિનું જ્ઞાન ન્હોતું, છતાં બીજી વનસ્પતિઓને ચરતાં ચરતાં તેમાં રહેલી સંજીવની વનસ્પતિ પણ તેના ખાવામાં આવી ગઇ, અને એથી એ પુનઃ મનુષ્યરૂપમાં પ્રાપ્ત થયો, એ પ્રમાણે જે **અતિ મુગ્ધ** પ્રાણી છે, તેને સર્વ વનસ્પતિઓની જેમ સર્વ દેવતાઓ તરફ વિહરવા દેવો; એમ કર્યેથી તેને ' સંજીવની ' વનસ્પતિની જેમ **યથાર્થ દેવતાનો** લાભ થઈ શકશે.+

શાસ્ત્રકારોની એ ભલામણ આપણે જાણીએ છીએ કે—જીવના સ્વભાવ પ્રમાણે તેને દેશના આપવી. બાળકોની આગળ નિશ્ચયનયનાં ગૂઢ

---

* આ વાર્ત્તા હરિભદ્રસૂરિકૃત યોગબિન્દુના ૧૧૯ મા શ્લોકની ટીકામાં આપેલી છે.

+ " अजानानो यथा भेदं मूलिकायास्तथा पशुः ।
चारितः सर्वतश्चारिं पुनर्नृत्वोपलब्धये " ॥

" तथा धर्मगुरुः शिष्यं पशुप्रायं विशेषतः ।
प्रवृत्तावक्षमं ज्ञात्वा देवपूजादिके विधौ " ॥

" सामान्यदेवपूजादौ प्रवृत्तिं कारयन्नपि ।
विशिष्टसाध्यासिद्ध्यर्थं न स्याद् दोषी मनागपि " ॥

—યોગબિન્દુના ૧૧૯ મા શ્લોકની ટીકામાં, પૃ૦ ૫૩ માં.

એ શ્લોક ( ૧૧૯ મા ) ના " नान्यथात्रेष्टसिद्धिः स्याद् विशेषेणादिकर्मणाम् " એ ઉત્તરાર્ધની ટીકા—

' न ' नैव । ' अन्यथा ' चारिसंजीवनीचारन्यायमन्तरेण । ' अत्र ' देवपूजादौ प्रस्तुते । ' इष्टसिद्धिः ' विशिष्टमार्गावताररूपा । ' स्याद् ' भवेत् । अयं चोपदेशो यथा येषां दातव्यस्तदाह—' विशेषेण ' सम्यग्दृष्ट्याद्युचितदेशनापरिहाररूपेण । ' आदिकर्मणाम् ' प्रथममेवाऽऽरब्धस्थूलधर्माचाराणाम् । नह्यत्यन्तमुग्धतया कंचन देवतादिविशेषमजानाना विशेषप्रवृत्तेर्योग्याः, किन्तु सामान्यरूपाया एव । "

તત્ત્વો બતાવવામાં આવે, તો એથી અનર્થ ઉત્પન્ન થાય છે. પ્રસ્તુત બાબત પણ આ ભલામણ સાથે ઘનિષ્ઠ સમ્બન્ધ રાખે છે.

એ પક્કી વાત છે કે-જે વસ્તુતઃ **દેવ** નથી, તેને દેવ તરીકે મનાયજ નહિ; અને એજ માટે જ્યારે વિશેષદૃષ્ટિનો પ્રકાશ થાય, ત્યારે બુદ્ધિપૂર્વક **સત્ય દેવતા**નીજ પર્યુપાસના કરવી જોઇએ. એથીજ જ્ઞાનાવરણનો વિલય થઇ શકે છે. મોહાવરણને છેદન કરવાનું સહુથી શ્રેષ્ઠ સાધન યથાર્થભગવદુપાસના છે. ચિત્તની એકાગ્રતા સાધવાનો સહુથી સરસ માર્ગ ભગવદ્ભક્તિ છે. આ વાતને મહાત્મા **પતંજલિ** " **ईश्वरप्रणिधानाद् वा** " એ યોગસૂત્રથી બહુ સારી રીતે પુષ્ટિ આપે છે.

દેવનું યથાર્થ લક્ષણ શું છે, એ વાત આ પછીના શ્લોકમાં જોઇશું. પરન્તુ એ સ્મરણમાં રહે કે ભગવદુપાસનાના માર્ગમાં વચ્ચે કેટલાક કંટકો નડતર કરનારા આવે છે. પ્રથમ કંટક તો એજ છે કે-યથાર્થમાં દેવ નહિ, પણ **દેવ** તરીકે મનાતા બીજા દેવતાઓ ઉપર ઇર્ષ્યા યા દ્વેષબુદ્ધિ થવી ન જોઇએ. ગુણાધિકની પૂજા કરતાં નિર્ગુણીપર દ્વેષ કરવો, એમ કોઇ શાસ્ત્ર ફરમાવતું નથી. સત્ય દેવની સેવા કરવાની સાથે બીજા દેવતાઓ ઉપર મધ્યસ્થભાવ રાખવો, એજ કલ્યાણકારી છે. એજ માટે યોગીશ્વર **શ્રીહરિભદ્રસૂરિ** યોગબિન્દુમાં ફરમાવે છે કે—

" गुणाधिक्यपरिज्ञानाद् विशेषेऽप्येतदिष्यते ।
अद्वेषेण तदन्येषां वृत्ताधिक्ये तथाऽऽत्मनः " ॥ १२० ॥

**देवं लक्षयति—**

**न रागरोषादिकदोषलेशो यत्रास्ति बुद्धिः सकलप्रकाशा ।**
**शुद्धस्वरूपः परमेश्वरोऽसौ सतां मतो ' देव' पदाभिधेयः ॥१५॥**

The Supreme Soul who is free from an iota of (Weaknesses of low nature) as attachment, [illegible]er etc; whose knowledge is all-illumining and who is pure, is called the true God by the wise. (15)

**દેવનું લક્ષણ—**

"જેની અંદર રાગ, દ્વેષ આદિ દોષોમાંથી કોઇ અણુમાત્ર જેટલો પણ દોષ રહ્યો નથી અને જેનું જ્ઞાન સર્વ પદાર્થો ઉપર પ્રકાશ પાડે છે, એવા શુદ્ધસ્વરૂપ પરમ આત્માને દેવ શબ્દથી ઓળખાવવામાં આવ્યો છે"—૧૫

**વ્યાખ્યા.**

સંસારમાં અનેક દેવતાઓ **પરમેશ્વર** તરીકે પૂજાય છે, પરન્તુ બુદ્ધિમાન્નું કર્ત્તવ્ય છે કે યથાર્થ દેવની પરીક્ષા કરવી જોઇએ. દેવની પરીક્ષા કરતાં બહુ સૂક્ષ્મબુદ્ધિ અને તટસ્થભાવ રાખવાની જરૂર છે. સંસારમાં જે મત-મતાન્તરો પ્રચલિત છે, તે બધા મતભેદોનો આધાર ઈશ્વરવિષયક મતભેદ ઉપર રહેલો છે, ઈશ્વરવિષયક મતભેદ જો દુનિયામાંથી ઉખડી જાય, તો સર્વ પ્રજાનું ધાર્મિકજીવન પ્રાયઃ એકાકાર થઇ જાય, એ નિઃસંદેહ વાત છે.

ઈશ્વરના સ્વરૂપનો વિચાર કરતાં આપણને સહજ જણાઇ આવે છે કે ઈશ્વરનું મુખ્ય લક્ષણ—વીતરાગત્વ છે. સર્વજ્ઞતાનો આધાર વીતરાગતાના ઉપર રહેલો છે. વીતરાગ થયેથીજ—રાગાદિ દોષોનો સમૂલ ક્ષય થયેથીજ સર્વજ્ઞ થવાય છે. આ ઉપરથી ઈશ્વરનું ન્યાયદૃષ્ટિએ અન્યૂનાનતિરિક્ત લક્ષણ 'વીતરાગત્વ' એજ સમજી શકાય છે. આ લક્ષણનો પરિષ્કાર બીજા શબ્દોમાં 'परिक्षीणसकलकर्मा ईश्वरः' એ પ્રમાણે થઇ શકે છે. અર્થાત્ જેનાં સકળ કર્મો ક્ષીણ થયાં છે, એ દેવ છે, ઈશ્વર છે અને એજ ઈશ્વરનું લક્ષણ છે. આ લક્ષણની સાથે મહાત્મા **પતંજલિનું** પણ "क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः" એ યોગસૂત્ર સરખાવી શકાય છે. કેમકે એ યોગસૂત્રથી પણ એ તાત્પર્ય સમજી શકાય છે કે—ક્લેશ, કર્મ, વિપાક અને સંસ્કારોથી નિર્મુક્ત એવો પુરુષવિશેષ **ઈશ્વર** છે.

**જૈનશાસ્ત્રો** કહે છે કે-મોક્ષપ્રાપ્તિનાં કારણો—સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રનો અભ્યાસ થતે થતે, તે અભ્યાસ પૂર્ણ સ્થિતિ ઉપર આવવાથી કર્મબન્ધનો સર્વથા છૂટી જાય છે, અને આત્માનું અનન્તજ્ઞાન આદિ સકલ સ્વરૂપ સંપૂર્ણ પ્રકાશિત થાય છે. આ સ્થિતિનો આત્મા, પરમાત્મા—પરમેશ્વર છે. આવી રીતે પરમાત્મસ્થિતિએ પહોંચ્યું, એજ

**ઈશ્વરત્વ છે.** જે જીવો આત્મસ્વરૂપના વિકાશના અભ્યાસમાં આગળ વધે અને પરમાત્મસ્થિતિએ પહોંચવાનો યથાવત્ પ્રયત્ન કરે, તો તે બરાબર ઈશ્વર થઇ શકે છે, એમ **જૈનશાસ્ત્ર**નો સિદ્ધાન્ત છે.

ઈશ્વર-વ્યક્તિ એકજ છે, એવો **જૈનસિદ્ધાન્ત** નથી. એમ છતાં પણ પરમાત્મસ્થિતિએ પહોંચેલા સર્વ સિધ્ધો પરસ્પર એકાકાર અને અત્યન્તગાઢસંયુક્ત હોવાથી સમષ્ટિ રૂપે-સમુચ્ચય રૂપે તેઓનો 'એક'

---

૧ **જૈનશાસ્ત્ર**ની રીતિએ **જૈનો** સમજે છે કે-સામાન્ય કેવલજ્ઞાનિઓના કરતાં **તીર્થંકરો** પ્રબલ પુણ્યપ્રકૃતિઓના અતુલ સામ્રાજ્યને લીધે અને ધર્મના એક પ્રકાશક તરીકેની દૃષ્ટિએ ઘણા ઉંચા દરજ્જાવાળા છે; પરન્તુ શરીરધારી અવસ્થામાં એઓ ( સામાન્યકેવલી અને તીર્થંકરો ) બંને-ચાર અઘાતિ કર્મો ક્ષીણ કરવાં બાકી હોવાથી-કર્મક્ષયમાં સમ્પૂર્ણતા પામેલા નથી, એમ વસ્તુતઃ કહી શકાય છે, જ્યારે સમ્પૂર્ણ કર્મક્ષયની અવસ્થામાં એઓ બંને, તીર્થંકરત્વને અંગેનો ભેદભાવ નહિ રહેવાથી બિલ્કુલ સરખા છે. આ ઉપરથી જોઇ શકાય છે કે-ઈશ્વરનું-' સકળ કર્મોનો સમૂલ ક્ષય હોવો ' એ સમુચિત લક્ષણ સર્વ મુક્ત આત્માઓમાં પ્રાપ્ત હોવાથી સર્વ મુક્ત આત્માઓ બરાબર ' ઈશ્વર 'પદવાચ્ય છે.

**તર્કદૃષ્ટિએ** વિચારતાં ' तीर्थंकरत्वम् ' અથવા ' तीर्थंकरनामकर्मविपाकोदयशालित्वम् ' એવું ઈશ્વરનું લક્ષણ બાંધવું સમુચિત સમજાતું નથી. કારણ કે ઈશ્વરત્વ વસ્તુ અવિનાશી છે-ઈશ્વરત્વ પ્રાદુર્ભૂત થયા પછી ચાલ્યું જતું નથી, જ્યારે તીર્થંકરત્વ અથવા તીર્થંકરનામકર્મનો ઉદય એ અસ્થાયી-વિનશ્વર છે, હવે જુઓ ! લક્ષ્ય અવિનાશી હોય અને તેનું લક્ષણ વિનાશી હોય, એમ કદાપિ હોઇ શકે ખરૂં ?. આ બાબત તર્કદૃષ્ટિવાળાઓ સારી પેઠે સમજી શકે છે. તીર્થંકરપણું વસ્તુતઃ કાયમ બેસી રહેતું હોત, તો તેનો ઈશ્વરના લક્ષણરૂપે નિર્દેશ કરી શકાત. પણ હકીકત એમ છે નહિ, વસ્તુસ્થિતિ આપણે સમજીએ છીએ કે જે ઈશ્વર થયો, અનીશ્વર થવાનો નહિ, ઈશ્વરત્વ જે પ્રકટ થયું તે ચાલ્યું જવાનું [illegible], તો પછી ઈશ્વરત્વની સાથે સદા રહેનારો જે ધર્મ હોય, તેજ તેનું લક્ષણ કહી શકાય. તીર્થંકરત્વ કે તીર્થંકરનામકર્મોદય ઈશ્વરત્વની સાથે સદા રહેનાર નથી; કેમકે ઈશ્વરત્વ સદા કાયમ રહે છે જ્યારે તીર્થંકરત્વ યા તીર્થંકરનામકર્મોદય સંપૂર્ણકર્મક્ષયની અવસ્થામાં વિલય

શબ્દથી કથંચિત્ વ્યવહાર થઇ શકે છે. જુદી જુદી નદીનું કે જુદા જુદા કુવા યા તલાવનું ભેગુ કરેલું પાણી જેમ પરસ્પર એકમેક થઇ જાય છે

પામી જાય છે. એ માટે તર્કદૃષ્ટિએ + અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ અને

+ **તર્કશાસ્ત્ર**માં લક્ષણને નિર્દોષ બનાવવા માટે અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ અને અસંભવ એ ત્રણ દોષોથી સાવચેત રહેવાની ભલામણ કરવામાં આવી છે. કોઇ પણ વસ્તુનું લક્ષણ ત્યારેજ યથાર્થ લક્ષણ કહી શકાય છે કે જ્યારે તેમાં આ ત્રણ દોષો પૈકી એક પણ દોષ ન હોય.

**અવ્યાપ્તિ.**

જે વસ્તુનું જે લક્ષણ બાંધ્યું, તે લક્ષણ તે વસ્તુમાં સંપૂર્ણતયા પ્રાપ્ત ન થાય, કિન્તુ તે વસ્તુના એક દેશમાં પ્રાપ્ત થાય, એને 'અવ્યાપ્તિ' દોષ કહેવામાં આવે છે. જેમકે— ગાયનું લક્ષણ, માનો કે કોઇએ એવું બાંધ્યું કે– '**श्वेतवर्णत्वं गोर्लक्षणम्**' અર્થાત્ ગાયનું લક્ષણ શ્વેત વર્ણ છે. તો આ લક્ષણમાં અવ્યાપ્તિ દોષ હોવાથી તે દુષ્ટ લક્ષણ છે, કારણકે શ્વેત વર્ણ બધી ગાયોમાં નથી. ગાયો કાળી, પીળી પણ હોય છે. આ માટે સામાન્યતઃ ગો વસ્તુનું લક્ષણ શ્વેત વર્ણ હોઇ શકે નહિ, કેમકે તે શ્વેત વર્ણ તમામ ગોજાતમાં નહિ રહેતાં ગોજાતિના એક દેશમાંજ ( ધોળી ગાયોમાંજ ) રહે છે.

**અતિવ્યાપ્તિ.**

જે વસ્તુનું જે લક્ષણ બનાવ્યું, તે લક્ષણ તે વસ્તુમાં રહેવા ઉપરાંત બીજી વસ્તુમાં પણ પ્રાપ્ત થતું હોય, તો તે લક્ષણમાં 'અતિવ્યાપ્તિ' દોષ સમજવો. જેમકે ગાયનું લક્ષણ કોઇએ 'વિષાણિત્વ' અર્થાત્ શૃંગયુક્તત્વ બનાવ્યું, પરન્તુ આ લક્ષણ અર્થાત્ શૃંગયુક્તત્વ ગાય સિવાયનાં ભેંસ વિગેરે જાનવરોમાં પણ વિદ્યમાન છે, એ કારણથી એ લક્ષણ અતિવ્યાપ્તિ દોષથી દુષ્ટ સમજવું. કેમકે વિષાણિત્વ ( શૃંગયુક્તત્વ ) એ બનાવ્યું ગાયનું લક્ષણ અને પ્રાપ્ત થયું ગાય સિવાય બીજાં ભેંસ વિગેરે જાનવરોમાં પણ.

**અસંભવ.**

જે વસ્તુનું જે લક્ષણ બનાવ્યું તે લક્ષણ તે વસ્તુમાંજ મુદ્દલ રહે

અને એમાં કશો ભિન્નભાવ જણાતો નથી, તેમજ એકરૂપે એનો વ્યવહાર થાય છે, એ પ્રમાણે પ્રકૃતમાં જુદા જુદા જળની પેઠે મળેલા સિદ્ધોમાં પણ 'એક ઈશ્વર' કે 'એક પરમાત્મા' એવો વ્યવહાર થવો અસંભવિત નથી.

---

અસંભવ એ ત્રિદોષથી રહિત એવું ઈશ્વરનું લક્ષણ "**परिक्षीणसकलकर्मा ईश्वरः**" એજ છે.

---

નહિ, તો તે લક્ષણમાં 'અસંભવ' દોષ સમજવો. જેમકે–મનુષ્યનું લક્ષણ કોઈએ 'વિષાણિત્વ' અર્થાત્ શૃંગયુકતત્વ એવું રચ્યું, તો એ લક્ષણ 'અસંભવ' દોષથી ગ્રસ્ત છે. કેમકે સમગ્ર મનુષ્યસમાજમાં શૃંગનો અભાવ છે.

**લક્ષણના** ત્રણ દોષો જોયા. એ ત્રણ દોષોથી રહિત લક્ષણ, સુલક્ષણ અથવા યથાર્થ લક્ષણ કહેવાય. આ ઉપરથી લક્ષણનું પણ લક્ષણ એ પ્રકારે ઘડી શકાય છે કે–" असाधारणधर्मो लक्षणम् " અર્થાત્ જે વસ્તુનો જે અસાધારણ ધર્મ હોય, તે, તે વસ્તુનું લક્ષણ હોઈ શકે છે. ગાયનું લક્ષણ એજ હોઈ શકે કે ગાયનો જે અસાધારણ ધર્મ હોય. ગાયનો અસાધારણ ધર્મ એજ કહેવાય કે જે સર્વ ગાયોમાં બરાબર રહી કરીને ગાય સિવાય અન્યત્ર રહેજ નહિ. આજ અસાધારણ ધર્મનું સ્વરૂપ છે. કોઈ પણ વસ્તુનો અસાધારણ ધર્મ આવીજ રીતે સમજવો. ગાયનો અસાધારણ ધર્મ શૃંગ નથી, કેમકે શૃંગ, ભેંસ વગેરેમાં પણ છે.ત્યારે ગાયનો અસાધારણ ધર્મ શું શુકલવર્ણ છે? ના, ગાયો બધી શુકલવર્ણવાળી હોતી નથી,કાળી, પીળી પણ ગાયો હોય છે. તો ગાયોનો અસાધારણ ધર્મ એવો શોધવો જોઈએ કે જે બધી ગાયોમાં રહેતો હોય અને ગાય સિવાય બીજે કયાંય ન રહેતો હોય. આવો ધર્મ, ગાયના ગળામાં જે **ગોદડી** જેવું લટકે છે, જેને સંસ્કૃતમાં 'ગલકંબલ' કહે છે, તે છે. આ ગલ-લ સર્વ ગાયોમાં હોય છે, પરન્તુ ગાય સિવાય બીજા કોઈ જાનવર હોતું નથી, એ માટે તે ગાયનો અસાધારણ ધર્મ કહી શકાય છે. ને અતએવ તે, ગાયનું લક્ષણ કહી શકાય છે. આ પ્રમાણે સર્વત્ર સમજી રાખવું કે જે વસ્તુનું લક્ષણ રચવું હોય, તે વસ્તુનો અસાધારણ ધર્મ શોધવો; અને તે અસાધારણ ધર્મને તે વસ્તુનું લક્ષણ કહેવું.

**देवं संसारिजीवेभ्यो भेदयति—**

**रागेण रोषेण वयं प्रपूर्णास्तथैव देवोऽपि हि सम्भवेच्चेत् ।**
**कस्तत्र चास्मासु च तर्हि भेदो विवेक्तुमर्हन्ति बुधा यथावत् ॥१६॥**

If it is possible for God to be full of passion, anger etc., like us the mortals then there is no difference between Him and us. The wise alone are are able to properly discriminate. ( 16 )

**દેવ સંસારી જીવોથી વિલક્ષણ છે—**

" જેવી રીતે આપણે બધાઓ ( સંસારી પ્રાણિઓ ) રાગ-દ્વેષથી પૂર્ણ છીએ, તેવીજ રીતનો દેવ ( ઈશ્વર ) પણ યદિ સંભવતો હોય, તો પછી તેમાં અને આપણામાં ફરક શો રહેશે ? આ સંબન્ધી યથાર્થ પૃથક્કરણ વિદ્વાનોને કરવું ઘટે છે "—૧૬

**વિશેષ.**

રાગના ત્રણ ભેદો જૈનશાસ્ત્રકારો બતાવે છે. તે ત્રણ ભેદો–કામરાગ, સ્નેહરાગ અને દૃષ્ટિરાગ છે. પુરૂષને સ્ત્રી પ્રત્યે અને સ્ત્રીને પુરૂષ પ્રત્યે જે કામાભિલાષ ઉદ્ભવે છે, તે કામરાગ છે. પુત્રમિત્રાદિને લગતો પ્રેમ સ્નેહરાગ છે. સ્વાભિમત સમ્પ્રદાય, પક્ષ અથવા મત ઉપર જે મોહ બંધાય છે, તે દૃષ્ટિરાગ છે. આ ત્રણે રાગમાંથી એક પણ રાગ ઇચ્છવા જોગ નથી. આ ત્રણે પ્રકારના રાગમાં દૃષ્ટિરાગ અતિદારૂણ છે, એમ શાસ્ત્રકારો ફરમાવે છે. હેમચન્દ્રાચાર્ય વીતરાગસ્તવમાં કથે છે કે-

" कामराग-स्नेहरागावीषत्करनिवारणौ ।
दृष्टिरागस्तु पापीयान् दुरुच्छेदः सतामपि " ॥

—" કામરાગ અને સ્નેહરાગને તોડવો, એ દુષ્કર નથી, પણ દૃષ્ટિરાગને છેદવો, એ સન્તોને પણ દુષ્કર છે. "

દૃષ્ટિરાગનો ત્યાગ કરીને તત્ત્વદૃષ્ટિએ મધ્યસ્થભાવથી શુદ્ધ માર્ગની શોધ કરવી અને તે ઉપર આરૂઢ થવું એજ શ્રેયસ્કર છે.

રાગનો વિલય થતે દ્વેષ પણ સ્વતઃ વિલીન થઇ જાય છે. રાગ અને દ્વેષ એ બે ગાઢ સહચર છે. દ્વેષ કરતાં રાગ અતિદારૂણ છે, આત્માને સંતાપવામાં દ્વેષ કરતાં રાગ અધિક જોરદાર છે. સંસારરૂપ મહેલના એ બે મુખ્ય થાંભલા છે, એ બંનેનો ક્ષય કરવાથીજ પરમાત્મા બની શકાય છે. અતએવ ઇશ્વરમાં રાગ–દ્વેષનો અભાવ હોવાનું સુતરાં સિદ્ધ થાય છે.

देवस्य वीतरागतां साधयति—

**तस्मात् स देवः खलु वीतरागः प्रियोऽप्रियो वा नहि तस्य कश्चित्।**
**रागादिसत्ताऽऽवरणानि नाम तद्वांश्च सर्वज्ञतया कुतः स्यात् ?॥१७॥**

That God is therefore devoid of evil passions. He has no likes and dislikes. Passions &c., conceal Reality. How can one swayed by them be called omniscient? ( 17 )

**Notes:**—Nature of Godhood—It is sometimes supposed that Jainism is an atheistic creed; but this is a notion born of ignorance. Jainism postulates the existence of God just as the Sānkhya or the Adwaita philosophy does and it is no more atheistic than either of them is. The word God is used in a variety of senses; and they may be explained as under.

( 1 ) Man-like personal Creator.

( 2 ) Creative logos, an all pervading and unmanifest Essence. This is supposed to unfold itself in the form of Universe, or the world is supposed to be simply a mode of its unfoldment.

( 3 ) Supreme Will, or Imagination, which by its mere volitional act brings into being all this Universe and can withdraw it within Itself.

( 4 ) Pure Consciousness as in Adwaitism.

( 5 ) Ideally Perfect Soul—a Soul that has reached the fullest spiritual development and that therefore can become a guide to other mortal beings.

These are some of the concepts of God. If to have the true meaning of the word, God, we shall have to put these definitions to a test of analysis. The idea of a Personal Creator, in the first place can not stand the test of reason; there are so many difficulties in accepting this idea. If we say that a personal God created this world, the first question arises why should God create the world at all ? Several varying answers are given to this question. One system says that it was His pleasure to do so, another says, that He wanted to manifest His glory and wanted beings to sing His praises; a third says, that He created this world so that men may attain perfection and so on. But none of these answers is satisfactory. If it was the pleasure of God to bring into existence this world we can attribute two imperfections to Him. First that He is not free from attachment and hatred ( Raga and Dwesha ), as He is supposed to take pleasure in creation; and secondly, this is far more serious, His creation is full of imperfections which in fact goes to prove His own imperfect nature—it detracts from Godhood. We see an amount of misery in the world: Can we say God takes pleasure in seeing His Creation miserable ? If He wanted to create, could He not have created a world inhabited by beings living in all happiness ? Men in

general are found to take to sinful path rather than the righteous one. Could God not have prevented this ? It is a blot on His omniscience that He could not foresee this and provide precautionary measures against it. We may credit God with the noble idea of affording opportunity to human beings to exalt themselves; but our first question is why should there have been imperfection at all ? And again why should the path to perfection have been made difficult so that very few men are found to attain it ? The answer that God wanted beings to praise Himself is also one to detract from God's perfection. In short, desire of any kind on the part of God implies a longing for making up some deficiency which goes against our idea of Godhood.

Can God be sharirin ( having body ) ? A little thought will convince us that He can not be. The real notion of God implies His being without limitations; but bodily form necessitates limitations. If He has a body it must be limited by space and other object outside it. This human conception of God is found among men that are on a lower stage of development and that therefore are unable to form abstract conception and true meaning of God. If we analyse the notion from a philosophic point of view we see that the notion of God having a physical or ethereal body or having any desires is wholly irrationl. In other words the idea of a personal God does not stand the test of reason.

Similar objection can be urged against God being

considered as Creative Logos. We may say in general that whoever is in need of manifestation thereby implies his own limitedness or imperfection. Development is from a lower stage to a higher–the higher is absent while the lower lasts. Thus the highest top which is to be reached in future is far off at the present moment. If this reasoning is correct we are forced to say that the Creative Logos if it is gradually unfolding itself shows thereby to be imperfect inherently, and this is impossible to be reconciled with the idea of true God who must be all-perfect, all-knowing and all–pervading by knowledge. The conception of God must be such as not to come into conflict with this.

Some systems of thought steer clear of these rocks by supposing that God is the Eneui, the Imagination or the consciousness pervading the whole Universe. The world is only a mode of our perceiving that Eternal Spirit which is all inclusive and stands far above the limited reason of man. The Sansar is the functional or volitional activity of the Spirit. The world is in it and it is in the world. This kind of theism is more consistent and helpful than the first. We can not raise the objections that we did against a personal God. It is sometimes asked from where came into existence the spirit but such a question is meaningless. It exists itself. We can not conceive of anything which comes from beyond existence that is nothing. Something coming out of nothing is a contradiction in terms. In fact to a thinking mind 'nothing is non–

existent.' Hence we must presume that the Spirit i. e. God is existing from the beginning and that there was no time when He was not existing. He is eternally existing. So far it is alright; but when the question arises as to in what way man is related to God, the solution is full of difficulties. It goes without saying that man is imperfect and that he ought not to be so. This means an enquiry into two questions. How man comes to be imperfect and what means he should adopt to remove the imperfection and attain the state of bliss and perfection. We have already seen that the imperfections and inequalities in this world can be satisfactorily accounted for only on one theory-the theory of Karma. It is the ties of Karma that subject Jive to the bondage of the Sansara and we require a God who will be helpful to men in tiding over the worldly ocean. The Jainas therefore believe in their Vitaraga to be True God. They do not interfere with the laws which have brought about the relations between Jiva and Karma, nor do they very the effects of Karma. The Sansara is Anadi and independent of God.

**દેવ વીતરાગ છે—**

" પૂર્વ શ્લોકમાં કહેલી હકીકતને આધારે દેવ વીતરાગજ હોવો થાય છે. એ વીતરાગને કોઇ પ્રિય કે અપ્રિય હોતું નથી. પરમામાં રાગાદિ દોષોની સત્તા યદિ હોય, તો તેજ આવરણો હોવાથી તે જ્ઞસ્વરૂપ કેમ કહી શકાય ? "—૧૭

**વ્યાખ્યા.**

જૈનશાસ્ત્રોની દષ્ટિએ ઉપર જોઇ ગયા તેમ **અનાદિનિત્યમુક્ત એક**

**ઇશ્વર** માનવામાં આવ્યો નથી. જૈનશાસ્ત્રો કહે છે કે—જે મુક્તિના માર્ગે યથાવત્ પ્રવૃત્તિ કરે, તે બરાબર મુક્ત થઇ શકે છે; અને મુક્ત થવું એજ ઇશ્વરત્વની પ્રાપ્તિ છે.

સર્વ સંસારી આત્માઓ કર્મોથી બદ્ધ છે. એમાંથી જે આત્માનાં કર્મ-બન્ધનો છૂટી જાય છે—જે આત્મા કર્મોથી મુક્ત થાય છે, તે આત્મા '**મુક્ત**' થયો કહેવાય છે. **મુક્ત** શબ્દની આમ વ્યાખ્યા જોતાં ઇશ્વર પણ કર્મબન્ધનોથી મુક્ત થવા ઉપરજ 'મુક્ત' કહી શકાય છે. જેને પૂર્વે કર્મબન્ધન કદાપિ હતું જ નહિ, તે કર્મબન્ધનથી મુક્ત થયો શી રીતે કહેવાય? અને અતએવ તે 'મુક્ત' શી રીતે કહી શકાય? ઇશ્વરત્વનો કોઇ અમુક વ્યક્તિએજ ઠેકો લીધો છે, એમ વાત નથી. સર્વ આત્માઓ તત્ત્વતઃ—સ્વરૂપતઃ અનન્તશક્તિમાન્ છે. એ અનન્તશક્તિઓ જ્યારે પ્રબળ પુરૂષાર્થથી વિકાસમાં આવે, ત્યારે તે આત્મા '**ઈશ્વર**' બને છે.

**ઈશ્વર**ના સંબન્ધમાં **જૈનધર્મ**નો એક સિદ્ધાન્ત વિચારશીલ વિદ્વાનોનું વધારે ધ્યાન ખેંચે એવો છે. તે એ છે કે—ઇશ્વર જગતનો ઉત્પાદક નથી. **જૈનશાસ્ત્રો** એમ જણાવે છે કે—કર્મસત્તાથી ફરતા સંસારચક્રમાં નિર્લેપ—પરમવીતરાગ અને પરમકૃતાર્થ એવા ઇશ્વરનું કર્તૃત્વ કેમ બની શકે ? દરેક પ્રાણીનાં સુખ-દુઃખો તેની કર્મસત્તા ઉપર આધાર રાખે છે. વીતરાગ ઇશ્વર, ન કોઇના ઉપર પ્રસન્ન થાય છે કે ન કોઇના ઉપર રુષ્ટ બને છે. પ્રસન્ન થવું કે રુષ્ટ થવું, એ **વીતરાગસ્થિતિએ** નહિ પહોંચેલા—નીચી હદવાળાઓનું કામ છે.

આ વિષયના સમ્બન્ધમાં કંઇક વધુ વિચારો રજુ કરવા મારું **નમ્ર** હૃદય મને પ્રેરે છે.

સહુથી પહેલાં એ જોવાનું છે કે ઇશ્વર શરીરધારી છે યા શરીરરહિત ? ઇશ્વર શરીરધારી હોય, એ તો બુદ્ધિમાં આવી શકતું નથી. કેમકે શરીરની પ્રાપ્તિ કર્મસમ્બન્ધને આધીન છે, એમ દરેક શાસ્ત્રો ફરમાવે છે, જ્યારે ઇશ્વર સર્વ કર્મોથી નિર્મુક્ત છે, એ માટે ઇશ્વર શરીરધારી ઘટી શકતો નથી. ત્યારે ઇશ્વર શરીરરહિત છે, એમ સુતરાં સિદ્ધ થાય છે. હવે આપણે એ જોવાનું છે કે શરીરરહિત અર્થાત્ અમૂર્ત્ત એવા

ઈશ્વરથી મૂર્ત્તિરૂપ એવું આ જગત્ ઉત્પન્ન થઇ શકે ખરૂં ? દુનિયામાં ઘટ, પટ વગેરે જે મૂર્ત્ત પદાર્થો આપણે જોઇએ છીએ, તે સર્વ પદાર્થોને બનાવનારા શરીરધારી મૂર્ત્તિમન્ત જ છે. કોઇ એવો મૂર્ત્ત પદાર્થ આપણી નજરે આવ્યો નથી, કે જેનો બનાવનાર શરીરરહિત-અમૂર્ત્ત હોય. પ્રકૃતિના આ સ્વાભાવિક કાયદા ઉપર નિરીક્ષણ કરતાં હૃદયમાં એ વાત ઠીક માલૂમ પડવી જોઇએ કે અમૂર્ત્ત ઈશ્વરથી મૂર્ત્ત જગતનો ઉત્પાદ થઇ શકે નહિ.

ન્યાયદર્શનશાસ્ત્રકારો એમ માને છે કે આકાશ, કાળ, જીવ, અને પરમાણુ એ સર્વ અનાદિ નિત્ય છે, અને જીવનાં સુખ-દુઃખો તેના કર્મ અનુસાર તેને પ્રાપ્ત થાય છે. આ હકીકત ઉપર જ્યારે દૃષ્ટિપાત કરીએ છીએ, ત્યારે ઈશ્વરમાં જગત્કર્તૃત્વ માનવાનું કારણ કંઇ દેખાતું નથી. ઈશ્વરને શું અવશિષ્ટ રહ્યું છે અથવા શું પ્રયોજન છે કે જેને લીધે તેની જગત્સૃષ્ટિમાં પ્રવૃત્તિ હોઇ શકે ? પરમવીતરાગ એવા પરમેશ્વરને લીલા-ક્રીડાનો સંભવ માનવો, અને જગત્સૃષ્ટિમાં તે કારણ બતાવવું, એ બુદ્ધિમાં ઉતરી શકે તેવી બાબત નથી, એ દરેક વિચારકથી સમજી શકાય તેમ છે.

'જીવ અને કર્મનો સમ્બન્ધ આદિમાન્ છે યા અનાદિ ?' એ બાબતનો વિચાર કરવાથી પ્રસ્તુતમાં અજવાળું પડી શકે છે. જીવ અને કર્મનો સમ્બન્ધ યદિ આદિમાન્ હોય તો બતાવવું જોઇએ કે તે સંબંધને ઉત્પન્ન કરી આપનાર કોણ ? યદિ ઈશ્વરને તે સમ્બન્ધના ઉત્પાદક માનીએ તો એ સવાલ ઉભો થાય છે કે ઈશ્વરને જીવની સાથે કર્મ લગાડવાનું શું પ્રયોજન હતું ? પરમવીતરાગ અને પરમકારૂણિક એવા ઈશ્વરથી આવું કામ બને એ કઇરીતે માની શકાય, એ વિચારવું જોઇએ; કેમકે એ વાત જ્યારે નિર્વિવાદસિદ્ધ છે કે કર્મરહિત દશામાં જ જીવનું સ્વાભાવિક સ્વરૂપ અને સ્વાભાવિક જ્ઞાનાનન્દ પ્રકાશિત હોય તો પછી કર્મરહિત-પૂર્ણાનન્દમગ્ન એવા જીવોને કર્મનાં આવરણોથી બાંધવાનું કામ શું **દયાલુ ઈશ્વરથી** બની શકે ખરૂં ? કદાપિ નહિ.

વળી આપણે એ વાત આ પુસ્તકમાં +પાછળ જોઇ ગયા છીએ

---

+ ૬૪ મા પૃષ્ઠમાં **બન્ધતત્ત્વમાં**.

કે–' જીવો યદિ પહેલાં કર્મરહિત હોય અને પાછળથી કર્મબદ્ધ થયા હોય, તો જીવોની મુક્તિ કદાપિ થઇ શકશે નહિ; કારણ કે કર્મરહિત જીવો પણ જ્યારે પાછળથી કર્મોથી બંધાયા, તો પછી મુક્ત ( મુક્તિ-પ્રાપ્ત ) થયા પછી પણ તેઓ ફરીને કર્મોથી કેમ નહિ બંધાય ? આ ઉપરથી જીવ અને કર્મનો સંબન્ધ આદિમાન્ ઘટી શકતો નથી, ત્યારે સુતરાં એ સિદ્ધ થાય છે કે જીવ અને કર્મનો સમ્બન્ધ અનાદિ છે. હવે આપણે એ જોઇ શકીશું કે જ્યારે જીવ અને કર્મ એ અનાદિ-સમ્બદ્ધ છે; તો અનાદિ કર્મસંયોગને લઇને સંસાર પણ અનાદિજ હોવો સિદ્ધ થાય છે. સંસાર જ્યારે અનાદિ સિદ્ધ થાય છે તો પછી ઇશ્વરમાં જગત્કર્તૃત્વ ક્યાં રહ્યું ? મુક્તિ અનાદિ છે, તો સંસાર અનાદિ છે, સંસાર અનાદિ છે તો જગત્નો કર્તા કોઇ ઘટી શકતો નથી. પૃથ્વી, જળ વગેરે ભૂતોનો ઉપભોગ પણ જીવને અનાદિ કર્મસંયોગના પ્રવાહને લીધે અનાદિ કાળથી ચાલ્યો આવે છે.

ઇશ્વરને કર્તા માનીએ તો તેનું કર્તવ્ય છે કે તેણે સર્વ જીવોને સુખી બનાવવા જોઇએ. પરન્તુ જગત્માં તેમ દેખાતું નથી. ઉલટું સુખી જીવોના કરતાં દુઃખી જીવોનું ક્ષેત્ર મ્હોટું દેખાય છે. દયાળુ ઇશ્વરથી આવી દુઃખિની સૃષ્ટિ કેમ બની શકે ? યદિ એમ કહેવામાં આવે કે ' સુખ–દુઃખ તો જીવોનાં કર્મ ઉપર આધાર રાખે છે. જેવાં જેવાં કૃત્યો જીવો કરે છે, તેવાં તેવાં ફળો તેમને પ્રાપ્ત થાય છે. ' તો પછી એમાં ઇશ્વરનું કર્તૃત્વ શું આવ્યું ? સુખ—દુઃખો જ્યારે અનાદિકાળથી કર્માધીન પ્રાપ્ત છે; તો પછી ઇશ્વરની કૃતિ આપણે શી સમજવી ? યદિ એમ કહેવામાં આવે કે–કર્મમાં સ્વતન્ત્રતયા ફલ આપવાની શક્તિ નથી, કિન્તુ ઇશ્વરાધિષ્ઠિત–ઇશ્વરપ્રેરિત થયેથીજ કર્મ ફળ આપી શકે છે ? તો એ ઉપર પણ એ પ્રતિવાદ થઇ શકે છે કે–કર્મને પ્રેરીને તે દ્વારા જીવને સુખ–દુઃખ આપવું, એ ઇશ્વરને માટે શું સમુચિત માની શકાય છે ખરું ? કર્મને પ્રેરણા ન કરવી અને જીવોને એમના સ્વાભાવિક સ્વરૂપમાં જ રાખવા, એજ ઇશ્વરનું શું બ્હાણુ નથી ? કદાચ એમ કહેવામાં આવે કે કરેલા સુકૃત્ય યા દુષ્કૃત્યનો પુરસ્કાર અથવા સજા જીવને ઇશ્વરે આપવીજ જોઇએ, અને એજ માટે કર્મને પ્રેરી તે દ્વારા ઇશ્વર તેમ કરે છે. તો એની અંદર એ સવાલ ઉભો થાય છે કે જીવો દુષ્કૃત્યો કેમ કરે છે ? બધા જીવો સત્કૃત્ય કેમ કરતા નથી ? કહેશો કે–' દુર્બુદ્ધિ

વાળા જીવો ખોટાં કામો કરે છે અને એને લીધે એઓને ઇશ્વર તરફથી સજા ( દુઃખ ) ખમવી પડે છે, જ્યારે સદ્‌બુદ્ધિવાળા જીવો સદાચાર સેવે છે, જેથી એઓ ઇશ્વર તરફથી સુખ મેળવે છે. તો એ ઉપર અમે એમ કહેવા માંગીએ છીએ કે જીવોમાં કેટલાક સુબુદ્ધિ અને કેટલાક દુર્બુદ્ધિ, આવો ભેદ પડવાનું કારણ શું ? જીવત્વેન રૂપેણ સરખા તમામ જીવોમાં આમ બુદ્ધિની વિચિત્રતા હોવાનું કારણ શું ? જ્યારે સર્વ જીવો સ્વરૂપે અનન્ત-જ્ઞાનમય છે, તો પછી બુદ્ધિમાં ફેરફાર થવાનું કારણ શું ? યદિ ઇશ્વરના તરફથી જીવની નૈસર્ગિક સ્વચ્છ બુધ્ધિમાં ફેરફાર થયો હોય અને તે ફેરફાર ઇશ્વરના તરફથી કર્મનાં આવરણો લગાવવાથી થયો હોય તો એ વાત ઇશ્વરને માટે શું શોભાસ્પદ છે ?.

ઇશ્વરમાં, સુખ–દુઃખ આપવા માટે કર્મને પ્રેરવાનું સામર્થ્ય માનવામાં આવે છે, તો કર્મને બંધાતા અટકાવવાનું સામર્થ્ય તેનામાં કાં ન માનવું જોઇએ ?. કોઇ પણ જીવ જ્યારે ખોટું કામ કરવા લાગે કે તત્ક્ષણાત્ તેને તે કામ કરતો ઇશ્વરે અટકાવી દેવો જોઇએ, જેથી જીવને કર્મનો બન્ધ પણ થશે નહિ. ઇશ્વર સર્વજ્ઞ અને અનન્તશક્તિમાન્ હોવાથી સર્વત્ર પ્રતિક્ષણ જોઇ શકે છે કે અમુક જીવ આવાં આવાં કૃત્યો કરી રહ્યો છે. આવી સ્થિતિમાં તેનું એ કર્ત્તવ્ય છે કે ખરાબ કામ કરતાં જીવોને અટ-કાવવા જોઇએ. વિચાર કરો કે એક આંધળાને કુવામાં પડતો ત્યાં ઉભેલો બીજો ચક્ષુષ્માન્ માણસ જોઇ રહ્યો હોય, તો તેણે તેને કુવામાં પડતો અટકાવવો જોઇએ કે નહિ ? યદિ તે માણસ, પેલા આંધળાને કુવામાં પડતો જાણતા છતાં અને સમર્થ હોઇ કરીને પણ જો ન અટકાવે, તો તેને કેવો કહેવો જોઇએ, એ વાંચનાર સમજી શકે તેમ છે. આ પ્રમાણે પ્રસ્તુતમાં પણ ઇશ્વરને માટે સમજવાની આવશ્યકતા છે.

વળી લોકવ્યવહારમાં પણ જોઇએ છીએ કે કોઇ માણસ ખરાબ કામ કરવા જતાં ( હજુ ખરાબ કામ કર્યું નથી, છતાં ) યદિ રાજાની દૃષ્ટિએ પડી ગયો હોય, તો તેને ઝટ પકડી લેવામાં આવે છે અને તેને તે કામ કરતાં અટકાવાય છે; પરન્તુ ખરાબ કામ કરવા પ્રવૃત્ત થતાં માણસને જાણી જોઇને નહિ અટકાવીને, ખરાબ કામ કરી ચુકયા પછી તેને સજા કરવામાં આવે, એમ બનતું નથી. તો પછી ઇશ્વર પાપ

કરવા પ્રવૃત્ત થતા પ્રાણીને પાપ કરતો નહિ અટકાવીને, પાપ કર્યા પછી તેને સજા આપે, એ કેવી વાત?

વસ્તુતઃ જીવ કર્મ બાંધે છે, તેમાં જ્યારે ઈશ્વરનો હાથ હોતો નથી, તો પછી કર્મના ફળને ઉદયપ્રાપ્ત થવામાં ઈશ્વરનો હાથ કાં હોવો જોઈએ? કર્મને બાંધવામાં જીવ યદિ ઈશ્વરનિરપેક્ષ-સ્વતન્ત્ર છે, તો કર્મનું ફળ ભોગવવામાં પણ જીવ ઈશ્વરનિરપેક્ષ-સ્વતન્ત્રજ હોવો જોઈએ, એ **સમાન ન્યાય** છે.

અહીં એ કહી દેવું જોઈએ કે કેવલ જૈનોજ ઈશ્વરને જગત્કર્ત્તા નથી માનતા, એમ નથી; કિન્તુ વૈદિકમતવાળાઓમાંના ઘણાઓ ઈશ્વરને જગત્કર્ત્તા માનતા નથી. જુઓ! **વાચસ્પતિમિશ્રમહાશયરચિત-સાંખ્યતત્ત્વકૌમુદી**માં ૫૭ મી કારિકા ઉપરનું લખાણ—

" प्रेक्षावतः प्रवृत्तेः स्वार्थ–कारुण्याभ्यां व्याप्तत्वात् । ते च जगत्सर्गाद् व्यावर्त्तमाने प्रेक्षावत्प्रवृत्तिपूर्वकत्वमपि व्यावर्तयतः । नह्यवाप्तसकलेप्सितस्य भगवतो जगत् सृजतः किमप्यभिलषितं भवति । नापि कारुण्यादस्य सर्गे प्रवृत्तिः, प्राक् सर्गात् जीवानामिन्द्रिय–शरीर–विषयानुत्पत्तौ दुःखाभावेन कस्य प्रहाणेच्छा कारुण्यम् ? । सर्गोत्तरकालं दुःखिनोऽवलोक्य कारुण्याभ्युपगमे दुरुत्तरमितरेतराश्रयत्वं दूषणम् । कारुण्येन हि सृष्टिः, सृष्ट्या च कारुण्यमिति । अपि च करुणया प्रेरित ईश्वरः सुखिन एव जन्तून् सृजेद्, न विचित्रान् । कर्मवैचित्र्याद् वैचित्र्यम् इति चेत्, कृतमस्य प्रेक्षावतः कर्माधिष्ठानेन, तदनधिष्ठानमात्रादेव अचेतनस्यापि कर्मणः प्रवृत्त्यनुपपत्तेस्तत्कार्यशरीरेन्द्रियविषयानुत्पत्तौ दुःखानुत्पत्तेरपि सुकरत्वात् " ।

અર્થાત્—" પ્રેક્ષાવાન્‌ની પ્રવૃત્તિ હમેશાં સ્વાર્થ યા કરુણાથી વ્યાપ્ત
" હોય છે. જે પ્રવૃત્તિમાં સ્વાર્થ યા કરુણાનો હેતુ ન હોય, તે પ્રવૃત્તિ
" પ્રેક્ષાવાન્‌ની હોઈ શકે નહિ, આ એક નિયમ છે. આ નિયમ પ્રમાણે
" જગત્સૃષ્ટિ, સ્વાર્થ યા કરુણાની સાથે સમ્બન્ધ જો ન રાખતી હોય
" તો તે ( જગત્સૃષ્ટિ ) પણ પ્રેક્ષાવાન્‌ની પ્રવૃત્તિનો વિષય હોઈ શકે
" નહિ. હવે આપણે એ જોઈએ કે જગત્સૃષ્ટિમાં સ્વાર્થિકતા અને કરુણા-
" દૃષ્ટિ, એ બંનેમાં એક પણ સંભવિત છે કે નહિ? ભગવાન્ ઈશ્વર
" સર્વ સિદ્ધિઓને પ્રાપ્ત થયેલ છે, એ કારણથી એને કોઈ વસ્તુ આપ્તવ્ય

" રહેતી નથી, કે જેને માટે તે જગત્નું નિર્માણ કરે ? હવે કરૂણા-
" દૃષ્ટિએ જગતની સૃષ્ટિ સંભવે છે કે નહિ તે જોઇએ. જગતને રચ્યા
" પહેલાં જીવાત્માઓને ઇન્દ્રિય, શરીર અને વિષયોનો અભાવ હોવાથી
" દુઃખાભાવ સ્વતઃ સિદ્ધ હતો, એમ સ્પષ્ટ સમજી શકાય છે, તો પછી
" ઇશ્વરને જીવાત્માઓનું શું દુઃખ દૂર કરવાની કરૂણા ઉત્પન્ન થઇ કે
" જેને લીધે તેને જગત્ રચવું પડયું ? જગત્ બનાવ્યા પછી દુઃખી થયેલ
" જીવાત્માઓને જોઇ ઇશ્વરને કરૂણા ઉત્પન્ન થઇ, એમ જો કહેતા
" હોય, તો એ શું કહેવું ? એથી તો ઉલટું ઇશ્વર ટૂંકીદષ્ટિવાળો
" સિદ્ધ થાય છે, અને **ઇતરેતરાશ્રય** દોષ આવે છે; જેમકે-કરૂણાથી
" સૃષ્ટિ ઉત્પન્ન કરી અને સૃષ્ટિ ઉત્પન્ન કરવાથી કરૂણા ઉત્પન્ન થઇ.
" વળી કરૂણાથી જગત્સૃષ્ટિ કરી હોય, તો ઇશ્વરે સર્વ આત્માઓને
" સુખીજ બનાવવા જોઇતા હતા, સુખ-દુઃખથી વિચિત્ર કાં બનાવ્યા ?.
" કર્મની વિચિત્રતાથી જગત્નું વૈચિત્ર્ય માનતા હોય, તો પ્રેક્ષાવાન્
" ઇશ્વરને કર્મને પ્રેરવાથી સર્યું, કેમકે કર્મને પ્રેરણ નહિ કરવાથીજ
" જડ કર્મની પ્રવૃત્તિ થઇ શકશે નહિ અને એથી શરીર, ઇન્દ્રિય અને
" વિષયો ઉત્પન્ન નહિ થઇ શકવાને લીધે જીવાત્માઓને દુઃખાભાવ
" અનાયાસ પ્રાપ્ત થશે."

ઉપરના વિચારસમૂહથી વાંચનાર જોઇ શકયા છે કે ઇશ્વરને જગત્કર્ત્તા માનવામાં જૈનશાસ્ત્રકારોને શું વાંધો જણાય છે. પરન્તુ આવા મતભેદોને લઇને એક બીજાની તરફ વૈમનસ્યભાવ રાખવો, એ નિતાન્ત અયુક્ત છે. જૈનશાસ્ત્રકારોની એ મુખ્ય શિક્ષા છે કે રાગ-દ્વેષના પ્રસંગથી અલગ રહેવું. જૈનધર્મના સિધ્ધાન્તોનું ચરમ સાધ્યબિન્દુ રાગ-દ્વેષનો વિલય કરવો એજ છે; અને એજ કારણથી જૈનધર્મપ્રચારક મહાપુરૂષોએ દરેક તત્ત્વનું વિવેચન કરવામાં પૂર્ણ તટસ્થબુદ્ધિ રાખી છે, એમ એઓનાં શાસ્ત્રો ઉપરથી જોઇ શકાય છે. પ્રસ્તુત-જગત્કર્તૃત્વનાજ વિષયમાં જૈનાચાર્યો કેવી તટસ્થબુદ્ધિ અને ગંભીરદૃષ્ટિવાળા હતા, એ વિષેની વાનકી તરીકે ભગવાન્ હરિભદ્રસૂરિજીના ઉલ્લેખો પર્યાપ્ત છે. એ ઉલ્લેખો તરફ દૃષ્ટિપાત કરવો અહીં અસ્થાને લેખાશે નહિ.

જૈનસિદ્ધાન્તના મન્તવ્ય પ્રમાણે ' ઇશ્વર જગત્કર્ત્તા નથી ' એમ ' શાસ્ત્રવાર્ત્તાસમુચ્ચય ' નામક ગ્રન્થના ત્રીજા સ્તબકના આરંભમાં

હરિભદ્રસૂરિ પ્રતિપાદન કરે છે, અને એ પ્રતિપાદન કર્યા પછી છેવટે જઇને તેઓ સાહેબ કહે છે કે—

" ततश्चेश्वरकर्तृत्ववादोऽयं युज्यते परम् ।
सम्यग्न्यायाविरोधेन यथाहुः शुद्धबुद्धयः " ॥

" ईश्वरः परमात्मैव तदुक्तव्रतसेवनात् ।
यतो मुक्तिस्ततस्तस्याः कर्ता स्याद् गुणभावतः " ॥

" तदनासेवनादेव यत् संसारोऽपि तत्त्वतः ।
तेन तस्यापि कर्तृत्वं कल्प्यमानं न दुष्यति " ॥

અર્થાત્—" ઇશ્વરકર્તૃત્વનો મત આવી રીતની યુક્તિથી ઘટાવી પણ શકાય છે કે પરમાત્મા ઇશ્વરે બતાવેલા માર્ગનું સેવન કરવાથી મુક્તિ પ્રાપ્ત થાય છે, માટે એ મુક્તિના દેનાર ઇશ્વર છે, એમ **ઉપચારથી** કહી શકાય છે. ઇશ્વરદર્શિત માર્ગનું સેવન નહિ કરવાથી સંસારમાં જે પરિભ્રમણ કરવું પડે છે, તે પણ ઇશ્વરનો ઉપદેશ નહિ માન્યાની સજા છે, એમ **ઉપચારથી** કહી શકાય છે."

જૈનસિદ્ધાન્ત જ્યારે ઇશ્વરકર્તૃત્વનો સ્વીકાર કરતો નથી, તો પછી **ઉપચારથી** પણ આવી રીતે ઇશ્વરકર્તૃત્વની વ્યાખ્યા કરવાનું શું કારણ? એવો પ્રશ્ન અહીં ઉભો થઇ શકે છે. તેના ખુલાસામાં તે પૂજ્યપાદ ફરમાવે છે કે—

" कर्ताऽयमिति तद्वाक्ये यतः केषाञ्चिदादरः ।
अतस्तदानुगुण्येन तस्य कर्तृत्वदेशना " ॥

અર્થાત્—" જેઓને ' ઇશ્વર જગત્કર્ત્તા છે ' એ ઉપદેશ ઉપર આદર બંધાયો છે, તેઓને માટે આવી રીતે ઇશ્વરકર્તૃત્વની યોજના કરવામાં આવી છે. "

હવે બીજી રીતે ઉપચાર વગર ઇશ્વરને જગત્કર્ત્તા બતાવે છે—

" परमैश्वर्ययुक्तत्वाद् मत आत्मैव चेश्वरः ।
स च कर्तेति निर्दोषः कर्तृवादो व्यवस्थितः " ॥

અર્થાત્—" ખરી રીતે આત્માજ ઇશ્વર છે. કેમકે દરેક આત્મામાં ઇશ્વરશક્તિ સત્તાથી સમ્પૂર્ણ રહેલી છે. એથી આત્મારૂપ ઇશ્વર સર્વ પ્રકારની ક્રિયાઓ કરનાર હોવાને લીધે બરાબર કર્ત્તા છે. આવી રીતે કર્તૃત્વવાદ ( જગત્કર્તૃત્વવાદ ) વ્યવસ્થિત થઇ શકે છે. "

આગળ વધીને આચાર્ય મહારાજ કહે છે કે—

" शास्त्रकारा महात्मानः प्रायो वीतस्पृहा भवे ।
सत्त्वार्थसम्प्रवृत्ताश्च कथं तेऽयुक्तभाषिणः " ॥

" अभिप्रायस्ततस्तेषां सम्यग् मृग्यो हितैषिणा ।
न्यायशास्त्राविरोधेन यथाह मनुरप्यदः " ॥

" आर्षं च धर्मशास्त्रं च वेदशास्त्राविरोधिना ।
यस्तर्केणानुसन्धत्ते स धर्मं वेद नेतरः " ॥

અર્થાત્—" જ્યાં જ્યાં ઇશ્વરને **કર્ત્તા** કહેવામાં આવ્યો હોય, ત્યાં ત્યાં પૂર્વોક્ત અભિપ્રાયથી કર્ત્તા સમજવો. તે સિવાય વસ્તુસ્થિતિએ ઇશ્વરને કર્ત્તા કોઇ શાસ્ત્રકાર બતાવી શકે નહિ; કારણ કે શાસ્ત્ર બનાવનાર ઋષિ મહાત્માઓ પ્રાયઃ પરમાર્થદૃષ્ટિવાળા અને લોકોપકારની વૃત્તિવાળા હોય છે, માટે તેઓ અયુક્ત પ્રમાણવિરૂદ્ધ ઉપદેશ કરે નહિં. અતઃ તેઓના ઉપદેશનું રહસ્ય શોધવું જોઇએ કે અમુક વાત તેઓ કયા આશયથી બતાવે છે. "

देवस्याऽऽराध्यत्वे हेतूनाह—

**वयं सरागाः प्रभुरस्तरागः किञ्चिज्ज्ञताऽस्मासु स सर्ववेदी ।**
**शरीरिणः स्मः स पुनर्विदेहोऽस्माकं समाराध्यतमः स तस्मात् ॥१८॥**

We are passionful, God is dispassionate. We w little while He knows everything. We are bodied beings while he is without body. He ould therefore always be worshipped by us. ( 18 )

**Notes:**—V. V. 18 and 20.

અદ્વિતીય આનન્દ માને છે, એઓજ મોક્ષને ધિક્કારે છે; અને એવા માણસો મોક્ષને ધિક્કારે, એમાં તત્ત્વજ્ઞોને કંઇ આશ્ચર્ય કરવા જેવું હોતું નથી. ”—૩૯

**कुबुद्धीनां कुबुद्धिमादर्शयति—**

**सुस्वादुभुक्तिर्मधुरं च पानं मनोज्ञवस्त्राभरणादिधानम् ।**
**इतस्ततः पर्यटनं यथेष्टं वयस्यगोष्ठी सुमुखीमुखं च ॥ ४० ॥**

**इत्यादिकं शर्म बहुप्रकारकं संसारवासे प्रकटप्रतीतिकम् ।**
**मुक्तौ क्व नामेति विषस्य मोदकान् प्रसारयन्त्यज्ञगणे कुबुद्धयः॥४१॥**
**युग्मम् ।**

Delicious food, sweet drinks, charming dress and ornaments, freedom of movements, parties of friends and company of beautiful women, such and other kinds of happiness are experienced in this world; but they are absent in the absolution. Wicked persons spread such poisonous but palatable notions about happiness among the ignorants. ( 40-41 )

**કુબુદ્ધિવાળાઓની કુબુદ્ધિ—**

“ સ્વાદિષ્ઠ ભોજન, મધુરપાન, મનોહર વસ્ત્ર–અલંકારો વગેરે ધારણ કરવાં, જ્યાં ત્યાં બાગ–બગીચામાં યથેષ્ટ વિહરણ કરવું, મિત્રગોષ્ઠી અને સુન્દરીનો સમાગમ ઇત્યાદિ અનેક પ્રકારનાં સંસારવાસમાં સ્પષ્ટ અનુભવાતાં સુખો શું મુક્તિમાં છે ? આવાં સુખો જ્યારે મુક્તિમાં નથી, તો તેવી મુક્તિ કેવી રીતે ઇચ્છવાજોગ હોઇ શકે ? ’

આવી રીતે ઝેરના લાડવા દુર્બુદ્ધિ લોકો ભોળા જનસમાજમાં ફેલાવે છે. ”—૪૦, ૪૧

**सांसारिकसुखस्य दुःखत्वं प्रसाधयति—**

**संसारभोगेषु सुखं यदेव प्रतीतिमारोहति दुःखमेतत् ।**
**कर्मोद्भवत्वात् क्षणभङ्गुरत्वाद् दुःखान्वितत्वादमहत्त्वतश्च ॥ ४२ ॥**

Whatever happiness is conceived to exist in the enjoyment of worldly pleasures is nothing but misery, because it is produced by the Karmic forces, transitory, full of misery, and of less value. ( 42 )

**સંસારનું સુખ દુઃખ છે—**

સંસારના ભોગોમાં જે સુખ અનુભવાય છે, તે સુખ વસ્તુતઃ દુઃખ છે; કારણ કે તે કર્મથી ઉત્પન્ન થનાર છે, ક્ષણભંગુર છે, દુઃખમિશ્રિત છે અને તુચ્છ છે "—૪૨

**ભાવાર્થ**—સંસારપ્રપંચમાં **વ્યવહારદૃષ્ટિએ** જે સુખ ભાસે છે, તે અતિપ્રચંડ દુઃખની સાથે સંબન્ધ રાખતું હોવાથી ગ્રાહ્ય નથી. **નિશ્ચયદૃષ્ટિએ** કર્મના ઉદયથી ઉત્પન્ન થનારાં સુખો સુખજ નથી. પુણ્ય અને પાપ એ બંને **કર્મ** છે અને અતએવ તે બન્ધન છે. એ બન્ધનો રહેતે ખરૂં સુખ હોઇ શકે નહિ.[1] એજ માટે **વ્યાસ, પતંજલિ** વગેરે મહાત્માઓએ સંસારમાં સુખનો અભાવજ માન્યો છે. **ગૌતમ** ઋષિએ પણ એકવીશ દુઃખોની અંદર સુખ પણ ગણ્યું છે.

**मुक्तिमहत्त्वं प्रकटयति—**

**समस्तकर्मक्षयतोऽखिलार्थप्रकाशयुक्तं सुखमद्वितीयम् ।**
**यस्मिन् त्रिलोकीसुखमस्ति बिन्दुर्मुक्तौ क इच्छेन्नहि ?, को भवेद् द्विट् ? ॥ ४३ ॥**

Who will not long for the attainment of that unparalleled happiness which is the result of the destruction of all the Karmic forces and which illumines everything and before which the worldy pleasures are as nothing ? Who will disregard it ? ( 43 )

---

૧ આ હકીકત **વિશેષાવશ્યક**ના અગ્યારમા ગણધરવાદમાં જુઓ.

**મુક્તિનું મહત્ત્વ—**

"સર્વ કર્મોનો વિધ્વંસ થયેથી અનન્તજ્ઞાનયુક્ત જે અદ્વિતીય-આત્મીય-સ્વાભાવિક સુખ પ્રકટ થાય છે અને જે સુખની આગળ સમસ્ત ત્રિલોકીનો સુખસમૂહ બિન્દુમાત્ર છે, એવું સુખ મુક્તદશામાં કોણ ઇચ્છે નહિ ? કોણ ડાહ્યો મનુષ્ય એવી મુક્તિ ઉપર દ્વેષ રાખે ?"—૪૩

मुक्त्यद्वेषस्य उपायान्तरप्राधान्यम्—

**एवं च मुक्तावनुकूलवृत्तिरवाद्युपायोऽभिहितेषु मुख्यः।**
**यस्मिन् स्थितेऽन्येऽपि भवन्त्युपाया यत्रास्थिते व्यर्थ उपायराशिः॥४४॥**

So partiality for absolution is the chief means, in the presence of which other requisites become fruitful, while in the absence of which all other requisites of the Yoga are of no use. ( 44 )

**Notes**:—Every embodied soul, high or low in the evolutionary stage, seeks happiness and tries to avoid evil. In other words it tries to be free from what he considers to be misery and pain and to attain what he thinks to be happiness. The ideal of true happines and evil varies with different persons in different countries and ages, according to their religious conceptions and stand-points. As long as one is in the phenomenal stage and identifies himself with his body, he looks upon worldly pleasures as true happiness and is ready to undergo any amount of trouble and difficulty to achieve this end. His activities are directed by selfish prompting and desires. They result from external impulses. When his mind becomes firm in the belief of the existence of Soul, Karma, Rebirth & Liberation. Selfish motives gradu-

ally cease and are replaced by motives altruistic and selfless in character. He then becomes free from materialism and the divine light dawns upon him. His apathy towards Moksha (liberation) ceases. He progresses himself further and is blessed with the glimpses of true light. He then begins to identify his interests, with the interest of others and to view correctly the misleading and dazzling grandeur of external appearances and to do actions as tend to universal good. He does not feel hatred towards people who are vicious, sinful but maintains an indifferent attitude towards them and fully sympathises with their object and condition and tries his best to ameliorate it as much as it lies in his power. He is free from up-holding tenaciously his own views if they are perverse. His actions, words and mental activities work on the line of religious toleration. Eventually he feels the Supreme Truth that his higher soul, purged of all karmic dross is even blissful and absolutely free from all karmic bondage-the prime root of all evil in the form of rebirth, old age, death and disease. Thus one who has lost all apathy for liberation and is inspired for its attainment, without being disttracted by perverse manifold mental activities, becomes calm, selfcentred and competent to realise the real truth. So loving attitude for liberation, is a primary necessity in the path of advancement to the Highest Truth.

**'મુક્ત્યદ્વેષ' ગુણનું પ્રાધાન્ય—**

"આ ઉપરથી એ ધ્યાનમાં લેવું જોઇએ કે-મુક્તિ તરફ અદ્વેષ

એજ ' **પૂર્વસેવા** ' નામથી જાણીતા થયેલા યોગોપાયોની અંદર અગ્રગણ્ય પદ ધરાવે છે. યોગના સઘળા ઉપાયોમાં આ ઉપાય પ્રથમ પ્રાપ્તવ્ય છે. આ ઉપાય પ્રાપ્ત થયેથી અન્ય ઉપાયો પ્રાપ્ત થઇ શકે છે, જ્યારે આ ઉપાયની અપ્રાપ્તિમાં પ્રાપ્ત કરેલા અન્ય ઉપાયો નિષ્ફળ નિવડે છે. "—૪૪

**વ્યાખ્યા.**

મોક્ષ–અદ્વેષ એ યોગપ્રાપ્તિનો છેલ્લો ઉપાય બહુ અગત્યનો છે. મોહનીયકર્મના ઉદયથી વિષયાનન્દની વૃત્તિઓ ઉછળતી રહે એ બનવાજોગ છે, પણ મોક્ષ તરફ દ્વેષવૃત્તિ ન હોવી જોઇએ. ભવોદ્વેગ એ યોગની પ્રાપ્તિનો અસાધારણ હેતુ છે, અને તેને પ્રાપ્ત કરવાનું સાધન મોક્ષ–અદ્વેષ છે. મોક્ષ–અદ્વેષ એ ખરેખર મનની વૃત્તિનો વિષય છે. એની સિદ્ધિ કઠિન ન કહેવાય તો સહજ પણ ન કહી શકાય. મોક્ષ તરફ અભિરૂચિવાળી લાગણી ઉત્પન્ન થવા પહેલાં મોક્ષ તરફ ઘૃણાની વૃત્તિ નષ્ટ થવી જોઇએ છે.

પૂર્વસેવાના આ છેલ્લા અંગ ( મોક્ષ–અદ્વેષ ) વગર ગુરૂ–દેવાદિપૂજન ગુણસંપાદક થઇ શકતું નથી. કલ્યાણાભિમુખ હૃદયથી જે ધાર્મિક અનુષ્ઠાનો કરવામાં આવે છે, તેજ વાસ્તવમાં કલ્યાણકારી કહી શકાય છે.

**શાસ્ત્રકારો** દેવ–ગુરૂસેવાદિ ધાર્મિક અનુષ્ઠાનોને પાંચ પ્રકારોમાં વિભક્ત કરે છે. તે પાંચ પ્રકારો–વિષ, ગર, અનનુષ્ઠાન, તદ્ધેતુ અને અમૃત છે.

લાભ–પૂજા–ખ્યાતિની આકાંક્ષાએ જે ધર્મકૃત્ય કરવામાં આવે છે, તે **વિષ** છે. વિષ જેમ પ્રાણનો સંહાર કરે છે, તેમ આ અનુષ્ઠાન ચિત્તનો સંહાર કરનાર છે. પારલૌકિક સ્વર્ગાદિ વૈભવની તૃષ્ણાએ જે ધર્મપ્રવૃત્તિ આચરવામાં આવે છે, તે **ગર** છે. કુદ્રવ્યસંયોગથી બનેલું ગર નામનું વિષ જેમ કાલાન્તરે પ્રાણઘાતક બને છે, તેમ આ બીજું અનુષ્ઠાન ભવાન્તરમાં પુણ્યફળનો અનુભવ કરાવીને પછી અધોગતિમાં પટકે છે.* ધ્યાન વગર–ઉપયોગરહિત જે ક્રિયા કરવામાં આવે છે, તે–

---

* આજ માટે નિદાન ( નિયાણુ ) બાંધવાનું નિષેધ્યું છે.

સમ્મૂર્ચ્છિમપ્રવૃત્તિની જેવી ક્રિયા **અનનુષ્ઠાન** છે. **ઓઘસંજ્ઞા** યા **લોકસંજ્ઞાથી**+ જે અશુદ્ધ ક્રિયા કરવામાં આવે છે, તેનો આ અનનુષ્ઠાનમાં પ્રવેશ થાય છે. શાસ્ત્ર, ગુરૂ કે જ્ઞાનવંતોની અપેક્ષા રાખ્યા વગર શૂન્ય મનથી જે ક્રિયા કરવી તે ઓઘસંજ્ઞા છે. અને શુદ્ધતાની દરકાર રાખ્યા સિવાય, એટલે કે 'શુદ્ધક્રિયાની પ્રરૂપણા કરવામાં શુદ્ધક્રિયા બનવી અશક્ય હોવાને લીધે મૂલતઃ ક્રિયાનો ઉચ્છેદ થશે અને એથી તીર્થનો વિચ્છેદ થશે'–એમ માની શુદ્ધ ક્રિયા તરફ બેદરકારી રાખી, અબુધલોકપ્રવાહ પ્રમાણે ક્રિયામાં પ્રવર્તતા રહેવું એ લોકસંજ્ઞા છે.

**તદ્ધેતુ** અનુષ્ઠાન એ છે કે જે ક્રિયા મોક્ષના ઉદ્દેશે પ્રીતિપૂર્વક સાવધાનતાથી કરવામાં આવે છે. આવી ક્રિયા કરનારા પ્રાણીને સંસારભ્રમણકાળ વધુમાં વધુ એક પુદ્ગલપરાવર્ત્ત બાકી રહેલો હોય છે. છેલ્લા પુદ્ગલપરાવર્ત્ત કાળને શાસ્ત્રકારો ધર્મનો યૌવનકાળ બતાવે છે. ભોગાનુરાગી યુવકને બાલક્રીડા જેમ શરમ ઉપજાવે છે, તેમ ધર્મમાં યુવક એવા સજ્જનને અશુદ્ધ ક્રિયા તરફ લજ્જા ઉદ્ભવે છે. આ સ્થિતિમાંથી ચેતનની ઉત્ક્રાન્તિ શરૂ થાય છે.

**અમૃત** અનુષ્ઠાન શુદ્ધ સ્વાભાવિક ભાવધર્મને કહેવામાં આવ્યું છે. આ અનુષ્ઠાનમાં આત્મપરિણામ બહુ નિર્મલ રહે છે. સર્વ પ્રકારે શુદ્ધ અને નિર્મલ ઉલ્લાસ પુરસ્સર થતી ક્રિયાને **અમૃત** નામ આપ્યું છે. આ અનુષ્ઠાનથી મોહરૂપ વિષના વિકારો નષ્ટ થઇ જાય છે, અતએવ એનું "અમૃત" નામ અર્થયુકત–બંધબેસતું છે.

પાંચ અનુષ્ઠાનો જોયાં. તેમાં છેલ્લાં બે શુભ છે, તેમાં પણ છેલ્લું અનુષ્ઠાન શ્રેષ્ઠતર છે.*

પ્રસ્તુત **પૂર્વસેવા** વધુમાં વધુ એક પુદ્ગલપરાવર્ત્ત સંસાર બાકી રહ્યો હોય છે, ત્યારે પ્રાપ્ત થાય છે. આ પૂર્વસેવાને પ્રાપ્ત કરવી, એ પ્રાથ-

---

+ " ओघसंज्ञाऽत्र सामान्यज्ञानरूपा निबन्धनम् ।
लोकसंज्ञा च निर्दोषसूत्रमार्गानपेक्षिणी " ॥
( અધ્યાત્મસાર, ત્રીજો પ્રબન્ધ. )

* " आदरः करणे प्रीतिरविघ्नः सम्पदागमः ।
जिज्ञासा तज्ज्ञसेवा च सदनुष्ठानलक्षणम् " ॥ १२१ ॥
( યોગદૃષ્ટિસમુચ્ચય. )

મિક યોગપદ્ધતિ છે. એ પદ્ધતિ ઉપર પહોંચેલો **અપુનર્બન્ધક**[1] કહેવાય છે. અપુનર્બન્ધકનો સંસારભ્રમણકાળ વધુમાં વધુ એક પુદ્દગલપરાવર્ત્ત માનવામાં આવ્યો છે. આ અવસ્થામાં ઉપર્યુક્ત પાંચ અનુષ્ઠાનો પૈકી પ્રાયઃ ચોથું અનુષ્ઠાન પ્રાપ્ત હોય છે. અપુનર્બન્ધક અવસ્થામાંથી ક્રમશઃ **સમ્યગ્દૃષ્ટિ** અવસ્થામાં અવાય છે. સમ્યગ્દૃષ્ટિઅવસ્થા ભ્રાન્તિરહિત અને દિવ્ય છે. સમ્યગ્દૃષ્ટિઅવસ્થા સાથે જ્યારે ઉચ્ચચારિત્રાચરણનો સંગમ થાય છે ત્યારે તે અવસ્થા ઉચ્ચ કોટીની બને છે. એ અવસ્થાનું નામ–' વિરતિગુણસ્થાન ' છે. આ અવસ્થામાં આગળ વધતાં અધ્યાત્મનો બહુજ ઉંચો રસ્તો પ્રાપ્ત થાય છે.

**उपसंजिहीर्षुः कथयति—**

**इत्येव योगप्रथमाधिकारिप्रवर्त्तनं किञ्चिदिदं न्यगादि ।**
**यथावदस्मिन् पथि सञ्चरन्तः सम्यग्दृशो ग्रन्थिभिदा भवन्ति ॥४५॥**

Thus is shortly described the mode of conduct which a novice in the practice of Yoga should follow; if those who observe it properly are able to cut off all the karmic knots, and attain right belief. (45)

**Notes:**—The man aspiring after Samyaktva must undergo three processes ( 1 ) Yathapravritti Karana ( 2 ) Apurva Karna and ( 3 ) Anivritti Karana. In the first stage a huge reduction of the length of time of Karmas is to be achieved. The feeling that this Sansar is full of sorrows and miseries should arise in his mind. The duration of Karmas must then be limited to less than kodakodi sagaropama of all the karmic forces except Ayuh Karma and he is nearing towards the cutting of the karmic knot.

---

૧ **અપુનર્બન્ધક**ની માહિતી પ્રથમ પ્રકરણમાં ૧૬ મા શ્લોકની નોટમાં આપી છે, ત્યાં જુઓ.

The Second Process—" If the living being can succeed in reducing by only fortyeight minutes this one hundred billion years maximum duration of the Karmas he is then in the second process " ( Jain Karma philosophy ). Here he manifests his desire to remove the worst type of four passions.

In the third procese he actually controls the worst type of four passions. The end of the second process is the beginning of the third. The three Mohaniya ( delusive ) Karmas and the worst stage of four passions are rendered impotent. Thus the Mithyātva ( delusion ) being removed and the karmic knot being cut off, the lowest kind of Samyaktva is reached.

Granthi means the knot knitted by inborn attachment and aversion as to convictions regarding conduct, Bheda means cutting off.

The three karanas can be best explained by the following illustration. Three travellers were going along in a jungle. on their way through the forest the sun set down and they were much frightened at the sight of robbers. The robbers attacked these travellers. One of whom, being much afraid, retraced his steps hastily; the second was caught by the robbers, but the third boldly faced them and advanced on his way fighting against them and finally reached a safe place.

Now this story can be thus allegorised. The jungle stands for the human brith, the long way

stands for environments of the karmic forces. The karmic knot stands for the abode of fears, attachment and aversion stand for two robbers. Now the traveller who could not fight against attachment and aversion, has to repeatedly revolve in the cycle of births and deaths. The second who succumbed to passions could not free himself from the knot. But the third who successfully subdued the passions reached the city of right attitude. ( Jain Tattvādarsha )

**ઉપસંહાર અને નિગમન.**

" એ પ્રકારે યોગના પ્રથમ પગથિયા ઉપર આવવાના ઉમેદવારોએ કેવું વર્ત્તન રાખવું જોઇએ, એ વાત સંક્ષેપમાં કહેવાઇ. આ માર્ગે સારી રીતે પ્રવૃત્તિ કરનારાઓ ક્રમેણુ આગળ વધીને **ગ્રન્થિને** ભેદ કરી શકે છે; અને એ ગ્રન્થિને ભેદ થયેથી એઓ **સમ્યકત્વ** પ્રાપ્ત કરીને **સમ્યગ્દષ્ટિ** બને છે."—૪૫

**વ્યાખ્યા.**

'સમ્યકત્વ' શબ્દને અર્થ યથાર્થ તત્ત્વદૃષ્ટિ થાય છે. સમ્યગ્દષ્ટિ, સમ્યગ્દર્શન, સમ્યકત્વ એ બધા એકાર્થક પર્યાય શબ્દો છે. એ વસ્તુ જેને પ્રાપ્ત થઇ હોય તે સમ્યકત્વી, સમ્યગ્દર્શની, સમ્યગ્દષ્ટિ[1] વગેરે શબ્દોથી ઓળખાય છે. જૈનશાસ્ત્રોમાં સમ્યકત્વનું સ્વરૂપ એવી સૂક્ષ્મ પદ્ધતિથી બતાવવામાં આવ્યું છે, કે જે જોતાં જૈનેતર વિદ્વાનોને બધું નવીનતા ભરેલુંજ લાગે. આપણે આ બાબતને લગાર ટૂંકાણમાં અહીં જોઇ જવી પડશે.

**જૈન**પ્રક્રિયા પ્રમાણે [2]જોઇ ગયા છીએ કે કર્મના આઠ પ્રકારો છે, અને તે જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર

---

૧ સમ્યગ્ ( યથાર્થ ) દૃષ્ટિ છે જેની, તે, આમ બહુવ્રીહિ સમાસ કરીને.

૨ જુઓ ! પ્રથમ પ્રકરણના ૧૪ મા શ્લોકના વિવરણમાં.

અને અન્તરાય. આ આઠે કર્મોમાં મોહનીય કર્મ અતિપ્રબળ છે. મોહનીય કર્મના બે પ્રકારો છે—દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય. તત્ત્વદૃષ્ટિને અટકાવવાનું કામ દર્શનમોહનીયનું છે અને ચારિત્રને અટકાવવાનું કામ ચારિત્રમોહનીયનું છે. તત્ત્વદૃષ્ટિનો વિકાસ થાય, ત્યારે ચારિત્ર મેળવાય છે, એ માટે પ્રથમતઃ દર્શનમોહનીય કર્મ ઉપર વિજય મેળવવાની અગત્ય રહે છે. 'દર્શનમોહનીય' શબ્દજ બતાવી આપે છે કે તે, દર્શનને આચ્છાદન કરનાર છે. આ દર્શન શબ્દનો અર્થ યથાર્થ તત્ત્વશ્રદ્ધાન થાય છે. યથાર્થ તત્ત્વશ્રદ્ધાનને અટકાવનાર આ કર્મનો (દર્શનમોહનીયનો) વિલય કરવાથી સમ્યગ્દર્શનનો[1] પ્રાદુર્ભાવ થાય છે, બીજા શબ્દોમાં સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે.

સમ્યગ્દર્શનને મેળવવા પ્રથમતઃ કર્મોનું સ્થિતિબળ ઘટવું જોઇએ છે. જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય અને અન્તરાય એ ચાર કર્મોનો સ્થિતિકાળ ઉત્કૃષ્ટ ત્રીશ કોડાકોડી સાગરોપમ છે.[2] નામ અને ગોત્ર કર્મનો ઉત્કૃષ્ટ સ્થિતિકાળ વીશ કોડાકોડી સાગરોપમ છે. મોહનીયકર્મનો ઉત્કૃષ્ટ સ્થિતિકાળ સિત્તેર કોડાકોડી સાગરોપમ છે અને આયુષ્ય કર્મનો ઉત્કૃષ્ટ સ્થિતિકાળ તેત્રીસ સાગરોપમ છે. જઘન્ય સ્થિતિકાળ વેદનીયક-

---

૧ "**દર્શનમોહવિનાશથી જે નિર્મળ ગુણઠાણ**
**તે નિશ્ચય સમકીત કહ્યું તેના એ અહિઠાણ.**"
(યશોવિજયોપાધ્યાયકૃત સમકીતના સડસઠ બોલની સઝાય.)

૨ એક કરોડને એક કરોડે ગુણવાથી એક કોડાકોડી થાય છે. હવે સાગરોપમ કેટલા કાળનું માન છે તે જોઇએ. એક યોજન (ચાર ગાઉ) લાંબા, પહોળા અને ઉંડા કુવામાં મનુષ્યના વધુમાં વધુ સાત દિવસ સુધીના ઉગેલા વાળ દબાવી દબાવીને એવા સજ્જડ ભરવા કે અગ્નિ યા જળ વગેરેથી એક પણ વાળને આંચ લાગી શકે નહિ. હવે તે પ્રત્યેક વાળના અસંખ્ય ખંડો કલ્પીને સો સો વર્ષે તે પ્રત્યેક ખંડને તે કુવામાંથી કાઢવો. આમ કાઢતાં જેટલા કાળે તે કુવો વાળથી ખાલી થાય, તેટલા કાળને '**પલ્યોપમ**' (સૂક્ષ્મ અદ્ધા પલ્યોપમ) એવી સંજ્ઞા આપી છે. આવા દશ કોડાકોડી પલ્યોપમોને એક **સાગરોપમ** (સૂક્ષ્મ અદ્ધા સાગરોપમ) એવી સંજ્ઞા આપવામાં આવી છે.

ર્મનો બાર મુહૂર્ત્ત છે, (અન્ય આચાર્યોના મતે અન્તર્મુહૂર્ત્ત છે[1]) નામ અને ગોત્રકર્મનો આઠ મુહૂર્ત્ત છે, અને બાકી બધાં કર્મોનો જઘન્ય સ્થિતિકાળ અન્તર્મુહૂર્ત્ત છે. (અન્તર્મુહૂર્ત્ત એટલે સંપૂર્ણ બે ઘડી નહિ, પણ બે ઘડીની અંદરનો વખત. **લોકપ્રકાશ**માં દ્રવ્યલોકના ત્રીજા **સર્ગ**ના ૩૪ મા શ્લોકમાં કહ્યું છે કે—નવ સમયોથી આરંભ કરીને એક સમય ઉણી બે ઘડીના સમય સુધીનો બધો વખત અન્તર્મુહૂર્ત્ત કહેવાય છે. 'સમય' એ જૈનસિદ્ધાન્તનો પારિભાષિક શબ્દ છે. એ એવો સૂક્ષ્મ વખત છે કે એનાથી બીજો કોઇ સૂક્ષ્મ વખત નથી. છેલ્લામાં છેલ્લો સૂક્ષ્મ વખત એ 'સમય' છે. એ સમયો એક સેકન્ડમાં અસંખ્ય પસાર થાય છે.) કર્મદ્રવ્યો જેટલા વખત સુધી આત્મા સાથે જોડાયેલ રહે, તેટલા વખતને સ્થિતિકાળ કહેવામાં આવે છે. કર્મદ્રવ્યો વધુમાં વધુ જેટલો વખત રહે તેટલો વખત ઉત્કૃષ્ટ સ્થિતિકાળ અને ઓછામાં ઓછો જેટલો વખત રહે તેટલો વખત જઘન્ય સ્થિતિકાળ કહેવાય છે.

હવે આત્માના જે પરિણામવિશેષથી આયુષ્યકર્મ વર્જી સાતે કર્મોની સ્થિતિ કિંચિન્ન્યૂન એક કોડાકોડી સાગરોપમ જેટલી રહે, તે પરિણામવિશેષને 'યથાપ્રવૃત્તિકરણ' કહેવામાં આવે છે. આવો પરિણામ પ્રાણિઓને અનેકશઃ પ્રાપ્ત થતો રહે છે. નદીનો પાષાણ નદીના પાણીના ધોધમાં ઘસાતો ઘસાતો જેમ સ્વતએવ ગોળ અને સુંવાળો બની જાય છે, તેમ તથાવિધ સંયોગો વચ્ચે કષાયમંદતાના યોગે અમુક કર્મદ્રવ્યપુંજનું સ્વતએવ શટન-પતન થતાં આત્મા કંઇક હલકો થાય છે. એ વખતનો આત્મપરિણામ 'યથાપ્રવૃત્તિકરણ' નામથી ઓળખાવ્યો છે. ('યથાપ્રવૃત્તિ' એટલે સાધારણ રીતે ઉપયોગ વગર ઉત્પન્ન થનારો 'કરણ' એટલે પરિણામ, એ 'યથાપ્રવૃત્તિકરણ' શબ્દનો અર્થ છે.) આવો પરિણામ અભવ્યોને પણ પ્રાપ્ત થઇ શકે છે. પરંતુ તેઓ એ પરિણામથી આગળ વધી શકતા નથી. ઘણા ભવ્યો પણ એ પરિણામ સુધી પહોંચીને પાછા હઠે છે. એ પરિણામથી આગળ વધવામાં વચ્ચે આવતી ગ્રન્થિનો ભેદ કરવો પડે છે. ગ્રન્થિ એટલે ગાંઠ, પણ પ્રસ્તુતમાં રાગ-દ્વેષની

---

૧ જુઓ **ઉત્તરાધ્યયન** સૂત્રના ૩૩ મા અધ્યયનમાં. બાર મુહૂર્ત્તનો અભિપ્રાય તત્ત્વાર્થસૂત્રમાં.

ગાંઠ[1] સમજવી. આ અત્યંત મજબૂત ગાંઠને[2] આત્માના જે અપૂર્વ શુદ્ધ અધ્યવસાયવિશેષથી ભેદી શકાય છે, તેને 'અપૂર્વકરણ' ('કરણ' એટલે અધ્યવસાય, અર્થાત્ અપૂર્વ અધ્યવસાય) એવું નામ આપ્યું છે. આ વખતે આત્મા શુદ્ધ ઉપયોગમાં ચઢતો હોય છે. અપૂર્વકરણ પછી તેથી અધિકશુદ્ધ 'અનિવૃત્તિકરણ'નામક અધ્યવસાય પ્રાપ્ત થાય છે. ('અનિવૃત્તિ' એટલે સમ્યક્ત્વ ઉત્પન્ન કર્યા વગર નહિ ચાલ્યો જનારો, એવો 'કરણ' એટલે અધ્યવસાય.) આ અધ્યવસાયના પ્રાબલ્યથી દર્શનમોહનીય (મિથ્યાત્વમોહનીય) કર્મનાં દ્રવ્યો, જે બહુ લાંબા કાળ સુધી સ્થિતિ ધરાવનારાં છે, તેનાં બે ભાગલા પડે છે; એટલે એ અતિદીર્ઘકાળની સ્થિતિ ધરાવનારાં દ્રવ્યોમાંનો કેટલોક ભાગ ફક્ત અન્તર્મુહૂર્ત્ત વખત સુધીની સ્થિતિવાળો બની જાય છે. આવી રીતે—મિથ્યાત્વકર્મદ્રવ્યોનો મોટો ભાગ અતિદીર્ઘસ્થિતિકાળવાળો અને તેમાંનો કેટલોક ભાગ અન્તર્મુહૂર્ત્તસમયસ્થિતિવાળો, એમ જે બે ભાગલા પડે છે, તેને 'અન્તરકરણ' નામ આપ્યું છે. 'અનિવૃત્તિકરણ' અધ્યવસાયથી આ અન્તરકરણ બને છે. આ અનિવૃત્તિકરણ અધ્યવસાયમાં રહેતો આત્મા પેલાં અન્તર્મુહૂર્ત્ત સુધી સ્થિતિવાળાં બનાવેલ દ્રવ્યોને અનુભવી–વેદી નાંખે છે અને એ સિવાયનાં અતિદીર્ઘસ્થિતિકાળવાળાં દ્રવ્યોના મોટા ભાગલાને ભસ્મચ્છન્નાગ્નિવત્ ઉદયપ્રાપ્ત ન થાય તેમ દબાવી દે છે. પેલાં અન્તર્મુહૂર્ત્તવાળાં દ્રવ્યો જ્યારે તમામ વેદી લેવાય છે કે તેજ ક્ષણે મિથ્યાત્વનો લગાર પણ ઉદય નહિ હોવાથી સમ્યક્ત્વ (સમ્યગ્દર્શન) નો પ્રાદુર્ભાવ થાય છે.

સમ્યક્ત્વનો પ્રાદુર્ભાવ થતાં આત્મા પરમ આલ્હાદ અનુભવે છે. આંધળાને ચક્ષુની પ્રાપ્તિ થતાં કેટલો આનન્દ થાય ! તેટલો આનન્દ સમ્યક્ત્વ પ્રાપ્ત થતાં શાસ્ત્રકારો જણાવે છે.

સમ્યક્ત્વના ત્રણ પ્રકારો પડે છે–ઔપશમિકસમ્યક્ત્વ, ક્ષાયોપશમિક-

---

१ " गंठित्ति सुदुब्भेओ कक्खडघणरूढगूढगंठिव्व ।
जीवस्स कम्मजणिओ घणरागदोसपरिणामो " ॥
( કલ્પભાષ્ય )

२ " जा गंठी ता पढमं गंठीं समइत्थओ भवे बीअं ।
अनियट्टीकरणं पुण समत्तपुरक्खडे जीवे " ॥
( કલ્પભાષ્ય )

સમ્યક્ત્વ અને ક્ષાયિકસમ્યક્ત્વ. ઉપરનો જે પ્રકાર સમ્યક્ત્વની પ્રાપ્તિ માટે બતાવ્યો છે, તે ઔપશમિકસમ્યક્ત્વની પ્રાપ્તિનો સમજવો. ક્ષાયોપશમિક સમ્યક્ત્વ ઔપશમિક સમ્યક્ત્વથી જુદું પડે છે. એ બેમાં ફરક કેટલો છે તે જોઇએ. ઔપશમિક સમ્યક્ત્વ અન્તર્મુહૂર્ત્ત સુધી રહે છે. તેટલા વખતમાં આત્મા દર્શનમોહનીય (મિથ્યાત્વમોહનીય) કર્મનાં દ્રવ્યોને સ્વચ્છ કરવાનો પ્રયત્ન કરે છે. તેટલા વખતમાં તે દ્રવ્યોમાંથી જેટલો ભાગ શુદ્ધ થાય છે, તેનું નામ સમ્યક્ત્વમોહનીય, જેટલો ભાગ અડધો શુદ્ધ બને છે, તેનું નામ મિશ્રમોહનીય પડે છે અને જે ભાગ અશુદ્ધને અશુદ્ધજ રહી જાય છે, તેનું નામ મિથ્યાત્વમોહનીય છેજ. જેમ અતિમલિન કાચ બહારથી આવતા પ્રકાશને અટકાવે છે, પરન્તુ તેજ કાચ જ્યારે સ્વચ્છ બનાવવામાં આવે છે, ત્યારે તે પ્રકાશનો પ્રતિબન્ધક થતો નથી, એજ પ્રમાણે દર્શનમોહનીય (મિથ્યાત્વમોહનીય) કર્મનાં દ્રવ્યોમાંથી મિથ્યાત્વરૂપ મળ દૂર કરવાથી તે દ્રવ્યો એવાં સ્વચ્છ બની જાય છે કે તે યથાર્થતત્ત્વશ્રદ્ધાનરૂપ સમ્યક્ત્વને અટકાવનારાં થઇ શકતાં નથી.

ઉપર કહ્યું તેમ શુદ્ધ, મિશ્ર અને અશુદ્ધ એમ દર્શનમોહનીય (મિથ્યાત્વમોહનીય) કર્મનાં દ્રવ્યોના ત્રણ વિભાગો ઉપશમસમ્યક્ત્વમાં વર્ત્તતો આત્મા કરે છે. હવે જ્યારે ઔપશમિકસમ્યક્ત્વનો કાળ પૂરો થાય છે; ત્યારે જો પેલાં શુદ્ધ દ્રવ્યોનો ઉદય થાય, તો આત્મા ક્ષાયોપશમિકસમ્યક્ત્વને પ્રાપ્ત કરે છે, મિશ્ર દ્રવ્યોનો ઉદય થાય તો સમ્યગ્દૃષ્ટિ નહિ, પણ મિશ્રદૃષ્ટિ બને છે અને અશુદ્ધ દ્રવ્યોનો ઉદય થતાં મિથ્યાદૃષ્ટિ થાય છે. ઔપશમિકસમ્યક્ત્વમાં જેમ શુદ્ધ શ્રદ્ધાન હોય છે, તેમ ક્ષાયોપશમિક સમ્યક્ત્વમાં પણ શુદ્ધ શ્રદ્ધાન હોય છે. પરન્તુ ફરક એ છે કે–ઔપશમિક સમ્યક્ત્વમાં મિથ્યાત્વકર્મનો પ્રદેશ–ઉદય પણ હોતો નથી, (અન્ય આચાર્યો કહે છે કે–ઉપશમશ્રેણિવાળાજ ઔપશમિક સમ્યક્ત્વમાં મિથ્યાત્વકર્મનો પ્રદેશ–ઉદય હોતો નથી, અન્યત્ર હોઇ શકે છે) જ્યારે ક્ષાયોપશમિક સમ્યક્ત્વમાં મિથ્યાત્વદ્રવ્યોનો પ્રદેશ–ઉદય સંભવે છે. પ્રદેશ–ઉદય એટલે સૂક્ષ્મ ઉદય. એ સિવાય ઔપશમિક સમ્યક્ત્વમાં દર્શનમોહનાં કોઇ પુદ્ગલોનો ઉદય હોતો નથી, જ્યારે ક્ષાયોપશમિકસમ્યક્ત્વ દર્શનમોહનાં શુદ્ધ પુદ્ગલોના વિપાકોદયરૂપજ છે. અતએવ ક્ષાયોપશમિકસમ્યક્ત્વ પૌદ્ગલિક અથવા ઔપચારિક સમ્યક્ત્વ કહેવાય છે, જ્યારે ઔપશમિક સમ્યક્ત્વ આત્મિક છે.

ત્રીજું ક્ષાયિક સમ્યક્ત્વ, એ ઉંચા પ્રકારનું સમ્યક્ત્વ છે. ઉપર્યુક્ત શુદ્ધ, અશુદ્ધ અને મિશ્ર એ દર્શનમોહના ત્રણ પુંજો અને અતિતીવ્ર (અનન્તાનુબંધી) ક્રોધ, માન, માયા, લોભ એ ચાર કષાયો, એમ એ સાતનો મૂલતઃ ક્ષય થવાથી પ્રકટ થનારૂં સમ્યક્ત્વ ક્ષાયિકસમ્યક્ત્વ કહેવાય છે. આના બે વિભાગ પાડી શકાય છે.-શુદ્ધ ક્ષાયિક અને અશુદ્ધ ક્ષાયિક. તેમાં પહેલું કેવલજ્ઞાનીઓને અને બીજું છદ્મસ્થોને હોય છે.

બીજી રીતે સમ્યક્ત્વના ત્રણ પ્રકારો પાડવામાં આવ્યા છે—કારક, રોચક, અને દીપક. યથાર્થતત્ત્વશ્રદ્ધાન પ્રમાણે યમ-નિયમાદિઆચરણ જો ઠીક ઠીક હોય, તો તે **કારક** સમ્યક્ત્વ છે. આચરણમાં ન મૂકી શકવાની સ્થિતિ સાથે સંબંધ ધરાવતું સમ્યક્ત્વ **રોચક** સમ્યક્ત્વ છે. જીવાજીવાદિ તત્ત્વો ઉપર પોતે શ્રદ્ધાળુ નહિ હોઇ કરીને પણ બીજાઓના ઉપર તે તત્ત્વોનો યથાર્થ પ્રકાશ પાડવો તેને **દીપક** સમ્યક્ત્વ કહેવામાં આવ્યું છે.

મોક્ષપ્રાપ્તિનું મૂળ જેમ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર છે, તેમ સંસારરૂપ વૃક્ષનું મૂળ પણ મિથ્યાદર્શન, મિથ્યાજ્ઞાન અને મિથ્યાચારિત્ર છે. દર્શનનું મિથ્યાપણું ટળી જતાં જ્ઞાનનું મિથ્યાપણું એની સાથેજ ટળી જાય છે. અને એ બંનેમાં સમ્યક્ત્વનો પ્રાદુર્ભાવ સાથેજ થાય છે. દર્શન અને જ્ઞાનમાં સમ્યક્ત્વ પ્રાપ્ત થતાં ચારિત્રની દુર્લભતા રહેતી નથી. સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનનો પરસ્પર અવિનાભાવ ( એકબીજાથી જુદું ન રહેવું એવો ) સંબન્ધ છે. સમ્યગ્દર્શન જેને પ્રાપ્ત થયું, તે મિથ્યાજ્ઞાની નહિ, કિન્તુ સમ્યગ્જ્ઞાનીજ છે. જેનામાં સમ્યગ્દર્શન નથી, તેનો જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ ગમે તેટલો પ્રબળશકિતવાળો હોય અને તે ગમે તેટલું શ્રુતજ્ઞાન યા શાસ્ત્રવિદ્યા ધરાવતો હોય, પણ તે સમ્યગ્જ્ઞાની નથી કિન્તુ મિથ્યાજ્ઞાની છે. આ માટે મોક્ષપ્રાપ્તિના સાધનોમાં સમ્યગ્દર્શનને પ્રથમપદ આપવામાં આવ્યું છે. જ્ઞાનાવરણના ક્ષયોપશમની અથવા ચારિત્રથી ઉત્પન્ન થતા કષ્ટની પાછળ સમ્યક્ત્વ અનુસરવા બંધાયેલ નથી, કિન્તુ સમ્યગ્દર્શનની પાછળ એ બંને વસ્તુઓ ખેંચાઇ ઘસડાતી આવે છે. આજ માટે શાસ્ત્રોમાં સમ્યગ્દર્શન તરફ પુનઃ પુનઃ ભાર દઇને લક્ષ્ય ખેંચવામાં આવ્યું છે. સમ્યગ્દર્શનનો વિરોધી મિથ્યાદર્શન છે. તત્ત્વો જેવા રૂપે અવસ્થિત છે, તેવા રૂપે તેનો

નિશ્ચય કરવો તે તત્ત્વશ્રદ્ધાન કહેવાય અને તેનું નામ સમ્યગ્દર્શન છે; મિથ્યાદર્શન તેથી ઉલટું છે. દર્શનમોહનીયકર્મના ઉદયથી પદાર્થમાં વિપરીત માન્યતા યા વિપરીત શ્રદ્ધા ઉભી થાય એ મિથ્યાદર્શન છે. દર્શન શબ્દ આ સ્થળે 'શ્રદ્ધાન' અર્થમાં વપરાયો છે. યથાર્થ દર્શન (શ્રદ્ધાન) હોય તો તે સમ્યગ્દર્શન કહેવાય અને વિપરીત શ્રદ્ધાન હોય તો તે મિથ્યાદર્શન કહેવાય.

શ્રદ્ધાન શબ્દનો અર્થ સમજવામાં ઘણી વખત ગોટાળો ઉભો થતો જોવામાં આવે છે. શ્રદ્ધાનનો અર્થ જો ખાલી **માન્યતાજ** કરીએ, તો તે અધૂરો અર્થ છે. 'હું અમુક માનું છું, મારે અમુક વાત કબૂલ છે, અમુક બાબતમાં મને શ્રદ્ધા છે, અમુક પુસ્તકમાં લખેલી અમુક હકીકત મારે માન્ય છે' એવી રીતના પ્રસંગોમાં જે માન્યતાનો અર્થ આપણે સમજીએ છીએ, તેવોજ સાદો માન્યતારૂપ અર્થ જો શાસ્ત્રકારના શ્રદ્ધાન શબ્દનો કરીએ તો તે બરાબર નથી. માન્યતા અને શ્રદ્ધાનમાં ફરક સમજવાનો છે. માન્યતા એ નીચી કોટીની વસ્તુ છે, જ્યારે શ્રદ્ધાન એ માન્યતાનો પરિપાક હોઇ કરીને ઉંચી કોટીની વસ્તુ છે. માન્યતા એ મનુષ્યના અમુક પ્રકારના મનનો ભાવજ સૂચવે છે, જ્યારે શ્રદ્ધાન મનુષ્યના આત્મા ઉપર અજવાળું પાડનાર દિવ્ય પ્રકાશ છે. શ્રદ્ધાનનો ઉદય થતાં જીવ અને દેહનું આત્મસ્પર્શી વિવેકજ્ઞાન સ્ફુરે છે. જેવી અડગ માન્યતા પોતાના શરીર ઉપર અને માતા–પિતા તથા સાંસારિક વસ્તુઓ તરફ હોય છે, તેવી અડગ માન્યતા આત્મા અને શરીરની ભિન્નતા ઉપર બંધાય, ત્યારે તેને શ્રદ્ધાન થયું કહેવામાં આવે છે. ચતુર્થ ગુણસ્થાનકનું જે ગૌરવ શાસ્ત્રોમાં બતાવ્યું છે, તે આવી શ્રદ્ધાને અવલંબે છે. આવી શ્રદ્ધાનો વિકાસ થતાં તત્ક્ષણાત્ જીવનનો ક્રમ ફરી જાય છે. નવીન જીવનમાં આત્માનું આગમન થાયછે. પૌદ્ગલિક મમત્વના કચરામાંથી નિકળીને આત્મા સ્વરૂપાભિમુખ થાય છે. પરંતુ–'જીવ અને શરીર જુદાં છે, એમ હું માનું છું, એમ માનવા માટે હરકત નથી'–એવા પ્રકારની ખાલી નિર્જીવ માન્યતાથી શ્રદ્ધાનું કામ સરી શકવાનું નથી. આત્માના અન્તર્ભાવને સ્પર્શ નહિ કરનારી ઉપરચોટલી માન્યતાને શ્રદ્ધા સમજવાની ભુલ કરનારાઓ સારી પેઠે સમજી શકયા હશે કે શ્રદ્ધાન એક એવી નિરાળી વસ્તુ છે કે જે ભ્રાન્તિના અંધારામાંથી આત્માને બહાર કાઢી જ્ઞાનના અજવાળાથી જળહળતા ચારિત્રના પથ ઉપર મુસાફરી કરાવીને મુક્તિમંદિર સુધી લઇ જાય છે.

સમ્યક્ત્વની પ્રાપ્તિ માટે જ્ઞાનાવરણ કર્મનો ક્ષયોપશમ સાક્ષાત્ પ્રધાન હેતુભૂત થતો નથી. સમ્યક્ત્વવાળાને જ્ઞાનાવરણકર્મનો ક્ષયોપશમ જેટલા પ્રમાણમાં હોય છે તેટલા પ્રમાણનો ક્ષયોપશમ મિથ્યાદૃષ્ટિઓમાં પણ હોય છે. એ માટે સમ્યક્ત્વપ્રાપ્તિનું મૂળ કારણ દર્શનમોહનો નિરાસ છે. ખાસ પ્રયોજનભૂત આત્મા વગેરે પદાર્થોમાં ભ્રાન્તિ ટળી જવી એ દર્શનમોહના નિરાસ ઉપર આધાર રાખે છે. અને એનાથી સમ્યક્ત્વનો આવિર્ભાવ થાય છે. આવી રીતે સમ્યક્ત્વની પ્રાપ્તિમાં, સાધારણ રીતે સંજ્ઞીપંચેન્દ્રિયોમાં જ્ઞાનાવરણનો જેટલો ક્ષયોપશમ હોય છે, તે કરતાં વધુ જ્ઞાનાવરણક્ષયોપશમની આવશ્યકતા હોતી નથી, કિન્તુ ઉપર કહ્યું તેમ ભ્રાન્તિનિરાસનીજ અગત્ય છે. જો કે સર્વથા ભ્રાન્તિનો નિરાસ કૈવલ્યદશામાં થાય છે, પણ કેટલેક અંશે મુદ્દાની બાબતોમાં ભ્રાન્તિ ટળી ગઇ હોય, તો ક્રમશઃ સર્વભ્રાન્તિરહિત એવી ઉચ્ચ સ્થિતિ ઉપર આવવું સહેલ થઇ પડે છે. જેમ વસ્ત્રનો એક છેડો સળગતાં ક્રમશઃ તે આખું વસ્ત્ર બળી જાય છે, તેમ આત્મભ્રાન્તિનું આવરણ એક દેશથી ખસ્યું એટલે તે સર્વથા નષ્ટ થવાને યોગ્ય થઈ જાય છે. બીજનો ચંદ્ર ક્રમશઃ પૂર્ણતા ઉપર આવે છે, તેમ ભ્રાન્તિના આવરણનો અંશ નષ્ટ થતાં જે બીજજ્ઞાન પ્રકટે છે, તે ક્રમશઃ પૂર્ણતા ઉપર આવી જાય છે. એ માટે સમ્યક્ત્વ એ ખરેખર મોક્ષ-વૃક્ષનું બીજ છે.

**सम्यक्त्विनां कदा मोक्षः ?—**

**अर्धे परावर्त्तननामकालेऽवशिष्ट उत्कृष्टतया भवन्ति ।**
**सम्यग्दृशो मोक्षपदस्य लाभेऽप्ययं विलम्बोऽर्थत एव भूयान् ॥४६॥**

When half of the Pudgal-parāvartana time at the most remains, a man attains right belief; that is to say those having right belief reach absolution within the said time. ( 46 )

**સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પછી સંસારભ્રમણ કેટલું રહે છે ?—**

" સંસારમાં ભ્રમણ કરવાનો કાળ વધુમાં વધુ અડધો **પુદ્ગલ-પરાવર્ત્ત** બાકી રહેતે સમ્યક્ત્વ ( સમ્યગ્દર્શન ) પ્રાપ્ત થાય છે—

સમ્યગ્દૃષ્ટિ થવાય છે. આથી એ અર્થાત્ કહેવાઇ જાય છે કે–સમ્યગ્દૃષ્ટિઓને મોક્ષપ્રાપ્તિમાં વધુમાં વધુ વિલંબ અર્ધ પુદ્‌ગલપરાવર્ત્ત કાલ સુધી છે. ”—૪૬

**ભાવાર્થ—પુદ્‌ગલપરાવર્ત્ત એ** કાળવિશેષની પારિભાષિક સંજ્ઞા છે. આ કાળ ઘણોજ મોટો છે. અનંતાનંત વર્ષો આ કાળમાં પસાર થઇ જાય છે. અતએવ આ કાળનું માન બતાવી શકાય તેમ નથી. છતાં **જૈન**શાસ્ત્રકારો જે પદ્ધતિએ એ કાળની સમજુતી આપે છે, તે આવી રીતે છે—

સમગ્ર લોકના આકાશના પ્રદેશોને **ક્રમશઃ** મરણથી સ્પર્શ કરવામાં જેટલો કાળ જાય, તેટલા કાળને પુદ્‌ગલપરાવર્ત્ત કહે છે. **ક્રમે** કરીને સર્વ આકાશપ્રદેશોમાં મરણ કરતાં જેટલો કાળ જાય તેટલો કાળ અહીં સમજવાનો છે. અર્થાત્ એક જીવનું જે આકાશપ્રદેશોમાં રહીને મરણ થયું, તે જીવનું ગમે તેટલો કાળ ગયા પછી પણ તે આકાશપ્રદેશોના અનન્તરવર્ત્તી આકાશપ્રદેશોમાં મરણ થવું જોઇએ, વળી ફરીને ગમે ત્યારે પણ તે પછીના અનન્તર આકાશપ્રદેશોમાં મરણ થવું જોઇએ, એમ **ક્રમથી** (વચ્ચે ગમે તેટલી જગ્યાએ મરણો થવા છતાં પણ) સર્વ આકાશપ્રદેશોમાં મરણો પૂરા કરવામાં જેટલો વખત લાગે, તેટલા વખતને [૧]પુદ્ગલપરાવર્ત્ત કહે છે. મતલબ કે–કોઇ જીવનું જે આકાશપ્રદેશોમાં મરણ થયું, તે પછીનું તેનું બીજું મરણ તે પ્રદેશોના અનન્તરવર્ત્તી પ્રદેશોમાંજ થાય

૧ પુદ્ગલપરાવર્ત્તના ચાર પ્રકારો છે–સૂક્ષ્મદ્રવ્યપુદ્ગલપરાવર્ત્ત, સૂક્ષ્મક્ષેત્રપુદ્‌ગલપરાવર્ત્ત, સૂક્ષ્મકાળપુદ્‌ગલપરાવર્ત્ત અને સૂક્ષ્મભાવપુદ્‌ગલપરાવર્ત્ત. પ્રસ્તુતમાં જે પુદ્‌ગલપરાવર્ત્તની સમજુતી આપી છે, તે સૂક્ષ્મક્ષેત્રપુદ્‌ગલપરાવર્ત્ત છે. કારણ કે સિદ્ધાન્તોમાં પ્રાયઃ ક્ષેત્રપુદ્‌ગલપરાવર્ત્તનનો વ્યવહાર છે.+

+ “ सूक्ष्माणामपि चतुर्णां पुद्गलपरावर्त्तानां मध्ये **जीवाभिगमादौ** पुद्गलपरावर्त्तः क्षेत्रतो बाहुल्येन गृहीतोऽस्ति । क्षेत्रतो मार्गणायां तस्योपादानात् + + + + ततोऽन्यत्रापि यत्र विशेषनिर्देशो नास्ति तत्र पुद्गलपरावर्त्तग्रहणे क्षेत्रपुद्गलपरावर्तो गृह्यते ” ।

—**प्रवचनसारोद्धारे** द्विषष्ट्यधिकशततमे द्वारे ।

એવો નિયમ નથી; એ માટે આકાશપ્રદેશો કેવા **ક્રમથી** સ્પર્શવા જોઇએ, એ સાવધાનતાથી વિચારવાનું છે. કોઇ આકાશપ્રદેશોમાં મરણ થયા પછી ગમે ત્યારે તે પ્રદેશોના અનન્તર પ્રદેશોમાં જ્યારે મરણ થાય, ત્યારે તે પ્રદેશો ક્રમથી સ્પર્શાયા કહેવાય. પરંતુ વચ્ચેના વખતમાં જે અન્ય પ્રદેશોમાં મરણો થયાં, તે પ્રદેશો ક્રમથી સ્પર્શાયેલા કહેવાય નહિ. એવીજ રીતે વળી ગમે ત્યારે પણ પેલા ક્રમસ્પૃષ્ટ પ્રદેશોના અનન્તર પ્રદેશોમાં જ્યારે મરણ થાય, ત્યારે તે પ્રદેશો ક્રમથી સ્પર્શાયા કહેવાય. આવી રીતના **ક્રમથી** સર્વ આકાશપ્રદેશો જ્યારે મરણોથી સ્પર્શાય અને એવી રીતે સ્પર્શવામાં જેટલો કાળ જાય, તેટલા કાળને પુદ્દગલપરાવર્ત્ત કહે છે. આ ઉપરથી સમજી જવાય છે કે આ કાળ કેટલો બધો મોટો છે. આ કાળ અનન્તકાળ કહેવાય છે. અડધો પુદ્ગલપરાવર્ત્ત કાળ પણ અનન્તકાળ કહેવાય છે.

**सम्यक्त्वं लक्षयति—**

**विमलः परिणाम आत्मनः**
**किल सम्यक्त्वमुदीरितं बुधैः ।**
**अपवर्गपुरप्रवेशनं**
**न हि मुद्रामनवापुषामिमाम् ॥ ४७ ॥**

This unsullied pure state of the soul is emphatically called by the wise–Samyaktva–perfect faith in the essential principles of Jainism. This perfect faith is the passport for admission into the city of Liberation. Without this passport, no one is entitled to Liberation—( Moksha ). ( 47 )

**Notes:**—Every thing is subject to the law of causation. The effect must follow the cause. The cognition of the nature of the soul must be due to something–it is Samvyaktva ( right attitude chiefly

instrumental in bringing about Self-illumination). So without this attitude nothing can work out true realization of the soul. Samvyaktva (right belief) serves as a beacon light on the path of liberation. Religious teachers have emphatically pronounced unshakable and perfect faith in the essential principles of Jainism as declared by Passionless to be the preliminary necessity. Meditation, concentration, philophical reflection can not be exercised unless one has attained the state of Samvyaktva.

It would not be out of place to give a very brief account of Samvyaktva according to the Jain philosophy. Karma according to the Jain philosophy, is classified into eight heads. Mohaniya Karma forms the fourth head. Its nature is to infatuate our moral and mental capacities in such a way as to cloud the discrimination between right and wrong. It is again classified into two heads,—the Darshnamohaniya Karmas which obstruct the faculty of relishing the truth when it is heard, and the Charitramohaniya Karmas which obstruct right conduct. When the three Darshanmohaniya Karmas and the four Anantānubandhis (worst kind of anger, pride, deceit and greed) are controlled the light of Samvyaktva dawns upon the human mind and the knot of karmas-(likes & dislikes) is cut off. The aspirant after Samvyaktva must pass through three processes-Yathā pravriti-karana, Apurvakarana, and Anivritti-karana. These three processes refer to the reduction of the duration of the seven Karmas and

the amount by which the duration is reduced. When a man is in a Yathāpravrittikarana he feels that this phenomenal life is a misery. In the second process, the desire to be free from the four Anantānubandhis becomes manifest. In the third, the control of the four Anantānubandhis is actualised and the knot of karmas is cut off and the Mithyatva becomes inoperative. It is called Vyavahar Samvyaktva or Dravya Samvyaktva. The other aspect is Bhāva Samvyaktva when he understands that his own Soul is true God, true Guru & true Dharma.

Right faith, leads to all kinds of purity and ultimately to final liberation. It prevents one's births in lower grades of life and physical deformity. One who is endowed with perfect belief, becomes possessed of energy, wealth and grateness. He is enabled to realize the highest ideals. He becomes endowed with miraculous power and enjoy long in the heaven worlds. It is on account of this unshakable right belief, one secures this Supreme Status. These are numerous advantages of the Right Faith.

**સમ્યકત્વનું લક્ષણ—**

"આત્માના ઉજ્જવલ પરિણામવિશેષને સમ્યકત્વ કહેવામાં આવ્યું છે. આ સમ્યકત્વ મુક્તિનો સિક્કો છે. એ સિક્કો મેળવ્યા વગર કોઇ મોક્ષનગરમાં પ્રવેશ કરી શકતો નથી."—૪૭

**ભાવાર્થ.**

સમ્યકત્વનું સ્વરૂપ જોવાઇ ગયું છે. સરળ રીતે તેની વ્યાખ્યા સમજાવતાં જૈન શાસ્ત્રકારો કહે છે કે—જીવ, અજીવ આદિ તત્ત્વોના-

યથાર્થ સ્વરૂપમાં બુદ્ધિપૂર્વક—સમજણપૂર્વક અટલ વિશ્વાસ રાખવો, એ સમ્યગ્દર્શન છે.[1] વિશેષતઃ—દેવ, ગુરૂ અને ધર્મને યથાર્થ રીતે ઓળખી તેમના ઉપર નિશ્ચલ શ્રદ્ધા રાખવી[2] એ પણ સમ્યગ્દર્શન છે.[3]

* * * *

* * * *

* * * *

---

१ " तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम् " ।
" जीवाजीवाऽऽश्रवसंवरनिर्जराबन्धमोक्षास्तत्त्वम् "
( ભગવદ્ઉમાસ્વાતિકૃત તત્ત્વાર્થસૂત્ર )

२ " या देवे देवताबुद्धिर्गुरौ च गुरुतामतिः ।
धर्मे च धर्मधीः शुद्धा सम्यक्त्वमिदमुच્यते " ॥
—યોગશાસ્ત્ર, હેમચન્દ્રાચાર્ય.

૩ આ સમ્યગ્દર્શનને જૈનશાસ્ત્રોમાં સ્થળે સ્થળે બહુ ઉંચા શબ્દોથી વખાણ્યું છે. એટલુંજ નહિ, પણ આની અગત્ય સર્વ ધર્મશાસ્ત્રકારો સ્વીકારે છે. જુઓ, **મનુસ્મૃતિ**ના છઠ્ઠા અધ્યાયનો ૭૪ મો શ્લોક—

" सम्यग्दर्शनसम्पन्नः कर्मणा नहि बध्यते ।
दर्शनेन विहीनस्तु संसारं प्रतिपद्यते "॥

—" સમ્યગ્દર્શનથી જે સમ્પન્ન છે, તે કર્મથી બંધાતો નથી. અને દર્શનથી ( સમ્યગ્દર્શનથી ) જે રહિત છે, તે સંસારમાં રઝળ્યા કરે છે. "

**વિવેકચૂડામણિ**માં પણ—

" उद्धरेदात्मनात्मानं मग्नं संसारवारिधौ ।
योगारूढत्वमासाद्य **सम्यग्दर्शन**निष्ठया " ॥ ९ ॥

—એ શ્લોકમાં, સંસારસમુદ્રમગ્ન આત્માનો ઉદ્ધાર **સમ્યગ્દર્શન**-દ્વારા યોગ મેળવવાથી થાય છે, એમ કહ્યું છે.

'**પૂર્વસેવા**' નામનું દ્વિતીય પ્રકરણ પૂર્ણ થયું. આની અંદર ગુરૂ-દેવ-સેવા, સદાચાર, તપ અને મુક્ત્યદ્વેષ, એટલી બાબતો જોવાઇ. આ માર્ગનું આરાધન કર્યેથી **અષ્ટાંગયોગ** ઉપર આરોહણ કરવાનું બળ પ્રાપ્ત થાય છે. 'અષ્ટાંગયોગ' શું છે ? એ જાણવાને હવે ત્રીજા પ્રકરણમાં પ્રવેશ કરીએ.

---

# तृतीय-प्रकरणम् ।

## अष्टाङ्गयोगः ।

## CHAPTER III.

## Ashtāṇga Yoga.

( Shlokas 131. )

The word Yoga is derived from *yuj* ( युज् ) to join and means conjunction or absorption and the Yoga Shastra is the same which treats of the process of achieving this result.

To understand the nature of Yoga, one must understand the nature of man and of Universe. As is stated elsewhere, Jain philosophy divides the Universe into two main classes; Jiva and Ajiva. The real nature of Jiva is consciousness; but it is clouded by Anādi Karma and the Yoga system explains the method of removing the Karma, the Yoga enables the Jiva to join himself with or to be absorbed in its

own real and eternal nature, unalloyed with Karmic ore. It unfolds the supreme consciousness.

Yoga is a practical science based upon psychological laws. Its object is to evolve the pure Atman out of the Jiva, hedged in by the jungle of Karmic forces. Every thing in the Universe is regulated by certain laws and the spiritual evolution has its own laws. Yoga is the systematised knowledge of laws. This is the general meaning of Yoga. The word is used in another sense also as in Jnānayoga and Karmayoga. Here it means ‘ application, ’ for instance Jnānayoga means applying oneself to the study of real knowledge. But here also, the original idea is present because in all these latter Yogas the ideal aimed at, is identical—Realisation of the true nature of Self. They only indicate a difference in procedure; the end is the same.

Realisation of the Self involves two things. Knowledge of the true nature of Self and the removal of matter ( Karma ) which screens it; these two form the subject matter of Jnānayoga and Kriyāyoga respectively. But we should note that these two do not stand independent of each other. Because, as it is plain to see, the real nature of Atma will not be unfolded unless the karmic fetters are removed, in other words, the ideal of Jnānayoga will not be achieved unless the Kriyāyoga is practised to the end. Similarly the uninterrupted practice of Kriyāyoga as it gradually removes one layer of Karma after another, will also unfold proportionately the nature of Atman,

that is, it also helps in the attainment of the end sought by Jnānayoga. It will thus be seen that Jnanayoga and Kriyāyoga march hand in hand. One supplements the other. They are two sides of the same shield. One lays emphasis not so much on the process as on the end to be gained; while the other pays particular attention to the process implying at the same time that if the process be rigidly and rightfully carried out, it will not fail to achieve the end. In fact both are equally necessary.

We may incidentally state that it is a very important feature of the Jain Metaphysics that it lays stress on Karma equally with Jnāna. The Western metaphysics does not stand comparison with the Eastern in this respect. In the West, metaphysics is to all intent and purposes divorced from practical ethics. On the other hand practical sciences are tending to ignore the metaphysical basis of life. The science of sociology which for instance attempts to give a rational explanation of the principles which should govern the human conduct practically ignores its metaphysical basis but only takes into consideration anthropological, historical, economic and such other causes. But human Soul is not a product of these; it has in it something deeper and more sublime than such externals. It is on a recognition of this fact that in all Indian Religions Karmayoga has a metaphysical basis and is made a companion to Jnānayoga. Without the practice of Karmayoga there is no possibility of attaining the final goal.

अष्टाङ्गयोगं विवक्षुस्तत्साध्यमादर्शयति—

**यत्राऽस्ति दुःखाननुविद्धमेवानन्तं सुखं शाश्वतमेष मोक्षः।**
**समग्रकर्मक्षयलक्षणोऽसौ नह्यस्ति मुक्तिः सति कर्मलेशे ॥ १ ॥**

Final emancipation is that state where there is boundless and eternal bliss unalloyed with miseries. It is characterised by the destruction of all the Karmic forces. Final beatitude cannot be attained so long as there is left even an iota of Karma. (1)

**યોગનું સાધ્યબિન્દુ—**

" જે સ્થિતિમાં બિલ્કુલ દુઃખરહિત અને અવિનાશી સુખ અનુભવાય છે, તે સ્થિતિને ' મોક્ષ ' કહેવામાં આવે છે. આ મોક્ષનું લક્ષણ- સર્વ કર્મોનો ક્ષય થવો, એ છે. જ્યાં સુધી લેશમાત્ર પણ કર્મ રહ્યું હોય, ત્યાં સુધી મોક્ષ પ્રાપ્ત થયો કહેવાય નહિ. "—૧

**स्वर्गाद् मोक्षं भिनत्ति—**

**स्वर्गापवर्गौ भवतो विभिन्नौ स्वर्गाद् यतः स्यात् पतनं, न मोक्षात्।**
**स्वर्गे सुखश्रीः पुनरिन्द्रियोत्था ज्ञेया परब्रह्ममयी तु मोक्षे ॥ २ ॥**

Heaven and final beatitude are quite different states because one may fall down from heaven while there is no such lapse from final beatitude. The bliss in heaven is derived from senses; while that in final beatitude is of the very nature of the Supreme Soul. ( 2 ).

Here Moksha and Heaven are distinguished. Moksha means final beatitude. It implies unqualified perfect status, which the spiritual soul attains after destroying all kinds of impurities of Karma.

The Soul becomes free from old age, diseases, destruction etc. It becomes free from birth in the cycle of Evolution. While on the other hand the attainment of Heaven does not carry with it the blessings of Moksha. Even the Rulers of Devas and Lords of Asuras are subject to happiness and misery. Their lives are limited. According to the Jain Scriptures the shortest period of their life is ten thousand years and the largest period of their life is thirty-three Sāgaropamas. Though the Devas enjoy pleasures, happiness and exquisite joys yet they are not free from miseries and troubles. They are subject to lust, jealousy, rivalry, vengeance, jarring brawls and quarrels. They have their bodies and embodied as they are, they suffer calamities. The happiness they enjoy is subject to changes. It is not an absolute bliss which is enjoyed in the state of Moksha. When they have completed the enjoyment of their good Karmas, they fall down and are reborn in human kingdom. Time according to the Jain theory is scaled as below:—

" In the Jain idea of time the smallest division is called a " Samaya ", and it is so small that there are innumerable " samayas " in a wink of the eye etc., which is called an " āvali ". Sixteen million, seven hundred and seventy-seven thousand two hundred and sixteen " āvalis " make 48 minutes, or one " Muhurta. "

Thirty muhurtas make one day.
Fifteen days make one fortnight.

Two fortnights one month.
Twelve months one year.

Innumerable years make one "palyopama" 1,000,000,000,000,000 palyopamas make one sāgaropama. In India, five sorts of years are recognized viz. Solar, Lunar, seasonal and two others. The seasonal year is of 360 days."

**સ્વર્ગ અને મોક્ષ જુદા છે—**

"સ્વર્ગ અને મોક્ષ એ બે જુદાજ છે; કારણ કે સ્વર્ગમાંથી (આયુષ્ય પૂર્ણ થયે) નીચે આવવાનું અવશ્ય થાય છે, જ્યારે મોક્ષમાંથી પાછા ફરવાનું હોતુંજ નથી. આ સિવાય સ્વર્ગમાં જે સુખ છે, તે ઇન્દ્રિયજન્ય છે, જ્યારે મોક્ષઅવસ્થાનું સુખ સચ્ચિદાનંદમય છે."—૨

**વ્યાખ્યા.**

**જૈન**શાસ્ત્રકારો કહે છે કે સ્વર્ગમાં ઓછામાં ઓછું આયુષ્ય દશ હજાર વર્ષનું હોય છે, અને વધુમાં વધુ આયુષ્ય તેત્રીસ સાગરોપમનું હોય છે. અન્યધર્મશાસ્ત્રકારો પણ પ્રકારાન્તરથી સ્વર્ગમાં રહેતા દેવતાઓના આયુષ્યની મર્યાદા માને છે. આ ઉપરથી એ જોઇ શકાય છે કે-સ્વર્ગમાં કાયમ બેસી રહેવાનું હોતું નથી. વળી સ્વર્ગનું સુખ દુઃખ-મિશ્રિત છે. વિમાનમાં દિવ્ય સુખો અનુભવનારા દેવતાઓ પણ દુઃખના અનુભવથી મુક્ત નથી. સ્પર્ધા, ઇર્ષ્યા, ગ્લાનિ, વૈર, વિરોધ વગેરે અનેક કારણોથી ઉદ્ભવતા દુઃખ-સંતાપો દેવતાઓને પણ અનુભવવા પડે છે. જેમ આપણે (મનુષ્યો) શરીરધારી છીએ, તેમ દેવતાઓ પણ શરીરધારી છે, અને શરીરની હૈયાતીમાં દુઃખ રહેલું છે, એ નિર્વિવાદસિદ્ધ વાત છે. આ ઉપરથી દેવતાઓ પણ એકાન્ત સુખી નથી, એ સહેજે સમજી શકાય તેમ છે. જે સુખથી દેવતાઓ સુખી કહેવાય છે, તે સુખ પણ નિર્વિકાર નથી, કિન્તુ તે સુખ ઇન્દ્રિયજન્ય હોવાથી સ્વરૂપતઃ તુચ્છ છે. આ માટે, માની લ્યો કે કદાચ કોઇ એવું સ્થાન હોય કે જ્યાં ઇન્દ્રિય-જન્ય સુખો સદા સ્થાયી ભોગવાતાં હોય, તો પણ તે સ્થાન કરતાં શરીરરહિત મુક્તિઅવસ્થાનું સુખ ઘણેજ દરજ્જે ઉંચું અને પ્રથમ

નંબરે ઇચ્છવા જોગ છે. પરન્તુ વસ્તુતઃ ત્રિકાળમાં ક્યાંઇ પણ શરીર-ઇન્દ્રિયોથી થનારાં સુખો દુઃખથી રહિત અને નિત્યસ્થાયી હોતાંજ નથી.

ઉપરની હકીકતથી સ્વર્ગ અને મોક્ષનું અત્યન્ત પાર્થક્ય સમજાય તેમ છે. જ્યાંથી અધઃપાત થાય, તે મોક્ષ કહેવાયજ નહિ. મોક્ષ અથવા મુક્તિનો સીધો સાદો અર્થ–' છૂટવું ' થાય છે. અર્થાત્ શરીરથી કે કર્મ-સમૂહથી છૂટવું, તેનું નામ મોક્ષ યા મુક્તિ છે. મુક્ત થયા પછી બંધાવાનું થાય, તો તે ' મુક્ત ' અવસ્થા કહેવાયજ નહિ. વસ્તુતઃ મુક્તતા એજ છે કે ફરીને બંધાવાનું થાયજ નહિ. શરીર, ઇન્દ્રિય, મન યા કર્મસમૂહથી અત્યન્ત વિયોગ–હમેશાંને માટે વિયોગ થવો, એજ મોક્ષ છે. આવા લક્ષણવાળી મુક્તિ મેળવ્યા પછી સંસારમાં આવવાનું બની શકે ખરૂં ? કદાપિ નહિ, બીજ બળી ગયા પછી અંકુરો જેમ ઉત્પન્ન થતો નથી, તેમ કર્મરૂપ બીજ અથવા રાગ–દ્વેષરૂપ બીજ બળી ગયા પછી સંસારરૂપ અંકુરો યા શરીરરૂપ અંકુરો ઉત્પન્ન થાયજ નહિ.* **મહાભારત**માં પણ ગૌતમ્યુપાખ્યાનની અંદર કહ્યું છે કે—

" तैलक्षयाद् यथा दीपो निर्वाणमधिगच्छति ।
कर्मक्षयात्तथा जन्तुः शरीरं नाधिगच्छति " ॥

અર્થાત્—તેલનો ક્ષય થવાથી દીવો જેમ બુઝાઇ જાય છે, તેમ કર્મોનો ક્ષય થવાથી આત્મા શરીરથી છૂટી જાય છે-**નિર્વાણ** પામે છે.

**आत्मनो मुख्यभेदावाह—**

**सकर्मकाकर्मकतो द्विधाऽऽत्माऽऽदिमस्तु संसारितया प्रसिद्धः ।
अकर्मको निर्वृत–मुक्त–सिद्ध–ब्रह्मादिशब्दैरभिधीयते च ॥ ३ ॥**

Souls are of two kinds namely, those subject to and those free from the forces of Karma; the former

* " दग्धे बीजे यथाऽत्यन्तं प्रादुर्भवति नाङ्कुरः ।
कर्मबीजे तथा दग्धे न रोहति भवाङ्कुरः " ॥
—ઉમાસ્વાતિ, તત્ત્વાર્થસૂત્ર.

are termed embodied beings while the latter are designated, Nivrita, Mukta, Siddha, Brahma etc. ( 3 )

**આત્માના મુખ્ય ભેદો—**

" આત્માના મુખ્ય બે ભેદો પડે છે—સકર્મક આત્મા અને અકર્મક આત્મા. સકર્મક ( કર્મસહિત ) આત્મા ' સંસારી ' કહેવાય છે, જ્યારે અકર્મક ( કર્મરહિત ) આત્મા નિર્વૃત, મુક્ત, સિદ્ધ, પરબ્રહ્મ, સચ્ચિદાનન્દ વગેરે શબ્દોથી* વ્યવહૃત થાય. "—૩

**विषयप्रस्तावः—**

**मोक्षाऽऽप्तये योगविदः पुराणा योगस्य पन्थानमदीदृशन्नः ।**
**अष्टाङ्गभेदः स पुनः प्रसिद्धः प्रदर्श्यते किञ्चन तत्स्वरूपम् ॥ ४ ॥**

Ancient saints conversant with Yoga have chalked out to us the path of Yoga for the attainment of absolution. It is treated under eight heads. A brief exposition will be attempted here. ( 4 )

**વિષયપ્રસ્તાવ—**

" મોક્ષની પ્રાપ્તિ માટે પ્રાચીન યોગિઓએ આપણને યોગનો માર્ગ દર્શાવ્યો છે. તે યોગનાં આઠ અંગો પ્રસિદ્ધ છે. તે આઠ અંગોનું સંક્ષિપ્ત સ્વરૂપ બતાવવામાં આવે છે. "—૪

**अष्टान्यङ्गानि नामग्राहमाह—**

**यमनियमाऽऽसनप्राणायामाः प्रत्याहृतिश्च धारणया ।**
**सार्धं ध्यानसमाधी इत्यष्टाङ्गानि योगस्य ॥ ५ ॥**

Restraint ( of mind and senses ), observance of religious and moral rites, different postures of the

* આત્માના આ ભેદો અને તે સિવાય તેના અવાન્તર ભેદો પ્રથમ પ્રકરણના ચૌદમા શ્લોકની વ્યાખ્યામાં આપણે જોઇ આવ્યા છીએ.

body, suspension and suppression of the breath, withdrawal of the senses from sensual objects, concentration of the mind, contemplation and profound meditation–these are the eight stages of Yoga. ( 5 )

**આઠ અંગોનાં નામ—**

" યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ યોગનાં આઠ અંગો છે. "—૫

**तत्र यम-नियमौ भेदतः प्राह—**

**तत्राहिंसासत्याऽस्तेयब्रह्मापरिग्रहाश्च यमाः ।**
**शौचं तोषश्च तपः स्वाध्यायः प्रभुविचिन्तनं नियमाः ॥ ६ ॥**

Non-injury, truthfulness, refraining from stealing, complete celibacy, non-acceptance of things belonging to others—these constitute ( Yama ) restraint, while purification of the body and mind, contentment, austerities ( external and internal ) study of scriptural texts and persevering devotion to God—these form religious observances ( Niyama ). ( 6 )

**યમ અને નિયમના ભેદો—**

" પૂર્વોક્ત આઠ અંગો પૈકી પ્રથમ અંગ **યમ**ના પાંચ ભેદો છે–અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ. બીજું અંગ જે **નિયમ**, તેના પાંચ ભેદો છે–શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વર-પ્રણિધાન. "—૬

## अहिंसा ।

तत्र तावदहिंसां व्याचिकीर्षुर्हिंसां स्पष्टयति—

एकान्ततोऽभिन्नतया शरीर–शरीरिणौ सम्भवतो न युक्तौ ।
परो भवः कस्य हि जाघटीतु नाशे शरीरस्य शरीरिनाशात् ? ॥७॥

नाप्येवमेकान्तपृथक्त्वमङ्गाङ्गिनोर्विचाराध्वनि सञ्चरिष्णु ।
एवं हि हिंसा नहि सम्भवित्री हते शरीरेऽपि शरीरभाजः ॥८॥

मेधाविनस्तत् प्रतियन्ति देहाद् विभिन्नमप्यङ्गभृतं कथञ्चित् ।
संयोगतोऽभिन्नमतोऽङ्गनाशे या स्याद् व्यथा तां प्रवदन्ति हिंसाम्
॥ ९ ॥

It does not stand to reason to say that the body and the embodied soul are absolutely connected, because if we suppose the soul perishing with the body, the existence of the other world remains unaccounted for.

Neither can it be reasonably maintained that the soul and the body are absolutely separate, because then there will be no Himsa even if the body of a living being be destroyed.

The wise persons therefore believe that the soul, though distinct from the body has come somehow or other to be encased in it and that this relation brings about an identity between them. Hence the pain caused by hurting the body or by the loss of body is called ( Himsā ) injury. ( 7-8-9 )

**Notes.** Verse. 9–Ahimsa:—

No words can adequately and worthily describe Ahimsā, one of the fundamental principles for the attainment of Moksha; many Hindu, European, American and other writers have strongly advocated utility of vegetarianism and have condemned the practice of destroying poor animals for food or for some other purposes as most abhorrent, revolting, repulsive and barbaric. The observation of nature and sacred voluminous writings of various nations supply illustrations and authority most convincingly conclusive for the suppression of this abominable practice of slaughtering and cutting up for food feeble, innocent, and defenceless creatures with the horrible sight of their convulsed limbs, muscles etc.

An aspirant after Yoga must first try to practise Ahimsā, one of the five essentials leading to advancement in Yoga, chiefly instrumental in the attainment of pure Atman or Moksha. Every human being is naturally inwardly endowed with love or sympathy. It lies hidden in the heart even of the most cruel butcher. It manifests when he passes outside and if he sees a weak animal attacked by a strong one, he tries to separate them and protect the weak one.

Notwithstanding the love or sympathy being the natural attribute of the soul, we see people addicted to meat-eating etc., killing animals and offering them to gods and goddesses.

Inquiry into the nature of truth with a rational

## अहिंसा ।



प्र तावदहिंसां व्याचिकीर्षुर्हिंसां स्पष्टयति—

कान्ततोऽभिन्नतया शरीर–शरीरिणौ सम्भवतो न युक्तौ ।
रो भवः कस्य हि जाघटीतु नाशे शरीरस्य शरीरिनाशात् ? ॥७॥

ाप्येवमेकान्तपृथक्त्वमङ्गाङ्गिनोर्विचाराध्वनि सञ्चरिष्णु ।
वं हि हिंसा नहि सम्भवित्री हते शरीरेऽपि शरीरभाजः ॥८॥

धाविनस्तत् प्रतियन्ति देहाद् विभिन्नमप्यङ्गभृतं कथञ्चित् ।
योगतोऽभिन्नमतोऽङ्गनाशे या स्याद् व्यथा तां प्रवदन्ति हिंसाम्
॥ ९ ॥

It does not stand to reason to say that the body id the embodied soul are absolutely connected, be-use if we suppose the soul perishing with the body, e existence of the other world remains unaccounted r.

Neither can it be reasonably maintained that the ul and the body are absolutely separate, because en there will be no Himsa even if the body of a ing being be destroyed.

The wise persons therefore believe that the soul, ough distinct from the body has come somehow other to be encased in it and that this relation ngs about an identity between them. Hence the caused by hurting the body or by the loss of dy is called ( Himsā ) injury. ( 7-8-9 )

**Notes.** Verse. 9-Ahimsa:—

No words can adequately and worthily describe Ahimsā, one of the fundamental principles for the attainment of Moksha; many Hindu, European, American and other writers have strongly advocated utility of vegetarianism and have condemned the practice of destroying poor animals for food or for some other purposes as most abhorrent, revolting, repulsive and barbaric. The observation of nature and sacred voluminous writings of various nations supply illustrations and authority most convincingly conclusive for the suppression of this abominable practice of slaughtering and cutting up for food feeble, innocent, and defenceless creatures with the horrible sight of their convulsed limbs, muscles etc.

An aspirant after Yoga must first try to practise Ahimsā, one of the five essentials leading to advancement in Yoga, chiefly instrumental in the attainment of pure Atman or Moksha. Every human being is naturally inwardly endowed with love or sympathy. It lies hidden in the heart even of the most cruel butcher. It manifests when he passes outside and if he sees a weak animal attacked by a strong one, he tries to separate them and protect the weak one.

Notwithstanding the love or sympathy being the natural attribute of the soul, we see people addicted to meat-eating etc., killing animals and offering them to gods and goddesses.

Inquiry into the nature of truth with a rational

અર્થાત્—સત્ય બોલવું, પ્રિય બોલવું, પરંતુ **સત્ય હોઇ કરીને પણ અપ્રિય ન બોલવું**, તેમજ પ્રિય હોઇને અસત્ય ન બોલવું.

**મહાભારત**માં ત્યાં સુધી કહ્યું છે કે-જે અયથાર્થ બોલવાથી બીજાનું ભલું થતું હોય, પ્રાણિઓ મરતાં બચતાં હોય, તો તે અસદ્‌ભૂત વચન પણ સત્ય છે; અને જે યથાર્થવચનથી પ્રાણીની હિંસા થતી હોય, તો તે સત્યવચન પણ અસત્ય છે. જુઓ તે શ્લોક—

" उक्तेऽनृते भवेद् यत्र प्राणिनां प्राणरक्षणम् ।
अनृतं तत्र सत्यं स्यात् सत्यमप्यनृतं भवेत् " ॥

( બહુલોપાખ્યાન. )

***દશવૈકાલિક** સૂત્રમાં એમ પણ કહ્યું છે કે-કાણાને કાણો, આંધળાને આંધળો કહેવાથી તેને દુઃખ ઉત્પન્ન થતું હોવાને લીધે તેવું વચન બોલવું નહિ.

**આચારાંગ** સૂત્રમાં એવી મતલબવાળું કથન છે કે-કોઇ સાધુને પૂછે કે-' પશુઓ કઇ તરફ ગયા ? ' તો તે વખતે સાધુ તે બાબતને જાણતો હોઇ કરીને પણ મૌનજ ધારણ કરે. કદાચ મૌન ધારણ કરવાથી કોઇ રીતે છૂટકારો ન થતો હોય અને જવાબ આપવાનું જરૂરનું જણાતું હોય, તો તે સમયે સાધુ જાણતો છતો પણ ' **હું નથી જાણતો** ' એમ કહે. જુઓ ! તે પાઠ—

" **तुसिणीओ उवेहेज्जा जाणं वा नो जाणंति वएज्जा** "

( બીજો શ્રુતસ્કન્ધ, ત્રીજું અધ્યયન, ત્રીજો ઉદ્દેશ. )

જૈન **સૂત્રકૃતાંગ** સૂત્રમાં ( પ્રથમ શ્રુતસ્કન્ધના ૮ મા અધ્યયનની ૧૯ મી ગાથાની વૃત્તિમાં ) પણ કહ્યું છે કે " અહિંસાને માટે-' મેં મૃગો જોયા નથી ' એમ જે અસદ્‌ભૂત કહેવું તે દોષને માટે નથી ".

આ બધા ઉપરથી એ રહસ્ય નિકળે છે કે " सद्भयो हितं सत्यम् " —અર્થાત્ તેજ વચન સત્ય છે કે જે પ્રાણીને અહિતકારી નથી.

---

* " तहेव काणं काणत्ति पंडगं पंडगत्ति वा ।
वाहिअं वावि रोगित्ति तेणं चोरत्ति नो वए " ॥

( સાતમું અધ્યયન. )

सत्यवादिनोऽभिष्टौति—

**पुनन्ति ते स्वीयपदारविन्दैः पृथ्वीतलं सुन्दरभागधेयाः ।**
**मनोवचोभूघनचेष्टितानि स्पृशन्ति नासत्यविषं यकेषाम् ॥२४॥**

Those persons of enviable fortune whose mind, speech and actions are not contaminated with the poison of falsehood, really purify the earth, with the prints of their lotus-like feet. ( 24 )

**સત્યવાદિઓને સ્તવે છે—**

" તે સુન્દરભાગ્યવાળાઓ ખરેખર પોતાનાં ચરણકમલો વડે પૃથ્વીતલને પવિત્ર કરે છે કે જેઓનાં મન, વચન, શરીરોની ચેષ્ટાઓને અસત્યરૂપ વિષનો સ્પર્શ થતો નથી. "—૨૪.

दुष्टादुष्टवचनानां प्रत्यक्षं फलं दर्शयाति—

**प्लुष्टोऽप्यहो ! प्रज्वलिताग्निना द्रुः सान्द्रीभवेद्, दुर्वचसा न लोकः ।**
**वाक् सूनृता यं तनुते प्रमोदं न चन्दनं तं न च रत्नमाला ॥२५॥**

It is really wonderful that a tree even though burnt down by blazing fire, puts forth new foliage, but the wound made by cruel words never heals. Neither sandal paste nor a necklace of jewels is able to give that pleasure which truthful speech gives. ( 25 )

**Notes :—**

Fair words hurt never a bone,
But foul words break many a one.
Apt words have power to suage,
The tumours of a troubled mind.

*Milton.*

Never use a word that may offend a chaste ear.

*Moral Maxim.*

Speak but little, and let that little be the truth.

*Shakespeare.*

**દુષ્ટાદુષ્ટવચનોનું પરિણામ—**

" જ્વલંત અગ્નિવડે બળેલો વૃક્ષ પાછો પુષ્પ-ફલાદિથી સઘન બની જાય છે, પરન્તુ દુષ્ટ વચનોવડે માણસના હૃદયમાં પડેલો ઘા રૂઝાતો નથી. સત્ય વાણી જે આનન્દ ઉપજાવે છે, તે આનન્દ ચન્દન કે રત્નોની માળા ઉપજાવતી નથી. "—૨૫

**मृषावादः कथं सेवितव्यः ?—**

**विनश्वरी श्रीश्चपलाश्च भोगाः स्वार्थैकबद्धाः स्वजनाः समग्राः ।**
**अतो मृषावाद उपासनीयः किमर्थमेषा सुधियां मनीषा ॥ २६ ॥**

For what earthly purpose, should a man resort to falsehood, when the wealth is transitory, the objects of pleasure are evanescent and all the relatives are engrossed in seeking self-interest ? This is the way the wise think. ( 26 )

**મૃષાવાદ શા માટે સેવવો ?—**

" લક્ષ્મી વિનશ્વર છે, ભોગો ચપલ છે અને બધો સ્વજનવર્ગ મતલબી છે, તો પછી શા માટે-કોને માટે મૃષાવાદ સેવવો જોઇએ ? આમ સજ્જનોની માન્યતા હોય છે."—૨૬

**असत्यदोषानाह—**

**असत्ययं यद् वितनोति लोके दुर्वासनानां ददते निवासम् ।**
**दोषान् प्रसूते प्रबलान् क्रमेण तद् धर्मशीलो न वदत्यसत्यम् ॥२७॥**

A religious minded person does not speak false-

hood which creates distrust among people, which produces wicked desires in the mind and which gives rise to powerful sins one after another. ( 27 )

**અસત્યથી થતી ખરાબી—**

" અસત્ય લોકમાં અવિશ્વાસને ફેલાવે છે, અસત્ય દુર્વાસનાઓને અવકાશ આપે છે અને અસત્ય ધીરે ધીરે મ્હોટા દોષોને જન્મ આપે છે, એ માટે ધર્મશીલ મનુષ્ય અસત્ય બોલતો નથી."—૨૭

**सत्यभङ्गे अहिंसाभङ्गः—**

**व्रतानि शेषाणि वदन्त्यहिंसासरोवरे पालिसमानि धीराः ।**
**सत्यस्य भङ्गे सति पालिभङ्गादनर्गलं तत् खलु विप्लवेत ॥ २८ ॥**

When wise persons believe all other vows to be embankments of the lake of non-injury, swerving from the vow of truthfulness, is pulling down the bank and then the waters ( of non-injury ) flow unchecked. ( 28 )

**સત્યભંગથી અહિંસાભંગ—**

" શાસ્ત્રકારોએ સત્ય વગેરે વ્રતોને અહિંસારૂપ સરોવરની પાળ તરીકે બતાવ્યાં છે. આ ઉપરથી સમજી શકાય છે કે—સત્યવ્રતનો ભંગ થયેથી અહિંસારૂપ સરોવરની પાળ તૂટી જાય છે, અને એથી અહિંસા-રૂપ જળ અસ્ખલિત વહી જવા માંડે છે."—૨૮

## अचौर्यम् ।

अथास्तेयव्रतमुपदिशति—

स्वमन्यदीयं हरताऽधमेन दत्तः स्वधर्मोपवने प्रदाहः ।
हृतं धनं स्वास्थ्यसुखं न सूते तस्मात् परिभ्रष्टमितस्ततोऽपि॥२९॥

A vile person who robs another of his wealth, burns the garden of his own religious merits by doing so. The stolen wealth does not allow a man to enjoy it with ease ; he is thus deprived of happiness here as well as in the next world. ( 29. )

Asteya ( abstention from theft ).

Asteya means not coveting of another's property through the actions of one's mind, speech or body.

A Sādhu does not take anything without the permission of the owner and that too only necessary things for the maintenance of his body, allowed by the holy scriptures and by the Spiritual Guru. A layman should refrain from theft, i. e., taking of the property without the consent of the owner and from acts furthering such intent such as smuggling and supplying the enemies with goods in times of war, using false weights and measures, counterfeiting, adulteration, extortion, robbery and dacoity, etc..

The practice of theft leads to moral degeneration. The doer without the sense of responsibility launches into such acts which would bring on him shame, infamy, loss of riches, untrustworthiness, etc..

The author rightly condemns such a heinous practice. One who steals or misappropriates property of others, never becomes happy. He constantly suffers under anxiety, fear, and threatenings of authorities. He causes pain to all the members of the family whose property is stolen or in whose neighbourhood he resides, because property is the fundamental and vital basis of social life. Again, such a person cannot make any progress in spiritual development, so that he becomes a loser in this as well as in the next world.

**અસ્તેયવ્રત—**

" બીજાના દ્રવ્યને હરણ કરતા અધમ મનુષ્યે ખરેખર પોતાના ધર્મરૂપ બગીચામાં આગ સળગાવી મૂકી છે; એ સિવાય હરણ કરેલું ધન સુખેથી ભોગવી શકાતું નથી, એ માટે ચોરી કરવી એ ઉભયભ્રષ્ટ થવા બરાબર છે; એટલે કે ચોરી કરનારને આ જિન્દગીમાં સુખ નહિ અને પરલોકમાં સદ્ગતિ નહિ."—૨૯

**स्तेयदोषानाह—**

**दरिद्रता–दुर्भगता–शरीरच्छेदादिकं स्तेयफलं विलोक्य ।**
**तत्र प्रवृत्तिव्यसनं समुज्झेत्, युक्तो ग्रहीतुं न तृणोऽप्यपृष्ट्वा॥३०॥**

Seeing that poverty, bad luck, mutilation of body, &c., are the fruit of theft, a person should give up this habit, even a blade of grass should not be touched without permission. ( 30 )

**Notes** :—Verse 30.

The story of Nāgadatta, a wealthy gentleman of Vārānasi ( Benāres ) illustrates well the fruits which one strictly observant of the vow ( Adattādāna Vira-

manavratta ) of keeping aloof from taking any kind of property which does not belong to him, without the permission of the owner. Nāgadatta was the son of Dhanadatta ; he received sound education in his childhood. Being in the constant society of a Jain ascetic, his mind began to withdraw from worldly affairs. Among other vows he strictly observed the above vow. Once upon a time while passing on the road he was seen by Nāgavasu, a daughter of the leading merchant of the city. She being enamoured of him, resolved to take him as her husband. She communicated her wish to her father, who thereupon, after negotiating with the father of Nāgdatta, settled the betrothal. The chief police officer (Kotval) also advanced his proposals for the bride to the leading merchant, ( who declined to break the promise ) but could not succeed. So he brooded vengeance against Nāgadatta. Once upon a time the king lost his ear-ornament ( Kundala ) on the path near the Jain Temple, where Nāgadatta was going for worship. He saw the ornament on the road but did not take it in rigid observance of his above-said vow. He then returned to the temple and stood as usual in the contemplative posture. The police-officer, while passing by the road, found the ornament. When in the temple he accidently saw Nāgadatta, the idea of bitter revenge crossed his mind. He stealthily put the ornament in the ear of Nāgadatta and arrested him and brought him before the king, who sentenced him to death. The bride when she saw him being taken to the gallows, vowed to stand

in the contemplative posture until the release of her *fiance.* All attempts and processes to hang Nāgadatta proved unsuccessful. The rigid observance of the above vow and his unflinching faith in religion turned the gallows into a splendid and gorgeous throne. The blows of the sword inflicted on Nāgadatta by the police-officer, were turned into garlands of flowers. The king on hearing this came to that place and apologised and brought Nāgadatta in the city on an elephant with full pomp and grandeur and condemned the police-officer to death. Nāgadatta being melted with the pity successfully submitted his humble prayers to the king to save the police-officer's life. He then married Nāgavasu and enjoyed a happy unsullied life with her. Such is the potent influence of close adherence to the third vow.

**ચોરીનાં ફળો—**

" નિર્ધનતા, દુર્ભાગ્યતા, શરીરના અવયવોનો છેદ, એ વગેરે ચોરીનાં ફળો ઉપર દૃષ્ટિ કરીને તેનું વ્યસન છોડી દેવું; પૂછ્યા વિના ( અનુમતિ વગર ) બીજાની તૃણ સરખી ચીજ લેવી, એ પણ ગેરવ્યાજબી છે. "—૩૦

**न कश्चित् स्तेनः सानन्दीभवति—**

**अद्यापि नो दृष्टमिदं श्रुतं वा यत् स्तेयमालम्बितवान् मनुष्यः ।**
**प्रभूतमानन्दमपेतशङ्कमभुक्त कोटीश्वरतां प्रपद्य ॥ ३१ ॥**

Uptil now, we have neither seen nor heard that man has, by theft, become a millionaire and ·yed great happiness without a lurking sense of

( 31 )

**ચોર સુખી ન હોય—**

" આજ સુધીમાં એ દેખ્યું તેમ સાંભળ્યું નથી કે ચોરીનું આલંબન લેનાર મનુષ્યે કોટીધ્વજ બનીને નિઃશંકપણે ખૂબ આનન્દ અનુભવ્યો હોય. "—૩૧

**स्तेनान् परिदेवयते—**

**यश्चौर्यपापद्रुमधिष्ठितोऽस्ति स्वास्थ्यं परं हारितवान् न, किन्तु ।**
**धृतिं च धैर्यं च मतिं च सम्यग् जन्मान्तरं चापि स हीनभाग्यः॥३२॥**

Not only does the unfortunate man who has ascended the tree of theft lose complete peace of mind but also steadiness, patience and discrimination in the next world. ( 32 )

**ચોરી કરનાર પૂર્ણ દુઃખી—**

" જે, ચોરીરૂપ પાપના વૃક્ષ ઉપર ચઢી બેઠો છે, તે પોતાના સ્વાસ્થ્યનેજ ફક્ત ખોઇ બેઠો છે, એમ નથી, પરન્તુ તે દુર્ભાગી સ્થિરતા, ધીરતા, વિવેક અને ભવિષ્યની સદ્દગતિને પણ હારી ગયો છે."—૩૨

**हिंसातोऽपि चौर्यं विभीषणम्—**

**यो मार्यतेऽसौ क्षणमेक एव प्राप्नोति दुःखं द्रविणे हृते तु ।**
**सपुत्रपौत्रोऽप्युपयाति यावज्जीवं विचिन्त्येति जहातु चौर्यम् ॥३३॥**

A man, who is murdered, suffers pain alone and that too for a moment, but with the deprivation of wealth a man suffers during his whole life and along with his sons and grandsons. The habit of stealing, therefore should be given up. ( 33 )

**હિંસાથી પણ ચોરી વધુ ભયંકર—**

" જે પ્રાણીને મારવામાં આવે છે, તે પ્રાણી એકલોજ, વળી ક્ષણમાત્રજ દુઃખ ભોગવે છે, પણ જેનું ધન લૂટી લેવામાં આવે છે,

તે, પોતાનાં બાલબચ્ચાં અને સ્ત્રી વગેરે પરિવારયુક્ત, જિન્દગી પર્યન્ત દુઃખ ભોગવે છે એમ સમજીને ચોરી ત્યજી દેવી."—૩૩

चौर्याचौर्ययोर्निन्दास्तुती—

स्तेयप्रवृत्तिः खलु नीचकार्यमस्तेयवृत्तिः पुरुपार्थमार्गः ।
विशुद्धहस्तस्य च साधुवादः शाम्यन्त्यनर्थाश्च परत्र नाकम् ॥३४॥

The habit of stealing is base indeed ; while non-stealing is the path of right action ( the end of human life ). The man whose hands are unstained with sin is praised. His difficulties, if any, are overcome and he obtains heaven after death. ( 34 )

ચોરીના વિષયમાં છેવટ—

" ચોરીનો વ્યવસાય ખરેખર નીચ કામ છે અને ચોરીથી વેગળા રહીને જે વ્યવસાય કરવો એ પુરૂષાર્થનો માર્ગ છે. જેના હાથ ચોખ્ખા છે, તેને માટે સર્વત્ર સાધુવાદ છે, અને તેને આવેલા ઉપદ્રવો તુરત શાન્ત થઇ જાય છે તથા તેને પરલોકમાં સ્વર્ગ પ્રાપ્ત થાય છે."—૩૪

---

## ब्रह्मचर्यम् ।

ब्रह्मचर्यस्पृहा—

यस्मिन् प्रदीपे शलभन्ति दोषा यस्मिन् सुधांशौ परितापशान्तिः ।
यस्मिन् समुद्रे गुणरत्नभूतिस्तद् ब्रह्म को न स्पृहयेत् सचेताः ? ॥३५॥

What knowing persons would not care for celibacy which like a lamp burns down all faults, which like the moon alleviates mental agonies, and which like the ocean produces the jewels of virtue. ( 35 )

## Brahmacharya.

Brahmacharya means abstaining from sexual passion and intercourse in all places and at all times, in mind, speech and body.

Rigid practice of this virtue by a sādhu means entire abandonment of sexual appetites. A layman is forbidden to commit adultery actual or in thought by refraining from indulging in sexual intercourse with women other than his own wife or unmarried girl or a widow, from cherishing ardent immoral love for others or by using indecent gestures and words exciting lust or using stimulants for the same purpose.

Brahmacharya is the foundation of the Grahasthāshrama–the householder's stage.* The influence of its preservation cannot be too much emphasised. If a man has preserved his own life-fluid, he would not generally remain a physical wreck.

Now-a-days we generally find even youths in weak health, and tender-framed skeletons; the reason of their physical debility is that on account of their company and various other circumstances of civilized life, they have found it very difficult to preserve their virility.

Some young men, through the influence of their bad companions, indulge in various types of bad habits ultimately injurious and decreasing their vital stamina. Hence, they are quite unable to feel the

joys and pleasures of their sweet home, and they, through their own ignorance and foolish unnatural acts, hurl themselves down in the abyss of misery, pain and misfortune.

Contrasted with the well-preserved men, who enjoy each and every moment of their existence, they are completely wretched and miserable. The well-preserved youths are buoyant, cheerful, optimistic, robust and powerful. They truly enjoy what it is to live and exist. They are not easily fatigued in their undertakings and in the end it is they only who prosper and enjoy this world.

While the other weak party is coy, shy, effiminate, pessimistic, cheerless, unable to possess the enduring power, quite unfit to move themselves in this time of keen competition and as it were carrying their life-time half dead, and full of pain and misery.

It is the duty even of householders to preserve the seminal fluid. They are also required by the shāstras to observe strict rule of partial celibacy.

This practice is carried lifelong by some and in consequence they achieve very remarkable success in the world. It is not impossible to be practised, if one is determined to do it. If one is desirous of preserving his Virya, he should particularly pay attention to his diet. His diet should be simple, his bed little rough, and his thoughts pure and holy, and if he successfully carries out his resolution, he is sure to taste the sweet fruits of his persistent efforts.

Man is very careful about his money and property, but it is a very lamentable fact that he is not very painstaking to preserve his life-fluid, his all-in-all Virya. He should try to avoid the company and passionate thoughts of the fair sex and should thoroughly devote his heart and soul to some good spiritual development and social progress.

The author rightly appreciates the advantages of the practice of celibacy and chastity and condemning the evil results of immoral and vicious habits.

The cultivation of this virtue brings on supreme spiritual lustre and helps the acquisition of worldly gain and commands high respect even from the great god Indra and tends to the success of the mantras and gives fresh blood and invigorating energy to the body by the preservation of vital fluid and assists in the formation of right conduct, strengthens the powers of discrimination and advances social status and blesses one with celestial abode.

The author rightly condemns the association with prostitutes full of hypocrisy, dissimulation, ever ready to associate with men affected with dangerous diseases. Even their soft dalliance with starry eyes and flowery smiles, destroys all manly energy, good sense and discrimination, ultimately resulting in misfortunes and calamities.

બ્રહ્મચર્ય—

" જે બ્રહ્મચર્યરૂપ પ્રદીપમાં બધા દોષો પતંગિયાનું અનુકરણ કરે

છે, જે બ્રહ્મચર્યરૂપ ચન્દ્ર રહેતે સર્વ સન્તાપ શાન્ત થઇ જાય છે અને જે બ્રહ્મચર્યરૂપ સમુદ્રમાં અનેક ગુણરૂપ રત્નો નિપજે છે, તે બ્રહ્મચર્યને કોણ સહૃદય ન ચાહે ?"—૩૫

ब्रह्मचर्यं स्तौति—

**यस्मिन् दिनेशे परितप्यमान उपद्रवध्वान्त उपैति नाशम् ।**
**इष्टार्थसम्पादनकल्पवृक्षेऽस्मिन् ब्रह्मचर्ये सुधियो यतेरन् ॥३६॥**

Wise persons should try to observe the vow of celibacy which like the sun shining with full lustre destroys the darkness of various kinds of calamities and which, like the wish-yielding tree, gives the desired objects. ( 36 )

**Notes** :—Sudarshana, a leading citizen, rigidly observed chastity. Unfortunately he was condemned to the gallows. By the force of chastity and purity of conduct the gallows were turned into a superb throne. The king who passed the sentence reverently came before him and brought him back to the city on the elephant with full pomp and unbounded respect. All the deities praised his excellent virtue. Sitā who was thoroughly chaste and who did not yield to the temptations offered by Rāvana tided over all difficulties and troubles by the power of her virtuous conduct.

**બ્રહ્મચર્યનું મહત્ત્વ—**

"જે બ્રહ્મચર્યરૂપ સૂર્યના તાપ આગળ ઉપદ્રવરૂપ અન્ધકાર નાશ પામી જાય છે, તે-અભીષ્ટ વસ્તુઓને પ્રાપ્ત કરાવવામાં કલ્પવૃક્ષ સમાન-બ્રહ્મચર્યને માટે બુદ્ધિમાનોએ પ્રયત્ન રાખવો જોઇએ."—૩૬

**વ્યાખ્યા.**

ब्रह्मणि चरणमिति ब्रह्मचर्यम्—અર્થાત્ આત્મસ્વરૂપમાં વિચરવું-રમવું એ બ્રહ્મચર્ય છે. આ હદ સુધી પહોંચવાને માટે વીર્યનિરોધની પ્રથમ અગત્ય છે. એ માટે વીર્યનિરોધને પણ બ્રહ્મચર્ય નામ આપ્યું છે.

બ્રહ્મચર્યના બે વિભાગો છે. એક સાધુનું બ્રહ્મચર્ય અને બીજું ગૃહસ્થનું બ્રહ્મચર્ય. સાધુને માટે તો સર્વસ્ત્રીવિરમણરૂપ મહદ્ બ્રહ્મચર્ય છે, અને ગૃહસ્થને માટે સ્વસ્ત્રીસંતોષરૂપ લઘુ ( દેશતઃ ) બ્રહ્મચર્ય છે.

જેઓને આત્મોન્નતિની પ્રબળ આકાંક્ષા હોય છે તેઓ વિવાહ કર્યા વગરજ સંન્યસ્ત થઇને મુનિધર્મની આરાધના કરે છે. અને એ રસ્તે તેઓ શીઘ્ર આત્મસિદ્ધિ સંપાદન કરી શકે છે. અહીં કોઇ કદાચ એમ કહેવા માંગે કે—

" अपुत्रस्य गतिर्नास्ति स्वर्गो नैव च नैव च "

—" પુત્રરહિતને કોઇ સારી ગતિ યા સ્વર્ગ મળતો નથી " તો એ કથન નિતાન્ત અયુક્ત છે. કર્મવાદના સિદ્ધાન્તો સમજનારા આવાં કથનોને પ્રમત્તપ્રલપિત માને છે.

**મનુસ્મૃતિ**કાર તો એ કથનનું ખંડન કરતાં કહે છે કે—

" अनेकानि सहस्राणि कुमारब्रह्मचारिणाम् ।
दिवं गतानि विप्राणामकृत्वा कुलसन्ततिम् " ॥

( પાંચમો અધ્યાય, ૧૫૯મો શ્લોક )

—" અનેક સહસ્ર અવિવાહિત-બ્રહ્મચારી બ્રાહ્મણપુત્રો કુલસંતતિ કર્યા વગર સ્વર્ગમાં ગયા. "

આ ઉપરથી એ નિઃસંદેહ વાત છે કે સર્વથા બ્રહ્મચર્યનું પાલન કરવું એ સહુથી શ્રેષ્ઠ માર્ગ છે. સાધુ-મહાત્માઓ આ શ્રેષ્ઠ બ્રહ્મચર્યના અધિકારી છે. આમ છતાં પણ સાધુ જો પોતાના ધર્મથી ભ્રષ્ટ થાય, તો તેને માટે **મનુસ્મૃતિ**માં કહ્યું છે કે—

" यस्तु प्रव्राजितो भूत्वा पुनः सेवेत मैथुनम् ।
षष्टिर्वर्षसहस्राणि विष्ठायां जायते कृमिः " ॥

( ૧૯ મો અધ્યાય ).

" જે પ્રવ્રજ્યા લઇને પુનઃ મૈથુનમાં પ્રવર્તે છે તે સાઠ હજાર વર્ષો સુધી વિષ્ઠામાં કીડો થાય છે. "

સાધુના નામથી ઓળખાતા કેટલાકો એવું ગુપ્ત દુરાચરણ સેવે છે કે તેઓ " स्वयं नष्टा दुरात्मानो नाशयन्ति परानपि " એ વાક્યને ચરિતાર્થ કરે છે. સરલહૃદયવાળી સધવા યા વિધવાને મીઠાં મીઠાં વચનોથી મોહિત કરી તેને અધર્મના કુવામાં નાંખે છે. આવા **મુનિપિશાચોથી** સ્ત્રીઓએ બહુજ સાવધાન રહેવાની જરૂર છે.

અહીં કદાચ કેટલાકોને એવી શંકા ઉદ્ભવે કે બધાઓ યદિ બ્રહ્મચારી થઇ જશે તો પછી સંસારસંતતિ શી રીતે ચાલશે ? પરંતુ આ કથનમાં કંઇ વજૂદ નથી. યાદ રાખવું કે કુદરતથી વિરૂદ્ધ કંઇ બનતું નથી. કુદરતના કાનૂન પ્રમાણે સંસારનો પ્રવાહ એક સરખો સદા વહેતો રહે છે. મનુષ્યે પોતાની સ્થિતિ સમજવી જોઇએ કે મારે કયે રસ્તે ગતિ કરવી. એક મનુષ્ય યદિ ઉચ્ચભાવનાબલાત્ સર્વથા બ્રહ્મચારી બન્યો, તો શું એની જેમ બધા માણસો બ્રહ્મચારી બની જવાના હતા ખરા કે ? એક માણસે કાપડનો વેપાર શરૂ કર્યો, તો એથી શું બધાઓ કાપડીયા થઇ જાય ખરા કે ? એક મનુષ્યે વકીલાતનો ધંધો ઉઠાવ્યો, તો એની જેમ બધા માણસો શું વકીલ બની જાય ખરા કે ? નહિ, કદાપિ નહિ. એજ પ્રમાણે એક, પાંચ, પચાશ કે હજારો બ્રહ્મચારી થતાં સર્વ જનસમાજ બ્રહ્મચારી થઇ જાય, એવી આશંકા કરવાની હોયજ નહિ.

**ब्रह्मचर्यस्य गौरवम्—**

**सिंहासने चोपविशन् सुरेन्द्रः प्रवन्दते यान् शुचिभक्तिनम्रः ।**
**ब्रह्मचर्यव्रतबद्धचित्ता मनस्विनो मर्त्यभुवां जयन्ति ॥ ३७ ॥**

These high-minded persons who are intent upon observing the vow of celibacy ( in mind, speech and body ) and to whom Indra, the Lord of the gods, humble with pure devotion, bows down, while taking his seat on the throne, are always victorious among mortals. ( 37 ).

**બ્રહ્મચર્યનું ગૌરવ—**

" જેઓને સ્વર્ગપુરીનો સમ્રાટ-ઇન્દ્ર પણ પોતાના સિંહાસન ઉપર બેસવા જતે પવિત્ર ભક્તિથી નમ્ર થઇને નમસ્કાર કરે છે, તે-બ્રહ્મચર્યવ્રતમાં દ્રઢચિત્તવાળા મહાપુરૂષો મૃત્યુલોકમાં જયવન્ત છે. "–૩૭

**ब्रह्मचर्यस्योत्कर्षः—**

**फलन्ति मन्त्रा वहते च कीर्त्तिरध्यासते सन्निधिमप्यमर्त्याः ।**
**यस्मिन् सति प्रस्फुरितप्रभावे तद् ब्रह्मचर्यं सुविचारलभ्यम्॥३८॥**

Celibacy, by means of which the sacred Mantras fructify, the fame spreads over the Earth and even the immortals honour the chaste persons with their presence, is attained only by good thoughts. ( 38 )

**બ્રહ્મચર્યનો ઉત્કર્ષ—**

" પ્રદીપ્તપ્રભાવવાળું જે બ્રહ્મચર્ય રહેતે મન્ત્રોનો જાપ ફળે છે, કીર્ત્તિ સર્વતઃ ફેલાય છે અને દેવતાઓ સ્હામે ઉપસ્થિત થાય છે, તે બ્રહ્મચર્ય સદ્વિચારોની સતત શ્રેણીથી મેળવી શકાય છે."—૩૮

**ब्रह्मचर्यस्य प्राबल्यम्—**

**अस्थ्नां प्रभूतं बलमर्पयन्तं रक्तप्रवाहं प्रविकासयन्तम् ।**
**मुखे प्रतापारुणतां दधानं न कः सुधीर्ब्रह्मयमं सुरक्षेत् ? ॥ ३९ ॥**

Who will not honourably observe the vow of

chastity which gives immeasurable strength to the bones, which develops the corpuscles of blood and which imparts the glow of vigour to the face? (39)

**બ્રહ્મચર્યનું પ્રાબલ્ય—**

" હાડકાંઓમાં જબરદસ્ત શકિતને અર્પણ કરનાર, લોહીને ખૂબ વિકસિત બનાવનાર અને મુખમાં પ્રતાપની લાલિમા ભરી દેનાર, એવા બ્રહ્મચર્યનું કોણ ડાહ્યો માણસ સંરક્ષણ ન કરે?"—૩૯

**ब्रह्मचर्यं प्रशंसति—**

**न तं शरत्पर्वहिमांशुरोचिः प्रह्लादमुत्पादयितुं क्षमेत ।**
**न तं रसं दिव्यफलानि चापि ह्लादं रसं ब्रह्म यमातनोति ॥४०॥**

Neither the autumnal full moon nor the celestial fruits are able to give that pleasure and satisfaction which chastity bestows. ( 40 )

**બ્રહ્મચર્યની શ્લાઘા—**

" તે આલ્હાદને આપવા શરદ્ઋતુના ચન્દ્રની કિરણો પણ અશકત છે અને તે રસને આપવા સ્વર્ગીય ફળો પણ અસમર્થ છે, કે જે આલ્હાદ અને જે રસને બ્રહ્મચર્ય આપી શકે છે."—૪૦

**ब्रह्मचर्यस्य महोदयत्वमावेदयति—**

**यत् प्राणभूतं मुनिधर्मलक्ष्म्या हेतुः परब्रह्मणि यच्च, यस्मात् ।**
**निर्याति मेधा तटिनीव शैलात् तत् पालयन् ब्रह्म न पूज्यते कैः ?**
**॥ ४१ ॥**

What human being observing the vow of chastity is not worshipped by men. Celibacy which is the essence of the wealth of the saintly character which, the cause of unity with the supreme spirit and

which is the source of intellectual lustre just as a mountain is that of a river ? ( 41 )

**બ્રહ્મચર્યનો મહોદય—**

" જે, ચારિત્રધર્મરૂપ લક્ષ્મીના પ્રાણરૂપ છે, જે પરબ્રહ્મનું ( મોક્ષનું ) સાધન છે અને જેમાંથી સદસદ્‌વિવેકશાલિની પ્રજ્ઞા, પર્વતમાંથી નદીની જેમ નિકળે છે, તે બ્રહ્મચર્યને પાલન કરતો મનુષ્ય કોનાથી ન પૂજાય ? "—૪૧

**अब्रह्मणि न प्रवर्त्तेत—**

**इह प्रतिष्ठा च परत्र च स्वर्यस्माद्दो ब्रह्म विहाय, मार्गम् ।**
**आपातमात्रे रमणीयमन्ते किम्पाकवद् दारुणमाश्रयेन्न ॥ ४२ ॥**

A man should not give up the path of celibacy which secures fame in this world and heaven in the next, and resort to such a wicked path which is fascinating in the beginning but bitter in the end like the fruits of Kimpāk. ( 42 )

**બ્રહ્મચર્યવિરુદ્ધ ન વર્તવું—**

" આ લોકમાં પ્રતિષ્ઠા અને પરલોકમાં સ્વર્ગ જેનાથી મળે છે, તે બ્રહ્મચર્યનો ત્યાગ કરી તેવી પ્રવૃત્તિ ન રાખવી જોઇએ, કે જે પ્રવૃત્તિ કિંપાકફળની જેમ શરૂઆતમાં મીઠી–સુન્દર લાગવા છતાં અન્તમાં ભારે અનર્થ ઉપજાવનારી થાય છે."—૪૨

**अकष्टसाध्यं ब्रह्मचर्यम्—**

**देहे तपस्येव न तापहेतुर्हेतुर्न वा भक्तिरिव श्रमस्य ।**
**स्वभावसिद्धो मनसः पवित्रीभावे स्थितो ब्रह्मयमश्चकास्ति ॥४३॥**

Celibacy does not emaciate the body like religious austerities nor does it subject it to exertion as

devotion. The Yama of celibacy appears to the best advantage with the attainment by mind of its inherent purity. ( 43 )

**બ્રહ્મચર્ય પાળવામાં લગારે કષ્ટ નથી—**

" તપસ્યામાં જેમ સંતાપ અનુભવાય છે, તેમ બ્રહ્મચર્યમાં સન્તાપ થતો નથી. ભક્તિ–સેવા કરવામાં જેમ પરિશ્રમ અનુભવાય છે, તેમ બ્રહ્મચર્યમાં પરિશ્રમનું નામ હોતું નથી. અતએવ સમજી શકાય છે કે બ્રહ્મચર્ય, સ્વભાવસિદ્ધ એટલે કે જીવાત્માના સ્વભાવને અનુસરતી વસ્તુ છે. આવી રીતે મનની પવિત્રતાના આધાર ઉપર રહેલું બ્રહ્મચર્ય ખરેખર જીવનની અંદર બહુ અજવાળું પાડે છે. "—૪૩

**सर्वथा ब्रह्मचर्यं पालयितुमशक्तान् गृहस्थानुद्दिश्य निर्वक्ति—**

**परिक्षमन्ते गृहमेधिनस्तु न सर्वथाब्रह्ममहाव्रताय ।**
**तद् देशतो ब्रह्मणि ते यतेरन् स्वदारतुष्टाः परदारवर्जाः ॥ ४४ ॥**

Householders cannot always and wholly observe the great vow of celibacy ( in mind, speech and body ), therefore they should try to observe it partially by being faithful to their wives, &c., avoiding the contact of other women ( the scriptural texts prescribe continence in all modes of life for the ascetics ). ( 44 )

**ગૃહસ્થોનું બ્રહ્મચર્ય—**

" ગૃહસ્થ લોકો ગૃહસ્થસ્થિતિમાં પૂર્ણ બ્રહ્મચર્ય પાળી શકે નહિ, એ માટે તેઓએ દેશતઃ બ્રહ્મચર્ય પાળવું જોઈએ. પરસ્ત્રીનો ત્યાગ કરીને સ્વસ્ત્રીમાં સન્તુષ્ટ રહેવું, એ દેશતઃ બ્રહ્મચર્ય છે."—૪૪

**વ્યાખ્યા.**

બ્રહ્મચર્યનું રક્ષણ બ્રહ્મચર્યના વિરોધી સંયોગોથી દૂર રહેવામાં

થઇ શકે છે. સાધુ લોકોને માટે તો સર્વથા બ્રહ્મચર્ય પાળવાનું છે, એ તો પ્રસિદ્ધ વાત છે, અને એ માટે તો સાધુઓને સ્ત્રીસંગીનો સંગ કરવાનું પણ નિષેધ્યું છે;* પરંતુ ગૃહસ્થોને માટે પણ બ્રહ્મચર્યથી ચલિત કરાવનાર સંયોગોથી દૂર રહેવાનું વિધાન છે. જુઓ ! **મનુસ્મૃતિ**માં—

" मात्रा स्वस्रा दुहित्रा वा न विविक्ताऽऽसनो भवेत् ।
बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति " ॥

( બીજો અધ્યાય )

આ શ્લોકથી ફરમાવ્યું છે કે—" માતા, બ્હેન અને પુત્રી સાથે એકાન્તમાં રહેવું નહિ, કેમકે ઇન્દ્રિયો બહુ બળવાન્ છે અને તે વિદ્વાન્‌ને પણ ચક્કરમાં નાખે છે. "

આ શ્લોકથી માતા, બ્હેન અને પુત્રી સાથેનો પણ એકાન્તવાસ નિષેધવામાં આવ્યો, તો પછી અન્ય સ્ત્રી સાથેનો એકાન્તવાસ સુતરાં નિષિદ્ધ થાય છે, એકાન્તવાસરૂપ ભુજંગના સહવાસમાં બ્રહ્મચર્યરૂપ દૂધ સહીસલામત રહી શકે, એ કઠિનતાભરેલું છે.

બ્રહ્મચર્યની રક્ષા માટે મૈથુનનાં આઠ અંગો વર્જવાની જરૂર છે. **દક્ષસ્મૃતિ**માં કહ્યું છે કે—

" ब्रह्मचर्यं सदा रक्षेद् अष्टधा रक्षणं पृथक् ।
स्मरणं कीर्त्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणम् ॥
" संकल्पोऽध्यवसायश्च क्रियानिर्वृत्तिरेव च ।
एतन्मैथुनमष्टांगं प्रवदन्ति मनीषिणः " ॥

( સાતમો અધ્યાય )

" મૈથુન આઠ પ્રકારનું છે–સ્મરણ, કીર્ત્તન, ક્રીડા, જોવું, ગુહ્ય ભાષણ, સંકલ્પ, અધ્યવસાય અને કુપ્રવૃત્તિ. "

આ મૈથુનનાં આઠ અંગોથી દૂર રહેવામાંજ બ્રહ્મચર્યનું પાલન થઇ શકે છે.

એ જોઇ ગયા છીએ કે ગૃહસ્થોને માટે દેશતઃ બ્રહ્મચર્ય પાળવાની અનુજ્ઞા છે, અર્થાત્ ગૃહસ્થોનો ધર્મ છે કે તેઓએ સ્વદારસંતોષી થવું

---

*જુઓ, બીજા પ્રકરણમાં ૨૨૮ મા પૃષ્ઠની અંદર " स्त्रीणां स्त्रीसंगिनां संगं " એ **ભાગવત**નો શ્લોક.

જોઇએ. પરન્તુ એટલું યાદ રહે કે સ્વસ્ત્રીમાં અત્યાસક્ત રહેવું એ પણ ગૃહસ્થધર્મમાં ક્ષતિ પહોંચાડનાર છે. પરદારનો ત્યાગ કરવા ઉપરાંત સ્વસ્ત્રીની સાથે પણ મર્યાદાપૂર્વક વ્યવહાર રાખવો જોઇએ. સ્વસ્ત્રી સાથે અયોગ્ય અને અનિયમિત વર્ત્તન રાખવું, તેણીની રજસ્વલા, સગર્ભા અને વ્યાધિગ્રસ્ત સ્થિતિનો વિચાર કર્યા વગર તેણીની તરફ ધસવું અને જબરદસ્તીથી તેણીને પોતાની ઇચ્છા તરફ દોરવી, એ બધું ગૃહસ્થધર્મોચિત બ્રહ્મચર્યના શિખરથી સ્ખલિત થવા બરાબર છે.

" ऋतौ भार्यामुपेयात " એ **ભાવપ્રકાશ**નું વાક્ય છે, અને તે એમ શિખવે છે કે–ગૃહસ્થોએ ઋતુકાળમાં સ્ત્રીનો સમાગમ કરવો. રજસ્વળા સ્ત્રીને ઋતુસ્રાવ થયાના દિવસથી સોળ રાત્રિ સુધીના કાળને **ઋતુકાળ** કહેવામાં આવે છે. સ્ત્રીને ગર્ભ રહેવાનો પણ આ સમય છે. પરન્તુ સ્ત્રીને ઋતુસ્રાવ જ્યાં સુધી થતો રહે, ત્યાં સુધી તેણીનો સમાગમ કરવો નહિ.

સ્ત્રીને જે દિવસથી ગર્ભ રહે, તે દિવસથી લઇને, સંતાનોત્પત્તિ થાય અને તે સંતાન ધાવણ છોડીને ખોરાક ખાવાની શરૂઆત કરે, ત્યાં સુધી પુરૂષે સ્ત્રીનો સમાગમ કરવો નહિ. આ સમય લગભગ અઢાર મહીના જેટલો થાય છે. બાળક ધાવણ છોડી ખોરાક લેવાની શરૂઆત કરે છે, તે વખતે પણ સ્ત્રીના શરીરમાં કમજોરી રહેલી હોય છે, એટલે ત્યાં સુધી પણ સ્ત્રી તન્દુરસ્ત હોતી નથી, એ માટે ખરી રીતે તો ગર્ભાધાનના દિવસથી લઇને જ્યાં સુધી સ્ત્રીનું શરીર સ્વસ્થ ન થાય, ત્યાં સુધી પુરૂષે સર્વથા બ્રહ્મચર્ય પાળવું જોઇએ. આ ઉપરથી સમજી શકાય છે કે સ્ત્રીના ગર્ભાધાનના દિવસથી લઇને લગભગ અઢી વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવાની પુરૂષને અગત્ય છે.

સ્ત્રી–પુરૂષે એકાદશી, ચતુર્દશી, અમાવાસ્યા, પૂર્ણિમા, દ્વિતીયા, પંચમી, અષ્ટમી વગેરે દિવસો તો ખસૂસ કરીને વિષય–સેવનથી વેગળા રાખવા જોઇએ. કમમાં કમ એક એક દિવસનું આંતરૂં પણ વિષયસેવન માટે જેઓ નથી રાખતા, તેઓ ખરેખર પોતાની જાતના **કટ્ટર દુશ્મન** છે. જેઓ એક દિવસના ચોવીસ કલાકમાં પણ એકથી વધારે વખત વિષયસેવનમાં પ્રવર્ત્તે છે, તેવાઓને માટે ક્યાં સુધી દિલગીરી બતાવી શકાય ?.

વિષયસેવનની પ્રવૃત્તિને બહુજ નિયમિત બનાવવાથી વીર્ય પુષ્ટ થવાના પરિણામે તેનાથી ઉત્પન્ન થતું સંતાન પણ તેજસ્વી, પ્રૌઢદેહ અને બુદ્ધિશાલી બને છે. જેઓ વધુ પુત્રોની લાલસાથી સ્ત્રીમાં આસક્ત રહે છે, તેઓની સંતતિ નિર્માલ્ય નિવડે છે. એવી નિર્માલ્ય પ્રજા વધવાથી શું ફાયદો ? એ વિચારવું જોઇએ; ઉલટું એથી આર્થિકદૃષ્ટિએ દેશને નુકસાન ખમવું પડે છે.

**परस्त्रियं न निरीक्षेत—**

**स्त्रियं स्वसारं जननीं सुतां वा स्वां कामदृष्ट्या समवेक्षमाणे ।**
**क्रोधोपतापप्रभवं विचिन्त्य परस्य नार्यां न दृशौ क्षिपेत*॥४५॥**

One gets wrath and is pained to the quick, when another looks with an evil eye at one's wife, sister, mother or daughter. Thinking that others also feel similarly, one should not entertain evil intention about others' wives. ( 45 )

**Notes :**—Verily the Messenger of God said to his companions, " What are your opinions of the merits of that person who drinketh liquor, committeth adultery and stealeth ? What should his punishment be ? They said " God and His Messenger know best." He said, " These are great sins and the punishment for them very dire. "

*Sayings of Muhomed.*

**પરસ્ત્રીની સ્હામે ન જોવું—**

" પરસ્ત્રી ઉપર નજર ફેંકનારે વિચાર કરવો જોઇએ કે—પોતાની

---

* " नहीदृशमनायुष्यं लोके किञ्चन विद्यते ।
यादृशं पुरुषस्येह परदारोपसेवनम् " ॥ १३४ ॥
—मनुस्मृतिनो चोथो अध्याय.

સ્ત્રી, બ્હેન, માતા અને પુત્રીને ખરાબ નજરથી જોનાર માણસ ઉપર કેવો ક્રોધ ફાટી નિકળે છે-હૃદય કેવું દુઃખી થાય છે ? આવો વિચાર કરીને અને-' જે પરસ્ત્રી ઉપરની ખરાબ લાગણીમાં હું ફસાયલો છું, તેણીના વ્હાલેસરીઓને તેટલોજ બળાપો થયા કરતો હશે, કે જેટલો બળાપો મારી બ્હેન, માતા, પુત્રી અથવા સ્ત્રી તરફ ખરાબ લાગણી ધરાવનારના ઉપર મને થાય ' એમ સમજીને કોઇ પણ પુરૂષે પરસ્ત્રી તરફ આંખ ફેંકવી જોઇએ નહિ, "—૪૫

**वीर्यस्य रक्षणीयत्वमाह—**

**नहि स्वदारा अपि सेवितव्या आसक्तितः, किं पुनरन्यनार्य्यः।**
**नोत्सह्यते क्षेप्तुमितस्ततः स्वं ही ! यत्यते घातयितुं तु रेतः ॥४६॥**

A man should not passionately indulge in the company of his own wife. We need not say anything about another's wife. Alas! how prodigally a man wastes his semen ( the main-pillar of strength ) though he is stingy in spending his wealth. ( 46 )

**Notes :**—Excessive passion even for one's wife is also highly condemned. This principle is strongly supported by various medical and scriptural authorities. It is surely a violation against purity to tempt one's own wife or other women at several periods of time strictly prohibited by medical and scriptural rules. Sexual intercourse is forbidden nearly for fifteen months from the time of conception. It should also be avoided for certain days as laid down in the holy texts. If one properly preserves his semen, he will be highly benefited.

**વીર્યરક્ષા—**

" ખરી રીતે તો પોતાની સ્ત્રી સાથે પણ આસક્તિથી વ્યવહાર ન

રાખવો જોઇએ, તો પછી પરસ્ત્રીને માટે પૂછવું શું ? પરન્તુ **અફસોસ**ની વાત છે કે ચંચલ જે ધન, તેને તો જ્યાં ત્યાં ફેંકવાનો ઉત્સાહ પણ થતો નથી, જ્યારે વીર્યને ઇરાદાપૂર્વક કાપી નાંખવામાં આવે છે. "—૪૬

**વ્યાખ્યા.**

વર્તમાનમાં બાળવિવાહ અને વૃદ્ધવિવાહનો ઘણો ફેલાવ થયેલો જોવાય છે. આવી ને આવી કફોડી સ્થિતિ ચાલુ રહી, તો ભવિષ્યમાં સમાજ કેવી ભયંકર સ્થિતિ ઉપર મૂકાશે તે કલ્પી શકાતું નથી. નાની ઉમરમાં છોકરા–છોકરીને પરણાવી દેવાં, એ એમના ગળા ઉપર છરી ફેરવવા બરાબર છે. માતા–પિતાને એમ થયા કરે છે કે–' ક્યારે છોકરાની વહુનું મોઢું દેખું ? ' અને એ દુરભિલાષથી નાની ઉમરમાં છોકરાને વિષયરૂપ અગ્નિની જ્વાળામાં પટકે છે. અહા ! જુઓ હિતૈષીઓનું શત્રુથી પણ અધિક આચરણ. **જૈન** અને **જૈનેતર** શાસ્ત્રોમાં તો કમમાં કમ પચીશ વર્ષના કુમાર સાથે સોળ વર્ષની કન્યાનો સંબન્ધ કરવાનું ફરમાવવામાં આવ્યું છે. આ શાસ્ત્રીય નિયમ પ્રમાણે વિચારતાં કોણ સમજી શકે તેમ નથી કે—પચીશ વર્ષ સુધીમાં તો શરીરનો બાંધો બંધાતો રહે છે; અને તે પહેલાં કુમાર–કુમારીને વિવાહના બંધનમાં નાંખવાં એ કુદરતની સ્હામે હુમલો કરવા જેવું છે. લગાર વિચાર કરવાની વાત છે કે તળાવમાં પાણી ભરાતું હોય, તે વખતે બીજી તરફથી જો પાણીને નિકળવાનો રસ્તો આપવામાં આવે, તો તે તળાવ પાણીથી ભરાય ખરૂં ? તેમજ આંબાની જડ મજબૂત થતાં તેના ઉપર કુઠારાઘાત કરવામાં આવે, તો તે આંબો બનીને કેરીઓ આપવાનો હતો ખરો ?

યોગ્ય ઉમર વગર બાળકોને પરણાવી દેવામાં તેઓથી થનારી સંતતિ અતિદુર્બળ અને સત્ત્વહીન હોવા ઉપરાંત લાંબો વખત જીવી શકતી નથી. **ચરકશાસ્ત્રકાર** ફરમાવે છે કે—

" ऊनषोडशवर्षायामप्राप्तः पञ्चविंशतिम् ।
यद्याधत्ते पुमान् गर्भं कुक्षिस्थः स विपद्यते " ॥
" जातो वा न चिरं जीवेद् जीवेद् वा दुर्बलेन्द्रियः " ।

—" સોળ વર્ષ સુધી નહિ પહોંચેલી સ્ત્રીમાં પચીસ વર્ષની ઉમરને નહિ પ્રાપ્ત થયેલ પુરૂષ યદિ ગર્ભાધાન કરે, તો તે ગર્ભ કુક્ષિમાંજ મરણને શરણ થાય છે, અગર જન્મ લે તો તે વધુ વખત જીવતો નથી અને જીવે તો તેની જિન્દગી દુર્બળ અવસ્થામાં પસાર થાય છે."

ન્હાની ઉમરમાં વિવાહિત થઇને શરીરના સત્ત્વનો જે નાશ કરવામાં આવે છે, અને અવિવાહિત છતાં ઉન્માર્ગે જે દુર્વર્ત્તન આચરવામાં આવે છે, તે ખરેખર દુર્ભાગ્યનો વિષય છે. આપણે જોઇ ગયા છીએ કે પચીશ વર્ષ સુધીમાં શરીરનો બાંધો બંધાય છે, હવે એ ઉમર આવતા પહેલાંજ સત્ત્વનો ક્ષય કરવો, એ કેવી શોચનીય બીના ? એમ કર્યેથી આગળ શી રીતે જીવી શકાશે ? શારીરિક આરામ શી રીતે લઇ શકાશે ? જગતના વ્યવહાર વચ્ચે શી રીતે ઉભા રહી શકાશે ? અરે ! જિન્દગીને તકલાદી બનાવવાની આ શી **મૂર્ખતા** ?. વીર્યનો ક્ષય થયા પછી, યાદ રહે કે ગમે તેટલા **માલતી, મકરધ્વજ, ચન્દ્રોદય** વગેરે રાસાયનિક પદાર્થો સેવવામાં આવે, ગરમ ગરમ બદામના હલવા-શિરા ખાવામાં આવે અને મસાલાદાર કેસરીયાં દૂધ ખૂબ ગરમ કરીને પીવામાં આવે તો પણ શરીરનો નષ્ટ થયેલો બાંધો ફરી બંધાવાનો નથી. જેણે વીર્યને જાળવ્યું છે, તેને સૂકા **રોટલા** મકરધ્વજ સમાન છે અને જેણે પોતાના શરીરના મોભને ઉખાડી નાંખ્યો છે, તેને માટે દિવ્ય પૌષ્ટિક પદાર્થો પણ નિરર્થક છે, વીશ-પચીશ વર્ષની **જવાની** અવસ્થામાં જે શકિત હોવી જોઇએ, તે આજકાલના નવીન યુવકોમાં કવચિતજ દેખાય છે. આ શું ઓછો ખેદનો વિષય છે ? જેઓના ઉપર ભવિષ્ય **હિંદ**ના ચળકતા હીરા બનવાની આશા આપણે રાખી બેઠા છીએ, તેઓજ યદિ હતવીર્ય થઇ ગયા હોય, દુર્બલદેહ બની ગયા હોય, કમરથી વળી ગયા હોય, પુસ્તકને ચશમા પાસે લાવીને વાંચી શકતા હોય, મુખની પ્રભા ખોઇ બેઠેલા હોય અને લગાર બોજો ઉઠાવતાં શ્વાસોચ્છવાસની ધમણ ખેંચવા લાગી જતા હોય, તો પછી આ **હિંદે** કયાં જઇને પોકાર કરવો ? કોની પાસે આંસુ રેડવાં ?.

**વૃદ્ધવિવાહે** પણ આ સમયમાં ભારે જુલ્મ ગુજારવા માંડયો છે. પચાશ-સાઠ-સિતેર વર્ષના ડોકરાને બાર-તેર-ચૌદ વર્ષની બાળા સાથે સંબન્ધ કરતાં શું બિલ્કુલ શરમ પણ નથી આવતી ? ઘણી વખતે ધનના મદમાં

એટલી બધી ઉચ્છૃંખલતા થતી જોવાય છે કે, બીજાનું ભલે ખૂન કપાઈ જાય, પણ તૃષ્ણા પૂરણ થવી જોઇએ. આવા ધનપતિઓ સમાજમાં ઘોર કંટક છે. પોતાની જાતિના સાધારણસ્થિતિવાળા અવિવાહિત યુવકોની દુઃસ્થિત જિન્દગી તરફ દૃષ્ટિ પણ નહિ કરતાં પોતાના વૃદ્ધ શરીરને લીલાલગ્ન બનાવવાને ચાહતા ધનપતિઓ ખરેખર સમાજના વૈરી છે. વૃદ્ધ થયા પછી પણ ભોગવિલાસની તૃષ્ણાનો પ્રવાહ ન અટકે, તો તેના મરણ પાછળ વિધવા થનારી તેની બાળા–યુવતિનો તૃષ્ણા-પ્રવાહ શી રીતે અટકશે ?, એનો વિચાર પુનર્વિવાહિત થવા ઇચ્છનાર વૃદ્ધે કર્યો છે ખરો ?.

વસ્તુતઃ માનવપ્રકૃતિની માન્યતાજ કોઇ વિલક્ષણસ્વભાવવાળી છે. એમ ન હોત તો કોઈ પણ માણસ વીર્યક્ષરણમાં આનન્દ માને ખરો ?; પરંતુ આ નિતાન્ત મૂઢતા છે. વિષયજન્ય સુખ કોઈ પણ રીતે સુખની કોટીમાં મૂકી શકાય તેમ નથી. જેમ કૂતરો હાડકાને તોડતાં તેના દાંત-માંથી નિકળતા લોહીનો આસ્વાદ લે છે અને તેમાં મજાહ માને છે, તેવી સ્થિતિ વિષય–જન્ય સુખની સમજવાની છે. કામ–ભોગજનિત સુખમાં શું સુખત્વ છે ? શું કંઇ નવો રસાસ્વાદ પ્રાપ્ત થાય છે ? શું કંઇ શરીરમાં પુષ્ટતાનો અનુભવ થાય છે ? શું કંઇ શીતળ પવનની લહેર અનુ-ભવાય છે ? શું કંઇ સુગન્ધી ફૂલના જેવી સુગંધ લેવાય છે ? કશું નહિ, આમાંનું કશું અનુભવાતું નથી; ઉલટું અમૂલ્ય વીર્યના સ્રાવનું નુકસાનજ ખમવું પડે છે. બ્રહ્મચર્યવ્રતને દેશતઃ યા સર્વથા પાળવા માટે આવા તત્ત્વબોધની બહુજ જરૂર છે. વસ્તુસ્થિતિનું યથાર્થ અને સચોટ પ્રતિભાન થવું જોઇએ, ત્યારેજ મનુષ્ય ઉન્માર્ગથી હઠીને વિવેકના પથ ઉપર પદા-ર્પણ કરી શકે છે.

**वीर्यस्य महत्त्वमाह—**

**शुक्रं शरीरस्य समस्ति राजा हते पुना राज्ञि पुरस्य हानिः ।**
**रक्षेत् ततः कामशरेभ्य एनं ब्रह्मोचसन्नाहधरं विधाय ॥ ४७ ॥**

Semen is the king of one's body. When the king is killed, his city becomes a mass of ruin.

Therefore, the king should be saved from the arrows of cupid by making him put on the armour of brahmacharya. ( 47 ).

**વીર્યનું મહત્ત્વ—**

" વીર્ય એ શરીરનો રાજા છે, રાજા હણાઈ જાય, ત્યારે પુર (નગર અથવા શરીર )ની હાનિ થવી સ્વાભાવિક છે; માટે તે રાજાને બ્રહ્મચર્યરૂપ બખ્તર પહેરાવી કામનાં બાણોથી બચાવવો જોઇએ. "–૪૭

**વ્યાખ્યા.**

વીર્ય સમગ્ર શરીરમાં વ્યાપ્ત થઇને રહ્યું છે. શરીરની–શરીરના પ્રત્યેક અંગ–ઉપાંગની પ્રવૃત્તિ વીર્યના ઉપર આધાર રાખે છે. શરીરરૂપ ઇમારતનો એકજ આધાર વીર્ય છે. આવી સ્થિતિમાં વીર્યના રક્ષણની કેટલી જરૂર છે, એ દરેક મનુષ્ય સમજી શકે તેમ છે. છતાં અનાદિમોહ-વાસનાને વશ થતાં મનુષ્યોનું હૃદય એટલું નિર્બળ થઇ જાય છે, કે તે જાણી જોઇને પોતાની જાતને દુઃખના ખાડામાં ધસડી જાય છે. વીર્યની પાયમાલી થતાં શરીરમાં કંઇ સત્ત્વ બચવા પામતું નથી. જેમ શેલડીને કોલુમાં પીલવાથી તેનો રસ બહાર નિકળી જતાં માત્ર તેના કૂચાજ બાકી રહે છે, તેમ શરીરરૂપ શેલડીમાંથી વીર્યરૂપ રસ નિકળી જતાં શરીર શેલડીના કૂચા સમાન બની જાય છે. દહીમાંથી ઘી નિકળી જતાં પાછળ છાસરૂપે પાણીજ રહે છે, તેમ શરીરરૂપ દહીમાંથી વીર્યરૂપ ઘી નિકળી જતાં શરીરનું પાણી થઇ જાય છે. આ ઉપરથી શરીરની રક્ષા માટે વીર્ય સાચવવાની અગત્ય દરેક મનુષ્યે હૃદયમાં ખૂબ સમજી રાખવી જોઇએ. ઘણી વખત અગાધ શારીરિક બળ અને અત્યન્ત માનસિક બળ ધરાવનારા પૂર્વ મહાત્માઓનાં ચરિત્રો શ્રવણગોચર થતાં આપણને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે, પણ સમજી રાખવું જોઇએ કે બ્રહ્મચર્યના પ્રતાપ આગળ કંઇ અસાધ્ય નથી. પચીશ ત્રીશ મણ બોજો ઉઠાવી લઈ જવો, લોઢાની મજબૂત સાંકળને આંચકો મારી તોડી નાખવી, જોસભેર ચાલી જતી મોટરને ઉભી રાખવી, પોતાની છાતી પર ગાડી ચાલી જવા છતાં આંચકો ન ખાવો, તથા એક એક કલાકમાં બસો ત્રણસો શ્લોકો કંઠસ્થ કરી લેવા, કરોડો શ્લોક જેટલા ગ્રન્થો રચવા, ચતુરંગી મહાસભાઓમાં પ્રબળ

વાદિસિંહોને પરાસ્ત કરવા, મોટી મોટી વિદ્વત્પરિષદોને અતિપ્રૌઢ વક્તૃતાઓથી આકર્ષણ કરવી, એ બધો બ્રહ્મચર્ય–રાજેશ્વરનો પ્રસાદ છે. બ્રહ્મચર્યનું તેજ એટલું તીવ્ર છે કે એની આગળ જનતા અંજાઈ જાય છે. આત્મોન્નતિ અને લૌકિક ઉન્નતિ મેળવવાનો કષ્ટ વગરનો આનન્દમય માર્ગ કોઈ હોય તો તે બ્રહ્મચર્ય છે. પ્રાચીનકાળમાં જેઓ, મહાત્મા–મહાપુરૂષ બની પોતાની પવિત્ર નામરેખાને અમર કરી ગયા છે, તેઓ સાચા બ્રહ્મવીર હતા. એ મન્ત્ર પ્રત્યેક માણસે પોતાના શરીરના પ્રત્યેક રોમમાં ફેલાવી દેવો જોઈએ, કે જીવનને રોશન બનાવીને આ જિન્દગીમાંથી પસાર થવું હોય, તો બ્રહ્મચર્ય વિના એકે રસ્તો નથી. પરલોકના માર્ગમાં પસાર થતાં રસ્તામાં યદિ અંધારૂં રહ્યું, તો ઘણાં ઠેબાં ખાવાં પડશે, એ માટે બ્રહ્મચર્યના તેજથી **તેજસ્વી** બનવાની બહુ અગત્ય છે; એવી રીતે તેજ:સ્વરૂપ આત્મા બન્યેથી પરલોકના રસ્તે અંધકારનો પ્રતિબંધ રહેશે નહિ.

**परस्त्रियां को विश्वासः ?—**

**कः प्रत्ययस्तत्र परं पुमांसं या सेवते स्त्री चपलाऽपलज्जा ।**
**विषस्य पानं दहने च पातो वरं परस्त्री न तु सेवनीया ॥ ४८ ॥**

How can a woman who is fickleminded and who, discarding her modesty resorts to other persons, be trusted? Swallowing poison and taking a leap into fire are preferable to looking with an evil eye at other woman. ( 48 )

**Notes :—**" Every eye is an adulterer, and whatever woman perfumeth herself and goeth to an assembly where men are, wishing to show herself to them, with a look of lasciviousness, is an adulteress ( that is, every eye that looks with desire upon a woman commits adultery). "

*Sayings of Mahomed.*

**પરસ્ત્રી ઉપર વિશ્વાસ શો ?—**

" તે સ્ત્રી ઉપર શો વિશ્વાસ, કે ચંચલચિત્તવાળી અને નિર્લજ્જ એવી જે સ્ત્રી પોતાના પતિને છોડી બીજા પુરૂષનો સમાગમ કરવા તૈયાર રહે છે ?. ઝેર પીવું બેહેત્તર અને અગ્નિમાં શરીરનો પાત કરવો સારો, પણ પરસ્ત્રીનું સેવન કરવું સારૂં નથી "—૪૮

**परस्त्रीसङ्गफलानि—**

**सर्वस्वनाशः प्रबलं च वैरं बन्धो वपुष्पातनसंशयार्त्तिः ।**
**परत्र घोरस्थलसङ्गमश्चाऽन्यस्त्रीप्रसङ्गस्य फलान्यमूनि ॥ ४९ ॥**

Total destruction of property, deadly enmity, bondage, painful fear of the body being hanged, and residence in the terrible hells in the next world-these are the penal fruits of coming in touch with other's wife. ( 49 )

**પરસ્ત્રીસેવનનાં ફળો—**

" પરસ્ત્રીગમન કરનાર પોતાનું ધનમાલમિલકત સર્વસ્વ ખોઇ બેસે છે, તેને ધણાની સાથે વૈરવિરોધમાં ઉતરવું પડે છે, તેને બેડીમાં બંધાઇ જવાનો પ્રસંગ આવે છે, તેને ફાંસી પર લટકાઇ જવાનો ભય પ્રાપ્ત થાય છે અને આ ઐહિક ફળો ઉપરાંત પરલોકમાં ભયંકર દુર્ગતિએ તેને જવું પડે છે. "—૪૯

**कीदृशीमपि परस्त्रियं वेश्यां वा न सेवेत—**

**शिरीषपुष्पाधिकमार्दवाङ्गीं समुच्छलत्सुन्दरकान्तिपूराम् ।**
**समुच्छ्वसत्पङ्कजगन्धि–पर्वशरत्सुधाधाममनोहराऽऽस्याम् ॥५०॥**

**एवंविधां प्रौढकलाकलापामपि त्यजेद् योषितमन्यदीयाम् ।**
**साधारणस्त्रीमपि कालकूटवल्लीं परिज्ञाय विवेकशाली ॥ ५१ ॥**

**युग्मम् ।**

A discreet man should give up thoughts of a woman who belongs to another, even though she may be more tender than a shirish flower ; even if she possesses intoxicating beauty and even if her face be fragrant with the sweet odour of the fully developed lotus, and beautiful like the autumnal full moon, and even if she be eminently accomplished in various arts. He should also give up a harlot knowing her to be a poisonous creeper. ( 50-51 )

**ગમે તેવી પરસ્ત્રી અથવા વેશ્યાનો સંગ ન કરવો—**

" જેણીનું શરીર શિરીષપુષ્પથી ( સરસડાના ફૂલથી ) પણ અધિક કોમલ છે, જેણીના શરીરમાં સુન્દર કાન્તિનું પૂર ઉછાળા મારી રહ્યું છે, જેણીનું મુખ વિકસિત કમળના જેવા સુગન્ધથી ભરપૂર તેમજ શરદૃઋતુની પૂર્ણિમાના ચન્દ્રસમાન મનોહર છે, અને જે વિવિધ કલાઓમાં નિપુણતા ધરાવનારી છે, એવી પણ પરસ્ત્રી અને ગણિકાને વિષની વેલડી સમજી વિવેકી પુરૂષોએ વર્જી દેવી જોઇએ. "—૫૦, ૫૧

**वेश्यां जुगुप्सते—**

**मनःप्रवृत्तिर्वचसः प्रवृत्तिर्देहप्रवृत्तिश्च मिथो विभिन्नाः ।**
**यासां, न साधारणयोषितस्ता निषेविताः स्युः सुखसम्पदायै ॥५२॥**

The company of harlots whose thoughts, speech, and action do not correspond to one another, yields no happiness to the man ( who seeks it ). ( 52 )

**વેશ્યાવિરમણ—**

" જેણીઓના મનમાં કાંઈ, વચનમાં કાંઇ અને વર્ત્તનમાં કાંઇ હોય છે, એવી માયાવિની વેશ્યાઓનો સંગ સુખસમ્પત્તિને માટે હોઈ શકે નહિ. "—૫૨

वेश्यातो जीवनभ्रंशः—

वेश्यानुषक्तः पुरुषः किलाऽसत्सङ्गप्रसङ्गाभिरतो विवेकात् ।
तथाविधं भ्रश्यति येन देवान् न मन्यते नापि गुरूंश्च बन्धून्॥५३॥

A man attached to a harlot becomes eager to solicit the company of wicked persons and thereby loses the faculty of discriminating to such an extent that he ceases to pay respect to gods, elders and relatives. ( 53 )

**વેશ્યાથી જીવનભ્રષ્ટતા—**

"વેશ્યામાં આસક્ત થયેલો પુરૂષ દુર્જનોની સોબતમાં પડી ત્યાં સુધી વિવેકભ્રષ્ટ થાય છે કે-દેવ, ગુરૂ અને બન્ધુવર્ગને તે માનતો નથી."-૫૩

अप्रेमिण्या वेश्यया कः स्नेहः ?—

द्रव्येच्छया कुष्ठिनमप्यमर्त्योपमं परिस्निग्धदृशेक्षते या ।
स्नेहोज्झितां तां सृजतीमसत्यस्नेहं न गच्छेद् गणिकां कदापि॥५४॥

A man should never seek the company of a harlot who, though devoid of true love in her heart, outwardly shows great regard to him and who out of greed for money looks upon even a leper with an eye of tender love as if he were a god. ( 54 )

**વેશ્યાથી શો સ્નેહ ?—**

"વેશ્યા, કોઢી પુરૂષને પણ લક્ષ્મીની લાલચથી દેવકુમારના જેવો સ્નેહભરી દૃષ્ટિએ જુએ છે. એવી-બહારનો ખોટો સ્નેહ દેખાડતી, વસ્તુતઃ સ્નેહરહિત ગણિકાનો સંગ કદાપિ કરવો નહિ."-૫૪

कामोन्मादं शमयितुमाह—

रूपं यदेव प्रविलोक्य माद्यन्नाभ्यन्तरं तस्य यदि स्वरूपम् ।
विचिन्तयेत् तत्त्वदृशा, न तर्हि भवेत् स्मरान्दोलितचित्तवृत्तिः॥५५॥

If a man who runs mad with the handsome form, ponders philosophically over what its inward nature is his mind would not be tossed to and fro by passions. ( 55 )

**રૂપ ઉપર મોહ શો ?—**

" જે રૂપ જોઇને મનુષ્ય ઉન્મત્ત થાય છે, તેજ રૂપનું આભ્યન્તર ( અંદરનું ) સ્વરૂપ યદિ તત્ત્વદૃષ્ટિએ વિચારવામાં આવે, તો મનુષ્યની મનોવૃત્તિમાં કામવાસનાથી થતું આન્દોલન જરૂર ઠંડુ પડી જાય "—૫૫

**प्रस्तुतेऽन्तिमसारं कथयति—**

**पराङ्गनासङ्गमपातकाग्नौ सर्वे गुणा आहुतिमाप्नुवन्ति ।**
**अतः परं किञ्चन नास्ति मौर्ख्यमतः परं नाप्यधमं चरित्रम् ॥५६॥**

All virtues are sacrificed in the fire of sin resulting from seeking the company of other's wife. This is the climax of folly. This is the meanest type of human character. ( 56 )

**છેવટ—**

" *પરસ્ત્રીસંગજનિતપાપરૂપ અગ્નિમાં સર્વ ગુણો હોમાઇ જાય છે; આથી વધીને બીજી કોઇ અજ્ઞાનતા નથી, આથી વધીને બીજું કંઇ અધમ ચરિત્ર નથી "—૫૬

**इमं ब्रह्मचर्यविषयकं सर्वमुपदेशं स्त्रियः प्रत्यवतारयति—**

**पुंसः प्रतीदं प्रतिपाद्यते स्म यद् ब्रह्मचर्यं वनिताजनोऽपि ।**
**तात्पर्यतस्तत् क्षमते ग्रहीतुं निजां स्थितिं चेतसि लक्षयित्वा ॥५७॥**

---

* परा चासौ स्त्री च परस्त्री । અર્થાત્—પોતાની સ્ત્રી તરીકેના સંબંધ વગરની. परस्य स्त्री परस्त्री । અર્થાત્—બીજાની સ્ત્રી. આ પ્રમાણે બંને રીતિએ 'પરસ્ત્રી' શબ્દના અર્થો થતા હોવાથી 'પરસ્ત્રી' શબ્દથી—કુમારિકા, બીજાની સ્ત્રી અને વેશ્યા એ સર્વ ગ્રહણ કરી શકાય છે.

The vow of celibacy, which in the foregoing exposition is said to refer to men, will be found equally applicable to women themselves if they think over their own condition. ( 57 )

**આ બ્રહ્મચર્યનો ઉપદેશ સ્ત્રીઓ પ્રત્યે ઉતારે છે—**

" જે આ બ્રહ્મચર્યનો ઉપદેશ પુરૂષો પ્રત્યે કર્યો, સ્ત્રીવર્ગ પણ તે ઉપદેશને પોતાની સ્થિતિ ઉપર લક્ષ્ય બાંધી તાત્પર્યથી ગ્રહણ કરી શકે તેમ છે. "—૫૭

---

## अपरिग्रहः

**अथ अपरिग्रहत्वव्रतावसरः—**

**परिग्रहाद् मूर्च्छति, मूर्च्छनाच्च कर्मप्रबन्धा इति सम्प्रवीक्ष्य ।**
**परिग्रहं सर्वमपि त्यजन्ति द्रव्यादिरूपं मुनयोऽपसङ्गाः ॥ ५८ ॥**

Because of covetousness, illusory attachment creeps on a being and illusion forges the bonds of action (Karma); seeing this the sages being disattached, do not covet money and other worldly objects. ( 58 )

Parigraha means desire of possession of property through mind, speech and body.

An aspirant after Yoga should be free from the desire of possession of property, etc.. A Sādhu does not own any property in the legal sense. He does not possess his clothings given to him as owning them. A layman should limit his possessions of property, wealth, land, etc..

Desire is the root-spring of all evils. It is the source of all troubles and difficulties. Desire for riches impels human beings to adopt most abominable

and heinous means in life though all people know the evanescence of things, still it is this desire which prompts them to do what they otherwise would not do; again desire for authority, power, property, etc., works so forcibly on human mind that all possible means either good or bad are employed for their attainment. Thus it clogs the purity of the soul. So by all means one should try to destroy the desire which germinate Karmic energies calculated to bring on evil results. Desires for spiritual wisdom, and righteous conduct natural to the pure soul should be entertained and cherished, because they would gradually serve as means to Moksha.

With this underlying principle a householder should limit his possessions of property, wealth, houses, land, etc..

**અપરિગ્રહવ્રત—**

" પરિગ્રહની ઝેરીલી છાયા ફેલાવાથી મનુષ્ય મૂર્ચ્છિત થઇ જાય છે, અને મૂર્ચ્છાથી કર્મનાં બન્ધનોમાં બંધાવું પડે છે; આ પ્રકારે નિરીક્ષણ કરીને સંસારના સંગથી નિકળી ગયેલા મુનિઓ દ્રવ્યાદિરૂપ તમામ પરિગ્રહનો ત્યાગ કરે છે. "—૫૮

**गृहस्थत्वाद् मुनित्वं भिनत्ति—**

**गृहस्थभावो मुनिता च भिन्ने परिग्रही तत्र मुनिर्गृहीत्र ।**
**परिग्रहाऽऽसक्तमुनेर्मुनित्वे भवेन्न कस्माद् गृहिणां मुनित्वम्?॥५९॥**

Housholdership and Yatihood are quite different states. One who accepts gifts from others, is not a sage but a householder. If we call a man who is

coveting and accepting gifts an ascetic, then why should a householder who also accepts gifts be not called an ascetic ? ( 59 )

**ગૃહસ્થ અને સાધુની ભિન્નતા—**

" ગૃહસ્થપણું અને સાધુપણું એ બે ભિન્ન અવસ્થાઓ છે. એ માટે જે પરિગ્રહધારી હોઇ કરીને મુનિ કહેવાય છે, તે વસ્તુતઃ મુનિ નથી. જેમ ગૃહસ્થ, મુનિ તરીકે મનાતો નથી, તેમ સાધુવેષધારી જો પરિગ્રહી હોય, તો તે મુનિ તરીકે માની શકાય નહિ. પરિગ્રહમાં ફસેલાને યદિ મુનિ માનવામાં આવે, તો ગૃહસ્થોએ શો અપરાધ કર્યો કે તેઓને મુનિ માનવામાં ન આવે ? "—૫૯

**ભાવાર્થ.** સ્ત્રીને છોડવા માત્રથી સાધુધર્મની પ્રાપ્તિ થઇ ગઇ, એમ કદાપિ ન સમજવું. સાધુના પ્રતિષ્ઠિત આચારોને પાળવાથીજ સાધુધર્મની સિદ્ધિ થાય છે. **ભારતવર્ષ**ના સાધુઓનો મ્હોટો ભાગ શિથિલતાથી એટલો બધો ઘેરાઇ ગયો છે, કે તેઓએ ગૃહસ્થોથી પણ વધારે સાંસારિક ઉપાધિઓ માથે ઉઠાવી લીધી છે. હાથી, ઘોડા, ગાડી, ખેતર, મકાન, ખજાનો વગેરે પરિગ્રહમાં આકંઠ ડૂબેલા મહંત-સાધુઓ અને ગૃહસ્થોમાં કંઇ ફરક માની શકાય ખરો ?. સંસારવાસ ( ઘરવાસ ) છોડી સાધુ બન્યા, છતાં **નગદ નારાયણના** ફંદામાં આવી જવાય, તો વિચાર કરો કે સાધુપણું ક્યાં રહ્યું ?. દોલત રાખવા છતાં સાધુત્વ બચી રહેતું હોય, તો ગૃહસ્થોએ શું અપરાધ કર્યો, કે તેમને સાધુ ન કહેવાય ? બીજા પ્રકરણમાં બતાવેલ સાધુના આચારો તરફ દૃષ્ટિ કરતાં એ સિદ્ધ થાય છે કે દ્રવ્ય અને સ્ત્રીનો સંસર્ગ સાધુને હોવોજ ન જોઇએ, એ બાબતમાં સર્વ ધર્મશાસ્ત્રોની એકવાક્યતા છે.

**साधूनां द्रव्यमनर्थहेतुः—**

**निन्द्यो गृही स्यादपरिग्रहत्वे निन्द्यो मुनिः स्यात् सपरिग्रहत्वे ।**
**द्रव्योपभोगे मदनप्रसक्तेरपि प्रचारस्य न दुर्वचत्वम् ॥ ६० ॥**

A householder will deserve censure if he has no

property, while an ascetic will deserve censure if he has property. If the desire for enjoyment of wealth finds place in the heart of an anchorite then what guarantee is there that the desire for satisfying lust will not find place in his heart ? ( 60 )

**Notes** :—A householder is allowed to reserve property with limitations but he must be scrupulously careful in acquiring it by honest means. He should avoid base tricks and evil means for earning it. He should keep himself aloof, if in the acquisition of property, ruin of the whole family, bringing starvation to the poor, wresting necessary things from the needy and labouring souls, would inevitably be the eventual result. Such methods would evoke cries and complaints which would pierce even heavens. If one has wealth, it should be freely used in acts of benevolence without being overflowed with superfluity and without being wasted in needless expenses. On the other hand the ascetic should renounce property in toto. He should never desire in mind, speech or body, enjoyment of wealth. If he does so, his desires for the attainment of other objects, would know no bounds. Consequently he would be entangled into the fresh bonds of Karmas.

**મુનિઓને દ્રવ્ય અનર્થનો હેતુ છે—**

" ગૃહસ્થ યદિ ધનરહિત ( દરિદ્ર ) હોય, તો તે લોકમાં હલકો દેખાય છે, અને મુનિ યદિ ધન રાખતો હોય, તો તે હલકો મનાય છે. વળી સાધુઓને માટે એ યાદ રાખવાની વાત છે કે—દ્રવ્યનો ઉપભોગ કરવાથી કામવૃત્તિઓને સહેજે અવકાશ મળે છે. "—૬૦

one of the intense passions he falls back to the second stage ).

Sāsādana (Sā = with + Sādan = to be exhausted) signifies exhausted faith.. It is a transitory stage in the act of falling down from right faith.

Mishra (lit. mixed) signifies a state of fluctuating between doubt and certainty as to Faith.

Avirata-samyagdrishti signifies the stage of the acquisition of Right Faith which is reached when the doubts of a being are removed by meditation or the instructions of a guru and when seven prakritis have been wholly or partially destroyed.

Persons in this stage appreciate self-restraint and try to exert in this direction but fail. Some sluggishly lag behind to do so. Persons in this stage are free from intense dislike of truth and worst type of Kashāyas. Delusion becomes quelled so foreign energies of evil type are not generated. They become true believers but do not follow still the vows prescribed for a layman. Persons under this stage are under good influence of Sama, quietude that is control over anger, Sanvega, renunciation of the world, Nirveda, disattachment towards family relations, Anukampa, compassion for the people in distress, and Astha, a strong faith in the Jinas.

Desha Virati ( Desa=partial+Virati =vow ).

In this stage the soul begins to practise right conduct. It specially tries to observe the six

rules of daily practice. It becomes able to curb moderate type of passions. It begins to observe the twelve vows prescribed for a layman to destroy the Karmic forces. Sometimes it becomes prepared for asceticism.

**Pramatta Stage**—In this stage the first five vows are rigidly and strictly observed as enjoined on a Sādhu. This stage can be reached only by the ascetics. Here mild passions are either quelled or uprooted, but attachment in the form of serving the needs of the body still persists.

Apramattagunasthānaka is the seventh stage wherein the ascetic becomes free from negligence and breach of vows. The three Kashāyas work in a very mild degree. Dharmadhyāna ( concentration ) is on its progress. Latent powers in the soul now begin to manifest.

Apurvakarana ( Apurva = new, karana = bhava *i. e.* mental state ).

The observance of the great vows being perfect the soul is initiated into highly elevated life and enjoys such an intense delight as it has never experienced before. It now attains to the state of highly purified mind, the causes of disturbance being inoperative. Pride is altogether destroyed in this stage.

Now it begins the practice of Shukladhyāna superior contemplation ). At the end of the seventh ge there are two routes of progress, one Upāsana route ( the Karmic forces are quelled here ) and the other Kshapaka Shreni ( the Karmic forces are

gradually uprooted ). The Upāsana course is completed in the eleventh stage because the Karmic forces, though totally subsided, remain in existence. So the advanced soul falls back to a lower one between the first and the eleventh stage. The path of total annihilation taken by the soul with determined will to destory gradually all the Karmic forces is a sure route conveying the soul to final liberation. So the eradication of the Karmic forces is highly essential for liberation.

**Anivrittikarana**—This is a more advanced stage than the preceding one. Deceit totally disappears here. The soul in this stage advances further in concentration.

**Sukshmasamparāya**—In this stage the ascetic becomes quite free from worldly pleasures, cares, and anxieties and also from sensation of pleasure and pain. Slight greed still lingers on.

**Upashāntamohagunasthānaka**—The mildest greed is totally supressed here. He is now generally free from all desires. Entire suppression of Chāritramohaniyakarma is the special characteristic of this stage. If entire suppression or eradication of greed be not achieved in this stage backsliding from this stage even into the lowest stage would be the result.

**Kshinamohagunasthāna**—In this stage the soul becomes absolutely free from delusion ( Mohaniyakarma ). Greed is totally eradicated in this stage. Now nothing remains to disturb right conduct.

**Sayogikevaligunasthāna**—In this stage all the destructive Karmic forces ( Ghatiya Karmas ) are entirely eradicated. The soul is now in blessed with Omniscience in its embodied state because it is still under the influence of non-destructive forces ( Aghātiya Karmas ). The activities of mind, speech and body ( Yoga ) still remain to be eradicated in the fourteenth stage. The ascetic in this stage is called Sayogikevali. Questions referred to through mind by those who have knowledge of the remote and the past and of the thoughts and feelings of others are solved through mental comunications by the Omniscient. Those who assimilate the Tirthankar Prakriti ( 80 ) become masters ( makers of the Order Tirth ) and reveal the true principles in Anākshari tongue, interpreted by advanced ascetics (Ganadharas) for the elevation of masses. These truths are generally designated revelations absolutely free from all kinds of inaccuracies and imperfections, unimpeachably warranted by the total eradication of the Mohaniya Karma.

Ayogikevaligunasthanaka is the last stage wherein the practice of Shukla Dhyāna ( Samuchhinnakriya ) reaches its culmination or highest perfection. The activities of mind, speech and body successively merge into the transcendent true nature of the Liberated Soul. The vibrations continuing in the [illegible]h stage now completely cease on the com[illegible]lete exhaustion of the Aghātiya Karmas. The Liberated Soul is called Siddha who ascends to the topmost part of Loka Universe and resides there for

ever with other Liberated Souls in an interpenetrating manner in the full enjoyment of perfect knowledge, perfect perception, etc., the divine attributes of the Soul.

The duration of this stage is enough for the utterance of the five short vowels अ, इ, उ, ऋ and ऌ.

**આ દૃષ્ટિમાં પ્રાપ્ત થયેલાને કયું ગુણસ્થાન હોય ?—**

" **જૈન** સિદ્ધાંતોમાં ચૌદ ગુણસ્થાનો બતાવ્યાં છે. તેમાંનું પ્રથમ ગુણસ્થાનક આ દૃષ્ટિમાં વર્ત્તતા ચેતનને હોય છે. શાસ્ત્રોમાં સૂક્ષ્મ વનસ્પતિ સુધીના જીવોમાં પણ જે પ્રથમ ગુણસ્થાન કહેવામાં આવ્યું છે, તે સામાન્ય અભિપ્રાયથી છે. "—૮૬

**વ્યાખ્યા.**

અહીં આપણે પ્રથમતઃ ચૌદ ગુણસ્થાનો જોવાં પડશે.

જૈન શાસ્ત્રોમાં ચૌદ શ્રેણિઓ બતાવી છે. આ શ્રેણિઓ ગુણસ્થાનની છે. ગુણસ્થાન એટલે ગુણનો વિકાસ. આત્માના ગુણોનો વિકાસ યથાયોગ–ક્રમશઃ ચૌદ શ્રેણિઓમાં થાય છે.

પહેલી શ્રેણી ( પંક્તિ )ના જીવો કરતાં બીજી–ત્રીજી શ્રેણીના જીવો આત્મગુણના વિકાસમાં સામાન્યતઃ આગળ વધેલા હોય છે. અને તે કરતાં ચોથી શ્રેણીના જીવો વધુ ઉન્નતિ ઉપર હોય છે. આ પ્રમાણે ઉત્તરોત્તર શ્રેણીના જીવો–યથાસંભવ–પૂર્વ પૂર્વ શ્રેણીના જીવોથી અધિક ઉન્નતિ ઉપર પહોંચેલા હોય છે. યાવત્ ચૌદમી શ્રેણીમાં આવેલાઓ અતિનિર્મલ–પરમકૃતાર્થ હોય છે અને તત્કાલ મુક્તિ પ્રાપ્ત થઇ જાય છે. બધા પ્રાણિઓ પહેલાં તો પ્રથમ શ્રેણીમાં વર્ત્તનારા હોય છે, પણ એમાંથી જેઓ, આત્મબલ ફોરવી આગળ વધવાનો પ્રયાસ કરે છે, તેઓ, બધી શ્રેણિઓમાં યોગ્ય ક્રમથી પસાર થતા અન્તતઃ ચૌદમી શ્રેણીમાં આવી પહોંચે છે. મન્દપ્રયત્નવાળાઓને વચલી કેટલીક શ્રેણિઓમાં વધારે રોકાવું પડે છે, જેથી બારમી–તેરમી–ચૌદમી શ્રેણીએ પહોંચવામાં એઓને ઘણો–બહુ

ઘણો વિલંબ લાગે છે. કેટલાક પ્રબળ પુરૂષાર્થ ફોરવનારાઓ તીવ્રવેગથી કામ લેતા, વચલી શ્રેણિઓની મુલાકાત લેવામાં વહુ વખત ન લગાડતાં ફોરન તેરમી–ચૌદમી શ્રેણી ઉપર આવી પહોંચે છે.

આ વિષય સૂક્ષ્મ હોવા છતાં સમજવામાં ધ્યાન અપાય તો બહુ મજાનો લાગે એવો છે. આ આત્માની ઉત્ક્રાન્તિની વિવેચના છે. મોક્ષ-મહેલ ઉપર પહોંચવાને આ ચૌદ પગથિઆની નીસરણી છે: પહેલા પગથિઆથી સર્વ જીવો ચઢવા માંડે છે અને કોઇ હળવે, તો કોઇ ઉતાવળથી ચઢતા ચૌદમે પગથિએ પહોંચી, તત્કાળ મોક્ષમહેલમાં પ્રવેશ કરે છે. કેટલાક ચઢતાં ચઢતાં ભાન નહિ રાખવાથી નીચે–પહેલે પગથિએ જઇ પડે છે. અગ્યારમા પગથિઆ સુધી પહોંચેલાઓને પણ મોહનો ફટકો લાગવાથી એકદમ નીચે પડવાનું થાય છે. ત્યારેજ શાસ્ત્રોમાં એ વાતની વારંવાર ઉદ્ઘોષણા કરવામાં આવી છે, કે–ચઢતાં ચઢતાં લગારે પ્રમાદ કે લગારે ગફલત ન થવી જોઇએ.[1] બારમે પગથિએ પહોંચ્યા પછી પડવાનો કોઇ જાતનો ભય રહેતો નથી. આઠમે પગથિએ મોહનો ક્ષય શરૂ થયા પછી પડવાનો ભય ટળી જાય છે.

ચૌદ ગુણશ્રેણિઓનાં નામ—

મિથ્યાદૃષ્ટિ, સાસાદન, મિશ્ર, અવિરત–સમ્યગ્દૃષ્ટિ, દેશવિરતિ, પ્રમત્ત, અપ્રમત્ત, અપૂર્વકરણ, અનિવૃત્તિ, સૂક્ષ્મસંપરાય, ઉપશાન્તમોહ, ક્ષીણમોહ, સયોગકેવલી, અયોગિકેવલી.

**મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાન.** સર્વ જીવો પહેલાં તો અધોગતિમાં હોય છે, એ સહુ સમજી શકે છે. અતએવ પહેલી શ્રેણીમાં વર્તતા જીવો મિથ્યાદૃષ્ટિવાળા હોય છે. મિથ્યાદૃષ્ટિ એટલે વસ્તુતત્ત્વના યથાર્થજ્ઞાનનો અભાવ.[2] આ પહેલા પગથિઆ ઉપરથી આગળ વધાય છે. આ દોષયુક્ત પ્રથમ શ્રેણી અથવા આ દોષયુક્ત પ્રથમ પગથિયું શો એવો ગુણ ધરાવે

---

૧ ‘ઉત્તરાધ્યયન’ સૂત્રના દશમા અધ્યયનમાં ભગવાન્ **મહાવીરે** ગૌતમને સંબોધીને–‘ગોયમ ! મ કર પ્રમાદ’ એવા અર્થના શબ્દોથી ભૂરિ ભૂરિ ઉપદેશ કર્યો છે.

૨ બીજા પ્રકરણના ૪૫ મા શ્લોક ઉપરની સમ્યક્ત્વવિષયક વ્યાખ્યામાં બતાવ્યા પ્રમાણે, દર્શનમોહના અશુદ્ધ પુંજોનો ઉદય થવાથી

છે કે જેથી એને પણ ‘ગુણશ્રેણિ’ અથવા ‘ગુણસ્થાન’ શબ્દ ઘટી શકે? એવો સહજ પ્રશ્ન અહીં ઉભો થઇ શકે છે. આના સમાધાનમાં એમ સમજવું કે દરેક જીવો-સૂક્ષ્મમાં સૂક્ષ્મ અને સહુથી નીચેની હદના જીવોમાં પણ કિંચિત્ ચૈતન્યમાત્રા તો અવશ્ય ઉજ્જવળ રહેલી હોય છે, અને એ ગુણને લીધે મિથ્યાદષ્ટિને પણ ‘ગુણસ્થાન’ શબ્દ લાગુ પડી શકે છે.

[1]**સાસાદન ગુણસ્થાન**—સમ્યગ્દર્શનથી પડતી અવસ્થાનું નામ છે. સમ્યગ્દર્શન પ્રાપ્ત થયા પછી પણ ક્રોધાદિ અતિતીવ્ર કષાયોનો ઉદય થતાં પડવાનો વખત આવે છે. આ ગુણસ્થાન પડતીઅવસ્થારૂપ હોવા છતાં પણ તેની પૂર્વે સમ્યગ્દર્શનરૂપ અમૃતનું પાન થઇ ગયેલું હોવાથી આ ગુણસ્થાનવાળાને, “સંસારમાં કેટલો કાળ ભટકવાનું છે” એની અવધિ બંધાઇ ગઇ હોય છે.

**મિશ્ર ગુણસ્થાન**—આત્માના એવા વિચિત્ર અધ્યવસાયનું નામ છે કે એ ગુણસ્થાનવાળો સત્યમાર્ગ અને અસત્યમાર્ગ એ બંને ઉપર શ્રદ્ધાનો ભાવ ધરાવે છે. અથવા જે દેશમાં ફક્ત નાળિએરનોજ ખોરાક હોય, અને એથી તે દેશના લોકોને જેમ, અન્ન ઉપર રાગ કે દ્વેષ ન થાય, તેમ આ ગુણસ્થાનવાળાને પણ સત્ય માર્ગ ઉપર રૂચિ કે વૈમનસ્યનો પરિણામ હોતો નથી. ખોળ અને ગોળ સરખો માનવામાં જેવી મોહમિશ્રવૃત્તિ રહેલી છે, તેવા પ્રકારની મોહમિશ્રવૃત્તિ[2] આ ગુણસ્થાનમાં

---

મિથ્યાત્વનો યા મિથ્યાદષ્ટિગુણસ્થાનનો ઉદ્ભવ થાય છે. અથવા પુંજોથી વિભક્ત નહિ થયેલા અનાદિસ્વભાવસિદ્ધ દર્શનમોહના ઉદયથી મિથ્યાત્વ યા મિથ્યાદષ્ટિગુણસ્થાન હોય છે.

૧ ‘આસાદન’ એટલે અતિતીવ્ર (અનન્તાનુબન્ધી) ક્રોધાદિ કષાયો, તે કષાયોથી યુક્ત એ ‘સાસાદન’ કહેવાય. **ઉપશમસમ્યક્ત્વથી** પડતી અવસ્થાને ‘સાસાદન’ સંજ્ઞા આપી છે. એ અવસ્થાને પતત્ સમ્યક્ત્વ ( પડતું સમ્યક્ત્વ ) કહી શકાય.

૨ “ जात्यन्तरसमुद्भूतिर्वडवा–खरयोर्यथा ।
गुड–दध्नोः समायोगे रसभेदान्तरं यथा ” ॥
“ तथा धर्मद्वये श्रद्धा जायते समबुद्धितः ।
मिश्रोऽसौ भण्यते तस्माद् भावो जात्यन्तरात्मकः ” ॥
( ગુણસ્થાનક્રમારોહ. )

સંભવે છે. પરન્તુ દ્વિતીય ગુણસ્થાનની પેઠે આ ગુણસ્થાનની પૂર્વે પણ સમ્યક્ત્વરૂપ અમૃતનું પાન થઇ ગયેલું હોવાથી આ ગુણસ્થાનવાળાને પણ ભવભ્રમણના કાળનો છેડો બંધાઇ ગયેલો હોય છે.

**અવિરતસમ્યગ્દૃષ્ટિ.** વિરતિ એટલે વ્રત, તે વિનાનું સમ્યક્ત્વ, એ 'અવિરતસમ્યગ્દૃષ્ટિ' શબ્દનો અર્થ છે. માત્ર સમ્યક્ત્વનો લગાર સ્પર્શ થઇ જાય, તો ભવભ્રમણના કાળનો છેડો નિયમિત થઇ જાય છે. આનાજ પ્રભાવથી પૂર્વ બે ગુણસ્થાનવાળાઓનો ભવભ્રમણકાળ નિયમિત થઇ ગયેલો હોય છે.

**દેશવિરતિ.** સમ્યક્ત્વસહિત, ગૃહસ્થનાં વ્રતો પરિપાલન કરવાં એ 'દેશવિરતિ' છે. સર્વથા નહિ, કિન્તુ અમુક અંશે શાસ્ત્રવિહિત નિયમાનુસાર પાપકર્મથી હઠવું એ 'દેશ-વિરતિ' શબ્દનો અર્થ છે.

**પ્રમત્તગુણસ્થાન.** સાધુનાં મહાવ્રતોને ધારણ કરનાર, પણ પ્રમાદના બંધનથી સર્વથા મુક્ત નહિ થયેલ, એવા મુનિમહાત્માઓનું આ છઠ્ઠું ગુણસ્થાન છે.

**અપ્રમત્તગુણસ્થાન.** પ્રમાદના બંધનથી મુક્ત થયેલ મહામુનિવરોનું આ સાતમું ગુણસ્થાન છે.

[1]**અપૂર્વકરણ.** મોહનીય કર્મને ઉપશાન્ત યા ક્ષીણ કરવાનો અપૂર્વ (પહેલાં નહિ પ્રાપ્ત થયેલો) અધ્યવસાય આ ગુણસ્થાનમાં પ્રાપ્ત થાય છે.

---

અર્થાત્—ઘોડી અને ગધેડાનો સંયોગ થતે જેમ અન્ય જાતિની (ખચ્ચરની) ઉત્પત્તિ થાય છે, વળી ગોળ અને દહીંનો સંયોગ થતાં જેમ એક જુદો રસ ઉત્પન્ન થાય છે, તેમ સત્ય ધર્મ અને અસત્ય ધર્મ એ બંને તરફ સરખા ભાવોનું મિશ્રણ થવાથી જે પરિણામ ઉદ્ભવે છે, તેને **મિશ્ર** પરિણામ કહે છે.

બીજા પ્રકરણના ૪૫ મા શ્લોક ઉપરની વ્યાખ્યાની અંદર સમ્યક્ત્વના વિષયમાં શુદ્ધ, અશુદ્ધ અને મિશ્ર એમ જે ત્રણ પુંજો બતાવ્યા છે, તેમાં **મિશ્ર** પુંજના ઉદયથી મિશ્રભાવ (મિશ્રદૃષ્ટિ) નો ઉદ્ભવ થાય છે.

૧ 'કરણ' એટલે અધ્યવસાય-આત્મપરિણામ.

**અનિવૃત્તિગુણસ્થાન.** અહીં પૂર્વ ગુણસ્થાનના કરતાં એવો અધિક ઉજ્જવલ આત્મપરિણામ હોય છે, કે જે વડે મોહનો ઉપશમ યા ક્ષય થવા માંડે છે.

**સૂક્ષ્મસંપરાય.**[1] ઉક્ત ગુણસ્થાનમાં મોહનીય[2] કર્મનો ઉપશમ યા ક્ષય થતે થતે, જ્યારે બધું મોહનીય કર્મ ઉપશાન્ત યા ક્ષીણ થઇ જાય અને માત્ર એક લોભનો સૂક્ષ્મ અંશ અવશિષ્ટ રહે, ત્યારે આ ગુણસ્થાન પ્રાપ્ત થયું કહેવાય છે.

**ઉપશાન્તમોહ.** પૂર્વ ગુણસ્થાનોમાં મોહનો ઉપશમજ કરવો જેણે પ્રારંભ્યો છે, તેને સંપૂર્ણ મોહ ઉપશાન્ત થયે આ ગુણસ્થાન પ્રાપ્ત થયું કહેવાય છે.

**ક્ષીણમોહ.** પૂર્વ ગુણસ્થાનોમાં મોહનીય કર્મનો ક્ષયજ જેણે પ્રારંભ્યો છે, તેને સંપૂર્ણ મોહ ક્ષીણ થયે આ ગુણસ્થાન પ્રાપ્ત થયું કહેવાય છે.

અહીં ઉપશમ અને ક્ષયમાં ફરક સમજવાનો છે-મોહનો સર્વથા ઉપશમ થયો હોય, છતાં પુનઃ મોહનો પ્રાદુર્ભાવ થયા વગર રહેતો નથી. જેમ પાણીના વાસણમાં પાણીની રજ બધી તળીયે બેસી જાય છે, ત્યારે તે પાણી સ્વચ્છ દેખાય છે, તેમ મોહનાં રજકણો-મોહનો તમામ પુંજ આત્માના પ્રદેશોમાં જ્યારે સ્થિર થઇ જાય છે, ત્યારે આત્માના પ્રદેશો સ્વચ્છ જેવા બને છે. પરંતુ આ સ્વચ્છતા કેટલા વખતની ?, પેલા પાણીની નીચે બેસી ગયેલાં રજકણો થોડી વારમાં પાણીમાં કિંચિત્ માત્ર ક્રિયાની અસર લાગવાથી જેમ આખા પાણીમાં પસરી જાય છે, તેમ ઉપશાન્ત થયેલ મોહપુંજ થોડી વારમાં પુનઃ ઉદયમાં પ્રાપ્ત થાય છે; અને તેથી ફરી-જેવી રીતે ગુણશ્રેણિઓમાં ચઢવાનું થયું હતું, તેવી રીતે-પડવાનું થાય છે. આ ઉપરથી જોઇ શકાય છે કે-મોહનો સર્વથા ક્ષય થવાથીજ કેવલજ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય છે, કારણ કે મોહનો ( કોઇ પણ કર્મનો ) ક્ષય થવા પછી તેનો પુનઃ ઉદ્ભવ થતો નથી.

---

૧ 'સંપરાય' એટલે કષાય. પ્રકૃતમાં લોભ લેવો. ૨ અહીં અને ઉપર-નીચેનાં ગુણસ્થાનોમાં 'મોહ' 'મોહનીય' એમ સામાન્ય શબ્દો મૂક્યા છે, પરન્તુ એથી મોહના વિશેષ પ્રકારો-યથાયોગ્ય ઘટી શકે તે-લેવા. તે સંબન્ધી વિશેષ પ્રક્રિયાને અહીં સ્થાનનો સંકોચ છે.

કેવલજ્ઞાનના પ્રાદુર્ભાવના ક્ષણથીજ—

**સયોગકેવલી.** ગુણસ્થાનની શરૂઆત થાય છે. આ ગુણસ્થાનના નામમાં જે 'સયોગ' શબ્દ મૂક્યો છે, તેને અર્થ 'યોગવાળો' થાય છે. યોગ એટલે શરીર વગેરેના વ્યાપારો. કેવલજ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ ગમનાગમનનો વ્યાપાર, બોલવાનો વ્યાપાર વગેરે વ્યાપારો રહ્યા હોવાથી તે સયોગ કહેવાય છે.

તે કેવલી પરમાત્માઓને આયુષ્યના અન્તમાં પ્રબલ શુક્લધ્યાનના પ્રભાવે જ્યારે તમામ વ્યાપારોનો નિરોધ થઇ જાય છે, ત્યારે તે અવસ્થાનું ગુણસ્થાન—

**અયોગિકેવલી.** એ નામનું છે. અયોગી એટલે સર્વવ્યાપારરહિત—સર્વક્રિયારહિત.

ઉપર જોઇ ગયા તેમ, ગુણશ્રેણિઓમાં આગળ વધતો આત્મા, કેવલજ્ઞાન મેળવી અને આયુષ્યના અન્તે અયોગી થઇ તત્કાલ મુક્તિ પામે છે.

ચૌદ ગુણસ્થાનો જોયાં. હવે અહીં પ્રશ્ન એ છે કે—પ્રથમ મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાન સૂક્ષ્મવનસ્પતિ સુધીના તમામ નીચી હદના જન્તુઓમાં પણ જ્યારે માનવામાં આવ્યું છે, તો પછી પ્રસ્તુત શ્લોકમાં એમ કેમ કહેવામાં આવ્યું કે પ્રથમ **દૃષ્ટિ**માં પ્રાપ્ત થવાથીજ પ્રથમ ગુણસ્થાન પ્રાપ્ત થાય છે ?.

પ્રશ્ન બરાબર છે. સમાધાન પ્રસ્તુત શ્લોકના ચતુર્થ પાદથી સ્પષ્ટ કહેવામાં આવ્યું છે કે—**આગમો**માં તમામ નીચી હદવાળા—સૂક્ષ્મ જન્તુઓમાં પણ પ્રથમ ગુણસ્થાન જે બતાવ્યું છે, તે સામાન્ય અપેક્ષાએ છે. અને તે સામાન્ય અપેક્ષા એજ કે સૂક્ષ્માતિસૂક્ષ્મ જન્તુઓમાં પણ કિંચિત્ ચૈતન્યમાત્રા તો અવશ્ય ખુલ્લી રહેલી હોય છે. આજ અપેક્ષાથી સૂક્ષ્માતિસૂક્ષ્મ જીવોમાં પણ પ્રથમ ગુણસ્થાન **સિદ્ધાન્તો**માં માનવામાં આવ્યું છે.

આ સંબન્ધમાં કેટલાક આચાર્યોનું અપેક્ષાકૃત જુદું પણ કથન જોવાય છે. તેઓ કહે છે કે—લગાર પણ ઉન્નતિ દશામાંજ ગુણસ્થાનનો યોગ કરવો સમુચિત છે. આમ ખ્યાલ રાખીને તેઓ કહે છે કે—અનાદિ અવ્યક્ત મિથ્યાત્વમાંથી બહાર નિકળી વ્યક્ત મિથ્યાત્વબુદ્ધિને પ્રાપ્ત થવું, એ પ્રથમ ગુણસ્થાનક છે.

આ સંબંધમાં **ગુણસ્થાનક્રમારોહ**માં લખ્યું છે કે—

" अदेवागुर्वधर्मेषु या देव–गुरु–धर्मधीः ।
तन्मिथ्यात्वं भवेद् व्यक्तमव्यक्तं मोहलक्षणम् " ॥
" अनाद्यव्यक्तमिथ्यात्वं जीवेऽस्त्येव सदा, परम् ।
व्यक्तमिथ्यात्वधीप्राप्तिर्गुणस्थानतयोच्यते " ॥ ( ૬–૭ )

અર્થાત્—કુદેવ, કુગુરૂ અને કુધર્મ ઉપર યથાર્થદેવ, યથાર્થગુરૂ અને યથાર્થધર્મ તરીકેની જે બુદ્ધિ થવી, તે વ્યક્તમિથ્યાત્વ છે. અને તદ્દન અજ્ઞાનદશા–એટલું વિપરીત સમજવાની પણ અયોગ્યતા–ઘોર તમઃસ્થિતિ એ અવ્યક્તમિથ્યાત્વ છે. આ અવ્યક્ત મિથ્યાત્વ અનાદિકાળથી જીવોમાં રહ્યું છે; પરન્તુ તે અવ્યક્તમિથ્યાત્વમાંથી નિકળી વ્યક્તમિથ્યાત્વબુદ્ધિને પ્રાપ્ત થવું, એ પ્રથમ ગુણસ્થાન છે.

આ અભિપ્રાય ઉપર યોગિ મહાત્માઓનું એમ કહેવું છે કે—યોગની આઠ દૃષ્ટિઓ પૈકી પ્રથમ **મિત્રા** દૃષ્ટિને પ્રાપ્ત થવામાંજ પ્રથમ ગુણસ્થાનની પ્રાપ્તિ રહેલી છે. ' ગુણસ્થાન ' શબ્દજ આપણને એમ બતાવે છે કે કંઈક ગુણોનો વિકાસ થવો જોઈએ, ત્યારેજ ગુણસ્થાન ઘટી શકે. એ માટે મિત્રાદૃષ્ટિના ગુણોના આધાર ઉપર પ્રથમ ગુણસ્થાનની પ્રાપ્તિ માનવી જોઈએ.* અવ્યક્તમિથ્યાત્વમાંથી વ્યક્ત મિથ્યાત્વબુદ્ધિ ઉપર આવવું, એ જેમ એક અપેક્ષાએ ઉન્નતદશા છે, તેમ બીજી અપેક્ષાએ એમ પણ કહી શકાય છે કે અવ્યક્તમિથ્યાત્વ કરતાં રૌદ્રપરિણામવાળી વ્યક્તમિથ્યાત્વ બુદ્ધિ વધુ ખરાબ પરિણામ નિપજાવનાર બને છે. વ્યક્તમિથ્યાત્વબુદ્ધિની ઉગ્રતાદશામાં જેવો ક્લિષ્ટકર્મનો બંધ પડે છે, તેવો અવ્યક્તમિથ્યાત્વથી પડતો નથી. વ્યક્તમિથ્યાત્વ બુદ્ધિની દુષ્ટતાથી જેવાં ખરાબ કૃત્યો થાય છે, તેવાં અવ્યક્તમિથ્યાત્વથી થતાં નથી; એ માટે જે વ્યક્તમિથ્યાત્વબુદ્ધિને પ્રથમ ગુણસ્થાન કહેવામાં આવ્યું છે, તે વિશિષ્ટપ્રકારની સમજવી; એવી

---

* આ અભિપ્રાય ભગવાન્ **હરિભદ્રસૂરિ**નો છે. જુઓ તેઓનો **યોગદૃષ્ટિસમુચ્ચય**—

" प्रथमं यद् गुणस्थानं सामान्येनोपवर्णितम् ।
अस्यां तु तदवस्थायां मुख्यमन्वर्थयोगतः " ॥ ४० ॥

વિશિષ્ટપ્રકારની, કે મિત્રાદૃષ્ટિની સ્થિતિવાળી. આવી વ્યક્તમિથ્યાત્વબુદ્ધિને પ્રથમ ગુણસ્થાન કહેવું એ વધારે ઉચિત છે.+

**मित्रादृष्टिमुपसंहरन् तारादृष्टिं प्रस्तौति—**

**यमप्रधाना प्रथमा दृगुक्ता तारा द्वितीया नियमप्रधाना ।**
**शौचस्य सद्भावनया च तत्र घृणा स्वदेहेऽन्यशरीर्यसङ्गः ॥ ८७ ॥**

**सुसत्त्वसिद्धिः सुमनस्कभाव एकाग्रभावो जय इन्द्रियाणाम् ।**
**आत्मस्वरूपेक्षणयोग्यता च फलान्यमूनि प्रतिपादितानि ॥ ८८ ॥**

**सन्तोषतोऽनुत्तमसौख्यलाभः स्वाध्यायतो दर्शनमिष्टदेवे ।**
**१तपेन कायेन्द्रिययोश्च सिद्धिः प्रोक्ता समाधिः प्रणिधानतश्च ॥८९॥**

In the first stage stress is laid on observance of forbearance ( Yama ) while in the second

---

+ " व्यक्तमिथ्यात्वधीप्राप्तिरप्यन्यत्रेयमुच्यते ।
घने मले विशेषस्तु व्यक्ताव्यक्तधियोर्नु कः ? " ॥

अस्य टीका—" अन्यत्र—ग्रन्थान्तरे व्यक्तमिथ्यात्वधीप्राप्तिः मिथ्यात्वगुणस्थानकपदप्रवृत्तिनिमित्तत्वेन । इयं मित्रादृष्टिरेवोच्यते । व्यक्तत्वेन तत्र अस्या एव ग्रहणात् । ' घने ' तीव्रे मले तु सति । ' नु ' इति वितर्के । व्यक्ताव्यक्तधियोः को विशेषः ? **दुष्टाया धियो व्यक्ताया अव्यक्तापेक्षया प्रत्युत अतिदुष्टत्वात् न** कथंचिद् गुणस्थानत्वनिबन्धनम् " ।

( યશોવિજયદ્વાત્રિંશિકા ૨૧ મી, ૨૫ મો શ્લોક. )

ભાવાર્થ પૂર્વોક્ત પ્રમાણે છે કે—

**માર્ગાનુસારી**ની સ્થિતિ પ્રાપ્ત થઇ ન હોય અને આત્મા તીવ્ર ભાવમળથી વ્યાપ્ત હોય, તો તેવી સ્થિતિવાળી વ્યક્તમિથ્યાત્વબુદ્ધિમાં અને અવ્યક્તમિથ્યાત્વદશામાં શું વિશેષતા છે ? બલ્કે તેવી સ્થિતિવાળી વ્યક્ત મિથ્યાત્વબુદ્ધિ અવ્યક્ત મિથ્યાત્વ કરતાં વધુ દુષ્ટ છે. માટે પ્રથમ ગુણસ્થાનના નિમિત્તભૂત-વ્યક્તમિથ્યાત્વબુદ્ધિથી મિત્રાદૃષ્ટિ ગ્રહણ કરવી.

१ अकारान्तोऽप्यस्ति ।

stage called Tārā, observance of rights and ceremonies (Niyama) is imperative. In the second standpoint constant contemplative practices of purity bring on disgust for one's own body and disattachment towards other bodies; moreover in this Drashti one acquires passivity, purity, concentration, mastery over senses and fitness for the introspection of his inner=self.

From contentment results the acquisition of unsignalled happiness; repetition of sacred verses and mantras, leads to the blessed sight of the tutelary deity. Perfection of the body and the senses is acquired through religious austerities and the meditation of God facilitates deep concentration (Samādhi). (87-88-89)

**મિત્રાદૃષ્ટિના ઉપસંહારપૂર્વક—**

## તારાદૃષ્ટિ.

"યમપ્રધાન એવી પ્રથમ દૃષ્ટિ કહી. બીજી દૃષ્ટિ **તારા** નિયમપ્રધાન છે.

"**નિયમ**ના પાંચ ભેદો છે-શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વર-પ્રણિધાન. તેમાં શૌચની ભાવનાથી પોતાના શરીર તરફ ઘૃણા ઉદ્ભવે છે અને બીજાના શરીરની સંગતનો પરિત્યાગ કરાય છે. તેમજ સત્ત્વબળની જાગૃતિ, માનસિક ઉલ્લાસ, એકાગ્રતા, ઇન્દ્રિયજય અને આત્મસ્વરૂપને જોવાની યોગ્યતા, એટલાં ફળો પ્રાપ્ત થાય છે.

"સન્તોષથી ઉત્તમ સુખનો લાભ, સ્વાધ્યાયથી ઇષ્ટદેવતાનું દર્શન, તપથી શરીર-ઇન્દ્રિયોની સિદ્ધિ અને ઇશ્વરપ્રણિધાનથી સમાધિ મેળવાય છે."-૮૭, ૮૮, ૮૯.

**ભાવાર્થ.** ઉપર્યુક્ત અહિંસા આદિ પાંચ યમો, જે યોગનું પ્રથમ અંગ છે, તે પ્રથમ દૃષ્ટિમાં (સામાન્યતઃ) પ્રાપ્ત થાય છે, જ્યારે બીજી

તારા દૃષ્ટિમાં યોગનું બીજું અંગ **નિયમ** પ્રાપ્ત થાય છે. નિયમોમાં પ્રથમ શૌચ, બાહ્ય અને આભ્યન્તર એમ બે પ્રકારે છે. જળ વગેરેથી શારીરિક શુદ્ધિ, તે બાહ્ય શૌચ છે અને મૈત્રી આદિ ભાવનાઓથી ચિત્તની શુદ્ધિ કરવી તે આભ્યન્તર શૌચ છે.

[1]શૌચની ભાવના કરવાથી શરીરના સ્વરૂપ તરફ ખ્યાલ જાય છે અને એથી શરીરના અશુચિત્વનું પ્રતિભાન થાય છે. શરીરનું અશુચિત્વ યથાર્થરીતે જણાયેથી તેના ઉપરનો મોહ ઠંડો પડી જાય છે, અને તેને **હેય** સમજવાનો વિવેક જાગૃત થાય છે. આમ થતાં બીજાના શરીર સાથેનો સંપર્ક પણ ઓછો થઈ જાય છે. આ ઉપરાંત શૌચ ભાવનાના પરિણામે એ પણ ફળો પ્રાપ્ત થાય છે કે-રજ અને તમ ગુણોનો આઘાત થતો અટકે છે, તથા હૃદયની વૃત્તિઓ ઉજ્જવલ બને છે, તેમજ અમુક નિયત વસ્તુ ઉપર ચિત્તને સ્થિર રાખી શકાય છે, એવં ઇન્દ્રિયોનું તોફાન મંદ પડી જાય છે અને આત્મસ્વરૂપને જોવાની લાયકાત મેળવાય છે.[2]

સંતોષને માટે પ્રથમ પ્રકરણમાં વાંચી આવ્યા છીએ. સ્વાધ્યાય જો બરાબર અભ્યાસમાં મૂકાયો હોય તો તેનું પરિણામ એ આવે છે કે ઇષ્ટ દેવતાનું દર્શન થાય છે. સ્વાધ્યાય કોને કહેવો ? એ ઉપર **યશોવિજયોપાધ્યાયનું** કથન છે કે-"[3] स्वाध्यायः प्रणवपूर्वाणां मन्त्राणां जपः" અર્થાત્ **ઓંકાર**પૂર્વક પરમાત્માના મન્ત્રનો જપ કરવો તે સ્વાધ્યાય છે. આ સ્વાધ્યાય જપાતા મંત્રના અધિષ્ઠાતા દેવતાનું દર્શન કરાવે છે.[4]

---

૧ " शौचसन्तोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः ॥ "

યોગપાતંજલ સૂત્ર૦ ૨-૩૨.

૨ " शौचात् स्वांगजुगुप्सा परैरसंसर्गः " । " सुसत्त्वासिद्धिसौमनस्यैकाग्र्येन्द्रियजयाऽऽत्मदर्शनयोग्यत्वानि च " —યોગપાતંજલ સૂ૦ ૨-૪૦, ૪૧.

" शौचभावनया स्वांगजुगुप्साऽन्यैरसंगमः ।
सत्त्वशुद्धिः सौमनस्यैकाग्र्याक्षजययोग्यता " ॥ ३ ॥

( યશોવિજયજી, બાવીશમી દ્વાત્રિંશિકા ).

૩ જુઓ ૨૨ મી દ્વાત્રિંશિકાના બીજા શ્લોકની વૃત્તિમાં.

૪ " स्वाध्यायादिष्टदेवतासम्प्रयोगः " —યોગપાતંજલ સૂત્ર૦ ૨-૪૪.

તપના અભ્યાસ વડે અણુત્વ, મહત્ત્વ આદિ શરીરસિદ્ધિ અને સૂક્ષ્મ, વ્યવહિત, દૂરવર્તી પદાર્થોને જોવાના સામર્થ્યરૂપ ઇન્દ્રિયસિદ્ધિ પ્રાપ્ત કરી શકાય છે.[1]

ઇશ્વરની ઉપાસના, એ સમાધિના માર્ગને સંપાદન કરી આપનારી છે.[2]

વસ્તુતઃ તપ, સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાન એ ત્રણે ઉજ્જવલ અધ્યવસાયરૂપ હોવાથી **ક્લેશો**ના પ્રતિબન્ધક હોઇ કરીને સમાધિને મેળવવામાં[3] અનુકૂળ બને છે.

**विशेषमाह—**

**अस्यां च तारादृशि गोमयाग्नि-कणोपमं दर्शनमूचिवांसः ।**
**नोद्विग्नभावोऽत्र हितप्रवृत्तौ तत्त्वावबोधस्य पुनः समीहा ॥ ९० ॥**

In this Tārā Drashti they say that perception is like a spark of fire of cowdung cake. There is no fatigue in doing beneficient works in this Drashti and again there is an ardent desire for realisation of truth. ( 90 )

**વિશેષતા—**

" આ તારા દૃષ્ટિમાં છાણાની અગ્નિના કણ જેવો બોધ માન્યો છે. ( પ્રથમ દૃષ્ટિમાં તૃણાગ્નિના ભડકા જેવો બોધ કહ્યો હતો, પણ આ દૃષ્ટિમાં તે કરતાં કંઇક વધારે બોધ હોય છે; એજ માટે આ દૃષ્ટિમાં પ્રાપ્ત થતા બોધને છાણાના અગ્નિની ઉપમા આપવામાં આવી છે. )

" આ દૃષ્ટિમાં વર્ત્તનારને હિતપ્રવૃત્તિઓમાં ઉદ્વિગ્નતા રહેતી નથી. (પ્રથમ

---

1 " कायेन्द्रियसिद्धिरशुचिक्षयात् तपसः "—યોગપાતં૦ ૨-૪૩.

૨ " समाधिसिद्धिरीश्वरप्रणिधानात् "—યોગપાતં૦ ૨-૪૫.

૩ જુઓ યોગપાતંજલ સૂત્રના બીજા પાદના પ્રારંભમાં—

" तपःस्वाध्यायेश्वरप्रणिधानानि क्रियायोगः " । समाधिभावनार्थः क्लेशतनूकरणार्थश्च " ॥ જુઓ યશોવિજયજીની ૨૨ મી દ્વાત્રિંશિકાનો ચોથો શ્લોક.

દૃષ્ટિમાં જો કે આ બાબત હોય છે, પણ આ દૃષ્ટિમાં તે વધુ સારા રૂપમાં હોય છે. ) અને આ દૃષ્ટિનો ખાસ ગુણ તત્ત્વજિજ્ઞાસા છે. ( એટલે આ બીજી દૃષ્ટિમાં ઉદ્વેગ દોષનો નિરાસ અને **જિજ્ઞાસા** ગુણનો પ્રાદુર્ભાવ થાય છે. ) "—૯૦

**प्रीतिस्त्वविच्छिन्नतयाऽत्र योग-कथासु भक्तिर्महती च सत्सु ।**
**भयं न तीव्रं भवतस्तथाऽनाभोगेऽपि नात्यर्थमयोग्यकर्म ॥ ९१ ॥**

In this Drashti there is unmitigated fondness for Yoga; deep devotion towards the good; no great fear from this phenomenal world; and no extremely wicked action is ever done even unconsciously. ( 91 )

" અહીં યોગકથાઓ તરફ બહુજ પ્રેમ ઉદ્ભવે છે. સન્ત–મહાત્માઓ તરફ વિશિષ્ટ ભક્તિ જાગે છે. સંસારથી તેવો તીવ્ર ભય રહેતો નથી, ( શા માટે રહે ? કેમકે તેવા પ્રકારની અશુભપ્રવૃત્તિઓનો અહીં સંભવ રહેતો નથી. ) તથા પ્રમાદથી પણ અતિઅનુચિત ક્રિયા અહીં સંભવતી નથી.[1] "—૯૧

**त्रासः स्वकीये विकले च कृत्येऽधिकेऽधिकस्थे च विबोद्धुमिच्छा ।**
**दुःखप्रहाणाय सतां प्रयत्नं नानाविधं वीक्ष्य कथन्त्वबुद्धिः ॥९२॥**

**नास्माकमुच्चैःप्रतिभाप्रकाशो ग्रन्थाः पुनः सन्ति सुविस्तरेण ।**
**शिष्टाः प्रमाणं तदिहेत्यमुष्यां दृष्टौ सदा तिष्ठति मन्यमानः ॥९३॥**

A man attaining this Drashti feels awfully humiliated with the incompleteness of work and desires to enquire into the noble doings of excellent man. On seeing the various efforts of the good to

१ " संसारोत्पन्नं तीव्रं भयं न भवति, तथाऽशुभाऽप्रवृत्तेः "
( યશોવિજયકૃત ૨૨ મી દ્વાત્રિંશિકાના સાતમા શ્લોકની વૃત્તિ. )

annihilate the miseries of this world, his inquisitiveness is aroused—" The why and the how " of such matters arises in his mind.

A man in this stage entertains the belief that he is devoid of high intellectual light and that the religious works are many and elaborate and that therefore the men of wisdom are his authority ( in matters of doubt ). ( 92–93 )

" આ દૃષ્ટિમાં વર્ત્તનારને પોતાની અવિધિવાળી ક્રિયા તરફ ત્રાસ ઉપજે છે અને અન્ય સુજ્ઞોની શુદ્ધ ક્રિયાપ્રવૃત્તિ થતી જોઇ તે જાણવાની-આદરવાની ઇચ્છા ઉદ્ભવે છે. વળી સંસારનાં દુઃખો હણવા માટે સત્પુરુષોના થતા નાનાવિધ પ્રયત્નોને જોઇ આ દૃષ્ટિવાળાને એવી જ્ઞાનાતુરતા ઉત્પન્ન થાય છે કે–' આ કેમ ?, આનું શું કારણ ?, આ ભિન્નતા સારી પેઠે શી રીતે સમજી શકાય ?,' આથી કરી એના મનમાં એમ થાય છે કે–' તેવા પ્રકારની બુદ્ધિ–શક્તિ આપણામાં નથી અને ગ્રન્થોનો સમૂહ તો મોટા વિસ્તારમાં છે, એ માટે **શિષ્ટ*** પુરુષો કહે તે પ્રમાણ છે. "–૯૨, ૯૩

**बलादृष्टिः—**

**यत्राऽऽसनं नाम सुख–स्थिरं स्याद् दृष्टिर्बला सा विदिता तृतीया।**
**दृढं च काष्ठाग्निकणप्रकाशसमं भवेद् दर्शनमत्र दृष्टौ ॥ ९४ ॥**

The third standpoint is called Bala in which the seat or posture is comfortably fixed. Here the perception is as steady as the light of a spark of wooden fire. ( 94 )

**બલાદૃષ્ટિ.**

" જેમાં યોગનું ત્રીજું અંગ આસન પ્રાપ્ત થાય છે, તે ત્રીજી બલા

* શુદ્ધ વિચારોને અનુસરી પ્રવૃત્તિ કરનાર.

દૃષ્ટિ છે. આસન સુખકારી અને સ્થિર હોવું જોઇએ. આ દૃષ્ટિમાં કાષ્ઠની અગ્નિના કણસમાન દર્શન ( બોધ ) માનવામાં આવ્યું છે. અતએવ પૂર્વ દૃષ્ટિઓની અપેક્ષાએ આમાં કંઇક વધુ દૃઢ દર્શન હોય છે."–૯૪

**महांश्च तत्त्वश्रवणाभिलापः क्षेपो न योगस्य पथि प्रयाणे ।**
**असाधुतृष्णा–त्वरयोरभावात् स्थिरं सुखं चाऽऽसनमाविरस्ति॥९५॥**

At this stage one feels an ardent desire for hearing the religious truth ( nine categories ). Fickle-mindedness vanishes and so it does not obstruct the path of Yoga; and on account of the absence of evil desires and of haste he attains to the fixed and comfortable seat. ( 95 )

**Notes :**—The next step in the path of Yoga is Āsana ( posture ); it derives from आस् to sit. It means a particular mode of sitting. There are various postures such as Siddha, Padma, Chacra, Kurma, Mayura, Vira, Svastika, Bhadra, Sinha, Mukta and Gomukha and others. Placing the left ankle on the right thigh and right ankle on the left thigh and keeping the body erect while sitting is the posture 'chacra'. All these various postures are fully treated in the books on Yoga which may be conveniently referred to. But generally the posture must be stable and easy. One practising Yoga has to undergo a series of exercises physical and mental for a long time.

Under ordinary course of things, the soul being under the influence of the body and surrounding cir- ıı iances, the study of the physical and spiritual w is essential. The power invested in the soul is

higher than the power of the matter. If matter is without power, the soul would not be acted upon by it, but the force of the material powers changes according to readiness or willingness with which soul is guided. In proportion the material powers diminish in strength, and the soul advances in development towards liberation. It is therefore necessary to control the powers of the body. With this end in view different postures are prescribed according to the experience of the previous Yogis and according to the capacity of the students of Yoga. A certain posture may help one man in concentration while it would be difficult for another.

Swami Vivekānanda says—

" Nerve currents will have to be displaced and given a new channel. New sorts of vibrations will begin, the whole constitution will be remodelled, as it were. But the main part of the action will be along the spinal column, so that the one thing necessary for the posture is to hold the spinal column free, sitting erect, holding the three parts–the chest, neck and head–in a straight line.

Let the whole weight of the body be supported by the rib and then you have an easy natural posture, with the spine straight.

The revered Pātanjali prescribes a posture which is steady and pleasant. The venerable Jain Āchārya Shri Hemachandra enumerates in the Yoga Shāstra

Paryankāsana, Virāsana, Vajrāsana, Bhadrāsana and many others the detailed description of which may be found in the Yoga shāstra. He recommends holy places as safe resorts for the practice of Yoga where self-unfoldment may be quickened.

Again the practice of Yoga may be made easy if the body be healthy, so one must take care of his body and should be very particular about his food and drink. It improves and strengthens bodily powers. It prolongs life. One must also keep in mind that health is only a means to an end.

Those who practise Hatha Yoga develop their physical powers. They generally live long. They are free from irregularities and disarrangements of the body. Hatha Yoga is generally believed to be introduced by Goraksha Natha. It is a very hard and difficult process. Men of indomitable will and energy are able to pass through all stages of its practice. Many students have miserably failed in the attempt to exercise it. So the practice of Hatha Yoga is strongly denounced by the Jain ascetics and also by others. As it does not tend to any spiritual growth, it is wholly discarded by wise men.

" આ દૃષ્ટિમાં તત્ત્વશ્રવણનો અભિલાષ પ્રબળ હોય છે અને ક્ષેપ દોષ, ( ચાંચલ્ય ) જે યોગના માર્ગ ઉપર પ્રગત થવામાં નડતર કરનાર છે, તે અહીં નષ્ટ થાય છે. અસુંદર તૃષ્ણા ( પૌદ્ગલિક પદાર્થો ઉપર વળખાં મારવાં એ ) અને ઉતાવળી પ્રકૃતિ શાન્ત થઈ જવાના કારણથી આ દૃષ્ટિમાં સ્થિર અને સુખકારી આસન પ્રાપ્ત થાય છે. "—૯૫

**વ્યાખ્યા.** આ દૃષ્ટિમાં, ક્ષેપ-ચંચલતા-એક પણ આરંભેલી ક્રિયામાં

સ્થિરતા નહિ, એ દોષનો નિરાસ થાય છે, કારણ કે પૂર્વ દૃષ્ટિમાં ઉદ્વેગનો નિરાસ થયેલો હોવાથી આ દૃષ્ટિમાં તજ્જન્ય ક્ષેપ દોષનો નિરાસ થવોજ જોઇએ. આ દૃષ્ટિમાં **તત્ત્વશુશ્રૂષા** ગુણ પ્રાદુર્ભૂત થાય છે. બીજી દૃષ્ટિમાં પ્રકટ થયેલ તત્ત્વજિજ્ઞાસા ગુણ અહીં વિકસ્વર થઇને તત્ત્વશુશ્રૂષાના રૂપમાં મૂકાય છે.

હવે આસનને અંગે, જોઇ ગયા છીએ કે–મુખ્ય બે ગુણો હોવા જોઇએ, એક તો તે સ્થિર હોવું જોઇએ અને બીજું તે સુખાવહ હોવું જોઇએ. ઋષિ પતંજલિ પોતાના યોગસૂત્રમાં "स्थिर–सुखमासनम्*" એ સૂત્રથી પ્રસ્તુત હકીકતને પોષે છે. તે આસન સહુથી ઉત્તમ છે કે જેમાં આપણાથી વધુ વખત સુખથી શુભચિન્તન કરી શકાય. ઉનના વસ્ત્રનું આસન, કે જેના ઉપર બેસી ધર્માનુષ્ઠાન કરાય છે, તે પણ 'આસન' છે, પરન્તુ પ્રસ્તુતમાં શરીરને અમુક પ્રકારની સ્થિતિમાં વાળી સ્થિર રહેવું, તેજ આસન અગત્યનું છે. આસનના વિવિધ પ્રકારો યોગના ગ્રન્થોમાં બતાવ્યા છે, પણ પોતાને જે અનુકૂળ લાગે, તેજ પોતાને માટે ઉત્તમ છે. **હઠયોગ**ના અભ્યાસીઓ અનેક પ્રકારનાં વિચિત્ર આસનોનો અભ્યાસ કરે છે, પરંતુ આસન–સિદ્ધિમાંજ તેઓના અભ્યાસનું પર્યવસાન આવે છે. તે સાધનથી શું સિદ્ધ કરવાનું છે, એ તરફ તેઓ અજ્ઞ અથવા બેદરકાર રહે છે. **જૈન** યોગીશ્વરોએ તથા **પતંજલિ** ઋષિએ પોતાનાં યોગશાસ્ત્રોમાં રાજયોગ અથવા સાત્ત્વિકયોગ વિચાર્યો છે, કિન્તુ હઠયોગ તરફ તેમણે ઓછું લક્ષ્ય આપ્યું છે; આનું કારણ સ્પષ્ટજ છે કે હઠયોગમાં બધી હઠજ છે. એકન્દર બલાત્કારવાળી પ્રવૃત્તિ સિવાય તેમાં કશું નથી. દુઃખની વાત તો એ છે કે હઠના પ્રયોગોમાં પ્રવીણતા મેળવ્યા છતાં પણ રાજયોગ તરફ ઉપેક્ષા રખાતી ઘણે સ્થળે જોવામાં આવે છે. ફક્ત સાધનનાજ ક્ષેત્રમાં મમત્વ બંધાઇ જવાથી, તેનું ફળ એ આવે છે કે ત્યાંથી મૂળ નિશાન તરફ પ્રયાણ બંધ પડી જાય છે. હઠયોગ શરીરને શુદ્ધ કરવામાં અથવા પૌદ્ગલિક વિજ્ઞાનપ્રયોગો મેળવી આપવામાં જેટલો ફતેહમંદ નિવડે છે, તેટલો પ્રાયઃ આત્મશુદ્ધિમાં નિવડતો નથી. હઠયોગથી શરીરના કોઠાઓ પરિશુદ્ધ થતાં પોતાની જાતને કૃતાર્થ માનવાની ભયંકર ભૂલ ઘણા હઠયોગિઓ કરતા જોવાય છે.

માની લઇએ કે હઠયોગના પ્રભાવથી શરીર અગ્નિતપ્ત સુવર્ણની

* બીજો પાદ અને ૪૬ મું સૂત્ર.

જેમ અતિદીપ્ત અને અતિનિર્મલ બનાવી શકાય છે, પરન્તુ વિચારવું જોઇએ કે એથી આત્મોન્નતિ પ્રાપ્ત થઇ ગઇ ખરી કે ? ત્યારે આ ઉપરથી એ સમજવું દુષ્કર નથી કે આત્મોન્નતિનો સંબન્ધ શરીરની શુદ્ધિ સાથે રહ્યો નથી. શરીર અને આત્મા જ્યારે નિતાન્ત ભિન્ન પદાર્થો છે, તો શરીરની શુદ્ધિ યા અશુદ્ધિ સાથે આત્માની શુદ્ધિ-અશુદ્ધિને લાગે વળગે શું ?

બેશક, આપણા જેવાઓને વાતાવરણોની અસર જલદી ઉત્પન્ન થાય છે; અને અતએવ બાહ્ય શુદ્ધિની અગત્ય બરાબર સમજી શકાય છે. પરંતુ બાહ્યને બાહ્યજ શુદ્ધિમાં રહી આભ્યન્તર શુદ્ધિના પ્રયત્નોથી વેગળા રહેવું, એ તો 'યોગી' નામ ધરાવનારાઓને માટે અક્ષમ્ય ભૂલ ગણી શકાય છે. શરીરના કોઠાઓને શુદ્ધ કરવા માટે કરાતો હઠયોગ મનઃશુદ્ધિ યા મનોશોધને માટે કામ લાગી શકે તેમ નથી. મનઃશુદ્ધિને માટે તો હઠયોગ સિવાયનો ખાસ જુદો પ્રયત્ન કરવાનો રહે છે. જો કે તથાવિધ પ્રાણાયામની ક્રિયા ધ્યાન માટે ઉપયોગી કહેવામાં આવી છે, પરન્તુ તે ઉપયોગિતા, ફક્ત મનની ચંચળતાને પોષનાર તથા વિધ વાતાવરણને રોકવા પૂરતી છે, એ સિવાય ધ્યાન યા સમાધિ સાધવાની મુખ્ય સામગ્રી તેનાથી પૂરી પડી શકતી નથી, ખેર, પરંતુ પ્રાણાયામથી ઉપર બતાવેલ પૂરતો પણ લાભ લેવાય, તો એ સારૂં, કિન્તુ ઘણા ભાગે પૌદ્ગલિક સંપત્તિના વ્યામોહમાં પડી જઈ પ્રાણાયામનો દુરૂપયોગ કરવામાં આવે છે. હઠયોગની ક્રિયાઓને સંયોગાનુકૂળ રીતસર આચરવા છતાં પણ મૂળ નિશાન રાજયોગ તરફજ રાખવું જોઇએ. રાજયોગનો શબ્દાર્થ એ થાય છે કે—"राजते (सच्चिदानन्दैः) इति राजा (આત્મા) तस्य योगो राजयोगः" અર્થાત્ 'રાજા' એટલે સચ્ચિદાનન્દ વડે રાજતો-દીપતો એવો આત્મા, અને તેનો યોગ અર્થાત્ તદ્વિષયક ધ્યાન, બીજા શબ્દમાં આત્મસાક્ષાત્કારાભિમુખ વ્યાપાર, એ રાજયોગ છે. એજ વસ્તુતઃ યોગ છે. એને માટે ચિત્તની સ્થિરતાને અંગે આસનનો જય કરવાની બહુ અગત્ય છે. જ્યાં સુધી શરીરની વૃત્તિઓ ચંચળ રહે, ત્યાં સુધી આસન સિદ્ધ થઇ શકતું નથી. જો કે શરીર સર્વથા નિષ્ક્રિય થઇ શકતું નથી, છતાં તેટલી સ્થિરવૃત્તિ ઉપર તો શરીર આવવુંજ જોઇએ કે જે સ્થિતિ આસનસિદ્ધિ માટે ઉપયોગી છે. શરીરના વ્યાપારો શિથિલ થવાથી આસનની સિદ્ધિ થાય છે અને આસનની સિદ્ધિ દૃઢતા ઉપર પહોંચવાથી શરીરની સ્થિરતા તે પ્રમાણમાં વધુ દૃઢ થાય છે. ઋષિ પતંજલિ પોતાના

યોગસૂત્રમાં "प्रयत्नशैथिल्याऽनन्तसमापत्तिभ्याम्*" એ સૂત્રથી-જણાવે છે કે-પ્રયત્નો (શરીરની ચેષ્ટાઓ) શિથિલ થવાથી આસનની સિદ્ધિ થાય છે. આસનની સિદ્ધિ માટે આ એકજ કારણ નહિ જણાવતાં બીજું પણ કારણ અને તે અગત્યનું એ જણાવ્યું છે કે-'અનન્ત' અર્થાત્ અવિનાશી-સનાતન પરમાત્મતત્ત્વમાં ચિત્તને પરોવવાથી આસનની સિદ્ધિ થાય છે. **ભગવદ્‌ગીતા**માં આસન કરવાનો પ્રકાર જણાવતાં કહ્યું છે કે—

" समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् " ॥
" प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः " ॥

(છઠ્ઠો અધ્યાય.)

અર્થાત્—છાતી, માથું અને ગરદન સરખાં રાખવાં, હાલવા દેવાં નહિ અને નાકના ટેરવા ઉપર સ્થિર દૃષ્ટિ રાખવી, નજરને આસપાસ ભમવા દેવી નહિ, એ પ્રકારે આસનસ્થિર અને શાંતાત્મા, નિર્ભય તથા બ્રહ્મચારી બની ધ્યાન કરવા પરાયણ થવું.

**अतोऽन्तरायाः शममाप्नुवन्ति द्वन्द्वाभिघातो न च सम्भविष्णुः ।**
**अपायदूरीभवनेन कृत्यं भवेत् समस्तं प्रणिधानपूर्वम् ॥ ९६ ॥**

Owing to the acquisition of this posture all the obstacles are removed. There is no possibility of his being affected by heat and cold and all impediments being removed, all his actions are done with mature deliberation. (96)

"આસનના પરિણામે અન્તરાયો શાંત થાય છે, શીતોષ્ણાદિદ્વન્દ્વ-જનિત પીડા દૂર થાય છે અને અતએવ ચંચલતાના દૂર થવાથી સર્વ ધાર્મિક ક્રિયાઓ સાવધાનતાપૂર્વક થાય છે."—૯૬

**ભાવાર્થ.** આ દૃષ્ટિમાં **ક્ષેપ** દોષ દૂર થતો હોવાથી દેવદર્શન, ગુરુભક્તિ અને નિત્યકર્મો સ્થિરતાપૂર્વક કરાય છે. પહેલી અવસ્થાની જેમ ધર્મક્રિયાઓને જલદી આટોપી લેવાની વૃત્તિ આ દૃષ્ટિમાં હોતી

* ૨ પાદ, ૪૭ મું સૂત્ર.

નથી. અતએવ આ દૃષ્ટિવાળાનું ચિત્ત ધાર્મિક અનુષ્ઠાનોમાં પ્રશાંતવાહિતા વાળું રહે છે.

**यूनः सकान्तस्य विदग्धबुद्धेर्यौ दिव्यगेयश्रवणेऽभिलाषः ।**
**तत्कोटिमारोहति तत्त्वविद्यासुधासमास्वादे इहाऽभिलाषः ॥९७॥**

One who has attained to this state takes as much delight in tasting the nectar like knowledge of reality as does a young man of refined taste with his beloved by his side in hearing celestial song. (97)

"આ દૃષ્ટિમાં તત્ત્વશ્રવણનો અભિલાષ કેટલો બધો વિકસ્વર હોય છે, એ અહીં જોવું જોઇએ. કોઇ ચતુર યુવકને પોતાની રમણી સાથે દિવ્ય સંગીત સાંભળવામાં જેટલી ઉત્સુકતા હોય છે, તેટલી ઉત્સુકતા ચાલુ દૃષ્ટિવાળાને તત્ત્વજ્ઞાનરૂપ અમૃત પીવામાં હોય છે."—૯૭

**असत्यमुष्मिन् श्रुतमप्यपार्थमिवोषरायां भुवि बीजवापः ।**
**सति त्वमुष्मिन्नसति श्रुतेऽपि निःसंशयं कर्मपरिक्षयः स्यात् ॥९८॥**

If there be no desire for the knowledge of truth, the knowledge of scriptures bears no fruit as do the seeds in a barren soil, while if the desire for the knowledge of truth exists, the karmic forces are undoubtedly destroyed even in the absence of scriptural knowledge. (98)

"આ શુશ્રૂષાગુણની અતિજરૂર છે. એ નહિ રહેતે શાસ્ત્રશ્રવણ, ઉપદેશશ્રવણ એ બધું ઉખર જમીનમાં બીજવપનની જેમ નિષ્ફળ નિવડે છે; (ઉત્સાહ વગર કાર્યમાં મજા પડતી નથી, એ સહુ જાણે છે. તત્ત્વપિપાસા ખૂબ લાગી હોય, ત્યારેજ ધર્મોપદેશની અસર સજ્જડ રીતે થાય છે.) અને એ શુશ્રૂષાગુણના સદ્‌ભાવમાં ધર્મશ્રવણના પ્રસંગો નહિ રહેતે પણ નિઃસંદેહ કર્મક્ષયનો લાભ મેળવી શકાય છે."—૯૮

**ભાવાર્થ.** શુશ્રૂષાગુણથી આત્મા ઉપર એટલી બધી અસર થાય છે

---

૧ सप्तमी.

કે શ્રવણનો લાભ નહિ મળવા છતાં પણ કર્મનો ક્ષય થાય છે. જો કે કર્મક્ષયમાં **શ્રવણ** જેટલે દરજ્જે સાધન છે, તેટલે દરજ્જે **શુશ્રૂષા** નથી, પરન્તુ એ ધ્યાનમાં રાખવું કે શુશ્રૂષાની ઉત્કટદશાનું એ પરિણામ આવે છે કે શ્રવણનો લાભ અટકાવનારા **અન્તરાય** કર્મનો નાશ થાય છે અને એથી શ્રવણનો લાભ સુલભ થઇ પડે છે. શુશ્રૂષાગુણની પ્રબળતાદશામાં શ્રવણને ગમે ત્યારે પણ ધસડાઇને આવવુંજ પડે છે. આજ કારણથી શુશ્રૂષાનું મહત્ત્વ ત્યાં સુધી બતાવવામાં આવ્યું કે તે કર્મક્ષય થવામાં કારણભૂત છે. વાત બરાબર છે, કેમકે શુશ્રૂષા શ્રવણદ્વારા સન્માર્ગ ઉપર ચઢાવીને કર્મક્ષયની સામગ્રી મેળવી આપે છે. એ માટે પ્રાથમિક આવશ્યક સાધન તરીકેની દૃષ્ટિએ શુશ્રૂષાને કર્મક્ષયનું કારણ કહેવું, એ જરાએ ખોટું નથી.

**चतुर्थी दीप्रा दृष्टिः—**

**तूर्याऽन्विता प्राणयमेन[1] योगोत्थानेन मुक्ता दृगवादि दीप्रा ।**
**अस्यां च तत्त्वश्रवणप्रवृत्तिर्न सूक्ष्मबोधः पुनरत्र भाति ॥ ९९ ॥**

The fourth standpoint is called Diprā which is characterized by cessation of breath ( Prāṇāyāma ) and is free from the obstacles to the Yoga. In this stage he hears the scriptural truth yet there is no inner perception of it. ( 99 )

**દીપ્રાદૃષ્ટિ—**

"યોગના ઉત્થાનરહિત અને પ્રાણાયામયુક્ત એવી દીપ્રા નામની ચોથી દૃષ્ટિ છે. આ દૃષ્ટિમાં **તત્ત્વશ્રવણનો** ગુણ પ્રાપ્ત થાય છે, કિન્તુ અહીં સૂક્ષ્મબોધનો ઉદય હોતો નથી." —૯૯

**અર્થાત્**—આ દૃષ્ટિમાં ચિત્તની પ્રશાંતવાહિતા એવા પ્રકારની પ્રાપ્ત થાય છે કે, જેના લીધે પ્રારંભેલી યોગપ્રવૃત્તિમાં ઉત્થાન થતું નથી. આ દોષ આ દૃષ્ટિમાં ટળી જાય છે અને **તત્ત્વશ્રવણગુણનો** આવિર્ભાવ થાય છે.

---

१ "प्राणायामः प्राणयमः" इति हेमचन्द्रविरचितेऽभिधानचिन्तामणिनामनामकोषे देवाधिदेवनामकप्रथमकाण्डे ८३ श्लोके ।

प्राणायामः—

यः श्वास-प्रश्वासगतिप्ररोधः स योगिभिः प्राणयमो बभाषे ।
स रेचकः पूरक-कुम्भकौ च श्वासो बहिर्वृत्तिरिहाऽऽदिमः स्यात्
॥ १०० ॥

प्रपूरणं यत् पुनरस्य पूरकः स्थिरत्वसम्पादनमेव कुम्भकः ।
नैकस्वभावाः खलु योगसाधका गच्छन्ति केचित् तत ईदृशा पथा
॥ १०१ ॥ ( युग्मम् )

Control over inhalation and exhalation of breath is called by sages Prānāyāma. It consists of Rechaka, Puraka and Kumbhaka. Rechaka means exhalation, Puraka means inhalation and Kumbhaka means suspension. Those who practise Yoga do not necessarily follow the same method, therefore some follow this path. ( 100–101 )

These brief notes are an abridgment of Chapters III, IV, V. in Rajayoga.

The mind whose dross has been cleared away, realises in the true transcendent nature of Soul. First the nerves are to be purified, then comes the power to practise Prānāyāma. Stopping the right nostril with the thumb with the left nostril fill in air according to capacity, then without any interval throw the air out through the right nostril closing the left one, again inhaling through the right nostril eject through the left according to capacity, practising this three or five times at four intervals of the day in fifteen days or a month the purity of the nerves is attained.

There are several obstructions to the practice of Yoga. The first is an unhealthy body. We have therefore to keep the body in good health. The second obstruction is doubt. With practice, within a few days a little glimpse will come to dispel the doubt and give encouragement. Breath is the fly-wheel supplying and regulating the motive power to everything in this body. Prāna is the most obvious manifestation of the subtle forces of soul. The control of these forces is essential for the realization of Truth, consequently the practice of Prānāyāma is necessary. It should be practised in a secluded place, set apart for it alone, free from all disturbances. By and by there will be an atmosphere of holiness in the room, holy vibrations will keep it ever illumined. So the very entrance into the room will dispel sorrowful thoughts and doubts from our mind. The knowledge and control of Prāna open to us the door to unlimited powers. It successfully brings the whole nature under control. Even gods obey his bidding.

Prānāyāma really means the controlling of the motions of the lungs and this motion is associated with breath. Breath does not produce it but is produced by it. The Prāna moves the lungs and that motion draws in the air, so that Prānāyāma is not breathing but controlling that muscular power which moves the lungs. The faith-healers think that faith itself directly heals a patient, but it is not so, it is this Prāna that cures him. Great Prophets of the world had the most wonderful control of the Prāna which gave them tremendous will-power. The whole

Science of Yoga is directed to one end to teach man how to intensify the power of assimilation and thereby shorten the time for reaching perfection and the Raja-Yoga is the science which teaches us how to gain this power of concentration.

According to the Yogis, there are two nerve-currents in the spinal column called Pinglā and Idā and there is a hollow canal called Sushumnā running through the spinal chord. The left is Idā, the right, the Pingalā. The canal is closed at the lower end which is situated near what is called sacral plexus called Mulādhār. Therein are centred all the sensations and there resides the coiled up energy of action called Kundalini and the aim of Prānāyāma is to rouse this coiled up power. When this Kundalini is roused and made to travel up the Sushumnā canal, a tremendous reaction sets in. It is supersensuous and the mind in that state is called superconscious. The Kundalini travels from centre to centre until it reaches the metropolis of all sensations, the brain and the final result is the full blaze of illumination the perception of the true Self. The rousing of the Kundalini is the one and the only way to attaining divine wisdom, superconscious perception and the realization of the Soul. Along the Sushumnā are ranged six plexuses, the reservoirs of occult powers. Their names are Mulādhāra, Swadhisthana, Manipur, Anāhat, Vishuddha and Sahasrara. The energy which is stored up in the lowest has to be taken up to the highest. The first effect of the practice of Prānāyāma is that the

face will change, harsh lines will diesappear and with this calmness will come over the face. Next, beautiful voice will come. No Yogi is ever seen with a croaking voice.

After the seat is conquered, there follows controlling the motion of exhalation and inhalation. Its modifications are either external or internal or motionless, regulated by place, time and number either long or short. The first three sorts of motion are Puraka, Kumbhaka and Rechaka. By place is meant that Prāna is held to some particular part of the body. By time is meant how long the Prāna should be confined. The result of this Prānāyāma is the awakening of the Kundalini. The fourth sort of Prānāyāma is restraining the Prāna by directing it either to the external or internal objects.

**પ્રાણાયામ—**

"શ્વાસ અને પ્રશ્વાસની ગતિનો જે વિચ્છેદ કરવો, તેને યોગિઓ પ્રાણાયામ કહે છે. તે પ્રાણાયામના ત્રણ પ્રકારો છે-રેચક, પૂરક અને કુંભક.

"અંદરના શ્વાસને બહાર કાઢવો તે રેચક અને બહારના વાયુને ખેંચી અંદર પૂરવાનું જે કામ, તે પૂરક તથા તે પવનને સ્થિર કરી રોકી રાખવો, તે કુંભક કહેવાય છે.

"યોગના અભ્યાસીઓ એકસ્વભાવવાળા હોતા નથી, માટે આ પ્રાણાયામ ક્વચિત્ સાર્થક હોઇ શકે છે."—૧૦૦, ૧૦૧

**વ્યાખ્યા.**

પ્રાણાયામને માટે જૈનાચાર્યશ્રીહેમચન્દ્ર યોગશાસ્ત્રમાં પાંચમા

પ્રકાશનો પ્રારંભ કરે છે. પાતંજલ યોગસૂત્રમાં તેને માટે ત્રણ સૂત્રો આપ્યાં છે—

" तस्मिन् सति श्वास-प्रश्वासयोर्गतिविच्छेदः प्राणायामः " ।

" बाह्याभ्यन्तरस्तम्भवृत्तिर्देशकालसंख्याभिः परिदृष्टो दीर्घसूक्ष्मः " ।

" बाह्याभ्यन्तरविषयाक्षेपी चतुर्थः " । * ( ૨-૪૯, ૫૦, ૫૧. )

ભાવાર્થ એ છે કે શ્વાસ-ઉચ્છ્વાસની ગતિનો વિચ્છેદ કરવો, તે પ્રાણાયામ છે. તેના ચાર ભેદો છે-બાહ્યવૃત્તિ, આભ્યન્તરવૃત્તિ, સ્તંભવૃત્તિ અને કેવલકુંભક. રેચકને બાહ્યવૃત્તિ અને પૂરકને આભ્યન્તરવૃત્તિ કહેવામાં આવે છે. કુંભકના બે ભેદો છે-સહિતકુંભક અને કેવલકુંભક. તેમાં પહેલો સ્તંભવૃત્તિ કહેવાય છે. કેવલકુંભક એ ત્રણે પ્રાણાયામોથી ભિન્ન પ્રકારનો છે.

આ વિષયની સાધારણ-સાદી રીતે સમજુતી આ પ્રમાણે છે—

પ્રથમ જમણા હાથની આંગળીઓ નાકનાં નસકોરાં ઉપર રાખો, તે એવી રીતે કે અંગુઠો જમણા નસકોરા ઉપર અને બે આંગળીઓ ડાબા નસકોરા ઉપર આવે. હવે પ્રથમ ડાબા નસકોરાથી ( જમણું નસકોરૂં અંગુઠાથી બંધ રાખી ) બહારનો વાયુ અંદર લેવો. અંદર લીધા પછી ડાબું નસકોરૂં બે આંગળીઓથી દબાવવું. આથી બહારનો પવન શરીરમાં પૂરાઇ જશે. આમ જે પૂરાઇ જવું, તે પૂરક ક્રિયા કહેવાય. તે પૂરાયલા પવનને ગોંધી રાખવાથી તેનું સ્તંભન થાય છે; એ સ્તંભન થવું તે આન્તર કુંભક કહેવાય. પૂરક ક્રિયા કર્યા પછી નાક, મ્હોં બંધ કરી શરીરના કોઠામાં તે પવનને બંધ કરી રાખવો, એનુંજ નામ આભ્યન્તર કુંભક છે.

* જ્ઞાનાર્ણવમાં **શુભચન્દ્રજી** મહારાજ પણ પ્રાણાયામને મો[ટી] લંબાણથી લખે છે.

**યશોવિજયોપાધ્યાય** બાવીશમી દ્વાત્રિંશિકામાં ૧૭ મા શ્લોકની વૃત્તિમાં ચોથી દૃષ્ટિ સાથે સંબન્ધ રાખતા પ્રાણાયામ ઉપર આ ( પાતંજલ ) યોગસૂત્રોને અનુસરીને વ્યાખ્યા આપે છે.

હવે કુંભક કરેલા વાયુને જમણા નસકોરા ઉપરથી અંગુઠો ઉઠાવી લઇ તે દ્વારા બહાર કાઢી નાખવો, એને રેચકક્રિયા કહે છે. આમ કર્યા પછી જમણું નસકોરૂં બંધ કરવું, અને ડાબું નસકોરૂં તો બંધ છેજ. આમ થવાથી બહારનો વાયુ શરીરમાં જઇ શકશે નહિ, કારણ કે નાક અને મ્હોં, કે જે પવનને શરીરમાં આવવાનાં અને શરીરમાંથી જવાનાં દ્વારો છે, તે બંધ કર્યાં છે. આમ બહારના વાયુને બહારજ રોધી રાખવો, એ બાહ્ય કુંભકક્રિયા કહેવાય છે.

આ બધાનો ક્રમ આવી રીતે ગોઠવાય છે—પ્રથમ શ્વાસને પૂરવો એ પૂરક, તેને શરીરરૂપ કુંભમાં ભરી રાખવો એ કુંભક, ( આન્તર કુંભક ) પછી શ્વાસને બહાર કાઢવો એ રેચક અને પુનઃ શ્વાસને પેસવા ન દેવો એ બાહ્ય કુંભક છે. આ ઉપરથી જણાઇ આવ્યું હશે કે કુંભક બે પ્રકારે થઇ શકે છે—રેચકસહિત અને પૂરકસહિત. આમ બંને પ્રકારથી થતા કુંભકને ‘ સહિત કુંભક ’ એવું નામ આપવામાં આવ્યું છે. સ્તંભવૃત્તિ પ્રાણાયામ એ આનુંજ નામાન્તર છે, કારણ કે એથી આભ્યન્તરવૃત્તિ—પૂરક તથા બાહ્યવૃત્તિ—રેચકનું સ્તંભન થાય છે, અર્થાત્ એ બંને જાતના વાયુનો એથી સ્તંભ થાય છે.

અહીં એક વાત સમજાવી દેવી જોઇએ કે—શ્વાસ લેવાનું કે મૂકવાનું કામ નાસિકાથીજ કરવું. સાધારણ વ્યવહારમાં પણ, મહાન્ પરિશ્રમથી થાક લાગી ગયો હોય, ત્યારે નાકથીજ શ્વાસ લેવો, મૂકવો ફાયદામંદ છે; મુખથી તેમ કરવામાં શરીરબળ ઘટે છે અને ફેફસાં નરમ થઇ જાય છે. આ સિવાય બીજી એ વાત યાદ રાખવી કે શ્વાસ ધીમેથી મૂકવો.

હવે દેશ, કાલ અને સંખ્યાવડે પ્રાણાયામની ભૂમિકાનો નિર્ણય શી રીતે થાય છે, તે જોઇએ—

દેશ બે પ્રકારના છે—બાહ્ય અને આભ્યન્તર. બાહ્યદેશનું પરિમાણ નાસિકાના અગ્રથી ગણવામાં આવે છે. નાસિકાથી બાર આંગળ દૂર મૂકેલું રૂ રેચક પ્રાણાયામ કરતી વખતે જો હાલે, ચાલે, ઉડે, તો સમજવું કે તે પ્રાણાયામનું પરિમાણ બાર આંગળનું છે. એવી રીતે જેટલાં આંગળ દૂર મૂકેલો રૂ વગેરે હલકો પદાર્થ રેચન કરાતા વાયુના બળથી ઉડે, તો

તે પ્રાણાયામ તેટલા આંગળના પરિમાણવાળો સમજવો. આ થયું રેચક પ્રાણાયામનું દેશથી પરિમાણ. પૂરક પ્રાણાયામનું દેશતઃ પરિમાણ આભ્યંતર દેશથી જણાય છે. શરીરના કંઠ, ઉદર વગેરે જે ભાગ સુધી પવન પૂરાયો હોય છે, તે ભાગમાં કીડીના સ્પર્શ જેવું ભાન થાય છે. આ ઉપરથી એ નિશ્ચય કરી શકાય છે કે પવન ક્યાં સુધી ભરાયો છે. પૂરણ કરાતા વાયુનો સ્પર્શ જો કંઠદેશમાં અનુભવાય તો તે પૂરક કંઠદેશ સુધી થયો સમજવો. આ રીતે માથાથી લઇને પગના તળીયા સુધીના સર્વ આભ્યન્તર દેશથી પૂરકનું પરિમાણ નિર્ણીત કરી શકાય છે.

સહિતકુંભકનો નિશ્ચય, બાહ્ય અને આભ્યન્તર એ બંને દેશોથી કરી શકાય છે; કેમકે કુંભકમાં બહાર અને અંદર એ બંને સ્થળે રહેલા વાયુનો રોધ થાય છે. રેચક વખતે બાહ્ય દેશથી નિર્ણય રૂ વગેરે હલકા પદાર્થની ગતિ નહિ થવાથી અને પૂરક વખતે આભ્યન્તરદેશનિર્ણય પવનનો સ્પર્શ ન જણાવાથી થાય છે.

દેશથી પ્રાણાયામનો નિર્ણય જોયો, હવે કાળ અને સંખ્યાથી જોઇએ. કાળથી થતો નિર્ણય સ્પષ્ટ છે. જેમકે-આટલા ક્ષણ યા પળ સુધી રેચક થયો, આટલા ક્ષણ યા પળ સુધી પૂરક થયો અને આટલા ક્ષણ યા પળ સુધી કુંભક થયો. સંખ્યાથી એવી રીતે કે-દશ **ઓંકાર** ગણતાં સુધી પૂરક, વીશ ઓંકાર ગણતાં સુધી રેચક અને ચાલીશ ઓંકાર ગણતાં સુધી કુંભક થયો.

આવી રીતે દેશ, કાળ અને સંખ્યાથી પ્રાણાયામનો નિર્ણય કરવામાં આવે છે. દેશ, કાળ, સંખ્યાનું પ્રમાણ જેમ મોટું, તેમ તે દીર્ઘ પ્રાણાયામ કહેવાય છે, અને વાયુનો સંચાર ક્રમે ક્રમે જેમ સૂક્ષ્મ થતો જાય છે, તેમ તેમ તે સૂક્ષ્મ પ્રાણાયામ કહેવાય છે.

પૂરક, રેચક અને સહિતકુંભક અથવા પૂરક, આભ્યન્તર કુંભક, રેચક અને બાહ્યકુંભક એમ ત્રણ યા ચાર પ્રકારના પ્રાણાયામોના સંબન્ધમાં જોયું; પરંતુ છેલ્લો અને ઉપર કહેલા બધાઓથી મહત્ત્વનો એક પ્રાણાયામ હજુ રહી જાય છે. તે છે-કેવલકુંભક.

ઉપર કહ્યું તેમ સહિતકુંભકમાં બે પ્રકારે વાયુને રોકવામાં આવે છે-

વાયુ અંદર આવે ત્યારે તેને અંદર રોકી રાખવો એ આન્તરકુંભક અને બહાર નિકળે ત્યારે તેને બહાર રોકી રાખવો એ બાહ્યકુંભક. આન્તરકુંભક પૂરકસહિત અને બાહ્યકુંભક રેચકસહિત હોવાથી એ બંને કુંભકો સહિત-કુંભક નામથી ઓળખાય છે; પરન્તુ રેચક અને પૂરક એ બેમાં એકનો પણ સંસર્ગ ન હોય, ત્યારે તે કુંભક કેવલકુંભક કહેવાય છે. પૂર્વોક્ત પ્રાણાયામનાં સૂત્રો પૈકી ત્રીજા સૂત્રમાં એજ કહ્યું છે કે બાહ્યવિષય જે રેચક અને આભ્યન્તરવિષય જે પૂરક, એ બેના ત્યાગપૂર્વક કરાતો જે કુંભક તે કેવળકુંભક * ચોથો પ્રાણાયામ છે. સહિતકુંભક સિદ્ધ કર્યા પછી કેવલકુંભક સાધવાનો હોય છે. રેચક, પૂરક અને સહિતકુંભક એ ત્રણેનું પર્યવસાન અહીં આવે છે.

પ્રાણાયામની પ્રક્રિયામાં ઉપર્યુક્ત બાબતોને અંગે અને એ સિવાય પણ બીજું ઘણું જાણવાનું રહે છે; પરન્તુ તે સર્વ હકીકતો અહીં નોંધવાની જરૂર જણાતી નથી. કારણ કે આ વિષય વાંચી જવા માત્રથી સફળ થતો નથી. આ વિષયનું ગમે તેટલું વિવેચન વાંચવામાં આવે, પણ પ્રક્રિયામાં મૂકવાની શિક્ષા તો તેવા અનુભવી સદ્ગુરૂની સંગતિથીજ મળવાની, ચોપડીથી નહિજ મળવાની. આ વાત ખાસ લક્ષમાં રાખવાની છે. વળી એ સમજી રાખવું જોઇએ કે ખાસ અનુભવી ગુરૂનો યોગ વિના આ વિષયમાં પ્રવૃત્તિ કરવી, એ ખરેખર **જોખમભરેલું** કામ છે. આ વિષયના અભ્યાસીઓ બધા આત્મ-કલ્યાણાકાંક્ષી હોય છે, એમ પણ સમજવાનું નથી. આ વિષયના અભ્યા-સમાં નિપુણ બનેલાઓનો મોટો ભાગ એ વિદ્યાનો પ્રાયઃ સંસારની મોજમજા ઉડાવવામાં દુરૂપયોગ કરે છે. પ્રાણાયામથી ચમત્કારિણી શક્તિઓ ઉત્પન્ન થતાં સંસારના ખાડામાં લડથડી જતાં વાર લાગતી નથી. પવનનો જય કરીને અદ્ભુત ચમત્કારો–નાડીવિજ્ઞાન, કાલજ્ઞાન વગેરે પ્રાપ્ત કરવા એ, જુદી વાત છે અને રાગ–દ્વેષાદિમળનું ક્ષાલન કરવું, એ અલગ વાત છે. આવી કષ્ટસાધ્ય દુર્ગમવિદ્યા સિદ્ધ કરીને પણ વીતરાગસ્થિતિ તરફ પગલાં ન ભરતાં રાગ–દ્વેષની ભયંકર ખાઇની અંદર ધસવામાં આવે. તો એ શું ઓછો ખેદનો વિષય કહેવાય ?.

---

* " रेचकं पूरकं त्यक्त्वा सुखं यद् वायुधारणम् ।
प्राणायामोऽयमित्युक्तः स वै केवलकुम्भकः " ॥
—યાજ્ઞવલ્ક્યસંહિતા.

આ માટે પ્રાણાયામ કરનારે બહુજ ગંભીર દૃષ્ટિથી સાવચેતી રાખવાની જરૂર છે. અવ્વલ તો ઉપર કહ્યું તેમ, તેવા અનુભવી સદ્‌ગુરૂ પ્રાપ્ત કરવા જોઇએ. એ વગર પ્રાણાયામનો ભૂલેચૂકે પણ સ્પર્શ ન કરવો જોઇએ. અને એ સિવાય પ્રાણાયામનું સાધ્યબિન્દુ– કર્મક્ષય, યા રાગદ્વેષક્ષય એજ હોવું જોઇએ. મોક્ષ પદની ઉત્કટ અભિલાષાએ–મોક્ષપદને મેળવવા માટેજ જો સદ્‌ગુરૂસમક્ષ પ્રાણાયામની સાધના કરવામાં આવે, તો તે બેશક ઇચ્છવા જોગ છે.

**જૈન** આગમમાં " ऊसासं न निरुंभइ " ઇત્યાદિ વાક્યોથી પ્રાણનો અતિનિરોધ કરવામાં × વ્યાકુલતા થવાને લીધે ચિત્તની એકાગ્રતાની સિદ્ધિ મુશ્કેલી ભરેલી બતાવી છે. આ કારણથી અને સીધી રીતે રાગદ્વેષના ક્ષય સાથે સંબન્ધ નહિ હોવાથી પ્રાણાયામને **જૈન**યોગીશ્વરો બહુ અગત્યનો બતાવતા નથી; છતાં જેઓને પ્રાણાયામ તરફ **ઉત્સાહ** છે અને તેને માટે અનુકૂળ સામગ્રી પ્રાપ્ત છે, તેઓને તે દ્વારા પણ યોગની સિદ્ધિ બરાબર થઇ શકે છે. જુઓ ! ઉપાધ્યાય **યશોવિજયજી** ૨૨ મી દ્વાત્રિંશિકાના ૧૮ મા શ્લોકની વૃત્તિમાં શું લખે છે ?—

" एतच्च पतञ्जलाद्युक्तं ' क्वचित् '–पुरुषविशेषे ' योग्यतानुगम् ' योग्यतानुसारि युज्यते, नानारुचित्वाद् योगिनाम् । **प्राणायामरुचीनां प्राणायामेनापि फलसिद्धेः** । स्वरुचिसम्पत्तिसिद्धस्योत्साहस्य योगोपायत्वात् । यथोक्तं योगबिन्दौ—

" उत्साहान्निश्चयाद् धैर्यात् सन्तोषात् तत्त्वदर्शनात् ।
मुनेर्जनपदत्यागात् षड्भिर्योगः प्रसिध्यति " ॥ ४१० ॥

तस्माद् यस्य **प्राणवृत्तिनिरोधेनैव इन्द्रियवृत्तिनिरोधः**, तस्य तदुपयोगः, इति तत्त्वम् " ।

---

× " तन्नाप्नोति मनः स्वास्थ्यं प्राणायामैः कदर्थितम् ।
प्राणस्याऽऽयमने पीडा तस्यां स्यात् चित्तविप्लवः " ॥
पूरणे कुम्भने चैव रेचने च परिश्रमः ।
चित्तसङ्क्लेशकरणाद् मुक्तेः प्रत्यूहकारणम् " ॥
( હેમચન્દ્રાચાર્ય, છઠ્ઠો પ્રકાશ, ૪–૫. )

**અર્થાત્—**" કોઇ યોગ્ય મનુષ્યને **પતંજલિ** વગેરેએ બતાવેલી
" પ્રાણાયામની પ્રક્રિયા ઉપયોગી થઇ શકે છે; કેમકે યોગિઓ ભિન્ન
" ભિન્ન રૂચિવાળા હોય છે. પ્રાણાયામ તરફ રૂચિવાળાઓને પ્રાણાયામ
" વડે પણ ફલસિદ્ધિ થાય છે, કારણ કે પોતાની રૂચિના પ્રકર્ષથી થતો
" જે **ઉત્સાહ**, તે યોગનો ઉપાય છે. યોગબિન્દુમાં કહ્યું છે કે-' ઉત્સાહ,
" નિશ્ચય, ધૈર્ય, સંતોષ, તત્ત્વજ્ઞાન અને સ્વદેશત્યાગ એ છથી યોગ
" સધાય છે. ' એ માટે જેને પ્રાણવૃત્તિના નિરોધથી ઇન્દ્રિયવૃત્તિનો નિરોધ
" અનુકૂળ લાગતો હોય, તેને માટે તે ( પ્રાણાયામ ) ઉપયોગી છે. "

ઉપર્યુક્ત લખાણથી વાંચનાર સમજી શક્યા હશે કે-**ઉપાધ્યાયજી** મહારાજ પ્રાણાયામના સંબન્ધમાં કેવો વિવેક બતાવે છે. આ ઉપરથી પ્રાણાયામની અગત્યનો તોલ વિચારક માણસ સ્વયં કરી શકે તેમ છે.

**भावप्राणायामः—**

**स्याद् भावतः प्राणयमस्तु बाह्यभावस्य रेकाद् अथ पूरणेन ।**
**अन्तःस्वभावस्य, यथार्थतत्त्वधीकुम्भनाद्, उत्तममेतदङ्गम् ॥१०२॥**

Bhāva Prānāyāma is of three kinds, namely expiration, inspiration and suspension of breath; breathing out feelings with regard to externals is called Bhāvarechaka, breathing in feelings with regard to internals is Bhāvapuraka and making steady in the mind the real truth is Bhāvakumbhaka. This is the pre-eminent part of Yoga. ( 102 )

**ભાવપ્રાણાયામ—**

" ભાવપ્રાણાયામના ત્રણ ભેદો પડે છે-રેચક, પૂરક અને કુંભક. પુત્ર, મિત્ર, કલત્ર વગેરે સંસાર તરફના મમત્વરૂપ બાહ્યભાવનું રેચન કરવાથી ( બાહ્યભાવને દૂર કરવાથી ) ' રેચક, ' અન્તર્ભાવને પૂરણ કરવાથી 'પૂરક' અને યથાર્થ તત્ત્વનિશ્ચયને સ્થિર કરવાથી ' કુંભક ' કહેવાય છે. "-૧૦૨

**અર્થાત્**—પૂર્વ શ્લોકમાં બતાવેલ પ્રાણાયામ દ્રવ્યપ્રાણાયામ કહેવાય છે. એના કરતાં આ ભાવપ્રાણાયામ બહુજ અગત્યનો છે. **પ્રત્યાહાર**ને માટે પ્રાણાયામની જે અગત્ય માનવામાં આવી છે, તે આ ભાવપ્રાણાયામને આશ્રીને સમજવી.

**प्रस्तुतदृष्टौ हृदयवृत्तिमादर्शयति—**

**स्त्रीतोऽपि मित्रादपि पुत्रतोऽपि धर्मः प्रियः स्यादिह * प्राणतोपि।**
**धर्माय प्राणानपि विक्षिपेत प्राणान्तकष्टेऽपि न तु त्यजेत् तम् ॥१०३॥**

When a man is under Bhāva Prāṇāyāma, religion is dearer to him even than wife, friend and son. He becomes ready to sacrifice his life for the sake of religion and does not abandon it even at the risk of life. ( 103 )

**પ્રસ્તુત દૃષ્ટિમાં હૃદયનો ભાવ—**

" ( ભાવપ્રાણાયામના શાંતિમય આરામમાં ત્યાં સુધી સાત્ત્વિક બળ જાગે છે કે ) સ્ત્રી, મિત્ર અને પુત્રથી પણ, અરે ! પ્રાણથી પણ ધર્મ અધિક વલ્લભ થઇ પડે છે. ધર્મને માટે ( આ દૃષ્ટિવાળો ) પ્રાણો આપવા તૈયાર થાય, પરન્તુ પ્રાણાન્તકષ્ટે પણ ધર્મને છોડે નહિ. "—૧૦૩

**बीजप्ररोहः—**

**एवं भवक्षारपयोनिरासात् तत्त्वश्रुतिस्वादुजलेन पुण्यम् ।**
**बीजं प्ररोहप्रवणं करोति सम्यङ्मतिः सद्गुरुभूरिभक्तिः ॥ १०४ ॥**

The wise one with due devotion to his preceptor throws the salt waters in the form of the worldly life and feeds the seed of Yoga with the sweet waters of true knowledge. ( 104 )

* छन्दोभङ्गो नात्र सम्भाव्यः । अन्यत्रापीदृक्षु स्थलेषु ।

બીજપ્રરોહ—

"એવી સ્થિતિમાં વર્ત્તનાર સદ્ગુરૂભક્ત મહાશય સંસારપ્રપંચરૂપ ખારા પાણીને છોડી તત્ત્વશ્રવણરૂપ મધુર પાણી વડે પુણ્યબીજને વૃદ્ધિ પમાડે છે."—૧૦૪

उक्तेऽस्मिन् दृष्टिचतुष्के सम्यक्त्वं भवति नवा ?—

मिथ्यात्वमस्मिंश्च दृशां चतुष्केऽवतिष्ठते ग्रन्थ्यविदारणेन ।
ग्रन्थेर्विभेदो भवति स्थिरायां तद् दृक्चतुष्केऽत्र न सूक्ष्मबोधः॥१०५॥

In these four stages subreption persists because the knot of Karma is not loosened therein. It is however accomplished under Sthirā aspect. No inner perception is possible in these four aspects. ( 105 )

આ ચાર દૃષ્ટિઓમાં સમ્યક્ત્વ હોઇ શકે ?—

"આ ચાર દૃષ્ટિઓમાં ગ્રન્થિનો ભેદ નહિ થતો હોવાથી આ ચારે દૃષ્ટિઓ મિથ્યાત્વવાળી છે. 'સ્થિરા' નામની પાંચમી દૃષ્ટિમાં ગ્રન્થિનો ભેદ થાય છે, અને એથી આ ચાર દૃષ્ટિઓમાં સૂક્ષ્મબોધ હોતો નથી."—૧૦૫

अवेद्यसंवेद्यपदं निरूपयति—

अवेद्यसंवेद्यपदाभिधेयं मिथ्यात्वदोषाशयमूचिवांसः ।
तस्य प्रभावेण कृतावकाशा कृत्येष्वकृत्येष्वविवेकबुद्धिः ॥१०६॥

The seat of Mithyātva ( falsehood, subreption ) is called Avedya Samvedyapada ( the abode of incapacity to comprehend what is comprehensible ). Non-discrimination reigns supreme as regards actions good or otherwise under its influence. ( 106 )

Vedyasamvedyapada ( proper comprehension of the knowables ) enables one to ascertain with

accuracy the nine principles of Jainism in all their aspects. He properly comprehends the infinite qualities and attributes in relation with Ātman. He becomes free from false argumentations, false beliefs and impediments to right knowledge, and from worldly attachment and vices to which a man in the condition of Avedya Samvedyapada is prone. The latter is characterised by strong attachment to worldly objects though he understands that miseries, dreadful diseases, births, old age and deaths, etc., are the experiences of this mundane existence.

**અવેદ્યસંવેદ્યપદ બતાવે છે—**

" મિથ્યાત્વદોષવાળો જે આશય, તેને યોગિઓ 'અવેદ્યસંવેદ્યપદ' કહે છે. આના પ્રભાવથી કૃત્યાકૃત્ય તરફ મૂઢતા રહે છે. "—૧૦૬

**અર્થાત્**—'वेद्यं' तत्त्वं न संवेद्यते येन तद् अवेद्यसंवेद्यं एवंविधं च पदं ( आशयः ) तद् अवेद्यसंवेद्यपदम्–તત્ત્વનું યથાર્થ જ્ઞાન જે સ્થિતિમાં ન થાય, તે સ્થિતિ અવેદ્યસંવેદ્યપદ કહેવાય છે; અર્થાત્ મિથ્યાદૃષ્ટિઆશય એજ અવેદ્યસંવેદ્યપદ છે. પરંતુ એટલું યાદ રાખવું કે મિથ્યાદૃષ્ટિ આશય યોગની દૃષ્ટિમાં આવ્યા પહેલાં જેટલો પ્રબળ હોય છે, યોગદૃષ્ટિમાં આવ્યા પછી તેટલો પ્રબળ તે હોતો નથી. યોગદૃષ્ટિમાં આવ્યા પછી મિથ્યાદૃષ્ટિઆશયનો ક્રમશઃ બહુજ હ્રાસ થતો જાય છે.

પ્રસ્તુત શ્લોકમાં અવેદ્યસંવેદ્યપદના પ્રભાવથી જે પ્રકારની કર્તવ્યાકર્તવ્યમૂઢતા બતાવવામાં આવી છે, તે, યોગદૃષ્ટિમાં પ્રાપ્ત નહિ થયેલા પ્રાણિઓને માટે સમજવી. યોગદૃષ્ટિમાં આવ્યા પછી તો ક્રમશઃ અવિવેક બુદ્ધિનો હ્રાસ થતો રહે છે. પ્રસ્તુત ( ચોથી ) દૃષ્ટિમાં અવિવેક બુદ્ધિનો ઘણો હ્રાસ થઇ ગયેલો હોય છે; પરંતુ એમાં શું સંદેહ છે કે-સમ્યગ્ વિવેકબુદ્ધિ તો પાંચમી દૃષ્ટિથીજ જાગૃત થાય છે; અને એજ કારણથી પ્રથમની ચાર દૃષ્ટિઓમાં જેટલા પ્રમાણમાં અવેદ્યસંવેદ્યપદ રહેલું છે, તેટલા પ્રમાણમાં અવિવેકબુદ્ધિ અવશ્ય રહેલી છે.

अवेद्यसंवेद्यपदप्रकर्षपरिणाममाह—

अवेक्षमाणा अपि जन्म–मृत्यु–जराऽऽमयोपद्रवदुःखपूर्णम् ।
संसारमल्पेतरमोहदोषात् समुद्विजन्ते नहि देहभाजः ॥ १०७ ॥

Though men see that this world is full of miseries brought on by birth, death, old age, diseases and national calamities, they are not disgusted with (disillusion) because they are steeped in ignorance. ( 107 )

અવેદ્યસંવેદ્યપદની ઉગ્રતાનું પરિણામ—

" સંસારને જન્મ, જરા, મૃત્યુ, રોગો અને ઉપદ્રવોનાં દુઃખોથી અદ્ભૂર ભરેલો જોવા છતાં પણ પ્રાણિઓને મહામોહના કારણે તેના ઉપરથી ઉદ્વેગ આવી શકતો નથી. "—૧૦૭

જણાવવું જરૂરનું છે કે—આ શ્લોકમાં બતાવેલી બાબત યોગદૃષ્ટિમાં નહિ પ્રાપ્ત થયેલાઓને માટે સમજવી. અવેદ્યસંવેદ્યપદનું પ્રાબલ્ય કેવું ભયંકર પરિણામ નિપજાવનારૂં છે, એજ દર્શાવવા આ હકીકત ને અહીં ઉપનિબદ્ધ કરવામાં આવી છે. બાકી આવું ઉગ્ર અવેદ્યસંવેદ્યપદ યોગદૃષ્ટિમાં હોતુંજ નથી.

समुच्चयेन दृष्टिचतुष्टयस्य अवस्थां दर्शयति—

अवेद्यसंवेद्यपदं चतुष्के दशाममूषामपि वर्त्तमानम् ।
सत्सङ्गतस्तस्य विनिर्जयेन स्वतोऽपयात्येव कुतर्कराहुः ॥१०८॥

Avedyasamvedyapada persists in these four stages. It can be overcome by the help of the company of the good. Then Rahu in the form of doubts vanishes of his own accord. ( 108 )

**સમુચ્ચયથી ચાર દૃષ્ટિઓની અવસ્થા—**

" પ્રથમની આ ચાર દૃષ્ટિઓમાં અવેદ્યસંવેદ્યપદ સંભવે છે. સત્સંગતિથી તેનો વિજય કરવાથી કુતર્કરૂપ રાહુ સ્વતએવ ગળી જાય છે. "—૧૦૮

એ તો નિઃસંદેહ જોઇ ગયા છીએ કે પ્રથમની ચારે દૃષ્ટિઓમાં અવેદ્યસંવેદ્યપદ બરાબર રહેલું છે, અને સ્વસત્તા પ્રમાણે તેણે પોતાનું પરિણામ બતાવવું જ જોઇએ, એ સ્વાભાવિક વાત છે. આજ કારણથી ઘણી વખત આ ચાર દૃષ્ટિવાળાઓને પણ કુતર્કો અથવા વિલક્ષણ પ્રકારના વિકલ્પોનો હુમલો હેરાન કરવા લાગે છે. આવી સ્થિતિ જ્યાં સુધી રહે, ત્યાં સુધી સમ્યગ્દર્શનનો ઉદય થઇ શકે નહિ, એ દેખીતી વાત છે, અને એજ કારણથી પ્રથમની ચાર દૃષ્ટિઓ સુધી **સમ્યક્ત્વ**ની પ્રાપ્તિ માનવામાં આવી નથી.

कुतर्कं निन्दति—

**शमाम्बुवाहे प्रतिकूलवातं सद्बोधपद्मे च हिमोपपातम् ।**
**अश्रद्धानशल्यं स्मयकारणं च प्रचक्षते योगविदः कुतर्कम् ॥१०९॥**

Those who are well-versed in Yoga (meditation) condemn perverted reasoning which is an unfavourable wind dispersing the clouds of tranquillity and which is like a fall of snow on the lotus in the form of useful advice and which is like a thorn in a righteous belief and is a source of pride. ( 109 )

કુતર્કનિન્દા—

" કુતર્ક ઉપશમરૂપ મેઘને રોકવામાં પ્રતિકૂળ પવન છે, સદ્બોધરૂપ કમળ ઉપર હિમસમાન છે, શ્રદ્ધાનની અંદર શલ્યરૂપ છે અને ગર્વને ઉત્પન્ન કરનાર છે, એમ યોગિઓ કહે છે. "—૧૦૯

कुतर्कजनिता वाद-प्रतिवादा व्यर्थाः—

**वादस्य मार्गाः प्रतिवादमार्गा नानाविधाः सन्ति सतां सभासु ।**
**न त्वन्तमाप्नोति न खल्वमीभिर्दृष्टान्त आस्ते तिलपीलकोऽत्र ॥११०॥**

In the assembly of the learned people various are the ways of discussions and rejoinders. Indeed they do not lead to the realisation of truth or absolute conclusion. This is illustrated by the example of 'Tilapilak' (an ox turning round in a mill). (110)

**કુતર્કજનિત વાદ-પ્રતિવાદ વ્યર્થ છે—**

" વિદ્વાનોની સભાઓમાં અનેક પ્રકારના વાદ-પ્રતિવાદો થતા જોવામાં આવે છે; પરન્તુ એથી તત્ત્વનો અન્ત પ્રાપ્ત કરી શકાતો નથી. એ વિષે **ઘાંચીના બળદનું** ઉદાહરણ સ્પષ્ટ છે. "—૧૧૦

**વ્યાખ્યા.**

ઘાંચીના બળદની આંખે પાટા બાંધેલા હોય છે. તે સ્હવારથી ફરવા માંડે છે અને ફરતાં ફરતાં સાંજ પૂરી કરે છે; એટલા લાંબા વખત સુધી ભ્રમણ કરવા છતાં પણ તે બળદ ત્યાંને ત્યાંજ સ્થિત રહેલો હોય છે; આ પ્રમાણે વિકલ્પજાળોથી ભરેલા વાદ-પ્રતિવાદો કરવા છતાં પણ તેનું ફળ વિકલ્પજાળોમાંજ સમાપ્ત થાય છે, હૃદયંગમ તત્ત્વપ્રકાશ મળી શકતો નથી.

અહીં **વાદના** સંબન્ધમાં કંઇક વિચાર કરી જઇએ—

વાદ એ વાદી અને પ્રતિવાદી એ બંનેથી સંબન્ધ રાખે છે. વાદી અને પ્રતિવાદી એ બંનેની વચનપ્રવૃત્તિ પરપક્ષનિરાસ અને સ્વપક્ષસિદ્ધિ માટે હોય છે. આ ઉદ્દેશથી થતી વચનપ્રવૃત્તિને 'વાદ' કહેવામાં આવે છે. વાદનો પ્રારંભ બે પ્રકારની ઇચ્છાથી ઉદ્ભવે છે—એક વિજય-લક્ષ્મીની ઇચ્છાથી અને બીજી તત્ત્વનિશ્ચયની ઇચ્છાથી. આ ઉપરથી, વાદિ-ઓમાં કેટલાક વિજયલક્ષ્મીની ઇચ્છાવાળા અને કેટલાક તત્ત્વનિશ્ચયની સ્પૃહાવાળા હોય છે, એમ અર્થાત્ જણાઇ આવે છે; અને એથી **જિગીષુ** તથા **તત્ત્વનિર્ણિનીષુ** એમ વાદી-પ્રતિવાદીના બે ભેદો પડે છે. તત્ત્વ-નિર્ણિનીષુ પણ બે વિભાગોમાં વિભક્ત થાય છે—એક સ્વાત્મતત્ત્વ-નિર્ણિનીષુ (સ્વાત્મામાં તત્ત્વનિર્ણય કરવા ઇચ્છનાર) અને બીજા, પરત્ર-તત્ત્વનિર્ણિનીષુ. (પ્રતિપક્ષીને તત્ત્વનિર્ણય કરી આપવા ઇચ્છનાર) વળી

પરત્રતત્ત્વનિર્ણિનીષુ પણ બે ભેદોમાં વ્હેંચી શકાય છે-એક તો *ક્ષાયોપશમિકજ્ઞાનવાન્ અર્થાત્ અસર્વજ્ઞ અને બીજા સર્વજ્ઞ. આ પ્રમાણે ગણત્રી કરતાં વાદી પ્રતિવાદીના ચાર ભેદો થાય છે. તે આવી રીતે—

૧ જિગીષુ, ૨ સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુ, ૩ પરત્રતત્ત્વનિર્ણિનીષુ-ક્ષાયોપશમિકજ્ઞાની અને ૪ પરત્રતત્ત્વનિર્ણયપ્રવૃત્ત સર્વજ્ઞ.

આ ચાર પ્રકારના વાદી તથા પ્રતિવાદી થયા. હવે એમાં એક એક વાદી સાથે એક એક પ્રતિવાદીનો વાદ માનતાં વાદના સોળ ભેદો પડે છે. તે આવી રીતે—

પ્રથમ જિગીષુ સાથે સંબન્ધ રાખતા ચાર ભેદો—

( ૧ )

**જિગીષુ** સાથે જિગીષુ ૧, સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુ ૨, પરત્રતત્ત્વનિર્ણયેચ્છુ-ક્ષાયોપશમિકજ્ઞાની ૩ અને પરત્રતત્ત્વનિર્ણયપ્રવૃત્ત સર્વજ્ઞ ૪.

( ૨ )

બીજા સ્વાત્મતત્ત્વનિર્ણયેચ્છુની સાથે સંબન્ધ રાખતા ચાર ભેદો—

**સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુ** સાથે જિગીષુ ૧, સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુ ૨, પરત્રતત્ત્વનિર્ણયેચ્છુ-ક્ષાયોપશમિકજ્ઞાની ૩ અને પરત્રતત્ત્વનિર્ણયપ્રવૃત્ત કેવલજ્ઞાની ૪.

( ૩ )

ત્રીજા પરત્રતત્ત્વનિર્ણયેચ્છુ-ક્ષાયોપશમિકજ્ઞાની સાથે સંબન્ધ રાખતા ચાર ભેદો—

**પરત્ર તત્ત્વનિર્ણયેચ્છુ-ક્ષાયોપશમિકજ્ઞાની** સાથે જિગીષુ ૧, સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુ ૨, પરત્રતત્ત્વનિર્ણયેચ્છુ-ક્ષાયોપશમિકજ્ઞાની ૩ અને પરત્રતત્ત્વનિર્ણયપ્રવૃત્ત કેવલજ્ઞાની ૪.

( ૪ )

ચોથા પરત્રતત્ત્વનિર્ણયપ્રવૃત્ત કેવલજ્ઞાની સાથે સંબન્ધ રાખતા ચાર ભેદો—

* જ્ઞાનના આવરણભૂત કર્મના ક્ષય-ઉપશમથી ઉત્પન્ન થતું જ્ઞાન ક્ષાયોપશમિકજ્ઞાન કહેવાય છે. એ જ્ઞાન અપૂર્ણ છે.

**પરત્રતત્ત્વનિર્ણયપ્રવૃત્ત કેવલજ્ઞાની** સાથે જિગીષુ ૧, સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુ ૨, પરત્રતત્ત્વનિર્ણયેચ્છુ-ક્ષાયોપશમિકજ્ઞાની ૩ અને પરત્ર તત્ત્વનિર્ણયપ્રવૃત્ત કેવલજ્ઞાની ૪.

આ પ્રમાણે ચાર ચાર ભેદના ચાર વર્ગ પાડતાં વાદના સોળ ભેદ થવા છતાં પણ, પ્રથમચતુષ્ક વર્ગમાં બીજો ભેદ, દ્વિતીયચતુષ્ક વર્ગમાં પ્રથમ તથા દ્વિતીય એમ બે ભેદો અને ચતુર્થચતુષ્ક વર્ગમાં ચોથો ભેદ, એમ કુલ ચાર ભેદો કાઢી નાંખવા જોઇએ. કેમકે જિગીષુ સાથે સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુનો વાદ હોઇ શકતો નથી. કારણ એ છે કે સ્વાત્મામાં તત્ત્વનિશ્ચય ચાહવાવાળો ખુદજ તત્ત્વજ્ઞાનની તૃષાથી જ્યારે વ્યાકુળ છે, તો પછી તે વિજયલક્ષ્મીની આકાંક્ષા રાખનાર સાથે વાદભૂમિનો સંબન્ધ ધરાવવા શી રીતે યોગ્ય કહી શકાય ?. એ માટે પ્રથમચતુષ્ક વર્ગનો બીજો ભેદ વાદભૂમીથી બહાર છે. અને એજ કારણથી દ્વિતીયચતુષ્ક વર્ગનો પ્રથમ ભેદ પણ નિરસ્ત થઇ જાય છે. હવે જ્યાં બંને વ્યક્તિઓ સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુ હોય, ત્યાં તે બંને પરસ્પર વાદ કરવાને અધિકારી નથી, એ સુસ્પષ્ટ છે. એથી દ્વિતીયચતુષ્ક વર્ગનો બીજો ભેદ નિકળી જાય છે. બંને કેવલજ્ઞાનીઓનો વાદ અસંભવજ હોવાથી ચતુર્થ ચતુષ્કવર્ગનો ચોથો ભેદ પણ ઉડી જાય છે. આમ ચાર ભેદો નિકળી જતાં વાદભૂમિકાના બાર પ્રકારો ઘટે છે. તે આવી રીતે—

જિગીષુ, સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુ સાથે વાદ–પ્રતિવાદ કરી શકે નહિ, એ સિવાય ત્રણેની સાથે (૧ જિગીષુ, ૨ પરત્રતત્ત્વનિર્ણયેચ્છુ-ક્ષાયોપશમિકજ્ઞાની અને ૩ પરત્રતત્ત્વનિર્ણયપ્રવૃત્તસર્વજ્ઞ સાથે) વાદ–પ્રતિવાદ કરી શકે છે.

સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુ, જિગીષુ સાથે તેમજ સ્વાત્મામાં તત્ત્વ-નિર્ણયેચ્છુ સાથે વાદ–પ્રતિવાદ કરવાને લાયક નથી, તે સિવાય પરત્ર તત્ત્વનિર્ણયેચ્છુ અસર્વજ્ઞ અથવા સર્વજ્ઞ સાથે વાદ–પ્રતિવાદ કરવાને યોગ્ય છે.

પરત્રતત્ત્વનિર્ણયેચ્છુ અસર્વજ્ઞ, જિગીષુ વગેરે ચારેની સાથે વાદ–પ્રતિવાદ કરવાને યોગ્ય છે.

પરત્રતત્ત્વનિર્ણયપ્રવૃત્ત સર્વજ્ઞ, જિગીષુ ૧, સ્વાત્મામાં તત્ત્વનિર્ણ-

યેચ્છુ ૨ અને પરત્રતત્ત્વનિર્ણયેચ્છુ અસર્વજ્ઞ એ ત્રણ સાથે વાદ-પ્રતિવાદના પ્રસંગમાં ઉતરી શકે છે, પણ સર્વજ્ઞ સાથે ઉતરી શકે નહિ.

આ પ્રમાણે જિગીષુ સાથે સંબન્ધ રાખતા ત્રણ ભેદો, સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુની સાથે સંબન્ધ રાખતા બે ભેદો, પરત્રતત્ત્વનિર્ણયેચ્છુ અસર્વજ્ઞ સાથે સંબંધ રાખતા ચાર ભેદો અને પરત્રતત્ત્વનિર્ણય-પ્રવૃત્ત સર્વજ્ઞ સાથે સંબંધ રાખતા ત્રણ ભેદો, એમ બધા મળી બાર ભેદો વાદભૂમીના ઘટે છે.

જે વાદમાં વાદી યા પ્રતિવાદી તરીકે જિગીષુ હોય, તે વાદ મધ્યસ્થ સભાસદો અને સભાપતિના સમક્ષમાં હોવો જોઇએ, જેથી ઉપદ્રવનો પ્રસંગ ન ઉદ્ભવે. અતએવ જિગીષુના વાદને ચતુરંગ ( વાદી, પ્રતિવાદી, સભ્ય, સભાપતિ એ ચાર અંગોથી યુક્ત ) બતાવવામાં આવ્યો છે. જ્યાં વાદી અને પ્રતિવાદી બંને તત્ત્વનિર્ણિનીષુ ( સ્વાત્મામાં તત્ત્વનિર્ણય ઇચ્છનાર અથવા બીજાને નિર્ણીતતત્ત્વ બનાવવા ચાહનાર ) મળ્યા હોય, ત્યાં સભ્ય-સભાપતિની આવશ્યકતા હોતી નથી. કેમકે જ્યાં ખુદ વાદી-પ્રતિવાદી પોતેજ તત્ત્વનિર્ણય કરવા યા કરાવવાના ઉમેદવાર છે, ત્યાં કોઇ ઉપદ્રવનો સંભવ હોયજ શાનો કે જેથી સભ્ય, સભાપતિની જરૂર હોઇ શકે ? હાં એટલું છે કે અગર પરત્રતત્ત્વનિર્ણિનીષુ ક્ષાયોપશમિકજ્ઞાની સ્હામા પ્રતિવાદીના હૃદયમાં યથાર્થ રીતે તત્ત્વનિર્ણય ઉપર શ્રદ્ધા ન બેસાડી શકે, તો તેવા અવસરે મધ્યસ્થસભાસદોની હાજરી હોવી જરૂરની છે. જે વાદભૂમીમાં જિગીષુ ન હોય અને સર્વજ્ઞ વાદી યા પ્રતિવાદી હોય, તો તે સ્થળે સભ્ય, સભાપતિની જરૂર પડતી નથી. અહીં એક પ્રશ્ન ઉભો થાય છે કે કોઇ એવો જિગીષુ અથવા પરત્રતત્ત્વનિર્ણિનીષુ મનુષ્ય હોય ખરો કે જે સર્વજ્ઞને પણ યુક્તિ-પ્રપંચોથી જીતવાની અથવા તેમને તત્ત્વજ્ઞ બનાવવાની ઇચ્છા રાખી તેમની સાથે વાદમાં ઉતરે ?. પરંતુ સમજવું જોઇએ કે મોહની દારુણતા સીમાવગરની છે. વિચિત્ર પ્રકૃતિના માણસોથી સંસાર ભરેલો છે, તો પછી ઉપર કહ્યો તેવો કોઇ માણસ નિકળે, એમાં અસંભવ જેવું નથી. સુપ્રસિદ્ધ વાત છે કે-ભગવાન્ **મહાવીર-સ્વામીને** જીતવા માટે **ઇન્દ્રભૂતિ ( ગૌતમ )** કેવા અહંકારપૂર્ણ આડંબરથી તેમની પાસે આવ્યા હતા ?. ( પછીથી જો કે પ્રભુની મુદ્રા અને તેમનાં મધુર વચનોથી તે પ્રશાન્ત થયા ) અસ્તુ.

વાદ-કથા માટે **સભાસદો** એવા હોવા જોઇએ કે 'જેઓ વાદી-પ્રતિવાદીના સિદ્ધાન્તોને સમજવામાં બહુ કુશળ હોય, તે સિદ્ધાંતોને ધારણ કરવામાં બહુ નિપુણ હોય, એવં બહુશ્રુત તથા પ્રતિભા, ક્ષમા અને માધ્યસ્થ્યભાવવાળા હોય. આવા સભ્યો વાદી-પ્રતિવાદી બંનેની સમ્મતિ-પૂર્વક મુકરર કરવામાં આવેલા હોવા જોઇએ.

સભાસદોનું કર્ત્તવ્ય એ છે કે-વાદસ્થાન સ્થિર કરવું અને જે વિષય ઉપર વાદકથા ચલાવવાની હોય તેનો પ્રસ્તાવ, તથા પૂર્વપક્ષ-ઉત્તરપક્ષનો નિયમ કરવો, તેમજ વાદી-પ્રતિવાદીની પરસ્પર સાધક-બાધક યુક્તિઓના ગુણ-દૂષણનું અવધારણ કરવું, વળી સમય ઉપર ઉચિત રીતે યથાર્થ તત્ત્વને જાહેર કરી કથા બંધ કરાવવી, એવં ફલની ઉદ્ઘોષણા કરવી અર્થાત્ જે વાદી-પ્રતિવાદીનો જય અને પરાજય થયો હોય, તે વિષેનું સ્ફુટીકરણ કરવું.

વાદને માટે **સભાપતિ** એવો હોવો જોઇએ કે જે પ્રજ્ઞાવાન્, આજ્ઞેશ્વર અને મધ્યસ્થદૃષ્ટિ હોય. પ્રજ્ઞા વગરનો સભાપતિ વાદભૂમિની અંદર કોઇ પ્રસંગપર તાત્ત્વિક વિષય ઉપર બોલવાનું કામ આવી પડે તો શું બોલી શકશે? એ માટે સભાપતિમાં પ્રથમ ગુણ **પ્રજ્ઞા** અપેક્ષિત છે. આજ્ઞેશ્વરત્વગુણ પણ સભાપતિમાં અતિઆવશ્યકતા ધરાવે છે; નહિ તો કદાચિત્ કલહ-ફિસાદ ઉભો થતાં વાદકથાનું પરિણામ શું આવે ?. એજ પ્રમાણે મધ્યસ્થદૃષ્ટિ રાખવાનો પણ સ્વભાવ સભાપતિને માટે અતિજરૂરનો છે.

સભાપતિનું કર્ત્તવ્ય-વાદી, પ્રતિવાદી અને સભાસદોથી પ્રતિપાદિત થયેલા પદાર્થોનું અવધારણ કરવું, વાદમાં કોઇ ઝઘડો ઉભો કરે, તો તેને અટકાવવો અને વાદ પહેલાં વાદી-પ્રતિવાદીમાં જે પ્રતિજ્ઞા થઇ હોય, અર્થાત્ ' જે હારે તે વિજેતાનો શિષ્ય થાય ' એવી યા બીજા પ્રકારની જે પ્રતિજ્ઞા થઇ હોય, તેને પૂરણ કરાવવી તથા છેવટે પારિતોષિક આપવું એ છે.

અન્ય વિદ્વાનો વાદ, જલ્પ અને વિતંડા એમ કથાના ત્રણ વિભાગો માને છે. છલ વગેરેના પ્રયોગ જેમાં થાય, તે કથાને ' જલ્પ ' કહેવામાં આવી છે.

સ્વપક્ષસ્થાપન તરફ પ્રવૃત્તિ નહિ કરતાં પરપક્ષનો પ્રતિક્ષેપ કરવા તરફ વાગાડંબર ઉઠાવવો એને ' વિતંડા ' કહેવામાં આવી છે. આ

અહીં આપણે તર્ક-અનુમાન શું છે? એ જાણવા માટે ન્યાયની પ્રક્રિયા પ્રારંભથી લગાર ટૂંકમાં જોઇ જવી જોઇશે—

જે વડે વસ્તુતત્ત્વનો યથાર્થ નિશ્ચય થાય, તે પ્રમાણ છે. યથાર્થ જ્ઞાન વડે સંદેહ, ભ્રમ કે મૂઢતા દૂર થવાથી અને વસ્તુસ્વરૂપનો યથાર્થ પ્રકાશ થવાથી તે યથાર્થ જ્ઞાન પ્રમાણ છે. પ્રમાણના બે ભેદો છે-પ્રત્યક્ષ અને પરોક્ષ. મનસહિત ચક્ષુ આદિ ઇન્દ્રિયોથી જે રૂપ, રસ આદિનું ગ્રહણ થાય છે, અર્થાત્ ચક્ષુથી રૂપ જોવાય છે, જીભથી રસ ગ્રહણ કરાય છે, નાકથી ગન્ધ લેવાય છે, ત્વચાથી સ્પર્શ કરાય છે અને કાનથી શબ્દ-શ્રવણ કરાય છે, તે પ્રત્યક્ષ છે.

વ્યવહારમાં અનુભવાતાં ઉપર્યુક્ત પ્રત્યક્ષોથી જુદા પ્રકારનું પ્રત્યક્ષ યોગીશ્વરોને હોય છે, જે ઇન્દ્રિય અને મનની અપેક્ષા બિલ્કુલ રાખતું નથી, માત્ર આત્મશક્તિની અપેક્ષા રાખે છે.

ઇન્દ્રિયોથી પ્રત્યક્ષ થવામાં વસ્તુની સાથે ઇન્દ્રિયનો સંયોગ થવો જરૂરનો છે કે કેમ? એ અત્ર વિચારનું સ્થળ છે.

જીભથી રસ લેવાય છે, ત્યાં જીભ અને રસનો સંયોગ બરાબર હોય છે. ત્વચાથી સ્પર્શ કરાય છે, ત્યાં ત્વચા અને સ્પર્શવાળી વસ્તુનો સંયોગ ચોખ્ખો કળાય છે. ગન્ધવાળાં દ્રવ્યો નાકની સાથે અવશ્ય સંયોગ ધરાવતાં હોય છે. દૂરથી ગન્ધ આવવામાં પણ દૂરથી ગન્ધવાળાં સૂક્ષ્મ દ્રવ્યોનું નાકની પાસે આવવાનું અવશ્ય હોય છે. કાનથી સાંભળવાનું પણ, દૂરથી આવતા શબ્દો કાનની સાથે અથડાય છે, ત્યારે જ થાય છે.

એ રીતે જીભ, ત્વચા, નાક અને કાન એ ચારે ઇન્દ્રિયો વસ્તુની સાથે સંયુકત થઇ પોતાના વિષયને ગ્રહણ કરે છે; પરન્તુ ચક્ષુ એ બાબતમાં ઉલટી છે. ચક્ષુથી દેખાતા દૂરના વૃક્ષ વગેરે પદાર્થો ચક્ષુની પાસે આવતા નથી, એ ખુલ્લું છે, તેમ ચક્ષુ પણ શરીરથી બહાર નિકળી તે પદાર્થો પાસે જતી નથી. આ ઉપરથી સાબિત થાય છે કે—ચક્ષુથી જોવામાં વસ્તુની સાથે ચક્ષુનો [illegible] નથી. અતએવ ચક્ષુને ન્યાયભાષામાં 'અપ્રાપ્યકારિ' કહે [illegible] ' એટલે પ્રાપ્તિ કર્યા વગર-સંયોગ કર્યા [illegible] કરનાર. આનાથી ઉલટી ચાર [illegible] ની જેમ અપ્રા-પ્ય[illegible]

પ્રત્યક્ષથી ઉલટું પરોક્ષ પ્રમાણ છે. પરોક્ષ વિષયનો અવબોધ પરોક્ષ પ્રમાણથી થાય છે. પરોક્ષ પ્રમાણના પાંચ ભેદો પાડવામાં આવ્યા છે-સ્મરણ, પ્રત્યભિજ્ઞાન, તર્ક, અનુમાન અને આગમ. પૂર્વે અનુભવ કરેલી વસ્તુની યાદી થવી, એ **સ્મરણ** છે. સ્મરણ, અનુભૂત વસ્તુ ઉપર બરાબર પ્રકાશ નાંખે છે, અતએવ તે 'પ્રમાણ' છે.

ખોવાઇ ગયેલી વસ્તુ, જ્યારે હાથ આવે છે, ત્યારે "તેજ આ" એવું જે જ્ઞાન સ્ફુરે છે, તે **પ્રત્યભિજ્ઞાન** છે. પૂર્વે જોએલો માણસ જ્યારે ફરી મળે છે, ત્યારે "सोऽयं देवदत्तः" અર્થાત્ "તે આ દેવદત્ત" એવું જે પ્રતિભાન થાય છે, તે પ્રત્યભિજ્ઞાન છે.

સ્મરણ થવામાં પૂર્વ થયેલ અનુભવજ કારણ છે, જ્યારે પ્રત્યભિજ્ઞાન થવામાં અનુભવ અને સ્મરણ એ બંને ભાગ લે છે. સ્મરણમાં 'તે ઘડો' એવું સ્ફુરણ થાય છે, જ્યારે પ્રત્યભિજ્ઞાનમાં "તે આ ઘડો" એવો પ્રતિભાસ હોય છે. આથી એ બન્નેની ભિન્નતા સમજી શકાય છે. ખોવાયલી વસ્તુને દેખવાથી અથવા પૂર્વે દેખેલ મનુષ્યને જોવાથી ઉત્પન્ન થતા 'તેજ આ' એવા જ્ઞાનમાં 'તેજ' એ ભાગ સ્મરણરૂપ છે, અને 'આ' એ ભાગ ઉપસ્થિત વસ્તુ કે મનુષ્યને દેખવારૂપ અનુભવ છે. આ અનુભવ અને સ્મરણ એ બંનેના સંમિશ્રણરૂપ 'તેજ આ' એ અખંડ જ્ઞાન 'પ્રત્યભિજ્ઞાન' છે.

કોઇ એક ગૃહસ્થે કદાપિ રોઝ જોયું ન્હોતું. એક વખતે કોઇ ગોવાળના કહેવાથી એને જ્ઞાન થયું કે—ગાયના જેવું રોઝ હોય છે. કોઇ વખતે જંગલમાં ચક્કર મારવા ગયેલા તેને રોઝ સ્હામે મળ્યું. રોઝને દેખવાથી તેને ઝટ 'ગાયના જેવું જે હોય છે, તે' એવી સ્મૃતિ (યાદી) આવી. એ સ્મરણ અને 'આ' એવું રોઝનું પ્રત્યક્ષ દર્શન, એ બેના મિશ્રણરૂપ 'તે જ આ રોઝ' એ વિશિષ્ટ જ્ઞાન જે થાય છે, તે 'પ્રત્યભિજ્ઞાન' છે. આવી રીતે પ્રત્યભિજ્ઞાનનાં ઘણાં ઉદાહરણ છે.

**તર્ક**—જે વસ્તુ જેનાથી જુદી પડતી નથી, જે વસ્તુ જેના વગર રહેતી નથી, એ વસ્તુનો એની સાથેનો જે સહભાવરૂપ (સાથે રહેવા રૂપ) સંબન્ધ છે, તે સંબન્ધને નિશ્ચય કરી આપનાર 'તર્ક' છે. દૃષ્ટાંત તરીકે-ધૂમ, અગ્નિ વિના હોતો નથી—અગ્નિ વિના રહેતો નથી, જ્યાં જ્યાં

ધૂમ છે, ત્યાં ત્યાં અગ્નિ છે, એવો કોઇ ધૂમવાન્ પ્રદેશ નથી કે જ્યાં અગ્નિ ન હોય; આવો જે ધૂમ અને અગ્નિનો સંબંધ, બીજા શબ્દોમાં કહીએ તો-ધૂમમાં રહેલો અગ્નિની સાથે રહેવાનો જે નિશ્ચલ નિયમ, તે તર્કથી સાબિત થઇ શકે છે. એ નિયમને ન્યાયશાસ્ત્રિઓ 'વ્યાપ્તિ' કહે છે. ધૂમમાં જ્યાં સુધી અગ્નિની વ્યાપ્તિનો નિશ્ચય ન થયો હોય, ત્યાં સુધી ધૂમને દેખવા છતાં અગ્નિનું અનુમાન થઇ શકે નહિ, એ ખુલ્લી વાત છે. જેણે ધૂમમાં અગ્નિની વ્યાપ્તિનો નિશ્ચય કર્યો છે, તે જ મનુષ્ય ધૂમ દેખી તે સ્થળે અગ્નિ હોવાનું ચોક્કસ અનુમાન કરી શકે છે. આ હકીકતથી એ સ્પષ્ટ થાય છે કે અનુમાનને માટે વ્યાપ્તિનિશ્ચય થવાની જરૂર છે, અને વ્યાપ્તિનિશ્ચય તર્ક ઉપર આધાર રાખે છે.

બે વસ્તુઓ, અનેક જગ્યાએ સાથે રહેલી દેખવાથી એનો વ્યાપ્તિ-નિયમ સિદ્ધ થતો નથી, કિન્તુ એ બેને જુદી પડવામાં શો વાંધો છે, એ તપાસતાં, વાંધો સિદ્ધ થતો હોય તોજ એ બંનેનો વ્યાપ્તિનિયમ સિદ્ધ થઇ શકે છે. આવી રીતે બે વસ્તુના સાહચર્યની પરીક્ષા કરવાનો જે અધ્યવસાય, તે તર્ક છે. ધૂમ અને અગ્નિના સંબંધમાં પણ-"જો અગ્નિ વિના ધૂમ હોય, તો તે અગ્નિનું કાર્ય થશે નહિ, અને એમ થવાથી ધૂમની અપેક્ષાવાળાઓ જે નિયમેન અગ્નિની શોધ કરે છે, તે કરશે નહિ, આમ થતાં અગ્નિ અને ધૂમની પરસ્પર કારણ-કાર્યતા, જે લોકપ્રસિદ્ધ છે, તે ટકશે નહિ"-આવા પ્રકારના તર્કથીજ તે બેની વ્યાપ્તિ સાબિત થાય છે; અને એ વ્યાપ્તિનિશ્ચયના બલથી અનુમાન કરાય છે; અતએવ 'તર્ક' પ્રમાણ છે.

**અનુમાન**—જે વસ્તુનું અનમાન કરવું હોય, તે વસ્તુને છોડી નહિ રહેનારા એવા પદાર્થનું, બીજા શબ્દમાં-હેતુનું દર્શન થવું જોઇએ, અને એ હેતુમાં અનુમેય (સાધ્ય) વસ્તુની વ્યાપ્તિ રહ્યાનું સ્મરણ હોવું જોઇએ, ત્યારેજ કોઇ પણ વસ્તુનું અનુમાન થઇ શકે છે.[1]

જેવી રીતે, કોઇ સ્થળે ધૂમની રેખા કોઇ માણસની નજરે દેખાઇ. તે ધૂમની રેખા જોવાથી અને તે ધૂમમાં અગ્નિની વ્યાપ્તિ હોવાનું યાદ આવવાથી તે માણસને ઝટ તે સ્થળે અગ્નિ હોવાનું અનુમાન સ્ફુરે છે.

---

૧ " साधनात् साध्यविज्ञानमनुमानं विदुर्बुधाः " ।

એ માટે અનુમાન થવામાં, ઉપર કહ્યા પ્રમાણે હેતુનું દર્શન અને હેતુમાં સાધ્યની વ્યાપ્તિ હોવાનું સ્મરણ અવશ્ય થવું જોઇએ.

'હેતુ' 'સાધ્ય' 'અનુમેય' વગેરે બધા ન્યાયશાસ્ત્રપ્રસિદ્ધ શબ્દો છે. 'હેતુ' એટલે સાધ્યને સિદ્ધ કરી આપનાર વસ્તુ. જેવી રીતે પૂર્વ કથિત ઉદાહરણમાં 'ધૂમ' હેતુનું લક્ષણ-સાધ્યથી કદાપિ ક્યાંઇ જુદું ન રહેવું એ છે. હેતુને 'સાધન' પણ કહે છે. 'લિંગ' એ પણ સાધનનુંજ નામાન્તર છે. 'સાધ્ય' એ, કે જે વસ્તુનું અનુમાન કરવાનું હોય. જેવી રીતે પૂર્વોક્ત ઉદાહરણમાં 'અગ્નિ' 'અનુમેય' એ સાધ્યનું નામાન્તર છે.

બીજાના સમજાવ્યા વગર પોતાનીજ બુદ્ધિથી હેતુદ્વારા જે અનુમાન કરાય છે, તે 'સ્વાર્થાનુમાન' કહેવાય છે. બીજાને સમજાવવા જે અનુમાનપ્રયોગ, જેવી રીતે કે—"અહિં અગ્નિ છે, કારણ કે ધૂમ દેખાય છે, જ્યાં જ્યાં ધૂમ હોય છે, ત્યાં ત્યાં અગ્નિ નિયમેન હોય છે, જેમ રસોડામાં, અહીં પણ ધૂમ દેખાઇ રહ્યો છે, માટે અહીં અવશ્ય અગ્નિ હોવી જોઇએ"—એ પ્રકારે કરવામાં આવે છે, તે 'પરાર્થાનુમાન' કહેવાય છે. પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય અને નિગમન એ પાંચ પ્રકારનાં વાક્યો પ્રાયઃ પરાર્થઅનુમાનમાં જોડાય છે. "આ અગ્નિવાળો પ્રદેશ હોવો જોઇએ" એ 'પ્રતિજ્ઞા' વાક્ય છે. "કારણ કે અહીં ધૂમ દેખાય છે" એ 'હેતુ' વાક્ય છે. "રસોડાનું ઉદાહરણ આપવું" એ 'ઉદાહરણ' વાક્ય છે. ઉદાહરણ આપ્યા પછી-"અહીં પણ (રસોડાની જેમ) ધૂમ દેખાઇ રહ્યો છે" એ 'ઉપનય' વાક્ય છે. "માટે અહીં અગ્નિ અવશ્ય છે" એ 'નિગમન' વાક્ય છે. આવી રીતે સર્વ અનુમાનોમાં યથાસંભવ અનુસન્ધાન કરી લેવું.

જે હેતુ ખોટો હોય, તે 'હેત્વાભાસ' કહેવાય છે. હેત્વાભાસથી સાચું અનુમાન કાઢી શકાતું નથી.

**આગમ.** જેમાં પ્રત્યક્ષ, અનુમાન આદિ પ્રમાણોથી વિરૂદ્ધ કથન ન હોય અને આત્માની ઉન્નતિને લગતો જેમાં ભૂરિ ભૂરિ ઉપદેશ કર્યો હોય, એવું—તત્ત્વના ગંભીર સ્વરૂપ ઉપર પ્રકાશ પાડનારૂં, રાગદ્વેષ ઉપર દબાવ કરી શકનારૂં, પરમપવિત્ર શાસ્ત્ર 'આગમ' કહેવાય છે.

સદ્બુદ્ધિથી યથાર્થ બોલનારને 'આપ્ત' કહેવામાં આવે છે. સહુથી પ્રથમ નંબરે આપ્ત એ છે કે-જેના રાગ આદિ સર્વ દોષો ક્ષીણ થયા છે અને જેણે નિર્મળ જ્ઞાનથી બહુ ઉંચા પ્રકારનો ઉપદેશ આપ્યો છે.

આગમમાં પ્રકાશ કરેલું તત્ત્વજ્ઞાન અતિગંભીર હોય છે. અતએવ તટસ્થભાવથી વિચાર કરવામાં ન આવે, તો અર્થનો અનર્થ થઇ જવા પૂર્ણ સંભવ રહે છે. દુરાગ્રહનો ત્યાગ, જિજ્ઞાસાગુણની પ્રબલતા અને સ્થિર તથા સૂક્ષ્મદૃષ્ટિ, એટલાં સાધનો પ્રાપ્ત થયાં હોય, તો આગમનાં તત્ત્વોના ઉંડાણ ભાગમાં પણ નિર્ભીકતાથી વિચરી શકાય છે. અસ્તુ.

પ્રમાણની વ્યાખ્યા જોઇ. **વાદભૂમીમાં** પ્રાયઃ અન્ય પ્રમાણો કરતાં વધારે ભાગ લેનાર અનુમાનપ્રમાણ છે. પણ તે ગમે તેમ તો પરોક્ષ-જ પ્રમાણ છે. પરોક્ષપ્રમાણથી જેટલો પ્રકાશ પડતો હોય તેટલોજ પડે; પ્રત્યક્ષપ્રમાણના જેટલું અજવાળું તેનાથી પડી શકે નહિ. પ્રત્યક્ષપ્રમાણ, જે ઇન્દ્રિયજનિત છે, તે પણ બહુ મહત્ત્વનું લેખી શકાય નહિ. અતીન્દ્રિય પદાર્થો માટે તો તે નકામું છે. એથી તો અમુક અપેક્ષાએ અનુમાનપ્રમાણનો દરજ્જો ઉંચો કહી શકાય, કે જે અતીન્દ્રિય પદાર્થો ઉપર પણ કેટલેક અંશે પ્રકાશ નાંખે છે; પરન્તુ વસ્તુતઃ જ્યાં સુધી આત્મસ્પર્શી **અનુભવજ્ઞાન** પ્રકટ ન થાય, ત્યાં સુધી અંધારૂંજ છે, એ ચોકકસ સમજી રાખવું. એ જ્ઞાન પ્રકટ થયેથીજ અતીન્દ્રિય પદાર્થોનો સુદૃઢ સાક્ષાત્કાર થઇ શકે છે અને સંશય કે ભ્રાંતિથી ઉત્પન્ન થનારા કલહો શાન્ત થઇ જાય છે. આને માટે આત્મા ઉપરનાં આવરણોનો હ્રાસ થવાની અગત્ય છે, અને એજ અગત્યના કર્ત્તવ્ય માટે મધ્યસ્થભાવદ્વારા કુતર્કનો નાશ કરી મિથ્યાદૃષ્ટિમાંથી મુક્ત થવાની જરૂર છે.

**प्रकृतमेव—**

**अतीन्द्रियार्था यदि हेतुवादैर्विनिश्चयाध्वानमधिश्रयेयुः ।**
**एतावतः कालत एव तेषु सुनिश्चयः प्राज्ञवरैः कृतः स्यात् ॥१२॥**

If incontrovertibly logical proof had been possible as regards matters beyond the reach of senses, the

pre-eminently learned men could have arrived at a definite conclusion long before the time. ( 112 )

" અતીન્દ્રિય પદાર્થો જો હેતુવાદ વડે ( તર્ક-અનુમાનની કોટીઓ વડે ) નિશ્ચયના માર્ગમાં આવી શકતા હોત, તો આટલા કાળે વિદ્વાનોએ તે પદાર્થોનો ક્યારનોએ નિશ્ચય કરી લીધો હોત "—૧૧૨.

**तस्मात् कुतर्कग्रह उज्झितव्यो नानेन कोऽप्यस्ति फलोपलम्भः ।**
**मध्यस्थभावे च कृतावकाशे सम्यग्दृशां सम्भविता विकासः ॥११३॥**

Therefore none should tenaciously adhere to fallacious reasoning; it leads to no good result, impartial attitude renders spiritual progress possible in the case of the thoughtful. ( 113 )

" માટે કુતર્કરૂપ ગ્રહ ત્યાગ કરવા લાયક છે. એથી કોઇ જાતની ફલસિદ્ધિ થતી નથી. મધ્યસ્થભાવ ( પક્ષપાતરહિત દૃષ્ટિ ) ધારણ કરવામાં આવે, તોજ ( અજ્ઞાન, સંદેહ, ભ્રમરૂપ પડદાઓના હઠી જવાથી ) સદ્ દૃષ્ટિઓનો વિકાસ થઇ શકે છે "—૧૧૩.

**सम्यग्दृष्टीः प्रस्तुवन् पञ्चमीं स्थिरां दृष्टिं प्राह—**

**सम्यग्दृशः सन्ति चतस्र एताः स्थिरा च कान्ता च प्रभा परा च ।**
**प्रत्याहृतिस्तत्र भवेत् स्थिरायां स्याद् दर्शनं भ्रान्तिविवर्जितं च॥११४॥**

The stages where true discrimination arises, are four namely Sthirā, Kāntā, Prabhā and Parā. **While** under the aspect of Sthirā there is a complete withdrawal of all senses from sensual objects, the perception is clear. ( free from doubt. ) ( 114 )

**સમ્યગ્દૃષ્ટિઓનો પ્રસ્તાવ અને સ્થિરાદૃષ્ટિ—**

" ( મિથ્યાદૃષ્ટિઓ ચાર કહી, હવે ચાર સમ્યગ્ દૃષ્ટિઓ જોઇએ. )

સ્થિરા, કાન્તા, પ્રભા અને પરા એ ચાર સમ્યગ્ દૃષ્ટિઓ છે. તેમાં પ્રથમ સ્થિરાદૃષ્ટિમાં યોગનું પાંચમું અંગ પ્રત્યાહાર પ્રાપ્ત થાય છે. આ દૃષ્ટિમાં ભ્રાન્તિરહિત બોધ વર્તે છે."—૧૧૪

**प्रत्याहृतेर्ग्रन्थिविभेदनेन स्फुरद्विवेकोज्ज्वलमानसानाम् ।**
**संसारचेष्टा प्रतिभाति बालधूलीगृहक्रीडनसन्निभैव ॥ ११५ ॥**

Pratyāhāra cuts the Karmic Knot and generates Viveka (discrimination) in those who are enlightened. A display of worldliness appears like a structure of sand erected by children. ( 115 )

" પ્રત્યાહારદ્વારા ગ્રન્થિભેદ વડે જેઓના ઉજ્જવલ હૃદયમાં ઉત્તમ વિવેકનું સ્ફુરણ થયું છે, એવા મહાત્માઓને સંસારનો સમગ્ર પ્રપંચ ધૂળનાં ઘર બનાવી રમનારાં બાળકોની ચેષ્ટા જેવો ભાસે છે."–૧૧૫

**तत्त्वं परं ज्योतिरिह ज्ञरूपं वैकल्पिकः सर्व उपप्लवोऽन्यः ।**
**एवं च भोगो भवभोगिभोगाऽऽभोगस्वरूपः प्रतिभासतेऽत्र ॥११६॥**

Under this aspect the spiritual light is known as the highest truth ( to those who are spiritually advanced. ). Everything else is phenomenal and thus worldly enjoyments are ( to be avoided ) like a dreadful expanse of the hood of a serpent. ( 116 )

" આ દૃષ્ટિમાં શુદ્ધચૈતન્યસ્વરૂપ એજ પરમ તત્ત્વ સમજાય છે. આત્મભાવમાં રમણ કરતાં સર્વ બાહ્યભાવ કાલ્પનિક ભાસે છે અને સંસારના ભોગો ભવરૂપ સર્પની ફણાના આટોપ સરખા જણાય છે"–૧૧૬

**रत्नप्रभाया उपमोदिताऽत्र सूक्ष्मावबोधस्य समन्वयोऽपि ।**
**प्रत्याहृतिः सा पुनराचचक्षे समाहृतिर्याऽर्थत इन्द्रियाणाम् ॥११७॥**

The inner perception which first arises under

this aspect is compared with the lustre of a jewel. It is called Pratyāhruti which means total with, drawal of senses from all phenomenal objects. ( 117 )

**Notes**:—Pratyāhāra means subjugation of senses that is drawing away of the organs from the attachment to the objects of senses. It is practised in many ways:—(1) If one does his work selflessly i. e. without desire to get the fruits of his actions. ( 2 ) When one withdraws his senses from all worldly objects, the senses abide in their own nature and their activities in connection with their respective objects come to a standstill. ( 3 ) When one contemplates on everything, as similar in nature with his Ātmā. (4) When one focuses his mind on one thing only.

The basis of all these facts rests on the understanding of the connection of the laws of matter with the laws of morality, mentality and spiritual nature. Perceptions come only when the mind, brain-centers, internal organs and external objects work together. It is very difficult and troublesome to withdraw the mind from other objects and concentrate it on one object only. It is wandering from place to place &c. A variety of thoughts of different kinds formed on seeing, hearing, remembering, resolving, loving and hating etc., are attributed to one internal principal, the mind. When it becomes unable to join the centers of perception, it becomes controlled.

The faith-healers and hypnotists practise a part

of pratyāhāra on their patients by their suggestions. Control of this sort is neither desirable nor advisable; because it causes ultimate ruin to the patient. Such irresponsible fanatics, however well-meaning they may be, ruin themselves and their patients. The process tends to sudden spiritual upheaval but on the contrary it, at the same time brings on passivity and morbidity in the patient whose mind becomes ready to act upon ruinous suggestions. Consequently such processes are not advisable. When a student on the path of Yoga gets success in fixing or tearing away his mind to or from the organs of senses at will, he is said to get mastery over pratyāhāra. The out going powers of the mind being checked, the thraldom of senses having ceased he really possesses strength to advance rapidly on the path of Yoga.

"આ દૃષ્ટિમાં પ્રકાશમાન થતા બોધને રત્નપ્રભાની ઉપમા આપવામાં આવી છે. સૂક્ષ્મબોધ અહીં જળહળે છે. આ દૃષ્ટિમાં જે પ્રત્યાહાર પ્રાપ્ત થાય છે, તેનું લક્ષણ છે—વિષયોથી ઇન્દ્રિયોને હઠાવવી."–૧૧૭

**વ્યાખ્યા.**

આ પાંચમી દૃષ્ટિમાં યોગનું પાંચમું અંગ પ્રત્યાહાર સિદ્ધ કરવામાં આવે છે. પ્રત્યાહારને માટે આચાર્ય **હેમચન્દ્ર** યોગશાસ્ત્રમાં લખે છે કે—

"इन्द्रियैः सममाकृष्य विषयेभ्यः प्रशान्तधीः ।
धर्मध्यानकृते तस्माद् मनः कुर्वीत निश्चलम् +" ॥

આ શ્લોકનો અર્થ એ છે કે-શાન્તબુદ્ધિવાળાએ વિષયોમાંથી ઇન્દ્રિયોની સાથે મનને ખેંચી લઇ તેને ( મનને ) ધર્મધ્યાન માટે નિશ્ચલ બનાવવું. પરંતુ પ્રત્યાહારનો તો માત્ર એટલોજ અર્થ હોઇ શકે

+ છઠ્ઠા પ્રકાશનો છઠ્ઠો શ્લોક.

છે કે-વિષયોથી ઇન્દ્રિયોને હઠાવવી* મુનિ **પતંજલિ** પણ યોગસૂત્રમાં આજ પ્રકારનો ભાવ પ્રત્યાહારના લક્ષણમાં બતાવે છે. તેઓ કહે છે કે—

" स्वविषयासम्प्रयोगे चित्तस्य स्वरूपानुकार इवेन्द्रियाणां प्रत्याहारः[१] " ।

અર્થાત્ પોતાના વિષયના વિયોગકાળે પોતે જાણે ચિત્તવૃત્તિને અનુસરે છે, એવી ઇન્દ્રિયોની જે સ્થિતિ, તે પ્રત્યાહાર છે.

આ સૂત્રથી પણ એજ મતલબ નિકળે છે કે—**શાંતઅવસ્થામાં** પ્રાપ્ત થયેલા ચિત્તને ઇન્દ્રિયો તરફથી જ્યારે બાધા ઉપસ્થિત ન થાય, ત્યારે તે વખતની ઇન્દ્રિયોની સ્થિતિને પ્રત્યાહાર કહેવામાં આવે છે. ઇન્દ્રિયો સાથે વિષયોનો સંસર્ગ થતાં ચિત્તની શાન્ત વૃત્તિઓ પણ બહુધા ક્ષુભિત થઇ જાય છે. એ માટે ઇન્દ્રિયોને વિષયસંસર્ગથી મુક્ત રાખવી, એજ ચિત્તની સમાધિ જાળવવા માટે સર્વોત્તમ સાધન છે, અને એનુંજ નામ પ્રત્યાહાર છે. ઇન્દ્રિયો કેવી ઉચ્છૃંખલ છે, તેને માટે **ભગવદ્‌ગીતામાં** કહ્યું છે—

" यततो ह्यपि कौन्तेय ! पुरुषस्य विपश्चितः ।
इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः " ॥

( બીજો અધ્યાય, ૬૦ મો શ્લોક. )

અર્થાત્—પ્રયત્ન કરતા વિદ્વાન્ મનુષ્યના મનને પણ તોફાન કરનારી ઇન્દ્રિયો બલાત્કારથી હરણ કરે છે.

**વિષ્ણુપુરાણમાં** કહ્યું છે કે—

" शब्दादिष्वनुरक्तानि निगृह्याक्षाणि योगवित् ।
कुर्याच्चित्तानुकारीणि प्रत्याहारपरायणः " ॥

આ શ્લોક પ્રત્યાહારનું લક્ષણ બતાવે છે. એનો ભાવાર્થ, **પતંજલિના** પૂર્વોક્ત પ્રત્યાહારના સૂત્રને મળતો છે. અર્થાત્ ચિત્તની શાન્ત અવસ્થામાં ઇન્દ્રિયોને આડી અવળી નહિ રખડાવતાં ચિત્તની માફક-ચિત્તના જેવી

---

* " प्रत्याहारस्त्विन्द्रियाणां विषयेभ्यः समाहृतिः " હેમચન્દ્રાચાર્ય, અભિધાનચિન્તામણિ, પ્રથમ કાંડ.

૧ બીજો પાદ, ૫૪ મું સૂત્ર.

શાન્ત બનાવી દેવી જોઇએ. ઇન્દ્રિયોનો નિરોધ કરવાથી ઇન્દ્રિયો દ્વારા આવનાર સમાધિભંજક વિઘ્નો ટળી જાય છે; એથી ચિત્તની સ્થિરતા બહુ સંપાદન કરી શકાય છે. એ રીતે ચિત્તની સમાધિ પુષ્ટ થવાથી ઇન્દ્રિયો ઉપર પણ તેની ઘણીજ સારી અસર થાય છે; ત્યાં સુધી કે વિષયોનો સંસર્ગ થતાં પણ ઇન્દ્રિયો દ્રવીભૂત થતી નથી. આ માટે પ્રત્યાહાર એ ધ્યાનસિદ્ધિ મેળવવામાં ઘણુંજ અગત્યનું સાધન છે. એના વગર ધ્યાની બનવાની ઇચ્છા કરવી, એ ખરેખર આકાશમાં પુષ્પ ઉગાડવાનો મનોરથ કરવા બરાબર છે.

**अवेद्यसंवेद्यपदाद् विरुद्धं स्याद् वेद्यसंवेद्यपदं स्थिरायाम् ।**
**एतत् पुनर्ग्रन्थिविदारणोत्थं रुचिप्रकारं मुनयो वदन्ति ॥ ११८ ॥**

Vedyasamvedyapada ( the capacity to comprehend what is comprehensible ) the opposite of the Avedyasamvedyapada is awakened under the aspect of Sthira. This is said by sages to be a particular apprehension rendered possible by the cutting of the Kārmic knot. ( 118 )

" અવેદ્યસંવેદ્યપદથી વિરુદ્ધ એવું વેદ્યસંવેદ્યપદ આ દૃષ્ટિમાં પ્રાપ્ત થયેલું હોય છે. ગ્રન્થિના ભેદથી ઉત્પન્ન થતા વિશુદ્ધતત્ત્વશ્રદ્ધાનને ' વેદ્યસંવેદ્યપદ ' કહે છે. "—૧૧૮

**વ્યાખ્યા.**

' वेद्यं तत्त्वं संवेद्यते सम्यग् निश्चीयते येन तद् वेद्यसंवेद्यम् । तच्च पदं ( आशयः ) वेद्यसंवेद्यपदम् '—અર્થાત્ તત્ત્વોના યથાર્થ અવભાસસ્વરૂપ જે આશય તેને વેદ્યસંવેદ્યપદ કહેવામાં આવે છે. **યશોવિજય ઉપાધ્યાય** બાવીશમી દ્વાત્રિંશિકાના પચીશમા શ્લોકની વૃત્તિમાં લખે છે કે—

" वेद्यसंवेद्यपदप्रवृत्तिनिमित्तं ग्रन्थिभेदजनितो रुचिविशेषः " ।

અર્થાત્ ગ્રન્થિભેદથી પ્રકટ થનારું જે વિશુદ્ધતત્ત્વશ્રદ્ધાન, તે 'વેદ્યસંવેદ્યપદ ' શબ્દની પ્રવૃત્તિનું નિમિત્ત છે. યાદ રાખવું કે શબ્દનો યૌગિક

અર્થ કામ આવતો નથી, પણ તેનું ખાસ પ્રવૃત્તિનિમિત્ત શું છે, તે જોવાની અગત્ય રહે છે. 'ગો' શબ્દનો યૌગિક અર્થ-'गच्छतीति गौः' અર્થાત્ 'જે ગતિ કરે તે ગાય'. એવો થાય છે. પરન્તુ એથી શું ગતિ કરનારા માણસોને **गो** કહી શકાશે? અને બેઠેલી ગાયને શું 'गो' નહિ કહેવાય? માટે **ગો** શબ્દનો તે યૌગિક અર્થ નિરર્થક છે. શબ્દની વ્યુત્પત્તિ બનાવતાં સહેજે યૌગિક અર્થ સ્ફુરે, પણ તે નિરૂપયોગી છે. એ માટે 'गो' શબ્દનું પ્રવૃત્તિનિમિત્ત જેમ ગોત્વજાતિ છે, અર્થાત્ ગોત્વજાતિ (ગલકંબલાદ્યાકારયુક્ત સંસ્થાનવિશેષ) જેમાં હોય, તેનોજ 'गो' શબ્દથી વ્યવહાર થાય શકે છે, તેમ પ્રસ્તુતમાં 'વેદ્યસંવેદ્યપદ' શબ્દનો વ્યુત્પત્તિની વિચિત્રતાનુસાર ગમે તે અર્થ ઘડવામાં આવે, પણ તેનું પ્રવૃત્તિનિમિત્ત તો ગ્રન્થિભેદજનિત **સમ્યગ્દર્શન** છે.

+ સમ્યક્ત્વનું સ્વરૂપ બીજા પ્રકરણના અન્તભાગમાં જોઇ આવ્યા છીએ, એટલે એ સંબન્ધમાં કંઇ કહેવાનું રહેતું નથી; પરંતુ તેના સંબન્ધમાં શાસ્ત્રકારોના જે પરસ્પર વિચારભેદો છે, તે તરફ લગાર દૃષ્ટિપાત કરી જવો ઠીક લાગે છે. પ્રથમ એ વિચાર પ્રાપ્ત થાય છે કે-મનુષ્ય સમ્યક્ત્વયુક્ત મરણ પામીને કઇ ગતિએ જાય? આ પ્રશ્નના સમાધાનમાં **કર્મગ્રન્થકાર** મહર્ષિઓ એમ કહે છે કે-તે, વૈમાનિક (ઊર્ધ્વ સ્વર્ગ) ગતિએજ જાય. આવા મનુષ્યને એ ગતિ સિવાય બીજી ગતિનો અસંભવ છે. પરંતુ **સિદ્ધાન્તકારો** આથી જુદું કહે છે. તેઓનું કથન એમ છે કે-મનુષ્ય સમ્યક્ત્વયુક્ત મરણ પામીને દેવગતિ, મનુષ્યગતિ, તિર્યંચગતિ અને નરકગતિ એમ ચારે ગતિઓમાં જઇ શકે છે. અર્થાત્ સમ્યક્ત્વપ્રાપ્તિ પહેલાં જે મનુષ્યે પૂર્વોક્ત ચાર ગતિઓમાં જે ગતિનું આયુષ્ય બાંધ્યું હોય, તે મનુષ્ય સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા પછી સમ્યક્ત્વને સાથે લઇ તે ગતિમાં જાય છે. અધોલોકમાં છઠ્ઠી નરક સુધી સમ્યક્ત્વ સાથે લઇને જવાય છે. (આ વિચારભેદ ક્ષાયોપશમિક સમ્યક્ત્વને અંગે સમજવો.) વિચારભેદની બીજી બાબત એ છે કે-કર્મગ્રન્થકારો કહે છે કે અનાદિ મિથ્યાદૃષ્ટિ આણી પ્રથમ ઔપશમિક સમ્યક્ત્વનેજ પ્રાપ્ત કરે છે. (એની પ્રાપ્તિનો પ્રકાર બતાવી દીધો છે) અને તે સમ્યક્ત્વનો અન્તર્મુહૂર્ત

---

+ આ લેખ વાંચતા પહેલાં દ્વિતીય પ્રકરણમાં ૪૫ શ્લોક ઉપર આપેલો **સમ્યક્ત્વ**વિષયક લેખ વાંચી જવો; ત્યારેજ આ લેખ સમજી શકાશે.

કાળ પૂર્ણ થયા બાદ ક્ષાયોપશમિકસમ્યગ્દષ્ટિ, મિશ્રદૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ એ ત્રણ સ્થિતિઓ પૈકી યથાસંભવ કોઇ પણ સ્થિતિને પ્રાપ્ત કરે છે. સિદ્ધાન્તકારો આથી જુદું બતાવે છે. તેઓનું કહેવું એમ છે કે-અનાદિ મિથ્યાદૃષ્ટિ પ્રાણી પ્રથમતઃ ઔપશમિક સમ્યકત્વનેજ પ્રાપ્ત કરે એવો નિયમ નથી. કોઇ અનાદિ મિથ્યાદષ્ટિ ઔપશમિક સમ્યકત્વને અને કોઇ અનાદિ મિથ્યાદૃષ્ટિ ક્ષયોપશમિક સમ્યકત્વને પણ પ્રાપ્ત કરી શકે છે. પરન્તુ ઔપશમિક સમ્યકત્વને પ્રાપ્ત થયેલ પ્રાણી ઔપશમિક સમ્યકત્વના અનુભવના સમયમાં ( યા તે પહેલાં ) મિથ્યાત્વમોહનીયનાં દ્રવ્યોના શુદ્ધ, અર્ધશુદ્ધ અને અશુદ્ધ એમ ત્રણ પુંજ કરતો નથી; એથી કરીને ઔપશમિક સમ્યકત્વનો કાળ પૂરો થતાં તે મિથ્યાદષ્ટિઅવસ્થામાંજ પ્રાપ્ત થાય છે અને ક્ષાયોપશમિક સમ્યકત્વને પ્રાપ્ત કરનારો પ્રાણી પ્રથમતઃ અપૂર્વકરણ વડે મિથ્યાત્વમોહનીયદ્રવ્યના ત્રણ પુંજો કરે છે, અને ત્યાર પછી અનિવૃત્તિકરણના સામર્થ્ય વડે શુદ્ધપુંજના અનુભવરૂપ ક્ષાયોપશમિક સમ્યકત્વ પ્રાપ્ત કરે છે.

શ્રેણિ વિનાનું ઔપશમિક સમ્યકત્વ અનાદિ મિથ્યાદૃષ્ટિજ પામે છે, એમાં સિદ્ધાન્તકારો અને કર્મગ્રન્થકારો સહમત છે, પરન્તુ ક્ષાયોપશમિક સમ્યકત્વ અનાદિ મિથ્યાદૃષ્ટિ ન પ્રાપ્ત કરી શકે, એમ કર્મગ્રન્થકારોનું કહેવું છે, જ્યારે સિદ્ધાન્તકારો તેથી ઉલટું-પ્રાપ્ત કરી શકે, એમ બતાવે છે.

ત્રીજો વિચારભેદ એ છે કે-ગ્રન્થિભેદ અને સમ્યકત્વ પ્રાપ્ત થઇ ગયા પછી પ્રાણી જ્યારે મિથ્યાત્વદશામાં જાય, ત્યારે તે કર્મોની ઉત્કૃષ્ટસ્થિતિ બાંધે યા ન બાંધે ? એ સવાલ છે. એના સમાધાનમાં સૈદ્ધાન્તિક મહર્ષિઓ કહે છે કે-ન બાંધે, જ્યારે કર્મગ્રન્થકારો એમ કહે છે કે-કર્મોની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે, પણ ઉત્કૃષ્ટરસ ( ઉત્કૃષ્ટ ચિકાશ ) વાળાં કર્મો બાંધવાનો સંભવ નથી. આ બંને ભિન્ન વિચારોમાં એટલું તો નિર્વિવાદ સિદ્ધ છે કે-ગ્રન્થિભેદ થઇ ગયા પછી મિથ્યાત્વદશામાં જવા છતાં અને બીજા મિથ્યાદૃષ્ટિઓના જેવી બાહ્ય ક્રિયાઓ કરવા છતાં પણ, તે પ્રાણીનો તેવો શુભ પરિણામ તો હોવો જોઇએ કે જેના લીધે તે અન્ય અનાદિ મિથ્યાદષ્ટિઓની જેમ, કર્મોની ઉત્કૃષ્ટ સ્થિતિ કે ઉત્કૃષ્ટ રસ બાંધી શકતો નથી.

સમ્યકત્વને લગતી કેટલીક હકીકત ટૂંકમાં યાદ કરી જવી અહીં અસ્થાને નથી. ઉપશમશ્રેણીના વખતનું ઔપશમિક સમ્યકત્વ અનન્તાનુબન્ધી ( અતિતીવ્ર ) ક્રોધ–માન–માયા–લોભ કષાયો અને સમ્યકત્વ મોહનીય, મિશ્રમોહનીય અને મિથ્યાત્વમોહનીય એ સાતનો ઉપશમ થવાથી પ્રકટ થાય છે; અને પ્રાથમિક સમ્યકત્વ, મિથ્યાત્વમોહનીય અને અનન્તાનુબન્ધી ક્રોધાદિકષાયના ઉપશમથી પ્રકટે છે. ક્ષાયિક સમ્યકત્વને માટે પણ સર્વોક્ત અનન્તાનુબન્ધી ચાર કષાય અને મિથ્યાત્વાદિ ત્રણ એ સાતનો ક્ષય થવો જોઇએ છે. વર્તમાન પંચમ કાળમાં ઔપશમિક, ક્ષાયોપશમિક અને ક્ષાયિક એ ત્રણે સમ્યકત્વો સંભવિત છે, પણ ઉત્પન્ન તો પૂર્વનાં બેજ થઇ શકે. ક્ષાયિકની નિષ્પત્તિ જિનકાલિક મનુષ્યોને માટે બતાવી છે. ક્ષાયોપશમિક સમ્યકત્વની ઉત્કૃષ્ટ સ્થિતિ સાધિક છાસઠ સાગરોપમની છે અને જઘન્ય અન્તર્મુહૂર્ત છે. ક્ષાયિક સમ્યકત્વ અવિનાશી છે, પરન્તુ ભવસ્થિતિની અપેક્ષાએ તેનો ઉત્કૃષ્ટ સ્થિતિકાળ સાધિક તેત્રીશ સાગરોપમ અને જઘન્ય અન્તર્મુહૂર્ત્ત છે. ઔપશમિક સમ્યકત્વને માટેનો જઘન્ય કે ઉત્કૃષ્ટ સ્થિતિકાળ અન્તર્મુહૂર્ત પૂર્વે બતાવીજ દીધો છે.

ક્ષાયોપશમિક સમ્યકત્વ ચોથા, પાંચમા, છઠ્ઠા અને સાતમા ( એ ચાર ) ગુણસ્થાનોમાંજ પ્રાપ્ત હોય છે, ત્યાંથી આગળ નહિ. ઔપશમિક સમ્યકત્વ ચોથા ગુણસ્થાનથી લઇ અગ્યારમા ગુણસ્થાન સુધી હોય છે અને ક્ષાયિક સમ્યકત્વ ચોથા ગુણસ્થાનથી લઇ ચૌદમા પર્યન્ત હોય છે. ( સિદ્ધિ અવસ્થામાં પણ છે. )

આખા સંસારમાં વધુમાં વધુ પાંચ વાર ઔપશમિક સમ્યકત્વ પ્રાપ્ત કરાય છે–એક તો પ્રથમ સમ્યકત્વની પ્રાપ્તિ કાળે અને ચાર વાર ચાર વખત થનારી ઉપશમશ્રેણીઓના સમયે. ( આખા સંસારમાં વધુમાં વધુ + ઉપશમશ્રેણી ચાર વારજ સંભવે છે ) ક્ષાયોપશમિક સમ્યકત્વ આખા સંસારમાં અસંખ્યશઃ પ્રાપ્તઃ થઇ શકે છે અને ક્ષાયિક એકજ વાર મેળવાય છે.

જૈનશાસ્ત્રકારો સંસારભ્રમણનાં સ્થાનભૂત ચાર ગતિઓ માને છે–

---

+ ઉપશમની શ્રેણી તે ઉપશમશ્રેણી. મોહનીયકર્મના પ્રકારો ક્રમશઃ ઉપશમાતા જાય, તે ઉપશમના પ્રવાહને ‘ ઉપશમશ્રેણી ’ નામ આપ્યું છે.

સ્વર્ગગતિ, મનુષ્યગતિ, તિર્યંચગતિ અને નરકગતિ. આ ચારે ગતિવાળા પ્રાણિઓ સાથે પૂર્વોક્ત ત્રિવિધ સમ્યક્ત્વના સમ્બન્ધનો વિચાર કરી જવો અહીં અપ્રસ્તુત નથી.

કોઇ પણ પ્રાણી એક ગતિમાં ઉત્પન્ન કરેલા ઔપશમિક સમ્યક્ત્વને બીજી ગતિમાં સાથે લઇ જઇ શકતો નથી. આ માટે ચારે ગતિઓના પ્રાણિઓને સ્વ-ભવનુંજ ( વર્ત્તમાન જિન્દગીનુંજ ) ઔપશમિક સમ્યક્ત્વ હોય છે. ( ઉપશમશ્રેણીમાં મરણ પામીને દેવલોકમાં ગયેલાને પર-ભવનું ઔપશમિક સમ્યક્ત્વ હોય છે, એવો મતાન્તર પણ છે. ) ક્ષાયોપશમિક સમ્યક્ત્વનો સ્થિતિકાળ લાંબો છે, એથી તે એક ગતિમાં પ્રાપ્ત કરી બીજી ગતિમાં સાથે લઇ જઇ શકાય છે. છ નરક સુધીના જીવોનું ક્ષાયોપશમિક સમ્યક્ત્વ પર-ભવનું હોય છે, અને સ્વ-ભવનું પણ સાતમી નરકના જીવોનું ક્ષાયોપશમિક સમ્યક્ત્વ સ્વ-ભવનુંજ સમજવું. **સ્વર્ગગતિ**વાળા ચારે નિકાયના ( ભવનપતિ *, વ્યન્તર, જ્યોતિષ અને વૈમાનિક ) દેવતાઓને સ્વ-ભવ અને પર-ભવનું એમ બંને પ્રકારે ક્ષાયોપશિક સમ્યક્ત્વ હોઇ શકે છે. એવી રીતે મનુષ્ય અને સંજ્ઞી તિર્યંચોમાં પણ બંને પ્રકારે ક્ષાયોપશમિક સમ્યક્ત્વ સમજી લેવું. આ ક્ષાયોપશમિકસમ્યક્ત્વ સંબન્ધી હકીકત **સૈદ્ધાન્તિકો**ના મતે સમજવી. કાર્મગ્રન્થિકોનું કહેવું તો જોઇ ગયા છીએ કે તિર્યંચ-મનુષ્યો ક્ષાયોપશમિક સમ્યક્ત્વ લઇને વૈમાનિકગતિ સિવાય અન્યત્ર જતાજ નથી. ખ્યાલમાં રહે કે નારકજીવો મરીને નારકગતિ તથા સ્વર્ગગતિમાં, અને સ્વર્ગગતિવાળાઓ મરીને સ્વર્ગ તથા નરકગતિમાં જતા નથી. એ માટે નરકમાં અને સ્વર્ગમાં જનારા તિર્યંચ-મનુષ્યોજ સિદ્ધ થાય છે. પરંતુ કર્મગ્રન્થકાર કહે છે કે નરકમાં જનારા તિર્યંચ-મનુષ્યો સમ્યક્ત્વને લઇને નરકમાં જઇ શકે નહિ, એ માટે નરકમાં પર-ભવનું ક્ષાયોપશમિક સમ્યક્ત્વ હોય નહિ. એજ પ્રમાણે કાર્મગ્રન્થિકના સિદ્ધાન્ત પ્રમાણે ભવનપતિ, વ્યન્તર અને જ્યોતિષ એ ત્રિવિધ દેવતાઓ અને અસંખ્યેયવર્ષાયુષ્યવાળા+ મનુષ્યો અને તિર્યંચોને પણ સ્વ-ભવનુંજ ક્ષાયોપશમિક

---

* ભવનપતિ અને વ્યન્તર દેવતાઓ નીચે રહે છે, જ્યોતિષ ( ચન્દ્ર, સૂર્ય વગેરે ) દેવો ઉંચે દેખાઇ રહ્યા છે અને વૈમાનિક ( વિમાનવાળા ) દેવો બહુજ દૂર ઉંચે-ઊર્ધ્વલોકમાં રહે છે.

+ પૂર્વ ક્રોડીથી અધિક આયુષ્ય ધરાવનાર મનુષ્ય-તિર્યંચો અસંખ્યે-

સમ્યક્ત્વ સમજી લેવું. અસંખ્યેયવર્ષાયુષ્યવાળા મનુષ્યો સ્વર્ગ-નરકગતિમાંથી આવેલા હોતા નથી, કિન્તુ મનુષ્ય તિર્યંચગતિમાંથીજ આવેલા હોય છે. આવી સ્થિતિમાં, મનુષ્ય-તિર્યંચો ક્ષાયોપશમિક સમ્યક્ત્વને લઇ ( કાર્મગ્રન્થિકમત પ્રમાણે ) વૈમાનિક ગતિ સિવાય અન્યત્ર નહિ જતા હોવાથી કાર્મગ્રન્થિકમતાનુસાર અસંખ્યેયવર્ષાયુષ્યવાળા મનુષ્ય-તિર્યંચોને પરભવનું ક્ષાયોપશમિક સમ્યક્ત્વ ક્યાંથી હોઇ શકે ? સંજ્ઞી તિર્યંચો પણ (કાર્મગ્રન્થિકના મત પ્રમાણે) પર-ભવનું ક્ષાયોપશમિક સમ્યક્ત્વ ધરાવી શકતા નથી, કેમકે ક્ષાયોપશમિક સમ્યક્ત્વને સાથે લઇ કોઇ પણ ( દેવ, મનુષ્ય, તિર્યંચ યા નારક ) તિર્યંચગતિમાં આવતો નથી.

કાર્મગ્રન્થિકના સિદ્ધાન્ત પ્રમાણે વૈમાનિક દેવતાઓ અને સંખ્યેય વર્ષાયુષ્યવાળા સંજ્ઞી મનુષ્યોએ એજ વર્ગમાં પર-ભવનું ક્ષાયોપશમિક સમ્યક્ત્વ સંભવે છે; કેમકે મનુષ્ય સમ્યક્ત્વયુક્ત મરીને જ્યારે વૈમાનિક દેવ થાય, ત્યારે તે દેવને તે પર-ભવનું સમ્યક્ત્વ છે. તેવીજ રીતે દેવ સમ્યક્ત્વ-યુક્ત મરીને મનુષ્ય થાય, ત્યારે તે મનુષ્યને તે પર-ભવનું સમ્યક્ત્વ છે.

ક્ષાયિક સમ્યક્ત્વ મનુષ્ય સિવાય અન્ય કોઇ ગતિમાં સ્વ-ભવનું હોતું નથી. ત્રણ નરકભૂમિના જીવો અને વૈમાનિક દેવોને ક્ષાયિક સમ્યક્ત્વ પર-ભવનું સમજવું. અસંખ્યેયવર્ષાયુષ્યવાળા મનુષ્યો અને તિર્યંચોને પણ પર-ભવનુંજ ક્ષાયિક સમ્યક્ત્વ હોય છે. સંખ્યેયવર્ષાયુષ્યવાળા (સંજ્ઞી) મનુષ્યોને સ્વ-ભવનું અને પર-ભવનું એમ બંને પ્રકારે ક્ષાયિક સમ્યક્ત્વ હોય છે. જે મનુષ્યે વર્ત્તમાનભવમાં ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું, તેનું તે સ્વ-ભવનું છે અને પૂર્વ-ભવથી લાવેલા મનુષ્યનું તે પરભવનું છે.

છેલ્લી ચાર નરકવાળાઓ, સંખ્યેયવર્ષાયુષ્યવાળા તિર્યંચો અને ભવનપતિ, વ્યન્તર-જ્યોતિષ દેવતાઓને ક્ષાયિક સમ્યક્ત્વ હોતું નથી.

ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પહેલાં જો આગામી ભવનું આયુષ્ય બંધાયું હોય, તોજ તે ક્ષાયિકસમ્યક્ત્વવાળાને બંધાયલા આયુષ્યવાળી

---

યવર્ષોના આયુષ્યવાળા કહેવાતા નથી. 'પૂર્વ' એ જૈનપારિભાષિક શબ્દ છે. ૮૪ લાખને ૮૪ લાખે ગુણવાથી એક 'પૂર્વ' થાય છે. એવા કરોડ પૂર્વોના આયુષ્યથી વધારે આયુષ્ય ધરાવનારા મનુષ્ય-તિર્યંચો અસંખ્યેય-વર્ષાયુષ્યવાળા કહેવાય છે. ( જુઓ લોકપ્રકાશ, ૨૯ મો સર્ગ. )

ગતિમાં જવું પડે છે, નહિ તો ક્ષાયિકસમ્યક્ત્વવાળો તેજ ભવમાં મુક્તિ-નેજ પ્રાપ્ત કરે છે. ત્રણ નરક, વૈમાનિકદેવગતિ અને *અસંખ્યેયવર્ષાયુષ્યવાળી મનુષ્ય-તિર્યંચગતિ, એમાંનું કોઇ આયુષ્ય બંધાયું હોય, તો ત્યાર પછી ક્ષાયિકસમ્યક્ત્વ પ્રાપ્ત થવા છતાં પણ તે ગતિમાં તેને જવુંજ જોઇએ.

સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પછી સંસારભ્રમણકાળ વધુમાં વધુ અડધો પુદ્ગલપરાવર્ત્ત બાકી રહે છે, એ આપણે બીજા પ્રકરણમાં જોઇ ગયા છીએ, તે ઔપશમિક અને ક્ષાયોપશમિકને આશ્રીને સમજવું. ક્ષાયિક સમ્યક્ત્વ જેને જે ભવમાં પ્રાપ્ત થયું, તે, **+પ્રાયઃ** તે ભવથી ત્રીજે ભવે, અથવા ચોથે ભવે મુક્તિને પ્રાપ્ત કરે છે.

અહીં + **પ્રાયઃ** કહેવાનો હેતુ એ છે કે કેટલાક ક્ષાયિકસમ્યક્ત્વવંત પાંચમે ભવે પણ મુક્તિ પ્રાપ્ત કરે છે. આ સંબન્ધમાં **યશોવિજયોપાધ્યાયે ×કર્મપ્રકૃતિની** અંદર કૃષ્ણવાસુદેવ અને દુષ્પ્રસહસૂરિનાં ઉદાહરણ આપ્યાં છે. **દુષ્પ્રસહસૂરિ** પૂર્વભવીયક્ષાયિકસમ્યક્ત્વયુક્ત પાંચમા આરાના છેડે થવાના છે. આ ઉપરથી સમજી શકાય છે કે-દેવલોકમાંથી આવનાર દુષ્પ્રસહસૂરિએ ક્યારે ક્ષાયિક સમ્યક્ત્વ ઉપાર્જ્યું હતું. દેવલોકમાં તો તે ઉત્પન્ન કરી શકાય નહિ, ત્યારે દેવલોકભવના પૂર્વે મનુષ્યભવમાં તે ઉત્પન્ન કરેલું હોવું જોઇએ, એમ અર્થાત્ સિદ્ધ થાય છે. હવે તે ( દુષ્પ્રસહસૂરિ ) મહાત્મા આ પાંચમા આરામાં કાળધર્મ પામીને સ્વર્ગમાં, અને ત્યાંથી મનુષ્ય થઇ મુક્તિ પામનાર હોવાથી તેમનું ક્ષાયિકસમ્યક્ત્વ પાંચ ભવવાળું સમજી શકાય છે. ( આ ઉપરથી વર્ત્તમાન પાંચમા આરામાં ક્ષાયિકસમ્યક્ત્વનો સર્વથા અભાવ સિદ્ધ થતો નથી. )

કૃષ્ણવાસુદેવના સંબન્ધમાં વસુદેવહિંડી તથા હૈમનેમિચરિતની+

---

* ત્રણ પલ્યોપમની ઉત્કૃષ્ટઆયુષ્યસ્થિતિવાળી મનુષ્ય-તિર્યંચ ગતિમાં સમ્યગ્દૃષ્ટિવાળો ન જાય. જુઓ **પ્રજ્ઞાપના**સૂત્રનું પાંચમું પદ.

× ૩૨મી ગાથાની વૃત્તિમાં, ૧૯૧ મા પૃષ્ઠે. + આઠમું પર્વ, અગ્યા-મો સર્ગ, શ્લોક-૫૧, ૫૨.

અંદર પાંચ ભવો બતાવ્યા છે. કૃષ્ણવાસુદેવના ભવથી લઇને પાંચમે ભવે તેઓ મુક્તિ પ્રાપ્ત કરશે, એમ ત્યાં જણાવ્યું છે. આ ઉપરથી તેમનું ક્ષાયિકસમ્યક્ત્વ પાંચ ભવવાળું સિદ્ધ થાય છે.

સમ્યક્ત્વની પ્રાપ્તિ માટે યથાપ્રવૃત્તિકરણ, અપૂર્વકરણ અને અનિવૃત્તિ-કરણ એમ જે ત્રિપુટીનો ક્રમ બીજા પ્રકરણના અન્તભાગમાં આપણે જોઇ આવ્યા છીએ, તે અન્ય યોગિઓને પણ પ્રકારાન્તરથી મંજૂર છે. **યોગાચાર્યનું** સૂત્ર છે કે—

" प्रवृत्ति-पराक्रम-जयाऽऽ-नन्द-ऋतम्भरभेदः कर्मयोगः " ।

**અર્થાત્**—પ્રવૃત્તિ, પરાક્રમ, જય, આનન્દ અને ઋતંભર એટલા ભેદો કર્મયોગના છે.

અહીં 'પ્રવૃત્તિ' એ છેલ્લું યથાપ્રવૃત્તિકરણ, 'પરાક્રમ' એ અપૂર્વ-કરણ, 'જય' એ પ્રતિબન્ધાભાવરૂપ અનિવૃત્તિકરણ, 'આનન્દ' એ સમ્યગ્દર્શનનો લાભ અને 'ઋતંભર' એ સમ્યગ્દર્શનપૂર્વક દેવતા-પૂજનાદિવ્યાપાર સમજવો. અસ્તુ.

ચતુર્થગુણસ્થાન વગેરે સમ્યક્ ગુણસ્થાનોની શરૂઆત આ પાંચમી દૃષ્ટિથી થાય છે. આ દૃષ્ટિ પ્રાપ્ત થતાં ચતુર્થગુણસ્થાન તો પ્રાપ્ત થઇજ જાય છે, કિન્તુ વ્રત-નિયમોમાં યોગ્ય રીતે સ્થિર થતાં આ દૃષ્ટિવાળો એથી આગળના ગુણસ્થાનમાં પ્રાપ્ત થયેલો હોય છે.

પ્રથમ દૃષ્ટિવાળાને પણ અહિંસા વગેરે યમો હોવાનું જ્યારે બતાવ્યું છે, તો પછી કેવલસમ્યક્ત્વધારી ચતુર્થગુણસ્થાનવાળાને તો તે સુતરાં હોવાજ જોઇએ. પરંતુ જે સાધારણ પ્રકારે પ્રથમ દૃષ્ટિવાળાને અહિંસા આદિ યમો પ્રાપ્ત હોય છે, તેના કરતાં ઉચ્ચ કોટીએ ચતુર્થગુણસ્થાનક-વાળાને તે પ્રાપ્ત હોય છે. આમ છતાં પણ ચતુર્થગુણસ્થાનવાળો 'દેશવિરતિ' ન કહી શકાય. એનાં કારણો શાસ્ત્રદૃષ્ટિએ અનેક રીતે છે, પણ અહીં એટલુંજ ધ્યાનમાં રાખવું જોઇએ કે શાસ્ત્રોક્તવિધિ અનુસાર યથાર્થરીતે વ્રત-નિયમો પાળવામાં આવે, તોજ દેશવિરતિ નામક પંચમગુણસ્થાનમાં પ્રવેશ કરી શકાય છે.

આ પાંચમી દૃષ્ટિમાં વર્ત્તનારાઓને ત્રણ વિભાગોમાં વિભક્ત કરી શકાય છે-ચતુર્થગુણસ્થાની, પંચમગુણસ્થાની અને ષષ્ઠગુણસ્થાની. આમાં પ્રથમના બે **શ્રાવકો** કહેવાય છે અને છેલ્લો મુનિ કહેવાય છે.

હવે આપણે અહિંસા આદિ પાંચ યમો, જે સમ્યગ્જ્ઞાનપૂર્વક છે, તેને બે વિભાગોમાં વિભક્ત કરીશું. એક સાધુઓને યોગ્ય અને દ્વિતીય શ્રાવકોને ( ગૃહસ્થોને ) યોગ્ય. સાધુઓને યોગ્ય યમો ઉત્કૃષ્ટ હોવાથી **મહાવ્રત** કહેવાય છે, જ્યારે ગૃહસ્થોને યોગ્ય યમો લઘુપરિમાણવાળા હોવાથી **અણુવ્રત** કહેવાય છે. આ અણુવ્રતો ઉપરાંત ગૃહસ્થોને માટે **જૈન**શાસ્ત્રકારો ત્રણ ગુણવ્રતો અને ચાર શિક્ષાવ્રતો બતાવે છે. આ ઉપરથી પાંચ અણુવ્રતો સાથે એ ગુણવ્રતો અને શિક્ષાવ્રતોને મેળવતાં બાર વ્રતો આરાધવાનું ગૃહસ્થધર્મમાં સિદ્ધ થાય છે.

ગૃહસ્થના દ્વાદશવ્રતરૂપ ધર્મનું મૂળ સમ્યક્ત્વ છે. સમ્યક્ત્વ શી વસ્તુ છે ? એ બાબત દ્વિતીય પ્રકરણના અન્તભાગમાં જોઇ આવ્યા છીએ, અને ત્યાંથી એ સમજી આવ્યા છીએ કે દેવ, ગુરૂ અને ધર્મ એ ત્રણ તત્ત્વોને યથાર્થ રીતે ઓળખી તે ઉપર દૃઢ શ્રદ્ધા રાખવી એ સમ્યક્ત્વ છે. આ સમ્યક્ત્વ પ્રથમ પ્રાપ્ત કર્યા પછી દ્વાદશવ્રતના માર્ગ ઉપર આરોહણ કરાય છે.

ગૃહસ્થનાં બાર વ્રતોમાં પ્રથમ પાંચ અણુવ્રતોને લગાર વિશેષ રીતે જોઇ જઇએ.

**૧ સ્થૂલ પ્રાણાતિપાતવિરમણ.** અર્થાત્ સ્થૂલહિંસાનો ત્યાગ. સર્વથા કોઇ જીવને મારવો નહિ, એવું વિકટ વ્રત ગૃહસ્થોથી ન પાળી શકાય એ દેખીતું છે. એ માટે એઓના અધિકાર પ્રમાણે સ્થૂલ ( મોટી ) હિંસા નહિ કરવાનું વ્રત બતાવવામાં આવ્યું છે. ત્રસ અને સ્થાવર એ બે પ્રકારના જીવો પાછળ આપણે જોઇ ગયા છીએ* તેમાં સ્થાવર ( પૃથ્વી, જલ વગેરે ) જીવોની હિંસાથી સર્વથા બચવાનું અસંભવિત હોવાથી ત્રસ ( હાલે ચાલે એવા બેઇન્દ્રિય આદિ ) જીવોની હિંસા ન કરવાનું

* પ્રથમ પ્રકરણના ચૌદમા શ્લોકની વ્યાખ્યામાં.

વ્રત ગૃહસ્થોએ સ્વીકારવાનું છે. આની અંદર બે અપવાદ છે. એક તો અપરાધી-ગુનેહગારને મારી બક્ષવાનું ન બની શકતું હોય, ત્યારે આ વ્રતનું બન્ધન નથી, એ, અને ઘર, ખેતર, પાદર વગેરેના +આરંભ-સમારંભમાં ત્રસ જીવોની પણ હિંસા થવા છતાં આ વ્રતને બાધા આવતી નથી, એ.

આ ઉપરથી-" નિરપરાધી ત્રસ જીવોને સંકલ્પથી ( બુદ્ધિપૂર્વક-જાણી જોઇને ) ન હણવા " એ પ્રથમ વ્રતનો નિકર્ષ છે.*

આ વ્રતમાં સ્થાવર જીવોની હિંસાનો અટકાવ નહિ હોવા છતાં પણ બનતાં સુધી તેની વ્યર્થ હિંસા ન થાય, એ તરફ ખ્યાલ રાખવાનો છે. એ સિવાય **અપરાધી**ના સંબન્ધમાં પણ વિચારદૃષ્ટિ રાખવાની છે. સાપ-વિંછીના કરડવાથી તેને અપરાધી સમજી લેવા અને તેને મારવાની ચેષ્ટા કરવી એ બહુ ગેરવ્યાજબી છે. હૃદયમાં દયાની લાગણી પૂરી રહેવીજ જોઇએ, અને સર્વત્ર વિવેકદૃષ્ટિથી લાભ-અલાભના વિચારપૂર્વક પ્રવૃત્તિ કરવી જોઇએ. એજ ગૃહસ્થજીવનનો શૃંગાર છે. ‡

---

+ખોદવું, પાડવું સળગાળવું વગેરે વ્યાપાર.

* " पङ्गुकुष्ठिकुणित्वादि दृष्ट्वा हिंसाफलं सुधीः ।
निरागस्त्रसजन्तूनां हिंसां सङ्कल्पतस्त्यजेत् " ॥ १ ॥
( હેમચન્દ્રાચાર્યકૃત યોગશાસ્ત્ર, દ્વિતીય પ્રકાશ. )

‡ અહીં એ ધ્યાનમાં રાખવું જોઇએ કે-**જૈનો**નો દયાસંબન્ધી ઉપદેશ દુનિયાને બાયલો બનાવનાર નથી, કિન્તુ જગત્‌ને વિવેકનો માર્ગ શિખવનાર છે. વ્યર્થ મારામારી-કાપાકાપી કરવામાં પોતાની શકિતનો દુરૂપયોગ કરવો, એ તામસિક ક્રૂરતા છે. એથી દેશની પાયમાલી થવા સિવાય બીજું કશું પરિણામ આવતું નથી. બાકી તો સાત્ત્વિકશૌર્યવાળા અનેક પુરાતન અને ઇતિહાસપ્રસિદ્ધ **જૈન** રાજા મહારાજાઓએ ( જેઓ **મહાન્ શ્રાવક** તરીકે ગવાયા છે ) ઘણાં યુધ્ધો ખેલ્યાં છે; અને એવી રીતે રાજાઓ અને ગૃહસ્થોને પોતાની નીતિ-રીતિ પ્રમાણે વર્ત્તવામાં **જૈન** દૃષ્ટિએ અટકાવ છેજ નહિ.

સર્વ પ્રકારે અહિંસા પાળવાનું મહાવ્રત સાધુઓને માટે છે. ગૃહ-

એક વાત આ પ્રસંગે જણાવી દેવી જોઇએ કે ગૃહસ્થોએ-ઉકાળેલું પાણી પીવાનું ન બની શકે તો-કપડાથી ગળીને પાણી પીવાનું લક્ષ્યમાં રાખવું ઘટે છે. આ વિષયમાં સર્વ વિદ્વાનોનો એકજ મત છે. " वस्त्रपूतं जलं पिबेत् "-' વસ્ત્રથી ગળેલું શુદ્ધ જળ પીવું, ' એ **મનુનું** વાક્ય પણ પ્રસિદ્ધ છે. **ઉત્તરમીમાંસા**માં પણ કહ્યું છે કે—

" षड्त्रिंशदंगुलायामं विंशत्यंगुलविस्तृतम् ।
दृढं गलनकं कुर्याद् भूयो जीवान् विशोधयेत् "

અર્થાત્—' છત્રીશ આંગળ લાંબું અને વીશ આંગળ વિસ્તારવાળું **ગળણું** (પાણી ગળવાનું કપડું) રાખવું અને એથી ગળેલું પાણી વાપરવું. '

આ શ્લોકમાં-' भूयो जीवान् विशोधयेत् ' એ વાકય તરફ ધ્યાન આપવાની અગત્ય છે. એ વાકયનો અર્થ એ છે કે-" પછી જીવોનું પરિશોધન કરવું " અર્થાત્ જે કપડાથી પાણી ગળ્યું, તે કપડામાં આવેલા

---

સ્થોનો ધર્મ સાધુઓના ધર્મથી ઘણો ન્યારો અને બહુ ટૂંકો છે. ગૃહસ્થોનું અહિંસાવ્રત સાધુઓની અહિંસાના સોળમા ભાગે બતાવવામાં આવ્યું છે, એ ઉપરના લેખથી જાણી આવ્યા છીએ. આ ઉપરથી ગૃહસ્થોના ધાર્મિક નિયમોમાં કેટલી છૂટ રાખવામાં આવી હોવી જોઇએ, એ વાત સહજ સમજી શકાય છે.

નિરપરાધીને દબાવવું, એ સંસારનો કોઇ પણ સભ્ય કબૂલ કરશે નહિ, અને યોગ્યતા પ્રમાણે અપરાધીની સ્હામે થવું, એ ગૃહસ્થોની લાઇનને દુનિયાનું કોઇ ધર્મશાસ્ત્ર અટકાવશે નહિ.

માનસશાસ્ત્રનાં તત્ત્વો નહિ સમજનાર ધર્મનાં તત્ત્વો સમજી શકતો નથી. અને એથી એનું જીવન બહુ છિન્નભિન્ન દશામાં મૂકાય છે. લાગણીના કોઠામાં દયાનો ભાવ ભરેલો રહેવામાંજ મનુષ્યનું મનુષ્યત્વ સમાયલું છે. જગતનું કલ્યાણ ઉદાર હૃદયના મહાપુરૂષોથીજ થઇ શકે છે. દયાથી વેગળા રહેલા ટૂંકી દૃષ્ટિના સ્વાર્થપ્રિય લોકોનો પગ જે જમાનામાં મજબૂત હોય છે, તે જમાનામાં પ્રજાને જે ત્રાસ ભોગવવો પડે છે, તે હિન્દુસ્તાનના પ્રાચીન ઇતિહાસને જાણનારાઓથી ગુપ્ત નથી.

જન્તુઓ પાછા એમના એમ તે કપડામાંજ રહે તો તે મરી જાય, એ દેખીતું છે. અને એ હિંસાને ધર્માભિલાષી માણસ આંખથી જતી કરે નહિ. માટે તે કપડાનો સંખારો ( પાણીમાં આવેલા જન્તુઓ ) પાછો પાણીમાંજ પહોંચાડી દેવો જોઇએ. અર્થાત્ તે સંખારો થોડા પાણીમાં નાંખી તે પાણી જ્યાંથી ( જે કુવા-તળાવમાંથી ) લાવ્યા હોય, તેમાં મેળવી દેવું. આ વાત **જૈનોનાજ** ઘરની નથી, કિન્તુ પ્રમાણ અપાયલા ચાલુજ ( ઉત્તરમીમાંસા ) ગ્રન્થના—

" म्रियन्ते मिष्टतोयेन पूतराः क्षारसम्भवाः ।
क्षारतोयेन तु परे न कुर्यात् संकरं ततः " ॥

આ શ્લોકથી પણ બતાવવામાં આવ્યું છે કે—" ખારા પાણીના પોરા મીઠા પાણીમાં અને મીઠા પાણીના પોરા ખારા પાણીમાં આવવાથી મરી જાય છે, માટે એક બીજા જલાશયનું વિચિત્ર સ્વભાવનું પાણી ગળ્યા વગરનું સેળભેળ ન કરવું. "

આ સિવાય **મહાભારત**માં પણ કહ્યું છે કે—

" विंशत्यंगुलमानंतु त्रिंशदंगुलमायतम् ।
तद्वस्त्रं द्विगुणीकृत्य गालयित्वा पिवेज्जलम् " ॥
" तस्मिन् वस्त्रे स्थितान् जीवान् स्थापयेज्जलमध्यतः ।
एवं कृत्वा पिवेत् तोयं स याति परमां गतिम् " ॥

" વીશ આંગળ પહોળું અને ત્રીશ આંગળ લાંબુ વસ્ત્ર લઇ તેને બેવડું કરી તેનાથી ગળીને પાણી પીવું, અને તે વસ્ત્રમાં આવેલા જીવોને જળમાં ( કુવા વગેરેમાં ) નાંખવા. એવી રીતે પાણી પીનાર ( ગળ્યા વગર પાણી પીનારની અપેક્ષાએ ) સારી ગતિ પામે છે.

આ સિવાય **વિષ્ણુપુરાણ** વગેરે બીજા પણ અનેક ગ્રન્થોમાં પાણી ગળીને પીવાનું કહેવામાં આવ્યું છે.

પહેલું અણુવ્રત જોયું. હવે—

**૨ સ્થૂલમૃષાવાદવિરમણ**—સ્થૂલ મૃષાવાદનો પરિત્યાગ. સર્વથા-સૂક્ષ્મ પણ અસત્ય નહિ બોલવાની ટેક નહિ રાખી શકનાર ગૃહસ્થોને સ્થૂલ અસત્યનો ત્યાગ કરવાનું આ બીજા વ્રતમાં પ્રાપ્ત થાય છે. વૈવિશાળ

આદિ પ્રસંગે **વર-કન્યા**ના સંબંધમાં, જાનવરના સંબન્ધમાં, ખેતર-પાદરના સંબન્ધમાં અને એવાંજ બીજાં મોટાં અસત્ય નહિ બોલવાનું, તેમજ પારકી થાપણ નહિ ઓળવવાનું, ખોટી સાક્ષી નહિ પૂરવાનું અને ખોટાં લેખ નહિ કરવાનું આ વ્રત છે. +

૩ **સ્થૂલ અદત્તાદાનવિરમણ**—સ્થૂલ ચોરીનો ત્યાગ. સર્વથા સૂક્ષ્મ પણ ચોરીથી બચવાનું અશક્ય સમજનાર ગૃહસ્થોને આ ત્રીજા વ્રતમાં સ્થૂલ ચોરીનો પરિત્યાગ કરવાનો હોય છે. ખાતર પાડવું, તાળું તોડી લઇ જવું, ગાંઠ કાપવી, દાણચોરી કરવી, ઓછું દેવું-વધારે લેવું, તેમજ રાજા દંડે અને પ્રજાની દૃષ્ટિએ અપમાનપાત્ર થવાય, એવી ચોરી નહિ કરવાનું આ વ્રત છે. કોઇનું રસ્તામાં પડી ગયેલું દ્રવ્ય ઉઠાવી લેવું, કોઇના દાટેલા ધનને ઉપાડી લેવું, કોઇની થાપણને ગટ કરી જવી, એ બધાનો આ વ્રતમાં સારી પેઠે ત્યાગ કરાય છે.[1]

૪ **સ્થૂલ મૈથુનવિરમણ**—પરસ્ત્રીનો ત્યાગ કરવો એ આ વ્રતનો અર્થ છે. વેશ્યા, વિધવા અને કુમારીની સંગતનો ત્યાગ આ વ્રતમાં આવી જાય છે.[2]

૫ **પરિગ્રહપરિમાણ.** ઇચ્છા અપરિમિત છે. તેને નિયમમાં રાખવી, એ આ વ્રતનો અર્થ છે. ધન, ધાન્ય, સોનું, રૂપું, ઘર, ખેતર, પશુ વગેરે તમામ મિલકતનો પોતાની ઇચ્છા પ્રમાણે નિયમ રાખવો. નિયમથી વધારે કમાણી થાય તો તે ધર્મના ક્ષેત્રમાં ખર્ચવી. ઇચ્છાનું

---

+ " कन्या गोभूम्यलीकानि न्यासापहरणं तथा ।
कूटसाक्ष्यं च पञ्चेति स्थूलासत्यान्यकीर्त्तयन् " ॥

—હેમચંદ્ર, યોગશાસ્ત્ર.

૧ " पतितं विस्मृतं नष्टं स्थितं स्थापितमाहितम् ।
अदत्तं नाददीत स्वं परकीयं क्वचित् सुधीः " ॥ १ ॥

—હેમચંદ્ર, યોગશાસ્ત્ર.

૨ षण्ढत्वमिन्द्रियच्छेदं वीक्ष्याऽब्रह्मफलं सुधीः ।
भवेत् स्वदारसंतुष्टोऽन्यदारान् वा विवर्जयेत् " ॥ २ ॥

—હેમચંદ્ર, યોગશાસ્ત્ર.

પરિમાણ નહિ કરવાથી લોભનું દબાણ વધુ થાય છે, અને એથી આત્મા અધોગતિમાં ચાલ્યો જાય છે. આ માટે આ વ્રતની આવશ્યકતા છે.[1]

આ પાંચ અણુવ્રતો પછી ત્રણ ગુણવ્રતો આવે છે. દિગ્વ્રત, ભોગોપભોગોપરિમાણ અને અનર્થદંડવિરતિ.

૧ **દિગ્વ્રત.** ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ વગેરે દિશાઓ તરફ જવા આવવાનો નિયમ કરવો એ આ વ્રતનો અર્થ છે. લોભવૃત્તિઓ વધતી જતી અટકાવવા આ વ્રતને નિર્માણ કરવામાં આવ્યું છે. એટલુંજ નહિ પણ આ વ્રતના બન્ધનથી ફળસિદ્ધિ સ્પષ્ટ છે કે—નિયમબદ્ધ હદની બહારના પ્રદેશોમાં રહેતા જીવોની હિંસાનો પ્રસંગ રહેતો નથી. ત્યાં રહેલ કન્યા આદિને માટે અસત્યનો, સાક્ષી પૂરવાનો તેમજ ન્યાસાપહારનો સંભવ રહેતો નથી. ત્યાં રહેલ વસ્તુની ચોરીથી પણ દૂર રહેવાય છે. ત્યાંની સ્ત્રીઓના સમાગમથી પણ બચાય છે. ત્યાંના વૈભવની ઉપેક્ષા પૂરતો સંતોષ પણ રહે છે. એ રીતે સર્વ વ્રતોના પોષક તરીકે આ વ્રતની અગત્ય સ્પષ્ટ સમજી શકાય છે. +

૨ **ભોગોપભોગપરિમાણ.** એક વાર ભોગમાં આવતા પદાર્થો **ભોગ** કહેવાય છે. જેવા કે—અનાજ, પાણી વગેરે. વારંવાર ઉપભોગમાં આવતા વસ્ત્ર વગેરે પદાર્થો **ઉપભોગ** કહેવાય છે. આનું પરિમાણ કરવું—ઇચ્છાનુસાર નિરંતર નિયમ રાખવો, એ આ વ્રતનો અર્થ છે.‡ આ વ્રતથી તૃષ્ણા—લોલુપતા ઉપર કેવું દબાણ થાય છે, એ આ વ્રતનો અનુભવ કરવાથી માલૂમ પડી શકે છે. શાંતિના માર્ગમાં આગળ વધવાની

---

૧ " असन्तोषमविश्वासमारम्भं दुःखकारणम् ।
मत्वा मूर्च्छाफलं कुर्यात् परिग्रहनियन्त्रणम् " ॥
—હેમચન્દ્ર, યોગશાસ્ત્ર.

+ " दशस्वपि कृता दिक्षु यत्र सीमा न लङ्घ्यते ।
ख्यातं दिग्विरतिरिति प्रथमं तद् गुणव्रतम् " ॥
—હેમચન્દ્ર, યોગશાસ્ત્ર.

‡ " भोगोपभोगयोः संख्या शक्त्या यत्र विधीयते ।
भोगोपभोगमानं तद् द्वैतीयीकं गुणव्रतम् " ॥
—હેમચન્દ્ર, યોગશાસ્ત્ર.

લાલસાના પરિણામે આવો ત્યાગ-માર્ગ ગ્રહણ કરાય છે, એ માટે જેમાં અનેક જીવોનો સંહાર થવાનો સંભવ હોય તેવા પાપમય વેપારો પણ આ વ્રતમાં વર્જી દેવાય છે. અને એ સિવાય મદ્ય, માંસ, કંદમૂળ વગેરે અભક્ષ્ય ચીજો ખાવાનું પણ આ વ્રતમાં નિષિદ્ધ છે.

મદ્ય, માંસનું અભક્ષ્યત્વ તો સુસ્પષ્ટ છે. પરન્તુ એ સિવાય કંદમૂળ પણ ભક્ષણ કરવા યોગ્ય નથી. આ વાતને **જૈન**શાસ્ત્રકારોજ નહિ, પરંતુ **હિંદુ**ધર્મશાસ્ત્રકારો પણ પ્રતિપાદન કરે છે. જુઓ ! **મનુસ્મૃતિ**નો પાંચમો અધ્યાય. ત્યાં પાંચમા અને ઓગણીસમા શ્લોકમાં-" लशुनं गृञ्जनं चैव पलाण्डु " + + + વગેરે શબ્દોથી **લશણ**, ગાજર, ડુંગળી વગેરે અભક્ષ્ય ચીજો ખાવાની મનાઇ કરવામાં આવી છે. આ પદાર્થો **તામસ** સ્વભાવને પુષ્ટિ આપનારા છે. **શિવપુરાણ**, **ઇતિહાસપુરાણ** વગેરે ગ્રન્થોમાં પણ એ પદાર્થો ભક્ષણને અયોગ્ય બતાવ્યા છે.

આ સિવાય કઠોળ ( અડદ, મગ, ચણા વગેરે ) ની સાથે કાચું ગોરસ ( દૂધ, દહીં છાશ ) ખાવું તે પણ અભક્ષ્યભક્ષણ છે. આ વાતને **પદ્મપુરાણ**ના નીચેના શ્લોકથી પણ પુષ્ટિ મળે છે—

" गोरसं माषमध्ये तु मुद्गादिके तथैव च ।
भक्षयेत् तद् भवेन्नूनं मांसतुल्यं युधिष्ठिर ! " ॥

અર્થાત્ ' અડદ, મગ વગેરેની સાથે ( કાચું ) ગોરસ ખાવું તે હે યુધિષ્ઠિર ! માંસ ખાવા બરાબર છે. '

એ સિવાય મધુ ( મધ ) નું ભક્ષણ પણ વર્જિત છે. આ વાતને **મહાભારત** વગેરે હિન્દુધર્મગ્રન્થકારો પણ ટેકો આપે છે.

રાત્રિભોજન પણ અભક્ષ્ય છે. આ વાતને માન્ય રાખવા માટે બીજાં પ્રમાણો શોધવા પહેલાં આપણે સ્વાનુભવથી વિચાર કરવો જોઇએ—

સંધ્યા પડવાની સાથે અનેક જથ્થાબંધ સૂક્ષ્મ જીવો ઉડવા માંડે છે. રાત્રે દીવાની સ્હામે બેશુમાર જીવો ફરતા જોવાય છે. ઉઘાડા રાખેલા દીવાના પાત્રમાં પુષ્કળ જીવડાં પડેલાં દેખાય છે, અને એ સિવાય આપણા શરીર ઉપર પણ રાત્રિ પડતાંની સાથે અનેક જીવો બેસવા માંડે છે; આવી સ્થિતિમાં ભોજન ઉપર પણ જીવો અવશ્ય બેસતા હોવા જોઇએ, એ

ખુલ્લી વાત છે. આથી ભોજનની સાથે જીવડાંને પણ ભક્ષણ કરી જવાનું પાપ રાત્રિભોજન કરનારને ચોખ્ખી રીતે લાગતું જણાય છે. કેટલાંક ઝેરી જીવડાં ભોજનની સાથે પેટમાં આવતાં રોગને ઉત્પન્ન કરનાર થાય છે. કેટલાક ઝેરીલા જીવોની અસર તુરત નહિ થતાં લાંબે કાળે પણ થાય છે. ભોજનમાં જૂ આવી હોય તો જલોદર પેદા થાય છે. કરોળીયો આવવાથી કોઢ ઉત્પન્ન થાય છે. કીડી આવવાથી બુદ્ધિ હણાય છે. લાકડાનો કકડો આવી ગયો હોય તો ગળામાં પીડા ભોગવવી પડે છે. માખી આવવાથી વમન થાય છે. અને કોઇ ઝેરી પ્રાણી ખાવામાં આવી ગયો હોય તો અકાલ મૃત્યુના પંજામાં સપડાવું પડે છે.

સાયંકાલે ( સૂર્યના અસ્ત થવા પહેલાં ) કરેલું ભોજન, રાત્રે સુઇ જવાના વખત સુધીમાં ઘણું ખરૂં જઠરાગ્નિની જ્વાલા ઉપર ચઢી જવાથી નિદ્રામાં તેની માઠી અસર થતી નથી. તેથી ઉલટી રીતે વર્ત-વામાં-રાત્રે ખાઇને થોડીવારમાં સુઇ જવાથી, હરફર કરવાનું ન બનવાને લીધે પેટમાં તરતનું ભરેલું અન્ન નિદ્રામાં ઘણી વખતે ગંભીર બીમારી ઉત્પન્ન કરે છે. ભોજન કર્યાં પછી થોડું થોડું પાણી પીવાનો ડૉકટરી નિયમ છે. આ નિયમ, રાત્રિએ જમવાથી જોઇતા પ્રમાણમાં પાણી પીવાનો વખત નહિ મળવાને લીધે સચવાઇ શકે નહિ; અને એથી અજીર્ણ પેદા થાય છે. ' અજીર્ણ સર્વ રોગોનું મૂળ છે ' એ વાત " **अजीर्णप्रभवा रोगाः** " એ વાકયથી જગજાહેર છે.

આ બધી અનુભવસિદ્ધ બાબતો ઉપરથી-હિંસાના પાપની દૃષ્ટિને બાજુ ઉપર મૂકતાં, આરોગ્યની દૃષ્ટિએ પણ-રાત્રિએ ભોજન કરવું ગેર-વ્યાજબી ઠરે છે.

આ સંબન્ધમાં લગાર ધર્મશાસ્ત્રો તરફ ઉડતી નજરથી જોઇ લઇએ.

**હિન્દુધર્મ**શાસ્ત્રોમાં " માર્કણ્ડ " મુનિનું નામ જાણીતું છે. તેઓનો અભિપ્રાય-રાત્રિએ ખાવું તે માંસભક્ષણની બરાબર અને રાત્રિએ પાન કરવું તે રૂધિર પીવા બરાબર-છે. તે અર્થનો શ્લોક આ છે—

" अस्तं गते दिवानाथे आपो रुधिरमुच्यते ।
अन्नं मांससमं प्रोक्तं मार्कण्डेन महर्षिणा " ॥

કૂર્મપુરાણમાં પણ કહ્યું છે કે—

" न द्रुह्येत् सर्वभूतानि निर्द्वन्द्वो निर्भयो भवेत् ।
न नक्तं चैवमश्नीयाद् रात्रौ ध्यानपरो भवेत् " ॥

( ૨૭ મો અધ્યાય પૃ. ૬૪૫ )

" સર્વ પ્રાણિઓ ઉપર દ્રોહરહિત અને નિર્દ્વન્દ્વ તથા નિર્ભય રહેવાની સાથે રાત્રિએ ભોજન નહિ કરતાં ધ્યાનમાં તત્પર રહે. "

" आदित्ये दर्शयित्वाऽन्नं भुञ्जीत प्राङ्मुखो नरः " ॥

એ પણ તેજ પુરાણના ૬૫૩ મા પૃષ્ઠનું વાક્ય છે. એનો અર્થ એ છે કે-" સૂર્યની હૈયાતીમાં ગુરૂ કે વડીલને અન્ન બતાવી પૂર્વ દિશા તરફ ભોજન કરે. "

આવી રીતે અન્ય પુરાણો અને અન્ય ગ્રન્થોમાં પણ રાત્રિભોજનનો નિષેધ કરનારાં ઘણાં વાક્યો મળી આવે છે. યુધિષ્ઠિરને સંબોધન કરી ત્યાં સુધી કહેવામાં આવ્યું છે કે—ગૃહસ્થ કે સાધુ, કોઇએ રાત્રે પાણી પણ પીવું ન જોઇએ. તે શ્લોક આ છે—

" नोदकमपि पातव्यं रात्रावत्र युधिष्ठिर ! ।
तपस्विनां विशेषेण गृहिणां च विवेकिनाम् " ॥

આ શ્લોકમાં તપસ્વિઓ ( સાધુ–સંન્યાસિઓ ) ને માટે રાત્રિએ પાણી પણ પીવાનો ભાર દઇને નિષેધ કર્યો છે. એ ઉપરાંત ગૃહસ્થોને પણ એ બન્ધનથી જતા કર્યા નથી. આ વ્રતને નહિ પાલનારા ગૃહસ્થોને પણ અવિવેકી બતાવ્યા છે.

પુરાણોમાં ' પ્રદોષવ્રત ' ' નક્તવ્રત ' બતાવ્યા ઉપરથી કેટલાકો રાત્રિભોજન તરફ લલચાય છે. પરન્તુ આથી રાત્રિભોજનના નિષેધના શ્લોકો અપ્રમાણ ઠરે, એ વાત યાદ રાખવી જોઇએ. પૂર્વાપરનો વિરોધ ન આવે, તેમ શાસ્ત્રનાં વાક્યો વિચારવાં જોઇએ. ' प्रदोषो रजनीमुखम् ' એ વાક્યથી સૂર્યના અસ્ત થયા પહેલાની બે ઘડી જેટલા વખતને રાત્રિનું મુખ સમજવામાં અને તેજ વખતને પ્રદોષકાળ સમજવામાં [રાત્રિ]ભોજનના નિષેધક શ્લોકોની સાથે વિરોધ રહેશે નહિ. ' નક્ત '

શબ્દનો મુખ્ય અર્થ તો જો કે રાત્રિ છે, તથાપિ શાસ્ત્રકારો અને વ્યાખ્યાકારો, રાત્રિભોજનના નિષેધનાં અનેક પ્રમાણભૂત વાક્યો સાથે બાધ ન આવે-સંગતિ થાય એ માટે ' નક્ત ' શબ્દથી સૂર્યની અસ્તદશા પહેલાંની બે ઘડીનો વખત લેવાનું બતાવે છે.[1]

જેવી રીતે કે—

" दिवसस्याष्टमे भागे मन्दीभूते दिवाकरे ।
एतद् नक्तं विजानीयाद् न नक्तं निशि भोजनम् " ॥

" मुहूर्त्तोनं दिनं नक्तं प्रवदन्ति मनीषिणः ।
नक्षत्रदर्शनान्नक्तं नाहं मन्ये गणाधिप ! " ॥

---

૧ શબ્દનો મુખ્ય અર્થ લેવામાં વિરોધ જણાતો હોય, તો ગૌણ શક્તિથી ( લક્ષણાથી ) ઘટતો અર્થ લેવાય છે. ખાસ ' અમદાવાદ ' માં રહેનારો, જેમ બોલે છે કે—" હું અમદાવાદ રહું છું. " તેમ, અમદાવાદની પાસેના નાના ગામડામાં રહેનારો પણ બોલે છે કે—" હું અમદાવાદ રહું છું. " એકજ જાતનાં આ બે વાક્યોનો એકજ અર્થ થાય નહિ, એમ પામર પણ સમજી શકે છે. એકજ અર્થ લેવામાં આવે તો ખરી વાત ઉડી જાય. માટે કોઇ સ્થળે ' અમદાવાદ ' શબ્દથી ખાસ ' અમદાવાદ ' શહેર સમજવાનું હોય છે અને કોઇ સ્થળે ' અમદાવાદ ' શબ્દથી 'અમદાવાદ' શહેર સમજવામાં વાંધો આવતો હોય તો અમદાવાદની પાસેનું ગામડું સમજવું પડે છે. આવી રીતે મુખ્ય-ગૌણ અર્થનો વ્યવહાર લોકમાં પણ અનુભવાય છે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે મુખ્ય અર્થને કહેનાર શબ્દથી મુખ્ય અર્થના સમીપની વસ્તુ પણ પ્રકરણાનુસાર સમજવામાં વાંધો રહેતો નથી. આ નીતિ પ્રમાણે પ્રકૃતમાં પણ ' નક્ત ' શબ્દથી મુખ્ય અર્થ રાત્રિ જ્યાં ન ઘટતી હોય ત્યાં રાત્રિનો સમીપ ભાગ અર્થાત્ સૂર્યની અસ્તદશા પહેલાંની બે ઘડી જેટલો વખત લેવામાં કોઇ જાતનો વાંધો નથી. ' નક્ત ' શબ્દથી મુખ્ય અર્થ રાત્રિ લેવામાં રાત્રિભોજનના નિષેધનાં અનેક પ્રમાણોને વાંધો ઉઠાવનાર જોઇએ છીએ. માટેજ પૂર્વોક્ત ગૌણ અર્થ લેવાની જરૂર પડી છે. જ્યાં જ્યાં ગૌણ અર્થ લેવાય છે, ત્યાં બધે મુખ્ય અર્થ લેવામાં બાધા હોવાનું કારણ સમજવું.

અર્થાત્—દિવસના આઠમા ભાગને અથવા સૂર્યની અસ્તદશા પહેલાંની બે ઘડીના વખતને 'નક્ત' કહેવામાં આવે છે. અતએવ રાત્રિએ ખાવું એ 'નક્તવ્રત' નો અર્થ નથી. બીજા શ્લોકમાં ગણેશજીને ઉદ્દેશીને કહેલું ખાસ લક્ષ્યમાં રાખવા જેવું છે કે-જ્યારે નક્ષત્રો દેખાય, તે વખતને હું 'નક્ત' માનતો નથી.

વળી—

" अम्भोदपटलच्छन्ने नाश्नन्ति रविमण्डले ।
अस्तंगते तु भुञ्जाना अहो ! भानोः सुसेवकाः ? " ॥

" ये रात्रौ सर्वदाऽऽहारं वर्जयन्ति सुमेधसः ।
तेषां पक्षोपवासस्य फलं मासेन जायते " ॥

" मृते स्वजनमात्रेऽपि सूतकं जायते किल ।
अस्तंगते दिवानाथे भोजनं क्रियते कथम् ? " ॥

'જે સૂર્યના ભક્તો, જ્યારે સૂર્યમંડલ મેઘપટલથી આચ્છાદિત થાય છે, ત્યારે ભોજન કરતા નથી, તેજ સૂર્યના ભક્તો સૂર્યની અસ્ત દશામાં પણ ભોજન કરે એ કેવું આશ્ચર્ય ? જેઓ હમેશાં રાત્રિભોજનથી વિરક્ત છે, તેઓ પ્રતિદિન રાત્રિના અડધા દિવસના ઉપવાસી બનવાથી એક મહીનામાં પંદર ઉપવાસનું ફળ મેળવે છે. સ્વજનમાત્રના ( સ્વકુટુંબમાંથી કોઇના ) મરવાથી પણ સૂતક આવે છે, એટલે તે દશામાં કોઇ ભોજન કરતું નથી, તો દિવસનો નાથ સૂર્ય અસ્ત થયા પછી તો ભોજન કરાયજ કેમ ?.'

વળી—

" देवैस्तु भुक्तं पूर्वाह्णे मध्याह्ने ऋषिभिस्तथा ।
अपराह्णे च पितृभिः सायाह्ने दैत्यदानवैः " ॥

" सन्ध्यायां यक्षरक्षोभिः सदा भुक्तं कुलोद्वह ! ।
सर्ववेलामतिक्रम्य रात्रौ भुक्तमभोजनम् " ॥

—આ બે શ્લોકોથી યુધિષ્ઠિરને કહેવામાં આવ્યું છે કે-" હે યુધિષ્ઠિર ! દેવતાઓ દિવસના પૂર્વ ભાગમાં, ઋષિઓ મધ્યાહ્નકાલમાં, પિતૃલોકો બપોર પછીના વખતમાં, દૈત્ય-દાનવો સાયંકાલે અને યક્ષ-રાક્ષસો

સન્ધ્યા વખતે ભોજન કરે છે. પરન્તુ એ બધો વખત છોડી રાત્રે જે ભોજન કરવું છે, તે દુષ્ટ ભોજન છે.

આજ વાતની પુષ્ટિમાં-રાત્રિએ જે ૭ કામ કરવાં વર્જિત છે, તેમાં રાત્રિભોજન પણ ખાસ ભાર દઈને ગણવામાં આવ્યું છે, અને તે આ શ્લોક છે—

" नैवाऽऽहुतिर्नच स्नानं न श्राद्धं देवतार्चनम् ।
दानं वा विहितं रात्रौ भोजनं तु विशेषतः " ॥

અર્થાત્ આહુતિ, સ્નાન, શ્રાદ્ધ, દેવપૂજન, દાન અને વિશેષ કરીને ભોજન રાત્રે ન કરવું જોઈએ.

આ વિષયમાં '**આયુર્વેદ**' નો પણ એજ મુદ્રાલેખ છે કે—

" हृन्नाभिपद्मसंकोचश्चण्डरोचिरपायतः ।
अतो नक्तं न भोक्तव्यं सूक्ष्मजीवादनादपि " ॥

—સૂર્યના અસ્ત થયા પછી હૃદયકમલ અને નાભિકમલ એ બંને સંકોચાઇ જાય છે, એથી, અને સૂક્ષ્મજીવોનું પણ ભોજનની સાથે ભક્ષણ થઇ જતું હોવાથી રાત્રિએ ભોજન કરવું નહિ.

એ રીતે ભક્ષ્યાભક્ષ્ય સંબન્ધી રીતસર ખ્યાલ રાખી તદનુસાર વર્ત્તન રાખવાનું આ વ્રતમાં સમજવું.

૩. **અનર્થદંડવિરમણ.** વગર પ્રયોજને દંડાવું-કર્મથી બંધાવું એ અનર્થદંડ છે. એનાથી હઠવું એ આ વ્રતનો અર્થ છે. ફોગટ ખરાબ ધ્યાન ન કરવું, વ્યર્થ પાપનો ઉપદેશ ન આપવો અને નિરર્થક બીજાને હિંસક ઉપકરણો ન દેવાં એ આ વ્રતનું પાલન છે. એ સિવાય ખેલ-તમાશા જોવા, ગપ્પાં-સપ્પાં મારવાં, ઠઠ્ઠા-મશ્કરીની મોજ ઉડાવવી એ બધું પ્રમાદાચરણ પણ આ વ્રતની અંદર યથાશક્તિ છોડવું જોઇએ છે. ×

× " आर्त्तं रौद्रमपध्यानं पापकर्मोपदेशिता ।
हिंसोपकारिदानं च प्रमादाचरणं तथा " ॥
" शरीराद्यर्थदण्डस्य प्रतिपक्षतया स्थितः ।
योऽनर्थदण्डस्तत्त्यागस्तृतीयं तु गुणव्रतम् " ॥ २ ॥
—યોગશાસ્ત્ર, હેમચન્દ્ર.

ત્રણ ગુણવ્રતો જોયાં. ત્યાર પછી ચાર શિક્ષાવ્રતો આવે છે-સામાયિક, દેશાવકાશિક, પોષધ અને અતિથિસંવિભાગ.

૧ **સામાયિક.** રાગ-દ્વેષરહિત શાન્તસ્થિતિમાં બે ઘડી અર્થાત્ ૪૮ મિનિટ સુધી એક આસને રહેવું, એનું નામ સામાયિક છે. તેટલા વખતમાં આત્મતત્ત્વની વિચારણા, વૈરાગ્યશાસ્ત્રોનું પરિશીલન અથવા પરમાત્માનું ધ્યાન કરવાનું છે.*

૨ **દેશાવકાશિક.** છઠ્ઠા વ્રતમાં ગ્રહણ કરેલ દિશાના લાંબા નિયમનો એક દિવસ અથવા અમુક ટાઇમ સુધી સંક્ષેપ કરવો, એવીજ રીતે બીજાં વ્રતોમાં રહેલી છૂટનો સંક્ષેપ કરવો એ આ વ્રતનો અર્થ છે.+

૩ **પોષધવ્રત.** ધર્મને પોષણ કરનાર હોવાથી પોષધ કહેવાય છે. ઉપવાસ આદિ તપ કરી ચાર કે આઠ પહોર પર્યન્ત સાધુની પેઠે ધર્મક્રિયામાં આરૂઢ રહેવું, એ પોષધવ્રત છે. આ પોષધમાં પાપવાળા ( સાંસારિક-લૌકિક ) વ્યાપારોનો ત્યાગ, અંગની તૈલમર્દનઆદિથી શુશ્રૂષાનો ત્યાગ અને બ્રહ્મચર્યપૂર્વક ધર્મક્રિયા તથા શુભચિન્તન અથવા શાસ્ત્રવાંચન કરવામાં આવે છે.[1]

૪ **અતિથિસંવિભાગ.** આત્માની ઉન્નતિ મેળવવા જેઓએ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કીધો છે, એવા મુમુક્ષુ-અતિથિ-મુનિ-મહાત્માઓને અન્ન, પાણી, વસ્ત્ર વગેરે, જે તેઓના માગમાં બાધા ન નાંખે, કિન્તુ તેઓના સંયમને ઉપકાર કરનાર થાય, એવી ચીજોનું દાન કરવું અને

---

* " त्यक्तार्त्तरौद्रध्यानस्य त्यक्तसावद्यकर्मणः ।
मुहूर्त्तं समता या तां विदुः सामायिकव्रतम् " ॥
—હેમચન્દ્ર, યોગશાસ્ત્ર.

\+ " दिग्व्रते परिमाणं यत् तस्य संक्षेपणं पुनः ।
दिने रात्रौ च देशावकाशिकव्रतमुच्यते " ॥
—હેમચન્દ્ર, યોગશાસ્ત્ર.

1 " चतुष्पर्व्यां चतुर्थादिकुव्यापारनिषेधनम् ।
ब्रह्मचर्यक्रियास्नानादित्यागः पोषधव्रतम् " ॥
—હેમચન્દ્ર, યોગશાસ્ત્ર.

રહેવાને સ્થાન આપવું, એ આ વ્રતનો અર્થ છે.+ સાધુ-સંત સિવાય ઉત્તમ ગુણોના પાત્ર એવા ગૃહસ્થોની પણ પ્રતિપત્તિ કરવાનો આ વ્રતમાં સમાવેશ છે.

આ વ્રતમાં પાત્ર, કુપાત્ર અને અપાત્રનો વિચાર કરાય છે. પાત્રના ત્રણ ભેદો પડે છે—ઉત્તમ, મધ્યમ અને જઘન્ય. મહાવ્રતધારી શાંત-વૃત્તિસ્થ મુનિમહાત્માઓ ઉત્તમ પાત્ર છે, ગૃહસ્થધર્મનાં વ્રતોને પાળવા-વાળા આત્મોન્નતીચ્છુ શુદ્ધદૃષ્ટિવાળા સજ્જનો મધ્યમ પાત્ર છે અને વિરતિ—વ્રતોને નહિ પાળી શકનારા તથા છતાં તે ઉપર દૃઢ અભિરૂચિવાળા તત્ત્વસ્વરૂપની યથાર્થ શ્રદ્ધા ધરાવનારા સદ્‌ગૃહસ્થો જઘન્ય ( ત્રીજે નંબરે ) પાત્ર છે. જેઓ અવળે રસ્તે અજ્ઞાનતપઃકષ્ટ ઉઠાવે છે, તેવાઓ કુપાત્ર છે, અને જેઓ નિર્ગુણી છતાં સાધુ—મહાત્મા અથવા ધર્માચાર્ય-પણાનો ડોળ ઘાલી જગતને અંધારા કુવામાં નાંખવાનો પ્રયત્ન કરે છે, તેવા વિષયલંપટ લોકો અપાત્ર છે.

પાત્રોમાં આપેલું દાન મોક્ષનું સાધન માન્યું છે, અને કુપાત્ર તથા તથા અપાત્રોને સુપાત્રબુદ્ધિથી આપેલું દાન અનર્થકારી છે. અનુકંપાની લાગણીએ—દયાની દૃષ્ટિએ કોઇ પણ—ગમે તેવા માણસને દાન આપવામાં વાંધો નથી; એ દાન અનુકંપાદાન કહેવાય છે, અને એ કલ્યાણનું સાધન છે.

બાર વ્રતોની ટૂંક વ્યાખ્યા જોઇ. **ગુણવ્રતો** એ કારણથી કહેવાય છે કે તે વ્રતોથી અણુવ્રતોને ' ગુણ ' અર્થાત્ પુષ્ટિ મળે છે. **શિક્ષાવ્રતો** એ કારણથી કહેવાય છે કે તે વ્રતો ' શિક્ષા ' અર્થાત્ ધર્મના અભ્યાસરૂપ છે.

બારે વ્રતો ગ્રહણ કરવાનું સામર્થ્ય ન હોય, તો શક્તિઅનુસાર જેટલાં વ્રતો લેવાં હોય, તેટલાં લઈ શકાય છે. સમ્યક્ત્વયુક્ત એક વ્રતથી લઇને ગમે તેટલાં વ્રતો ધારણ કરનારા પુરૂષો **શ્રાવક** અને સ્ત્રીઓ **શ્રાવિકા** કહેવાય છે. ( કેવલસમ્યક્ત્વધારી પણ ' શ્રાવક ' છે.* )

---

+ " दानं चतुर्विधाहारपात्राऽऽच्छादनसद्मनाम् ।
अतिथिभ्योऽतिथिसंविभागव्रतमुदीरितम् " ॥

—હેમચન્દ્ર, યોગશાસ્ત્ર.

* सर्वविरतिरहितत्वे सति सम्यक्त्वधारित्वं श्रावकत्वम् ।

હવે અહીં પ્રસંગતઃ ગૃહસ્થોની **દિનચર્યા** ઉપર લગાર ટૂંકમાં દૃષ્ટિ કરી જઇએ.

ચાર ઘડી રાત્રિ બાકી રહે ત્યારે ગૃહસ્થે નિદ્રામાંથી ઉઠી જવું જોઇએ. ઉઠીને તરત પરમેષ્ઠિસ્મરણ કરી પોતાના સ્વરૂપનો વિચાર કરવો જોઇએ કે-' હું કોણ છું ?, કયાંથી આવ્યો છું ?, કયાં જવાનો છું ?, મારૂં કર્ત્તવ્ય શું છે ?' રોજ ઉંઘમાંથી ઉઠ્યા બાદ આવી વિચારણા કરવાથી સાધ્યબિન્દુનું સ્મરણ હમેશાં તાજું બન્યું રહે છે, અને એથી બહુ સારી રીતે કર્ત્તવ્યપરાયણ થઇ શકાય છે. મોહના દારૂણ હુમલા સ્હામેથી બચવાને માટે આવી ચિન્તના અગત્યની છે. સંસારની ઉપાધિનાં કાર્યો તો હમેશાં ગળે વળગેલાં છે, પણ પોતાનું મૂળ નિશાન ચૂકવું ન જોઇએ. અજ્ઞ માણસ-' આ કામ આજે પતાવી નાંખવાનું છે ' ' ફલાણું કામ કાલે કરવાનું છે ' ' અમુક કામ થોડા વખત પછી કરીશ '-એમ સંસારની માયામાં અહર્નિશ ઝંખતો રહી મરણનો ઉત્પાત ભૂલી જાય છે.*

આત્મચિન્તન કર્યા પછી સામાયિક, પ્રતિક્રમણ ( પાપથી હઠવું તે પ્રતિક્રમણ, અર્થાત્ સન્ધ્યા. તે પ્રાતઃકાલે અને સાયંકાલે કરવામાં આવે છે. ) યા જપ, સ્તોત્ર જે કંઈ પોતાની નિત્યક્રિયા કરવાની હોય, તે કરવી. હમેશાં નિયમસર પરમાત્માના નામનો શુદ્ધરીતે જપ કરવાથી પાપનો બોજો હલકો થવાની સાથે ચિત્તની સ્વચ્છતા મેળવાય છે અને દુર્ભાગ્ય ક્ષીણ થાય છે.

નિત્યક્રિયા કર્યા પછી **પ્રભુમંદિરે** જવું. પરમાત્માનું દર્શન-પૂજન કરવું. હમેશાંથી દર્શન-પૂજન કરતા આવ્યા છતાં ફળસિદ્ધિ જોવાતી નથી, તેનું કારણ એ છે કે આપણું પ્રભુપૂજન વિધિયુક્ત થતું નથી. વિધિરહિત અને પ્રેમ વગરની ક્રિયા ગમે તેટલા કાળ સુધી કરવામાં આવે, પણ એથી ઉચ્ચ ફળની આશા શી રીતે રાખી શકાય ? પ્રભુભક્તિના ત્રણ વિભાગો પડે છે—સ્મરણભક્તિ, દર્શનભક્તિ અને સ્પર્શનભક્તિ. પરમાત્માનું મનોભવનમાં સ્મરણ કરવું તે સ્મરણભક્તિ, પરમાત્માનું દર્શન કરવું તે દર્શનભક્તિ અને પરમાત્માની મૂર્તિનો

* " करिष्यामि करिष्यामि करिष्यामीति चिन्तया ।
मरिष्यामि मरिष्यामि मरिष्यामीति विस्मृतम् " ॥

સ્પર્શ કરવો તે સ્પર્શનભક્તિ છે. આ ત્રિવિધ ભક્તિ કેવી રીતે કરવી, તે એક દષ્ટાન્તથી જોઇએ—

એક ગૃહસ્થનો એકનો એક છોકરો પરદેશ ગયો છે. પરદેશ ગયાને બાર વર્ષ થયાં, ત્યાં સુધી પણ તેના બાપને તેના બિલકુલ સમાચાર મળ્યા નથી. હવે તેના બાપે ઉંડા નિઃશ્વાસો નાંખી તેના મળવાની આશા બિલકુલ છોડી દીધી છે. એક દિવસે શેઠને ટપાલમાં એક **કાર્ડ** આવ્યું. કાર્ડ જોતાંની સાથે શેઠના શરીરમાં વિજળી દોડાદોડ કરવા લાગી. એ કાર્ડ બીજા કોઇનું નહિ, પરન્તુ પરદેશ ગયેલ પોતાના પુત્રનું હતું. કાર્ડમાં પુત્રે પોતાના કુશળસમાચાર જણાવ્યા હતા. આ કાર્ડ વાંચતાં શેઠની સ્હામે પુત્રની આકૃતિ ખડી થઇ ગઇ. શેઠનું હૃદય પુત્રની મૂર્તિનું દર્શન કરવા લાગ્યું. સજ્જનો ! **પ્રભુનું સ્મરણ** પણ આવાજ પ્રકારનું થવું જોઇએ, કે પ્રભુને યાદ કરતાં–પ્રભુનો જપ કરતાં પ્રભુનો સ્વરૂપાકાર આપણા હૃદય સ્હામે ખડો થઇ જાય; તોજ તે સ્મરણભક્તિ યથાર્થ થઇ કહી શકાય.

**કાર્ડ**માં છેવટે જઇને એમ લખ્યું હતું કે–' હું અમુક દિવસે અહીંથી નિકળીશ અને અમુક ટાઇમે આપણા ગામના સ્ટેશને ઉતરીશ. ' પુત્રના આવવાના દિવસે શેઠ વખતસર **સ્ટેશન** ઉપર ગયા અને **પાસ** લઇને **પ્લેટફાર્મ** ઉપર ઉભા રહી રેલ આવવાની રાહ જોવા લાગ્યા. ધબકારા મારતી **ટ્રેન** આવી; છોકરો ડબાના બારણામાંથી મોંઢું બહાર કાઢી પોતાના પિતાને શોધી રહ્યો છે. અને બાપ પણ દરેક ડબાનાં બારણાં તરફ નજર નાખી રહ્યો છે. એટલામાં બાપ અને છોકરાની દષ્ટિ ભેગી થઇ. બાપે છોકરાને જોયો અને છોકરે બાપને જોયો. વાચક ! આ વખતે પિતાના શરીરમાં પ્રેમનો પ્રવાહ કેટલા જુસ્સાથી વહેવા લાગ્યો હશે ? પુત્રને પણ બાપ તરફ કેટલો ઉમળકો ઉછળવા માંડયો હશે ? બાપ–બેટાની ચાર આંખો મળતાં તેઓને જેમ પવિત્ર ભાવની આનંદમય ઉર્મિઓ ઉછળવા લાગી, તેમ આપણને પણ પ્રભુને જોતાં–પ્રભુની મૂર્ત્તિનું દર્શન થતાં પવિત્ર-ભાવવાળી આનન્દમય ઉર્મિઓ ઉછળવી જોઇએ; આવી સ્થિતિનું પ્રભુપ્રતિમાનું દર્શન થાય તોજ તે ઉચ્ચકોટીની દર્શનભક્તિ થઇ કહી શકાય.

હવે છોકરો રેલથી ઉતરી પ્લેટફાર્મ પર આવ્યો. આવતાંની સાથે બાપે તેને બાથમાં લીધો. અને ભેટયા. આ વખતે તેઓના હૃદયમાં

જે ઉછરંગભર્યો ભાવ ઉપજ્યો હશે, તે શબ્દોમાં બતાવી શકાય તેમ છે ખરો ?. આવો ઉછરંગભર્યો ઉલ્લાસ પ્રભુની મૂર્ત્તિને સ્પર્શ કરતી વખતે થવો જોઇએ; ત્યારેજ તે સ્પર્શનભક્તિ વાસ્તવિક અથવા મહત્ત્વની કહી શકાય.

પ્રભુપૂજન જેમ અગત્યનું છે, તેમ ગુરૂભક્તિ પણ જરૂરની છે. ગુરૂના સ્થાનમાં આવીને વિધિસર ગુરૂને વંદન કરવું જોઇએ. ગુરૂને વંદન કરી **પ્રત્યાખ્યાન** ગ્રહણ કરવું. પ્રાતઃકાલની ક્રિયા વખતે અને **પ્રભુસમક્ષ** ગ્રહણ કરેલું પ્રત્યાખ્યાન પુનઃ **ગુરૂ**સમક્ષ ( ગુરૂની જોગવાઇ હોય તો ) ગ્રહણ કરવાની જરૂર છે. પ્રત્યાખ્યાનનો સાદો અર્થ નિયમ યા પ્રતિજ્ઞા થાય છે. ઉપવાસ કરવો હોય, યા એક વખત અથવા બેજ વખત આહાર લેવો હોય, અથવા બીજી રીતે ભોજનસંબન્ધી વ્રત લેવાનું હોય, તો તેને માટે મનમાં કરેલ નિયમ ઉપર ગુરૂમહારાજ સમક્ષ ( તેમના અભાવે સ્વમુખથી ) શાસ્ત્રપ્રતિપાદિત સૂત્રના ઉચ્ચારણથી **સીલ** મારવામાં આવે છે. સાયંકાલે સૂર્યાસ્ત પહેલાં, રાત્રિએ આહાર -પાણી નહિ કરવાના અથવા કેવળ પાણી પીવાની છૂટ રાખવાના વ્રતને માટે પણ શાસ્ત્રોક્તસૂત્રોચ્ચારણથી પ્રત્યાખ્યાન ગ્રહણ કરવામાં આવે છે.

કેટલાકો કહે છે કે-આપણે મનમાં ધાર્યું તેજ બાધા. હાથ જોડવાથી ( ગુરૂસમક્ષ લેવામાં ) શું વિશેષ ? પણ એ કથન, કહેનારાઓની નિર્બલતા સૂચવે છે. પોતાના હૃદયમાં કોઇ પણ નિયમને ગ્રહણ કરવાની દૃઢ ભાવના થઇ હોય, તો ગુરૂમહારાજ યા વડીલની સમક્ષ શાસ્ત્રોક્તસૂત્રોચ્ચારણથી તે નિયમને પેક કરવાની જરૂર છે. હમેશાં ભાવના કે પરિણામ સરખા રહેતા નથી, એ કારણથી ભાવનાના વિકાસ વખતે શાસ્ત્રવિધિપૂર્વક જો નિયમ લેવામાં આવ્યો હોય, તો પછી ભાવના શિથિલ થઇ જતાં પણ, તે નિયમને વળગી રહેવા માટે આન્તરશક્તિથી પ્રાયઃ ટેકો મળતો રહે છે.

ગુરૂવન્દન પછી ગુરૂના મુખકમળથી ધર્મોપદેશનું શ્રવણ કરવું જોઇએ. ત્યાર પછી ગૃહસ્થ ભોજનાદિથી નિવૃત્ત થઇને ન્યાયપુરસ્સર દ્રવ્યોપાર્જનમાં પ્રવૃત્તિ કરે. સાયંકાળે પ્રતિક્રમણ કરે. રાત્રિએ અવકાશ મેળવી તત્ત્વવિચારોમાં પ્રવૃત્તિ કરે અને ગુરૂના ધર્મોપદેશમાંથી જે

સાંભળ્યું હોય, તેનો ઊહાપોહ કરે. વિચાર નહિ કરવાથી શ્રવણ કરેલાં તત્ત્વો હૃદયમાં સુપ્રતિષ્ઠિત થઇ શકતાં નથી. દેવદર્શન ત્રિકાળ કરવાનું કહ્યું છે: પ્રાતઃકાળે, મધ્યાન્હકાળે અને સાયંકાળે. મધ્યાન્હકાળની પૂજા મધ્યાન્હકાળ પહેલાં ૯-૧૦ વાગે પણ કરી શકાય છે. સાયંકાળનું પ્રભુ-દર્શન પ્રતિક્રમણ પહેલાં કરવાનું કહ્યું છે, છતાં તેનો સંયોગ ન મળે તો પ્રતિક્રમણ પછી પણ કરી શકાય. રાત્રિએ સુતી વખતે દેવગુરુનું સ્મરણ કરવું. પરમાત્માનું ધ્યાન કરીને સુવાથી કુસ્વપ્ન આદિ અમંગળનો પરિહાર થાય છે. નિદ્રા ઉડે ત્યારે સ્ત્રીના શરીરની દુર્ગુણતા ચિંતવવી. સ્ત્રીને પણ ધર્મનો સરખો હક્ક હોવાથી તેણીએ પણ પુરૂષના શરીરની મલિનતાનું ચિંતન કરવું. + **સ્થૂળભદ્ર** આદિ મહાત્માઓનાં ચરિત્રો પણ ચિંતવવાં. કામવાસનાની દુષ્ટતા વિચારવી. વિષયવાસનાને ઓછી કરવા માટે આવી ભાવનાની ઘણી જરૂર છે. વિચારશ્રેણીમાં આગળ વધતાં ત્યાં સુધી ભાવનામાં આરૂઢ થવાનું મહાત્માઓ જણાવે છે કે—

× " त्यक्तसंगो जीर्णवासा मलक्लिन्नकलेवरः ।
भजन् माधुकरीं वृत्तिं मुनिचर्यां कदा श्रये ? " ॥

" त्यजन् दुःशीलसंसर्गं गुरुपादरजः स्पृशन् ।
कदाऽहं योगमभ्यस्यन् प्रभवेयं भवच्छिदे ? " ॥

" महानिशायां प्रकृते कायोत्सर्गे पुराद् बहिः ।
स्तम्भवत् स्कन्धकषणं वृषाः कुर्युः कदा मयि ? " ॥

" वने पद्मासनासीनं क्रोडस्थितमृगार्भकम् ।
कदाऽऽघ्रास्यन्ति वक्त्रे मां जरन्तो मृगयूथपाः " ॥

" शत्रौ मित्रे तृणे स्त्रैणे स्वर्णेऽश्मनि मणौ मृदि ।
मोक्षे भवे भविष्यामि निर्विशेषमतिः कदा ? " * ॥

---

+ આ યોગિ-મહાત્મા કોશા નામની વેશ્યાને ત્યાં ચતુર્માસ રહેવા છતાં બ્રહ્મચર્યથી ડગ્યા ન્હોતા. ષડ્રસભોજન, સુંદર ચિત્રશાળા અને વેશ્યાની ઉન્માદક હાવભાવચેષ્ટાઓ, આટલું છતાં પણ તે મહર્ષિ પૂર્ણ સમાધિસ્થ રહ્યા હતા.

× હેમચન્દ્રાચાર્ય, યોગશાસ્ત્ર, તૃતીયપ્રકાશ-૧૪૨-૧૪૩-૧૪૪-૧૪૫-૧૪૬.

* આમાં પહેલા શ્લોકનો અર્થ મુનિધર્મને ગ્રહણ કરવાનો મનોરથ દર્શાવે છે, બીજા શ્લોકનો અર્થ મુનિચર્યાની ઉચ્ચ કોટી મેળવવાનો

—ઘર, સ્ત્રી, દ્રવ્ય વગેરેનો સંગ છોડી જીર્ણ વસ્ત્ર ધારણ કરી શરીરની શુશ્રૂષા નહિ કરતો અને માધુકરીવૃત્તિને ભજતો એવો **મુનિચર્યા** પાલનારો હું ક્યારે બનીશ ?. દુર્જનોની સોબત છોડી, ગુરૂના ચરણમાં રહી અને યોગનો અભ્યાસ કરી જન્મપ્રવાહને ઉચ્છેદન કરવામાં સમર્થ એવો હું ક્યારે બનીશ ?. ઘોર રાત્રિએ નગરની બહાર કાયોત્સર્ગમાં સ્થિત રહેલા એવા મારા શરીરને સ્તંભની જેમ અવલંબીને બળદો પોતાની ખાંધને ક્યારે ઘસસે ?. વનમાં પદ્માસનસ્થ બની રહેલા મારા ખોળામાં મૃગનાં બચ્ચાં ક્યારે આવી બેસશે ? અને બૂઢા મૃગો મારા મુખને ક્યારે સુંઘશે ?. શત્રુ-મિત્ર, તૃણ-સ્ત્રી, સુવર્ણ-પત્થર, મણિ-માટી અને મોક્ષ-સંસાર ઉપર સમાનબુદ્ધિવાળો હું ક્યારે બનીશ ?.

આ પ્રમાણે ગુણશ્રેણીઓ ઉપર વધવાને માટે વિવિધ અને ઉંચા મનોરથો ચિંતવવા. અને ત્યાર પછી પ્રાતઃકાલિક જે કૃત્ય કરવાનું છે, તે ઉપર જોઇ આવ્યા છીએ.

ઉપર પ્રમાણે **દિનચર્યા** પાલન કરવી એ ગૃહસ્થોનો ધર્મ છે. તે ધર્મ ઉપર આરૂઢ થયેલો ગૃહસ્થ પણ વિશુદ્ધિ મેળવે છે.

**अथ कान्तादृष्टिः—**

**ततश्च कान्तादृशि संप्रवेश स्ताराप्रभायं ध्रुवदर्शनं च ।**
**चित्तस्य देशे स्थिरबन्धनं यत् तां धारणाम च वदन्ति सन्तः॥११९॥**

Henceforth the enlightened soul passes on to the stage of Kānta where the perception is steady and like the lustre of a star. Dhārana which is characteristic of this stage means fixing the mind steadily on an object. ( 119 )

---

મનોરથ જણાવે છે, ત્રીજા શ્લોકના અર્થમાં કાયોત્સર્ગાદિનો મનોરથ રહેલો છે; ચોથા શ્લોકના અર્થમાં ગિરિ-ગુહાદિમાં રહેલ મહર્ષિઓની સ્થિતિનો મનોરથ સમાયલો છે અને પાંચમા શ્લોકના અર્થમાં પરમ સમભાવની સ્થિતિનો મનોરથ રહ્યો છે.

**Notes**—Having set forth the vows ( Yamas ), regulations ( Niyamas ), various postures ( Āsanas ), restraint of breath ( Prāṇāyāma ) and the withdrawal of senses from their objects ( Pratyāhāra ) in the previous Drashtis as means for the purification of the mind, the author describes now Dhāranā in the sixth Drashti. When the covering, which obscured knowledge, etc., is attenuated by the practice of the preliminary means, attention becomes steady and fixed.

Bhagvāna Pātanjali's definition of Dhāranā prescribes the fixing of attention on one place, *i. e.*, by abstracting it from all others. Mind must be applied to some object either in the body or outside the body and should continue to keep itself in that state. Attention must be fixed externally on some material object representing divinity and internally on seven plexuses, etc.. Bhagvāna Hemchandrāchārya recommends fixing attention on the navel, heart, the tip of the nose, forehead, eyebrow, palate, eyes, face, ears and head, etc.. When the mind becomes thoroughly localized on one of them it advances further on the path of Yoga.

One special feature to be noted is the primary importance of something external on which the attention is to be fixed; otherwise the beginner cannot proceed further. He must begin concentrating on it until his mind becomes firmly fixed on it.

The subject is so abstruse that it requires repeated instructions from a learned and pious teacher (Guru), else the very practice tends to ruin the beginner.

**કાન્તાદૃષ્ટિ—**

" સ્થિરા દૃષ્ટિમાંથી કાન્તાદૃષ્ટિમાં પ્રવેશ થાય છે. અહીં **તારા**ની પ્રભા સરખું અચળ દર્શન માનેલું છે અને ચિત્તને કોઇ પણ દેશમાં સ્થિર બાંધી દેવારૂપ ધારણા, જે યોગનું છઠ્ઠું અંગ છે, તે પ્રાપ્ત થાય છે."–૧૧૯

**ભાવાર્થ.** ધારણા એ સાતમું યોગાંગ આ છઠ્ઠી દૃષ્ટિમાં મેળવાય છે. **પ્રત્યાહાર**ને સિદ્ધ નહિ કરનાર ધારણા કદાપિ કરી શકતો નથી. એ માટે પ્રત્યાહાર સિદ્ધ કરી પછી ધારણામાં ઉતરવું. **ધારણાના** સંબન્ધમાં **હેમચન્દ્રાચાર્ય** યોગશાસ્ત્રમાં કહે છે કે—

" नाभिहृदयनासाग्रभालभ्रूतालुदृष्टयः ।
मुखं कर्णौ शिरश्चेति ध्यानस्थानान्यकीर्त्तयन् " ॥

( છઠ્ઠો પ્રકાશ, સાતમો શ્લોક. )

**અર્થાત્**—નાભિ, હૃદય, નાસિકાગ્રભાગ, કપાળ, ભ્રકુટિ, તાલુ, દૃષ્ટિ, મુખ, કર્ણ અને મસ્તક એટલાં ધ્યાનનાં સ્થાનો કહ્યાં છે.

**ગરૂડપુરાણમાં** ધારણાનાં આભ્યન્તર દશ સ્થાનો આવી રીતે બતાવ્યાં છે—

" प्राङ्नाभ्यां हृदयेचाथ तृतीय च तथोरासि ।
कंठे मुखे नासिकाग्रे नेत्रभ्रूमध्यमूर्धसु " ॥

" किञ्चित् तस्मात् परस्मिंश्च धारणाः दश कीर्त्तिताः " ॥

—નાભિ, હૃદય, છાતી, કંઠ, મુખ, નાસિકાગ્ર, નેત્ર, ભ્રકુટીનો મધ્ય ભાગ, મસ્તક અને તે ઉપરનો ભાગ એ ધારણાનાં આભ્યન્તર દશ સ્થળો છે.

**ઇશ્વરગીતામાં** ધારણાનું લક્ષણ બતાવતાં કહ્યું છે કે—

" हृत्पुंडरीके नाभ्यां वा मुर्ध्नि पर्वतमस्तके ।
एवमादिप्रदेशेषु धारणा चित्तबन्धनम् " ॥

—હૃદયકમળ, નાભિ, મસ્તક અથવા પર્વતનું શિખર એ વગેરે પ્રદેશોમાં ચિત્તને બાંધવું એ ધારણા છે.

**પતંજલિ** મહારાજ " देशबन्धश्चित्तस्य धारणा "–એ સૂત્રથી ધારણાની સમજુતિ આપતાં કહે છે કે–ધ્યેયદેશ ઉપર ચિત્તનું સ્થાપન કરવું તે ધારણા છે. અર્થાત્ જે દેશમાં ધ્યેયનું ચિન્તન કરવાનું છે, તે ધ્યાનના આધારભૂત દેશમાં ચિત્તને જોડી દેવું, એનું નામ ધારણા છે.

ધારો કે, તમે કોઇ પ્રભુની મૂર્ત્તિ તમારી સ્હામે રાખીને ચિત્ત તથા ઇન્દ્રિયોને વિષયો ઉપરથી ખેંચી લઇ શાન્તવૃત્તિમાં સ્થિર થઇ બેઠા છો, અને એ વખતે તમારી સર્વ ઇન્દ્રિયો તમારા શાન્ત ચિત્તને અનુસરતી હોવાથી ચિત્તને જ્યાં લગાડો, ત્યાં તે સ્થિર થાય, એવી સ્થિતિ ઉપર તમે આવ્યા છો. હવે આવા સમયે તે મૂર્ત્તિની સમ્મુખ જોઇ તે મૂર્ત્તિ જેટલા દેશમાં ( લાંબી, પહોળી, ઉંચી ) દેખાય છે, તેટલાજ દેશમાં ચિત્તને બાંધી દેવું–તદાકાર કરી દેવું, એનું નામ ધારણા છે. જ્યારે એ મૂર્ત્તિનો આકાર છોડી તમારૂં મન અત્યંત ચપળ થઇ જ્યાં–જે વિષય ઉપર જઇ બેસે, ત્યારે ત્યાંથી ચિત્તને ખેંચી પુનઃ તે મૂર્ત્તિ ઉપર જોડી દેવું. આમ અભ્યાસ કરવાથી ચિત્તની ચંચળતા ટળી જાય છે.

આલંબનભૂત દેશ ઉપર ચિત્ત જ્યારે એવી રીતે સ્થપાઇ જાય કે તમારૂં અન્તઃકરણ વચ્ચે અન્ય વિષયો ઉપર લગારે જવું ન જાય, એજ આલંબનભૂત દેશ તમારા ચિત્તનો વિષય રહે, ત્યારેજ તે ધારણા સિદ્ધ થઇ સમજવી; અને પોતાને ધ્યાન–સમાધિનો અધિકારી માનવો. આવી ધારણા ધ્યાનનું સાક્ષાત્ અને મુખ્ય અંગ છે.

ધ્યાનનો આધારભૂત દેશ, કે જેમાં ચિત્તને સ્થાપન કરવાનું છે, તે બે વિભાગોમાં વ્હેંચાય છે–બાહ્ય અને આભ્યન્તર. બાહ્યના વળી બે ભેદો પડે છે–આધિભૌતિક અને આધિદૈવિક. દીપ, વૃક્ષ, પર્વતનું શિખર, પ્રભુમૂર્તિ વગેરેનો આધિભૌતિકમાં સમાવેશ થાય છે. ચન્દ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, તારા વગેરેનો આધિદૈવિકમાં અન્તર્ભાવ થાય છે. ભ્રકુટિ, હૃદયકમળ, કંઠસ્થાન, નાસિકાનો અગ્રભાગ, તાલુસ્થાન, નેત્ર વગેરે શરીરના વિભાગો આધ્યાત્મિક અથવા આભ્યન્તર દેશ કહેવાય છે.

ધારણાના અભ્યાસીએ પ્રથમતઃ બાહ્ય–ભૌતિક પદાર્થોમાં ચિત્તવૃત્તિ સ્થાપવાનો પ્રયત્ન કરવો. બાણવિદ્યા શિખનાર જેમ પ્રથમ સ્થૂલ પદાર્થોને વિંધવાનો પ્રયત્ન કરે છે, તેમ યોગના ઉમેદવારે શરૂઆતમાં બહારના સ્થૂલ

પદાર્થો, જેવા કે ભગવાન્‌ની મૂર્ત્તિ વગેરે, તે ઉપર ચિત્તને બાંધવાનો મહાવરો કરવો; એમ ક્રમશઃ નિરંતર અભ્યાસ કરવાથી સૂક્ષ્મ અને આભ્યન્તર પ્રદેશમાં ચિત્તબન્ધન કરવાનું દુષ્કર રહેતું નથી. જે વસ્તુ શરૂઆતમાં દુષ્કર–અતિદુષ્કર જણાય છે, તે જ વસ્તુ અભ્યાસના પ્રવાહમાં વહેતા રહેવાથી સ્વતઃ પ્રાપ્ત થઇ જાય છે, એ વાત દરેકને જાણીતી છે.

આપણી સ્હામે વધારેમાં વધારે બે હાથ દૂર કોઇ પણ વસ્તુ મૂકવી અથવા ત્યાં કંઇક નિશાન કરવું, અને ત્યાર પછી તેની તરફ **ત્રાટક**ની પેઠે જોયા કરવું; નેત્રદ્વારા નિકળતી વૃત્તિને સ્થિર કરી **તન્મય** બની જવું. આ પ્રકારે રોજ બે, ચાર, પંચ ઘડી અભ્યાસ કરવાથી ધારણા સિદ્ધ થતાં ચિત્ત સ્થિરતા ઉપર આવી જાય છે.

**स्थिरस्वभावादिह नान्यमुच्च मीमांसनाया अपि संविकासः ।**
**सम्यक् स्थितः स्यादथ धारणायां लोकप्रियो धर्मसुलीनचेताः॥१२०॥**

Under this aspect on account of the steadiness of mind due to Dhāranā he ceases to rejoice in everything else and the analysing spirit is vigorously awakened in him. Thus well practised in Dhāranā he becomes highly popular and fervently devoted to religion. ( 120 )

“અહીં સ્થૈર્ય ગુણના પરિણામે અન્યત્ર અપ્રસ્તુત કામમાં હર્ષ થતો નથી અને આ દૃષ્ટિમાં મીમાંસાનો (તત્ત્વની સમ્યગ્ આલોચનાનો) ગુણ પ્રાપ્ત થાય છે. અહીં ધારણામાં સ્થિત થયેલ મહાભાગ આત્મિક કર્તવ્યો ઉપર એવો સ્થિર હોય છે કે તેને જોઇને સ્વાભાવિક રીતે તેના ઉપર સર્વને પ્રેમ થઇ આવે છે.”–૧૨૦

**मायाजलं तत्त्ववत ईक्षमाणोऽनुद्विग्न एत्याशु यथाऽस्य मध्यात् ।**
**भोगान् स्वरूपेण तथैव मायाऽम्बुवद् विदन् मुक्त उपैति मोक्षम्॥१२१॥**

One who knows the truth about mirage passes

on untroubled through it. So one who understands the true nature of worldly happiness which is mirage-like enjoys it and attains the final beatitude as well. ( 121 )

" માયાજળને ( દૂરથી જળ રૂપે દેખાતા ઝાંઝવાને ) સત્ય દૃષ્ટિથી, એટલે કે 'આ વાસ્તવમાં પાણી નથી, કિન્તુ સ્થળ છે' એ પ્રકારે દેખતો મનુષ્ય જેવી રીતે વિના ઉદ્વેગે એની વચ્ચેથી—એ રસ્તાના મધ્યમાંથી શીઘ્ર ચાલ્યો જાય છે, તેવી રીતે આ દૃષ્ટિવાળો ભોગોને પણ માયાજળની જેમ જોતો—અસાર કાલ્પનિક આભિમાનિક સુખરૂપે દેખતો ભોગોના રસ્તેથી ચાલવા છતાં પણ મોક્ષને મેળવી શકે છે "—૧૨૧.

**न धर्मशक्तिं प्रबलाममुष्यां भोगस्य शक्तिः क्षमते विहन्तुम् ।**
**दीपापहो गन्धवहो ज्वलन्तं दवानलं नेतुमलं शमं किम् ? ॥१२२॥**

Worldly pleasures cannot get the better of the religious attitude, while under this aspect. Is it possible for the wind which puts out a lamp to annihilate the forest conflagration ? ( 122 )

" આ દૃષ્ટિમાં ધર્મશક્તિ એવી પ્રબળ હોય છે કે તેને નિર્બલ ભોગ—શક્તિ હણવા સમર્થ થઇ શકતી નથી. દીપને બુઝાવી નાંખનારો પવન શું જાજ્વલ્યમાન દાવાનળને ઠંડો પાડી શકે ખરો ? "—૧૨૨

**मीमांसना दीपिकया समाना मोहान्धकारक्षपणेऽत्र भाति ।**
**तत्त्वप्रकाशप्रसरेण तेनाऽसमंजसस्याऽपि कुतः प्रचारः ? ॥ १२३ ॥**

Analysis is a lamp for dispelling the darkness of ignorance. With the spread of true knowledge, and thereby there is no room for irrational talk. (123)

" આ દૃષ્ટિમાં પ્રાપ્ત થતો **મીમાંસા** ગુણ મોહાન્ધકારને હણવામાં

દીપિકાના સરખો છે. આ તત્ત્વાલોક રહેતે આ દૃષ્ટિમાં અનુચિત પ્રવૃત્તિનો ક્યાંથી સંભવ હોઇ શકે ?—૧૨૩

**ભાવાર્થ.** આ દૃષ્ટિમાં ચિત્તની અસ્વસ્થ દશા ટળી જાય છે. અને એને લીધે સૂક્ષ્મબુદ્ધિદ્વારા તત્ત્વોને બહુ ઉત્તમ પ્રકારે વિચારવાનું પ્રાપ્ત થાય છે. આવી સુંદર વિચારણાને **મીમાંસા** કહેવામાં આવે છે. આ દૃષ્ટિનો એ ખાસ **ગુણ** છે. આ દૃષ્ટિમાં ' અન્યમુદ્ ' એટલે અન્યત્ર અપ્રસ્તુતમાં મનનું ચાલ્યું જવું એ **દોષ** ઠંડો પડી જાય છે, અને એથી પોતાના દરેક ચારિત્ર આચારમાં મનનું સમાધાન બહુજ સારી રીતે વધ્યા કરે છે. પાંચમી દૃષ્ટિના વૈરાગ્ય અને સંબોધ કરતાં આ દૃષ્ટિનો વૈરાગ્ય અને સંબોધ ઘણોજ ઉંચો હોય છે. આ દૃષ્ટિમાં પ્રાપ્ત થતા બોધને **તારા**ની ઉપમા આપવામાં આવી છે. તારાની ઉપમા આપવાનો હેતુ એટલોજ છે કે જેમ તેનો એક સરખો સ્થિર પ્રકાશ હોય છે, તેમ આ દૃષ્ટિમાં વર્તનારનો બોધ પણ તેવો હોય છે.

**अथ सप्तमी प्रभादृष्टिः—**

**दृष्टिः प्रभाऽर्कद्युतितुल्यबोधा ध्यानैकसारा रहिता रुजा च।**
**प्रवर्तते ध्यानसमुद्भवं शं शमप्रधानं स्ववशं गरिष्ठम् ॥ १२४ ॥**

The seventh aspect is Prabhā. Perception therein resembles the brilliance of the sun. Dhyāna ( meditation ) is its chief characteristic. It confers the highest bliss which originates in Dhyāna and which consists of self-restraint. ( 124 )

Dhyāna means concentration, *i.e.*, entire application of the mind on some object. Thought of Such object, external or internal, must relate to purity. The mind must be abstracted from all worldly attachments and sensual objects. This practice is highly beneficial to the adept on the path of Yoga. According to Jain Philosophy Dhyāna is classed under

four heads: Ārta, Raudra, Dharma and Shukla. The first two, instead of rooting out or controlling the Karmic forces, tend to favour the influx of fresh energies. Ārta Dhyāna means ardently desiring for the attainment of an object of choice, etc.. It is of four kinds: ( 1 ) Arising from eagerly brooding upon the loss of a dear object, son or a near relation ( Ishta viyoga ); (2) Brooding upon the attainment of unpleasant and undesirable things ( Anishta sanyoga ); (3) Brooding upon with anxiety over physical sufferings and diseases ( Rogachintā ); and (4) Entertaining high hopes or anxious fears for future ( Agrashocha ).

Raudra Dhyāna expresses itself into four forms: (1) Hinsānubandhi–taking delight in doing injury and kindred sins; (2) Mrishānubandhi–enjoying with pleasure the practice of deceit, fraud and hypocrisy; (3) Steyanubandhi–committing robbery, thefts and criminal mis–appropriations of the property of others; and (4) Dhanasamrakshānānubandhi-overscrupulously careful in protecting and increasing the accumulation of wealth and property.

Dharma Dhyāna is classified into four heads: (1) Ājnāvichaya includes concentration over the nine categories and substances with their attributes and modifications as laid down in the scriptures with a sincere belief in their truth as they are revealed by the Omniscient Masters. (2) Apāyavichaya means repeated reflections over the ways and means whereby the Karmic energies, the cause of repeated births and

deaths, full of pain and miseries are to be removed. It also includes the reflection over the relation between soul and non-soul and also over the evil consequences of attachment and aversion, and passions. The eradication of Karmic forces and realisation of self are the chief characteristics of this meditation. (3) Vipākavichaya means meditating over the effects and fruits produced by the working of the eight Karmic energies obscuring knowledge, perception, etc.. (4) Sansthānavichaya means contemplating over the regular working of nature and the constituents of nature, the conditions of the animate and in-animate objects along with their production, destruction and stability as expounded in Jain Philosophy.

It is also classified into four forms: ( 1 ) Pindastha Dhyāna in which the Yogi imagines his inner Self to be of the same essence with those of the liberated souls and with a firm faith that his Ātman is fully competent to root out all Karmic energies keeping him in bondage. This Pindastha Dhyāna also consists of five forms, such as Prithvi, Āgneyi, Māruṭi, Varuni and Tatrabhu. (2) Padastha Dhyāna consists in unbroken and continued concentration with the help of mantras, Pranava, Panchaparmesthi, etc.. (3) Rupastha Dhyāna means contemplation of the holy form of Tirthankar seated in the highly magnificent throne (Samovasarana) attended by Indras ( heavenly kings ) and adorned with eight heavenly signs ( Pratihārya ) and fanned by sixty-four yaksha gods with chowries and illumined by

the aurā of a dazzling radiance, explaining the divine truth in the speech distinguished by thirty-four excellent merits* under the Ashoka tree, diffusing peace and joy in all directions. (4) Rupātita Dhyāna consists in the contemplation of the inner Self without form, immaculate and as an embodiment of knowledge and consciousness with the unfoldment of perfect knowledge, perfect perception, intense power and infinite happiness. ( Anant chatushtaya ).

Shukla Dhyāna signifies intense absorption in the contemplation of ever- enlightened nature of our inward Self in all its purity. Unflinching belief and firm faith are essential, because if one concentrates his mind on some object he becomes entirely filled with that object. So if one fixes his mind on the Liberated Soul he becomes completely identified with the Liberated Soul, *i. e.*, he himself becomes illumined and liberated.

Shukla Dhyāna is classified into four forms:

( *a* ) Prithaktva Vitarka Vichāra consists in the successive contemplation of the Dravyas ( substances ) with their origination, dissolution and permanence and also with their attributes and modifications and also in successively contemplating on the activities of mind, speech and body. The Purvā-

---

* The Digambaris hold the speech to be Anakshari, &c., as laid down in the notes on Gunasthana.

dharas are only able to practise this meditation. ( *b* ) Ekatva Vitarka avichār consists in the meditation of ( Bhedābheda ) unity in diversity. He here unifies his previous diversified experience about substances and modifications. The advanced Soul has nearly completed the twelfth stage of development. All the obscuring destructive Karmic forces are now eradicated and the soul becomes illumined with Omniscience. ( *c* ) In the third Sukshmakriya the advanced soul strives to fight valiantly against the activities of mind, speech and body. The thirteenth stage of development ends here. ( *d* ) In the fourth form Samuchhinakriya, the last stage of Shukla Dhyāna, seventy-two Karmic energies are totally uprooted before two last samayas and thirteen remaining Karmic energies are destroyed in the last samaya when the Kevali Soul being free from the activities of mind, speech and body ( Yoga ) rises up immediately to the topmost part of the universe to reside there for ever in the enjoyment of divine attributes ( Sat, Chita and Ānanda ). The duration of this stage is only time enough to speak five short vowels.

अ, इ, उ, ऋ, ऌ. ( a, e, u, ri, li )

**પ્રભાદૃષ્ટિ—**

"આ સાતમી પ્રભાદૃષ્ટિમાં સૂર્યની કાન્તિસમાન પ્રબળ બોધ માન્યો છે. ...ી યોગનું સાતમું અંગ ધ્યાન પ્રાપ્ત થાય છે. આ દૃષ્ટિમાં રોગ નામનો ટળી જાય છે. આ દૃષ્ટિમાં ધ્યાનજનિત એવા સુખનો અનુભવ હોય કે જે સુખ ઉપશમપ્રધાન, સ્વાધીન અને ગરિષ્ઠ છે".—૧૨૪.

सुखासुखं लक्षयति—

सर्वं भवेद् अन्यवशं हि दुःखं सर्वं भवेद् आत्मवशं च सौख्यम् ।
सुखासुखं वस्तुत एतदुक्तं गुणोऽत्र तत्त्वप्रतिपत्तिरूपः ॥ १२५ ॥

Dependence on others constitutes pain and self-dependence constitutes happiness. This is the real nature of pleasure and pain. The quality called Tatva-realization ( Pratipatti ) is manifested in this Stage. ( 125 )

વાસ્તવિક સુખદુઃખ—

" પરવશતા એ દુઃખ છે અને સ્વવશતા એ સુખ છે, એમ તત્ત્વદૃષ્ટિએ સુખ અને દુઃખની વ્યાખ્યા કરવામાં આવી છે. આ દૃષ્ટિમાં તત્ત્વજ્ઞાનનો ગુણ આવિર્ભૂત થાય છે."—૧૨૫

या धारणाया विषये च प्रत्ययैकतानताऽन्तःकरणस्य तन्मतम् ।
ध्यानं, समाधिः पुनरेतदेव हि स्वरूपमात्रप्रतिभासनं मतः ॥१२६॥

Dhyāna is defined as the concentration of mind on the object of fixed attention. Intensified Dhyāna is Samādhi or in other words the perception of only the pure nature of soul. ( 126 )

**Notes** :—When Dhāranā is practised, the mind remains attentively localized on a certain internal or external object. The mind progresses further and flows in an unbroken current towards the fixed point. When this concentration is further intensified by rejecting the external perception and meditating only on the internal part, *i. e.*, on the object to be contemplated, such a state is called Samādhi. Three together are

called Samyama. It means, the mind of the beginner first becomes fixed on an object to be contemplated and then begins and continues to concentrate over it and eventually, by uninterrupted continuous concentration, it becomes identified with the presented idea and fused with the nature of the object to be contemplated.

Opinions of various Yogis and others differ as to the last stage. In short every human being however high or low or every animal is entitled to rise higher on the path of Yoga. From the lowest animal to the highest being, each one is likely to enjoy such state.

" ધારણાના વિષયમાં ચિત્તની એક સરખી વહેતી વૃત્તિઓને ધ્યાન કહેવામાં આવ્યું છે. સમાધિ એ ધ્યાનનો એક વિશેષ પ્રકાર છે. સ્વરૂપ-માત્રપ્રતિભાસને સમાધિ કહી છે. "—૧૨૬.

**ભાવાર્થ.** કોઇ પણ વસ્તુ તરફ એકાકાર ચિન્તનનો પ્રવાહ થવો એને ધ્યાન કહેવામાં આવે છે. એકાગ્ર બનેલી ચિત્તવૃત્તિઓનો જે એકા-કાર પ્રવાહ એ ધ્યાન છે. કોઇ પણ દેશમાં ચિત્તને સ્થાપન કર્યા પછીજ ધ્યાન કરી શકાય છે. ચિત્તનું કોઇ પણ પ્રદેશમાં સ્થાપન કરવું, એ ધારણા અને ત્યાર પછી તે વસ્તુના સ્વરૂપનું એકાકાર ચિન્તન થવું તે ધ્યાન છે.

આગળ આઠમી દૃષ્ટિમાં આઠમું યોગાંગ જે સમાધ પ્રાપ્ત થાય છે, તે સમાધિ, ધ્યાનથી જુદી ન હોવાને લીધે, અર્થાત્ ધ્યાનનોજ અમુક વિશેષ ભેદ હોવાને લીધે ધ્યાનની સાથે તે પણ પ્રસ્તુત શ્લોકમાં બતાવી દેવામાં આવી છે. ધ્યાનની ઉચ્ચ અવસ્થા એ સમાધિ છે. એ બેમાં સ્પષ્ટ રીતે ફરક એજ છે કે—ધ્યાનમાં ચિત્તવૃત્તિઓનો પ્રવાહ નિરંતર ધારારૂપ હોતો નથી, પણ મધ્યે વિચ્છેદવાળો હોય છે, જ્યારે સમાધિમાં તે પ્રવાહ અવિચ્છિન્ન હોય છે. ધ્યાનમાં–' હું અમુક વસ્તુનું ચિન્તન કરી રહ્યો છું ' એવી વૃત્તિ પણ રહેલી હોય છે; એથી કરીને ધ્યાનગત ચિન્તાશ્રેણી વિચ્છેદવાળી કહેવાય છે. આ વિચ્છેદ જ્યારે નિકળી જાય,

ત્યારે તે ધ્યાન સમાધિના નામથી ઓળખાય છે. આ ઉપરથી સ્પષ્ટીકરણ થઇ જાય છે કે-ધ્યાનમાં ધ્યેયનું ભાન તેમજ તે ભાનની વૃત્તિ (" હું ધ્યાન કરી રહ્યો છું ' એવી રીતની ) એમ બે પ્રકારનાં ભાન હોય છે, જ્યારે સમાધિમાં માત્ર ધ્યેયનું જ ભાન હોય છે, વચ્ચે બીજી કોઇ વૃત્તિ રહેતી નથી. " तदेव अर्थमात्रनिर्भासं स्वरूपशून्यमिव समाधिः " એ પાતંજલ યોગસૂત્રથી ( ૩-૩ ) પણ સમાધિને કેવળ ધ્યેયમાત્રના પ્રતિભાસ સ્વરૂપ બતાવી છે. એ સૂત્રનો એજ ભાવાર્થ છે કે જે ધ્યાનમાં ધ્યેયનો પ્રત્યય તૈલધારાની જેમ અવિચ્છિન્ન રીતે ચાલે, અને તે ધ્યાનનું પૃથક્ ભાન ન થાય એવું જે ધ્યાન તે સમાધિ છે. ટૂંકમાં, ધ્યાનમાં ધ્યાનાકાર વૃત્તિનો પણ સંબન્ધ હોય છે, જ્યારે સમાધિમાં તે નથી હોતો. ધ્યાનમાં ધ્યાનાકાર વૃત્તિનો સંસર્ગ હોવાથી તે પોતાના સ્વરૂપને જુદી વૃત્તિથી પ્રકાશ કરનારૂં છે, પરંતુ સમાધિમાં સમાધિના આકારવાળી વૃત્તિનો સંસર્ગ નહિ હોવાથી તે પોતાના સ્વરૂપને જુદી વૃત્તિથી પ્રકાશ કરનારી થતી નથી; એજ માટે ' જાણે તે સ્વરૂપશૂન્ય ન હોય ? ' એવો વ્યપદેશ સમાધિને માટે ' स्वरूपशून्यमिव ' એ વાક્યથી **પતંજલિ** મુનિએ કર્યો છે.

આ ઉપરથી જોઇ શક્યા છીએ કે સમાધિ એ ધ્યાનની પરિપક્વ અવસ્થારૂપ હોવાથી ધ્યાનજ છે. ધ્યાનના ભેદ-પ્રભેદો પાડી જૈન યોગ-ગ્રન્થોમાં તેનું બહુ વિવેચન કરવામાં આવ્યું છે; પરન્તુ તેને અવલોકવાનું આગળ પ્રસંગ ઉપર રાખીશું.

**असङ्गवृत्त्याख्यकसत्प्रवृत्तिपदं प्रभायां लभते मुनीन्द्रः ।**
**प्रशान्तवाहित्वमपीदमेवेदमेव नामान्तरतोऽन्य आहुः ॥१२७॥**

The lord of sages advances under this aspect to the condition of right action called Asangavritti ( state of disattachment ). It is Prashāntavāhitvam. It is also named in various ways by others. ( 127 )

" આ પ્રભા દૃષ્ટિમાં ' અસંગવૃત્તિ ' નામનું સદનુષ્ઠાન પ્રાપ્ત થાય છે. ( જેવી રીતે દંડના પ્રયોગથી ફરતું ચક્ર દંડનો વ્યાપાર બંધ પડી ગયા પછી પણ થોડો વખત ફરતું રહે છે, અને એનું કારણ ચક્રમાં

સ્થાપિત થયેલો દંડના પૂર્વ વ્યાપારનો સંસ્કાર છે, તેવીજ રીતે ધ્યાન થઇ રહ્યા પછી પણ ધ્યાનના સંસ્કારબલાત્ ધ્યાનના સમય જેવા શુદ્ધ પરિણામનો જે પ્રવાહ વહેવો, એને અસંગાનુષ્ઠાન કહેવામાં આવ્યું છે.) જેને **સાંખ્યાચાર્યો** ' પ્રશાન્તવાહિતા ', **બૌદ્ધો** ' વિસભાગપરિક્ષય ', **શૈવો** 'શિવવર્ત્મ' અને **મહાવ્રતિઓ** 'ધ્રુવાધ્વા' શબ્દથી કથે છે; તે આ અસંગાનુષ્ઠાન છે. "—૧૨૭

**ભાવાર્થ.** સાતમી દૃષ્ટિમાં ચિત્તની સ્થિરતાનો બહુજ મોટો લાભ મેળવાય છે, આ દૃષ્ટિમાં તત્ત્વપ્રતિપત્તિનો ગુણ પ્રાપ્ત થાય છે. આની પૂર્વદૃષ્ટિમાં જ્યારે **મીમાંસા** ગુણ હતો, તો તેના પરિણામે પ્રસ્તુત દૃષ્ટિમાં **તત્ત્વપ્રતિપત્તિ** ગુણનો પ્રાદુર્ભાવ થવોજ જોઇએ. તત્વોનું યથાર્થ જ્ઞાન એ તત્વપ્રતિપત્તિ શબ્દનો અર્થ છે. સૂક્ષ્મ પદાર્થોનો સૂક્ષ્મ બુદ્ધિ પૂર્વક વિચાર કરતાં કરતાં જે અજવાળું પડે છે, તે આ દૃષ્ટિનો ગુણ છે. એ અજવાળાને **સૂર્ય**ના પ્રકાશની ઉપમા આપવામાં આવી છે. આ દૃષ્ટિમાં **રોગ**, જે ધ્યાનનો પ્રતિબન્ધક છે, તે નષ્ટ થાય છે. એ દોષના દૂર થવાથી ધ્યાનનો એવો નિર્મળ પ્રવાહ પ્રાપ્ત થાય છે કે એનાથી આત્મા ઉપશમસુખની અંદર રમણ કરતો રહે છે. અને એનુંજ એ પરિણામ છે કે આ દૃષ્ટિમાં અસંગાનુષ્ઠાનનો અભ્યુદય હોય છે. જેવી રીતે દંડના પ્રયોગથી ફરેલું ચક્ર દંડનો વ્યાપાર બંધ પડી ગયા પછી પણ થોડો વખત ફરતું રહે છે, અને એનું કારણ દંડના પૂર્વ વ્યાપારનો સંસ્કાર છે, તેવી રીતે ધ્યાન થઇ રહ્યા પછી ધ્યાનજનિત સંસ્કાર-વશાત્ તેવાજ ( ધ્યાનના વખત જેવા ) પરિણામનો પ્રવાહ વહેવો એને ' અસંગાનુષ્ઠાન ' સંજ્ઞા આપવામાં આવી છે. આ બહુ ઉંચી સ્થિતિ છે. આનાથી પ્રતિક્ષણ બહુજ કર્મપુંજનો વિધ્વંબ થઇ જાય છે. આથી આત્મા બહુજ નિર્મળતા ઉપર પ્રાપ્ત થતો જાય છે. આ સ્થિતિની પ્રાપ્તિને દરેક યોગાચાર્યો અગત્યની માને છે, એટલા માટે તેઓ તે સ્થિતિનો જુદા જુદા નામથી પોતાના ગ્રન્થમાં ઉલ્લેખ કરે છે, અને તે મૂળ શ્લોકના મૂળ અર્થમાં જોઇ ગયા છીએ.

**अथाष्टमी परा दृष्टिः—**

**दृष्टिः परा नाम समाधिनिष्ठाऽष्टमी तदासङ्गविवर्जिता च ।**
**सात्मीकृताऽस्यां भवति प्रवृत्तिर्बोधः पुनश्चन्द्रिकया समानः॥१२८॥**

The eighth aspect called Parā is rooted in Samādhi. Even the Asanga disappears here. There is the realization of soul and the perception is like the moon-light. ( 128 )

પરા દષ્ટિ—

" આ પરાનામની આઠમી દષ્ટિમાં સમાધિ પ્રાપ્ત થાય છે. આ સ્થિતિમાં સમાધિ ઉપર પણ આસંગ રહેતો નથી. અહીં એવો અતિ ઉચ્ચકોટીનો ધર્મ પ્રાપ્ત થાય છે કે જે તદ્દન આત્મસ્પર્શી હોય છે. આ દષ્ટિમાં જળહળતા બોધને ચન્દ્રની જ્યોત્સ્નાની ઉપમા આપવામાં આવી છે. "—૧૨૮

**अस्यां निराचारपदो मुनीश्वरः श्रीधर्मसंन्यासवलेन केवलम् ।**
**लब्ध्वोत्तमं योगमयोगमन्ततः प्राप्यापवर्गं लभतेऽस्तकर्मकः ॥१२९॥**

The great sage in this stage is free from daily religious duties and on his attaining to the Dharmasamnyās stage he obtains absolute knowledge. He destroys his Karmic forces and attains to absolution with the practice of excellent Yoga which is Ayoga in the end. ( 127 )

" આ દષ્ટિમાં વર્તનો મુનીશ્વર પ્રતિક્રમણઆદિ આચારોથી રહિત હોય છે. અહીં * ધર્મસંન્યાસના સામર્થ્યથી કેવલજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. તે કેવલજ્ઞાની પરમાત્મા જિન્દગીના અન્તમાં અયોગઅવસ્થારૂપ ઉત્તમ યોગ ઉપર આવી સકળ કર્મો ક્ષીણ કરીને મોક્ષપદને પ્રાપ્ત કરે છે.–૧૨૯

**ભાવાર્થ.** ધ્યાનની શ્રેણી વધતાં વધતાં ઉંચા પ્રકારનું ધ્યાન, જે

---

* જે ધર્મો આત્માના શુદ્ધસ્વરૂપમય નથી, તે ધર્મોનો પરિત્યાગ એ ધર્મસંન્યાસ શબ્દનો અર્થ છે. એ મહાન્ યોગ છે. એ વિષે આગળ જોઇશું.

'સમાધિ' નામથી જોઇ ગયા છીએ, તે આ દૃષ્ટિમાં પ્રાપ્ત થાય છે. સમાધિનું સામર્થ્ય પરાકાષ્ઠા ઉપર જ્યારે પહોંચે છે, ત્યારે કેવલજ્ઞાનને અટકાવનારાં ઘાતિકર્મો ઉપર અત્યન્ત સખ્ત ફટકો લાગે છે. આ દૃષ્ટિમાં એવો સ્વચ્છ બોધ પ્રકટ થાય છે કે જેને ચન્દ્રના પ્રકાશની ઉપમા આપવામાં આવી છે. આ દૃષ્ટિમાં **આસંગ** દોષનો લય થાય છે, એટલે કે આ દૃષ્ટિમાં આત્મસ્વરૂપને હિતકર પ્રસંગ સિવાય અન્યત્ર પ્રવૃત્તિ હોતીજ નથી. આ દૃષ્ટિવાળાનો આત્મપરિણામ વૈરાગ્ય અને સંવેગથી બહુજ ભરપૂર હોય છે; અતએવ સમાધિ ઉપર પણ આ દૃષ્ટિવાળાનો **આસંગ** હોતો નથી. આ દૃષ્ટિનો ગુણ **પ્રવૃત્તિ** બતાવવામાં આવ્યો છે, એટલે કે આ દૃષ્ટિમાં વર્તનારની સંપૂર્ણ પ્રવૃત્તિ આત્મસ્વરૂપને સ્પર્શનારી હોય છે; અને એથી કરીને આઠમા ગુણસ્થાનથી ક્ષપકશ્રેણી ઉપર ચઢવાનું આ દૃષ્ટિવાળાને દુષ્કર રહેતું નથી. ક્ષપકશ્રેણી ઉપર ચઢવાથી મોહનીયકર્મનો ક્ષય થવા માંડે છે. અન્તર્મુહૂર્તમાં બારમે ગુણસ્થાન ઉપર પ્રાપ્ત થઇ સમસ્ત મોહનીયકર્મનો ક્ષય કરી આત્મા કેવલજ્ઞાન પ્રાપ્ત કરે છે. કેવલી થયા પછી આયુષ્યપર્યન્ત પૃથ્વીતળ ઉપર વિહરણ કરે છે. આયુષ્યના અન્તે શેષ ચાર ( અઘાતિ ) કર્મો ક્ષીણ કરી મુક્તિદશાને પહોંચે છે.

આ ઉપરથી જોઇ શકાય છે કે-આઠમી દૃષ્ટિમાં **શ્રેણી**અવસ્થા પ્રાપ્ત થાય છે; અને સાતમી દૃષ્ટિનો અધિકારી સાતમા ગુણસ્થાનવાળો છે, તથા છઠ્ઠી દૃષ્ટિવાળાનો છઠ્ઠે અને પાંચમે ગુણસ્થાને પણ સંભવે છે.

उपसंहरति—

तृणगोमयकाष्ठहव्यभुक्-
कणदीपप्रभयोपमीयते ।
अथ रत्न-भ-भानु-चन्द्रमः-
प्रभया बोध इह क्रमात् पुनः ॥ १३० ॥

खेदादिदोषा इह निर्गतास्तथाऽ
द्वेषादिका अष्ट गुणाः श्रिताः क्रमात् ।
इत्येवमङ्गाष्टकमष्टकं दृशां
संक्षेपतोऽदर्श्यत योगिसम्मतम् " ॥ १३१ ॥

( To recapitulate briefly ):—The instructive light in the first four is successively like the sparks of the fire of grass, cowdung, fuel and lamp-light. In the last four it is respectively like the light of the sun and the moon.

While acting under these stages the evils of exhausting languor, etc., disappear and eight eminent qualities as freedom from hatred, etc., are respectively attained. Thus are briefly expounded here the eight Drashtis along with the eight-fold Yoga as approved by the Yogis. ( 130-131 )

ઉપસંહાર—

આઠે દષ્ટિઓમાં દર્શનના વિકાસનો ક્રમ ઉપમાદ્વારા જોયો, તે આ પ્રમાણેઃ—

દર્શન—

પ્રથમ દૃષ્ટિમાં—તૃણાગ્નિકણસદૃશ.

બીજી દૃષ્ટિમાં—છાણાના અગ્નિના કણિયા સમાન.
ત્રીજી દૃષ્ટિમાં—કાષ્ઠાગ્નિકણસમાન.
ચોથી દૃષ્ટિમાં—દીપપ્રભાના સમાન.
પાંચમી દૃષ્ટિમાં—રત્નપ્રભાના સમાન.
છઠ્ઠી દૃષ્ટિમાં—તારાપ્રભાના સમાન.
સાતમી દૃષ્ટિમાં—સૂર્યપ્રભાના સમાન.
આઠમી દૃષ્ટિમાં—ચંદ્રપ્રભાના સમાન.

આપણે વાંચી ગયા કે આ આઠ દૃષ્ટિઓમાં ક્રમથી એકેક દોષ નિકળતો જાય છે, તે આ પ્રમાણે—

પહેલી દૃષ્ટિમાં—ખેદ.
બીજી દૃષ્ટિમાં—ઉદ્વેગ.
ત્રીજી દૃષ્ટિમાં—ક્ષેપ.
ચોથી દૃષ્ટિમાં—ઉત્થાન.
પાંચમી દૃષ્ટિમાં—ભ્રાન્તિ.
છઠ્ઠી દૃષ્ટિમાં—અન્યમુદ્ ( અપ્રસ્તુતમાં પ્રેમ )
સાતમી દૃષ્ટિમાં—રોગ.
આઠમી દૃષ્ટિમાં—આસંગ.

એ સિવાય એકેક ગુણ ક્રમથી પ્રકટ થતો જાય છે, તે આ પ્રમાણે—

પ્રથમ દૃષ્ટિમાં—અદ્વેષ.
બીજી દૃષ્ટિમાં—જિજ્ઞાસા.
ત્રીજી દૃષ્ટિમાં—શુશ્રૂષા.
ચોથી દૃષ્ટિમાં—શ્રવણ.
પાંચમી દૃષ્ટિમાં—બોધ.
છઠ્ઠી દૃષ્ટિમાં—મીમાંસા.
સાતમી દૃષ્ટિમાં—પ્રતિપત્તિ.
આઠમી દૃષ્ટિમાં—પ્રવૃત્તિ.

એ પ્રકારે અતિસંક્ષેપથી આઠ અંગો સહિત યોગની આઠ દૃષ્ટિઓ બતાવી.*—૧૩૦, ૧૩૧.

---

* યોગનાં આઠ અંગો તો સર્વસાધારણને માનનીય હોવાની સાથે

*   *   *   *

*   *   *   *

*   *   *   *

*   *   *   *

આ આઠે દૃષ્ટિઓમાં ઉન્નતિનો ક્રમ કેવો ગોઠવવામાં આવ્યો છે, અને દરેક દૃષ્ટિને **યોગાંગ** વગેરે કેટલા ગુણોથી સંપન્ન હોવાનું બતાવ્યું છે, તે વાંચનાર જાણી શક્યા હશે. આત્માની ઉન્નતિ કંઇ સાધારણ પ્રયાસથી મળી શકે તેમ નથીજ; એ માટે જેટલા ગુણો મેળવવા જરૂરના છે, તે બધા ગુણોનો સંગ્રહ આ આઠ દૃષ્ટિઓમાં કરી દીધો છે. આ દૃષ્ટિઓની **સડક** ઠેઠ **મુક્તિપુરી**ના દ્વાર લગી ગઇ છે. પરન્તુ આ બધાનો સારાંશ સ્પષ્ટ, સરળ અને એકજ વાક્યમાં કહીએ તો તે એજ છે કે-કષાયોનો જય કરવો એજ આત્મોન્નતિનું પરમ સાધન છે. મુક્તિનાં સાધન તરીકે શાસ્ત્રોમાં અનેક રીતના માર્ગો બતાવ્યા છે અને જુદાં જુદાં **દર્શનશાસ્ત્રોમાં** ભિન્ન ભિન્ન પ્રકારે મોક્ષપદ્ધતિ બતાવી છે, પરન્તુ મધ્યસ્થ દૃષ્ટિએ વિચાર કરતાં **જૈનાચાર્ય** મહર્ષિનો **ઉદારતા** ભર્યો આ શ્લોક દરેકે યાદ રાખવા જેવો છે કે—

" नाशाम्बरत्वे न सिताम्बरत्वे न तत्त्ववादे न च तर्कवादे ।
न पक्षसेवाऽऽश्रयणेन मुक्तिः कषायमुक्तिः किल मुक्तिरेव " ॥

( ઉપદેશતરંગિણી. )

અર્થાત્-દિગમ્બરસ્થિતિમાં મોક્ષ નથી, શ્વેતામ્બરઅવસ્થામાં મોક્ષ નથી, તત્ત્વોના વાદમાં મોક્ષ નથી, તર્કજાળ ફેલાવવામાં મોક્ષ નથી અને સ્વપક્ષની ભક્તિમાં મોક્ષ નથી, કિન્તુ કષાયોથી મુક્ત થવામાંજ મુક્તિ રહેલી છે.

હવે કષાયો શું છે ?, તે શી રીતે હાનિકર્તા છે ? અને તેનો વિજય શી રીતે અને કેવા ઉપાયોથી કરવો જોઇએ ? એ જિજ્ઞાસા અહીં ઉપસ્થિત થાય છે. એના સમાધાન માટે ચાલો ચોથા પ્રકરણમાં પ્રવેશ કરીએ.

---

સર્વત્ર પ્રસિદ્ધ છે, કિન્તુ યોગની આઠ દૃષ્ટિઓ જૈનેતર સમાજમાં, હું સમજું છું કે પ્રસિદ્ધ નથી; પરન્તુ આ દૃષ્ટિઓ ફક્ત **જૈનો**નેજ સમ્મત છે, એમ નથી; ભગવાન્ **હરિભદ્રસૂરિ** યોગદૃષ્ટિસમુચ્ચય નામના ગ્રન્થમાં સોળમા શ્લોકની વૃત્તિમાં લખે છે કે મહાત્મા **પતંજલિ** વગેરેને પણ આ યોગની દૃષ્ટિઓ સમ્મત છે.

# चतुर्थ-प्रकरणम् ।

## कषायजयः ।

## CHAPTER IV.

## Victory over Passions.

( Shlokas 78. )

The importance of purifying the soul by the removal of Kashāyas is more and more recognised day by day. The psychic laws which underly the efforts of the Indian Yogi are now being understood to a certain extent by the West. The principal thing is that man is a combination of two elements-physical and super-physical. Of these two the super-physical acts very powerfully on the physical. It is in fact the predominating element. Physical body is the outward result of the accumulation of super-physical elements round the soul, when Jiva becomes enclosed in the coating of Karmas. These super-physical elements are the first product of that union.

These are called Kashāyas. That the Kashāyas strengthen the coating of Karma is now testified by eminent clairvoyants and psychic researchers. The Kashāyas though themselves formless are yet capable of compelling the Jiva to be born in the physical body. They form one sheath of Karma on another as it were and these aggregates build up the physical body ever afterwards. They continue to dominate the physical body and govern all its actions unless resolute effort is made to shake off their tyranny. Yoga teaches how to get rid of them. It is in the natural order of things that, as the Kashāyas constitute the main cause of compelling Jiva to evolve in the Cycle of Births, they ought in the first instance to be rooted out if Jiva is to free himself of the recurring Cycle and to be firmly sacred on the new changing throne of self-illumination.

आत्मा ज्ञातव्यः—

**आत्मस्वरूपं प्रथमं प्रविद्युर्योगश्रियां प्रोत्सहमानचित्ताः ।**
**स एव योगस्य यदस्ति भूमिराकाशचित्रोपममन्यथा स्यात् ॥१॥**

Those whose minds are eager for the acquisition of the Yoga-wealth should first recognise the nature of the Soul, because Soul is the proper field for practising Yoga ; otherwise the practice of Yoga would be tentamount to drawing a picture in the void. ( 1 )

**Notes** :—There was a city called Suketpura, in the Bharata Kshetra, lying in Jambudwip. It was charmingly decorated with magnificent buildings, etc.

Mahābala, the king of that place, well accomplished, thought it necessary to have a beautiful art gallery and picture museum. He called two expert painters Vimal and Prabhās and ordered them to adorn the walls, etc., with excellent paintings in six months without consulting each other. A curtain was placed in the middle of the hall. Vimal completed the work entrusted to him at the appointed time. The king being highly pleased rewarded him accordingly. Prabhās only prepared the ground work. Being asked by the king he related what he did. He did so in order that the work when completed may surely have beneficial effect on the taste of the visitors to know and appreciate the true art and its treasures within their reach. The king was also satisfied with his work and rewarded him with magnificent gifts. Accordingly the purification of the mind–the ground-work of Yoga practice–is essential. In this story Suketpura represents Samsāra, the King Mahābala Achārya, art gallery the human life, the painters, beings capable of attaining Mokhsa, the Yoga–Bhumi–Atma and first impression right attitude, the whole painting, religion, various pictures (Yamas) vows, observances, decorating colours–regulations ( Niyamas ), appreciative mental attitude, spiritual force. So right attitude is the ground–work of Yoga practice, as preliminary preparation of ground–work is for painting.

**આત્મજ્ઞાન કરવું—**

" યોગલક્ષ્મી મેળવવા તરફ ઉત્સાહીહૃદયવાળાઓએ પ્રથમ આત્મસ્વરૂપનું યથાર્થ જ્ઞાન કરવું જોઇએ; કેમકે આત્મા એજ યોગનું સ્થાન

છે. આત્મસ્વરૂપનું પરિજ્ઞાન કર્યા વગર યોગમાં જે પ્રવૃત્તિ કરવી છે, તે ખરેખર આકાશમાં ચિત્ર ખેંચવા બરાબર છે "—૧

વ્યાખ્યા.

મનુષ્યને જ્યાં સુધી પુનર્જન્મની બરાબર ખાતરી થઇ ન હોય, ત્યાં સુધી તે અધ્યાત્મની પદ્ધતિ ઉપર પદાર્પણ કરવાને અધિકારી નથી. પુનર્જન્મના તત્ત્વસુધી જ્યારે દૃષ્ટિનો વિકાસ પહોંચે છે, ત્યારે હૃદયનો મળ ક્ષીણ થવા માંડે છે. પુનર્જન્મની સાબિતીમાં બીજાં પ્રમાણો કરતાં આપણો સ્વાનુભવજ બલવત્તર પ્રમાણ છે. જીવ ગર્ભાવસ્થામાં જ્યારે આવ્યો, ત્યારથી તેનો પુનર્જન્મ શરૂ થાય છે. પુનર્જન્મ શબ્દથી એવો અર્થ સ્ફુરે છે કે આ જન્મની પૂર્વ જન્મ હતો; ત્યારેજ આ જન્મ પુનર્જન્મ કહી શકાય. આત્મવાદી મહાત્માઓની દૃષ્ટિએ કોઇ એવો જન્મ છેજ નહિ કે જેની પૂર્વે જન્મ ન થયો હોય. અર્થાત્ જન્મનો પ્રવાહ અનાદિ છે અને અતએવ દરેક જન્મ પુનર્જન્મ છે.

પ્રથમ પ્રકરણના ૧૪ મા શ્લોક ઉપરની વ્યાખ્યામાં આત્મસિદ્ધિને માટે જે ટૂંક અવલોકન કર્યું છે, તે અહીં પુનર્જન્મની સિદ્ધિને અંગે લગાર સ્પષ્ટતાથી યાદ કરી જઇએ.

માનવસમાજમાં જોઇએ છીએ કે કેટલાક માણસો જન્મથી દરિદ્ર હોય છે, જ્યારે કેટલાક ગર્ભશ્રીમન્ત હોય છે. એકને અથાગ મહેનત કરવા છતાં પણ પેટભર અન્ન મળી શકતું નથી, જ્યારે બીજાને ઉપરાઉપરી લાખોની ભેટો મળી આવે છે. એકને હજારો મનુષ્યો ચાહે છે, જ્યારે બીજો દેખીતો ગમતો નથી. એકજ માતાના ઉદરમાંથી સાથે ઉત્પન્ન થયેલાં બે બાળકોમાંનો એક વેપારમાં લાખો રૂપીયા કમાય છે, જ્યારે બીજો જિન્દગીભર કંગાળજ રહી જાય છે. વળી એવીજ રીતના બે બાળકોમાં બુદ્ધિનું પણ ઘણુંજ આંતરૂં જોવાય છે. એક માણસના ધંધા ઉપર ઘણા ડાહ્યા માણસો હસે છે, છતાં તે ધંધામાં તે માણસ ફાવી જાય છે, અને કેટલાક બુદ્ધિમાન્ માણસો તીક્ષ્ણબુદ્ધિપૂર્વક લાભનો પરામર્શ કરીને વેપાર શરૂ કરે છે, છતાં તેમાં તેઓને નુકસાન સહવું પડે છે. એકજ વીર્યમાંથી ઉત્પન્ન થયેલા બે છોકરાઓમાંનો એક બેડોળ અને કદરૂપ હોય છે, જ્યારે બીજો ખૂબસૂરત હોય છે. આવી અનેક વિચિત્ર

સ્થિતિઓ જગતની સપાટી ઉપર જોવાય છે. હવે એ શોધવું જોઇએ કે આ તફાવતનું કારણ શું ? વર્ત્તમાન જિન્દગીના સંયોગોને કારણ તરીકે માની શકાય તેમ નથી. કેમકે ઉપર કહ્યું તેમ, એકજ માબાપથી એક સાથે જન્મેલાં બાળકોની અંદર ડહાપણ અને અનુભવ વગેરેમાં મોટો ફરક જોવાય છે. અતઃ મુખ્ય હેતુ શોધવા માટે વર્ત્તમાન જિન્દગીના સંયોગોથી આગળ વધવાની જરૂર છે. એ માનવાને આપણને કશો વાંધો નથી કે અમુક માણસે પોતાના ડહાપણથી અમુક મોટો લાભ ઉઠાવ્યો; પણ એ લાભપ્રાપ્તિમાં કારણસામગ્રીની વર્ત્તમાનકાલિક ડહાપણ સુધીજ હદ કલ્પવી એ ન્યાયવિરૂદ્ધ છે; કારણ કે એ ડહાપણનું પણ કારણ શોધવાની જરૂર રહે છે. ડહાપણનું કારણ સારી કેળવણી કહીને પણ તે હદે નિયમનો અટકાવ થઇ શકતો નથી. કેળવણી પણ પોતાનું કારણ માંગે છે. સારી કેળવણી મેળવવામાં પોતાની પ્રતિભા, ઉત્સાહ અને માબાપોની ખંતને કારણ બરાબર માની શકાય, પણ તેટલેથી કારણ–નિયમનો અંત આવી શકતો નથી. માબાપના જ્ઞાનતંતુઓ જેવા પ્રકારના હોય છે, તેવા તેમના છોકરાના હોવાજ જોઇએ, એવો નિયમ નથી; એમ આપણને પ્રત્યક્ષ અનુભવાય છે. અતઃ મૂળ કારણની શોધ વર્તમાન જિન્દગીના સંયોગોમાં કરવી નિરર્થક છે. એજ માટે આ જન્મની સાથે પૂર્વજન્મનું અનુસન્ધાન ન્યાયથી સાબિત થાય છે.

સંસારમાં એવા પણ માણસો જોવાય છે કે, જેઓ અનીતિ અને અધર્મનાં કાર્યો કરતા રહેવા છતાં મહાન્ ધનાઢ્ય અને સુખસંપન્ન છે; અને એવા પણ માણસો છે કે જેઓ નીતિ અને ધર્મના પથ ઉપર ચાલવા છતાં દારિદ્રયથી પીડિત છે. હવે આપણે વિચારવું જોઇએ કે આમ વિપરીત સ્થિતિ કેમ ? 'કરણી તેવું ફળ' એ **કાનૂન** પ્રમાણે આમ થવું જોઇએ નહિ, એમ સહુ કોઇ સમજી શકે તેમ છે. પરન્તુ આ ઉપરથી વસ્તુસ્થિતિ એમ સમજાઇ આવે છે કે વર્ત્તમાન જન્મને પૂર્વાપર જન્મો સાથે સંબન્ધ છે. જેવી કરણી આ જિન્દગીમાં કરાય છે, તેવાં ફળ આગામી જન્મમાં મળે છે અને પૂર્વ જન્મથી જેવા સંસ્કારો વર્ત્તમાન જન્મમાં પ્રાણી લાવ્યો છે, તેવી તેની પ્રવૃત્તિ અહીં બને છે.

ગર્ભમાં રહેલો બાળક કંઇ સારૂં યા ખરાબ કામ કરી શકતો નથી તો પછી શું એવું કારણ છે કે જેનાથી એક બાળકને શારીરિક સં-

અને બુદ્ધિનો યોગ મળે છે, જ્યારે બીજાને તે મળતો નથી. આથી એ માનવું જોઇશે કે આ જન્મ સાથે પૂર્વ જન્મનું અનુસન્ધાન છે. કેટલાક **બદમાશ લૂટારાઓ** અપરાધ કરીને એવા ગુમ થઇ જાય છે કે તેઓ તે ગુન્હાની સજાથી બચી જાય છે, જ્યારે બીજા નિરપરાધીઓને ગુન્હા વગર ગુન્હાની સજા ભોગવવી પડે છે. આ કેટલો અન્યાય ! આમ કેમ બનવું જોઇએ ! 'કરણી તેવું ફળ' એ **કાયદો** ક્યાં રહ્યો ? પણ એ બધી ગુંચવણ પુનર્જન્મની સત્તા સ્હામે ટકી શકતી નથી. પૂર્વ જન્મમાં એવાં કૃત્યો કરેલા હોવાં જોઇએ કે જેના પરિણામે નિરપરાધી માર્યો જાય છે, જ્યારે અપરાધી બચી જાય છે.

સ્કૂલ યા કોલેજમાં ભણનારાઓ પૈકી એકને **સેકન્ડ લેંગવેજ** તરીકે **સંસ્કૃત** ભાષા લેવાનું મન થાય છે, જ્યારે બીજો **ફ્રેંચ**ભાષાને પસંદ કરે છે. એટલુંજ નહિ, પણ એક વિદ્યાર્થીને સંસ્કૃત શબ્દો સ્હેજે યાદ રહી જાય છે, જ્યારે ફ્રેન્ચભાષાના શબ્દોને યાદ રાખવામાં તેને બહુ મુશ્કેલી પડે છે. વળી એકને ગણિતનો વિષય અત્યંત કઠિન જણાય છે અને ઇતિહાસનો વિષય સુગમ લાગે છે, જ્યારે બીજાને એથી ઉલટી રીતે ગણિત સુગમ પડે છે અને ઇતિહાસ કઠિન લાગે છે. આ બધું શું બતાવી આપે છે ? એજ કે—જેને જે વિષય સરળ લાગે છે અને જે ભાષા અઘરી લાગતી નથી, તેને તે વિષય અને તે ભાષાના અભ્યાસ સાથે પૂર્વ જન્મમાં સંબન્ધ હોવો જોઇએ. સરખા અભ્યાસવાળાઓમાં એક સ્વભાવતઃ વક્તૃત્વશક્તિ ધરાવનાર હોય છે, જ્યારે બીજાને વક્તા થવાની બહુ હોંસ હોવા છતાં તે તેવો વક્તા બની શકતો નથી. એકને એવી સ્વાભાવિક લેખનશક્તિ પ્રાપ્ત થયેલી હોય છે કે એની જોડના અન્ય વિદ્યાર્થીઓને તે હોતી નથી. કેટલાક સાધારણ અભ્યાસી હોઇ કરીને પણ એવી કવિત્વશકિત અથવા વાદશકિત ધરાવનારા હોય છે કે એઓથી કેટલાએ ઉંચા દરજ્જાના વિદ્વાનોમાં પણ તેવી શક્તિ જોવાતી નથી. આ બધું શું એમ પુરવાર નથી કરી આપતું કે પૂર્વજન્મમાં જેવો અભ્યાસ અને તજ્જનિત સંસ્કારો પડેલા હોય છે, તેવું ફળ વર્ત્તમાન જન્મમાં પ્રાપ્ત થાય છે.

કેટલાકો એમ કહી શકે ખરા કે પુનર્જન્મ હોય તો પૂર્વજન્મની સ્થિતિની સ્મૃતિ આ જિન્દગીમાં અમને થવી જોઇએ, પરંતુ હકીકત

એમ છે કે-બાળ અવસ્થાની ઘટનાઓ પણ પૂરી રીતે અત્યારે આપણને યાદ આવતી નથી, તો પછી પૂર્વજન્મના શરીર દ્વારા બનેલા બનાવો આ જન્મમાં શી રીતે યાદ આવી શકે ?

બાલ્યાવસ્થામાં થયેલી ઘટનાઓ ઉત્તરાવસ્થામાં યાદ નહિ આવવાના કારણથી શું કોઇ એમ કહેવાને હિમ્મત ધરી શકે ખરો કે બાલ્યાવસ્થાનો આત્મા જુદો હતો અને અત્યારનો આત્મા જુદો છે ?. નહિ, તેવીજ રીતે પૂર્વજન્મમાં બનેલા બનાવો આ જિન્દગીમાં યાદ ન આવવાના કારણથી એમ ન કહી શકાય કે પૂર્વજન્મનો આત્મા જુદો હતો અને અત્યારનો આત્મા જુદો છે. પૂર્વજન્મની પ્રવૃત્તિઓના સંસ્કારો આપણા આત્મામાં મૌજૂદ છે, પણ તે સંસ્કારોનું જ્યારે ઉદ્ઘાટન થાય, ત્યારેજ પુનર્જન્મની ઘટનાઓ સ્મૃતિમાં ઉપસ્થિત થઇ શકે છે. ઘણી વખત એમ બને છે કે નવીન કાર્યનો આરંભ કરતાં-' આ પદ્ધતિએ કામ કરવું કે બીજી પદ્ધતિએ ? ' એમ સંશય ઉભો થાય છે. પણ વિચારના ઉંડા ભાગમાં ઉતરતાં તે સંશયનું નિરાકરણ થઇ જાય છે અને પોતાનું મન સાક્ષી પૂરે છે કે આ પદ્ધતિએ કામ લેવાથી લાભ થશે. કહો ! આ નવીન કાર્યના આરંભ માટે, કે જે કાર્યનો પહેલાં અનુભવ ન્હોતો, હૃદયપ્રદેશમાંથી જે માર્ગસૂચન થયું, તે ક્યાંથી થયું ? કહેવું જોઇશે કે પૂર્વજન્મમાં તે કાર્યસંબન્ધી તેને પરિચય હતો અને એથીજ તે વિષયના સંસ્કારોની અવ્યક્ત સ્મૃતિના બળથી તેને માર્ગસૂચન થયું.

આવી રીતે આપણા હૃદયપ્રદેશમાં ઉદ્ભવતી અવ્યક્ત સ્મૃતિઓ ઘણી વખત આપણને પુનર્જન્મનું ભાન કરાવે છે. શાસ્ત્રકારો તો ત્યાં સુધી કહે છે કે હૃદયનો મળ જ્યારે ક્ષીણ થાય છે, ત્યારે પૂર્વજન્મની સ્મૃતિને ઢાંકી રાખનારો પડદો ખસી જતાં એક પૂર્વજન્મનું નહિ, પણ અનેક પૂર્વજન્મોનું સ્પષ્ટ સ્મરણ થાય છે.

ધ્યાનમાં રાખવું જોઇએ કે-જે મનુષ્ય દુષ્ટ કામો કરે છે, તેનાં દુષ્ટ કૃત્યોની તેના ઉપર રહેલી જવાબદારી પુનર્જન્મથી જળવાય છે. સારા માણસોને જ્યારે ઘોર આપત્તિ આવે છે, અથવા વિના અપરાધે રાજદંડ તેમને ભોગવવો પડે છે, ત્યારે તે વખતે તેઓને આશ્વાસન આપનાર કોઇ પણ હોય તો તે પુનર્જન્મનો સિદ્ધાન્ત છે. તેઓ એમ

સમજી શકે છે કે-અત્યારે રાજદંડ ભોગવીએ છીએ, છતાં આપણાં સત્કૃત્યોની જવાબદારી ઉડી ગઇ નથી. પુનર્જન્મ નહિ માનવામાં મનુષ્યના પગ ઠંડા પડી જાય છે. તેની ભાવના ઉન્નત થઈ શકતી નથી. વિપત્તિના સમયે યા અપરાધ વગર ગુન્હો ભોગવવા વખતે તે જગત્માં સર્વત્ર અંધારૂં જુએ છે.

પુનર્જન્મનો સિદ્ધાન્ત સ્વીકાર નહિ કરવાથી જગત્ની વ્યવસ્થામાં કેટલો ગોટાળો ઉભો થાય છે અને પુનર્જન્મને માનવામાં કેવાં પ્રમાણોનો ટેકો આપણને મળે છે, તે બધું ટૂંકમાં જોઇ ગયા.

પુનર્જન્મ આત્માનોજ હોય છે, એ કંઇ નવી વાત નથી. શરીર તો ચિતાગ્નિમાં ભસ્મ થતું સ્પષ્ટ જોઇએ છીએ. એ માટે શરીરનો પુનર્જન્મ તો સંભવેજ ક્યાંથી ? જે શરીર ભસ્મ થયું, તે શરીરના સર્વ પરમાણુઓ પુનઃ એકત્રિત થઇને પિંડ ઉભું કરે છે-એ પ્રકારે શરીરનો પુનર્જન્મ માની શકાય નહિ; કેમકે મરી ગયેલો માણસ પુનઃ તેવીજ આકૃતિવાળો ઉત્પન્ન થતો જોવામાં આવતો નથી; અને એમ માનવામાં કશું પ્રમાણ પણ નથી.

આત્માની સિદ્ધિ થતાં પુનર્જન્મની અને પુનર્જન્મની સિદ્ધિ થતાં આત્માની સિદ્ધિ સ્વતઃ થઇ જાય છે. જ્ઞાન એ આત્માનો ધર્મ છે: અને એથી આત્માની સત્તા સિદ્ધ થાય છે. શરીરના અમુક ભાગમાં જ્ઞાન રહે છે, એ વાત પ્રમાણથી વિરૂદ્ધ છે. જ્ઞાનતંતુઓ એ અનુભવ-સ્મૃતિનો ઉદય થવાનાં સાધન માની શકાય, પણ અનુભવ-સ્મૃતિની સત્તા તે જ્ઞાનતંતુઓમાં રહી છે, એમ તો માની શકાયજ નહિ. એમ માનવા જતાં મડદામાં પણ-જ્ઞાનતંતુઓની વિદ્યમાનતા હોવાથી-અનુભવ-સ્મૃતિની હૈયાતી હોવાની આપત્તિ આવી પડશે.

**आभ्यन्तरी कृषिः—**

**आत्मक्षेत्रे योगतः कृष्यमाणे सम्यग्रूपैः सन्ततं प्रौढयत्नैः ।**
**सम्पद्यन्तेऽनन्तविज्ञानवीर्याऽऽनन्दा नास्ते संशयस्याऽत्र लेशः ॥२॥**

The spiritual field, if constantly tilled with (the plough of) Yoga with proper and deliberate efforts, yields endless knowledge, constant happiness and everlasting strength. There is not the least doubt about it. (2)

## The House-holder's Duties as a Preliminary Step for Spiritual Development as prescribed in the Jain Holy Texts.

The knowledge of the fundamental principles of Jainism is essentially required in the practice of layman's duties. Jainism aims at the achievement of the supreme status of Godhood by means of Right Belief, Right Knowledge and Right Conduct. Religion in the shape of disciplinary rules and regulations and prohibitions helps one in making progress on the upward path. It is classified into two parts: Nishchaya Dharma and Vyavahar Dharma. By following the Vyavahar Dharma in the true sense, one advances towards Nishchaya Dharma as he cannot abandon worldly affairs and occupations all at once. The observance of these rules and regulations enables a house-holder gradually and steadily to renounce the world and to become completely absorbed in the realisation of Self. The house-holder in order to prepare himself for the ascetic life must observe eleven Pratimās, twelve vows and follow also elevating rules of conduct and practise austerity and pious reflections as laid down in the holy texts.

Darshana Pratimā requires a strong and unshakable faith in Jainism ( Samakita ) acquired by quietude, compassion ( Samvega ), fading worldly affections, non-attachment and removal of all doubts by sound knowledge of Jain doctrines. It includes the worship of true Deva ( Tirthankara ), the true preceptor and true Dharma. It also recommends the

avoidance of gambling, flesh-eating, wine drinking, hunting, stealing, adultery and debauchery, etc.. ( 2 ) The Vrata Pratimā consists of the observance of five minor vows, three guna-vratas and four shikshā-vratas, the details of which are separately annexed. ( 3 ) The Sāmāyika Pratimā requires self-contemplation renouncing all other worldly affairs at least for forty-eight minutes twice or thrice a day for the purification of the mind by the removal of passions. ( 4 ) The Poshadhopavāsa Pratimā requires the Poshadha observance clearly described in the eleventh vow. ( 5 ) The Kāyotsarga Pratimā requires self-contemplation at night in a house then unoccupied by others with the Poshadha-vrata on two eighth and two fourteenth days of a month without being ruffled by dangers or other extraordinary obstructions. ( 6 ) The Brahmacharya Pratimā requires strict celibacy and sexual purity with the avoidance of all decorating attractions. ( 7 ) Sachitatyāga Pratimā means avoidance of flesh and uncooked vegetables and plucking fruits from trees, etc., as they contain life. ( 8 ) Ārambha-tyāga Pratimā means avoidance of new worldly engagements and occupations as they are sure to involve the loss of life. ( 9 ) Anyārambha-varjana Pratimā means avoidance of approving engagements to be executed by servants and others. ( 10 ) The tenth Pratimā enjoins the taking of permissible food offered at meal times without special preparation and also withholding worldly advice on family matters, etc.. ( 11 ) Udhista or Sramaṇabhuta Pratimā enjoins a gradual renunciation of the worldly affairs and the

practice of rules laid down for the ascetics. These rules are strongly recommended as preliminary steps for asceticism. One who has observed all the above Pratimās is said to have advanced to the fifth stage of spiritual development.

**Vows:**—The five Great Vows as described in the preceding chapter are to be observed in toto by the ascetics, while the house holders are required to observe them with certain limitations. These five vows are called Anuvratta with respect to them. These are followed by three Guna-vratas which help the proper observance of the first five vows and by four Sikshā vratas which help the layman in discharging their religious duties.

Sixth vow ( Dig Parimāna Vrata ) implies that one should limit his travelling by land or by sea in certain areas in all directions, based on the principles of non injury to living beings for personal, social or professional work except for religious purposes. Also he must refrain from sending other men on his behalf. It has two aspects: Physical and Mental. The five transgressions to be avoided are with reference to climbing, descending, proceeding obliquely and violating the limit fixed for going in two directions and by forgetfulness. Breaking the vow excludes transgression by forgetfulness and accident.

Seventh vow (Bhogopabhoga Parimāna Vrata):—The house-holder should limit the use of things new

and usual. He should use only inanimate things. If it is not practicable he should give up food having life germs. If this he cannot do, he should positively avoid taking uneatables and things with infinite life germs as prescribed in the religious texts.

He should avoid business which would involve injury to living beings such as making charcoal, agriculture, gardening, making and driving carts, blasting rocks, digging mines, ivory work, working in lac and similar articles, liquors, poison, hair, miling, castrating animals, burning green forests, fields, etc., drying lakes, ponds, etc., maintaining bad characters (immoral women) or bringing up animals for any cruel purpose or personal pleasures.

The partial transgressions imply eating things with life germs or mixed with life germs or things in a raw state, etc..

Eighth vow ( Anarthadanda Virmana Vrata ):- This vow based upon the principles of refraining from incurring unnecessary evils by thoughts, words and deeds. The evils libale to be brought on by brooding over the loss of a desirable object or from the association with undesirable persons or things and diseases and pleasures such as sexual indulgence, anger, pride, deceit, greed and sleep or by repeatedly thinking upon deeds favourable to Hinsā and other sins should be avoided. One should also avoid unnecessary talk about matters which do not concern him. This rule is highly beneficial in guarding against many evils which would otherwise accrue.

One is said to transgress the vow if he does anything to promote the acts forbidden in this vow.

Ninth vow:—A man should daily practise this Sāmāyika vow for 48 minutes whereby he would be able to get tranquillity of mind. During this time he may read scriptures or may contemplate upon Arhatas, etc., or he may repent for his mis-doings or he may recount the merits of the holy deities. This would tend to promote his spiritual development. He should be careful to avoid all the defects relating to body, speech, mind and thoughts.

Partial transgressions imply wrong occupations of the mind, speech and body, and practising it in a wrong place and leaving of the practice before the limited time. If the transgression is wilful, then it is a sin.

Tenth vow ( Disāvakāsika ):—This vow is the sixth vow in a more limited form. It implies the reduction to a minimum movement. It may signify to restrict our movement according to our needs for daily duties of our life. Its trangressions consist in fivefold acts promoting the doing of things prohibited.

Eleventh vow ( Paushadhopavāsa Vrata ):—This vow is the same as the ninth but it is continued from twelve to seventy-two consecutive hours, once a week, once a month, or at least once a year, accompanied by some fasting or taking food between sunrise and sunset. This vow is transgressed in five ways by negligence in observing and cleaning the

Paushadhâ place and in observing and cleaning the place for calls of nature and thinking of food and other worldly things during the fast. The defects with reference to drinking water, eating dainty dishes, personal decorations, talking in any way, etc., as laid down in the scriptures should be avoided.

12th vow:—The twelfth vow is called Atithi Samvibhāga Vrata by virtue of which a householder should lovingly receive a guest and treat him with respect and consideration and provide him with food free from all impurities. He should leave off all pretensions by abstaining to call him before his food time or after he has taken his food. He should not show his reluctance by angry words or by implied refusal. He should specially extend his hospitality to the ascetic and should be ready to render all deserving services to him.

The thirty-five rules of conduct which are a first step on the ladder of spiritual progress and which every person desirous of making spiritual advancement should adopt are given below as abridged from Mr. Herbert Warren's " Jainism. "

The first rule inculcates that a layman in order to support himself and his family should follow some kind of business which is not of an ignoble or degrading nature and he must guard himself against adopting any dishonest and foul means of acquiring money. As a means to control promiscuous indulgence he should marry but there should be no inter-marriage among persons connected by a close tie

of family relationship. Such a layman must avoid danger spots both visible and invisible. He should learn to appreciate the conduct, life and doings of truly spiritually advanced persons so that his life may be gradually moulded on their model. The pleasures of the five sense should not be carried to an extreme and the places of difficulties and dangers such as battle-fields and famine-stricken districts should be avoided.

His place of residence must be one where the life and property of the governed are sufficiently well protected by the governing authority; and his house, though well ventilated, should not be too open nor too concealed. His household expenditure should not exceed the amount of his income and every well-known custom which does not militate against any high principle should be respected and followed. It is his bounden duty to respect and render service to his parents, his master and his guest; it is to his interest to always seek the company of pure hearted persons, and it is for the benefit of his health that he should be free from vices like meat-eating and wine-drinking. He should not libel or slander anybody-especially the king. Neither his words nor his actions must in any way cause unnecessary pain to anybody. In eating and drinking the nature of his physical constitution must be considered and in case of physical weakness no time should be wasted in adopting the proper remedy. For the sake of self-protection he should not travel in countries where earthquakes,

plagues, famines, etc., occasionally take place. Too much intimacy with any person should be avoided, and his attitude towards people less spiritually advanced than himself should be one of sympathy and towards those who have reached a higher stage than himself, one of reverence and constant service. As regards the four objects of life, *viz.*, doing good, acquisition of wealth, desires and liberation, he must see that no lower object is secured at the expense of a higher one and his constant attempt should be to rise higher and higher. Nothing should be undertaken which is beyond his strength. No day should pass away which he has not utilised in reading scriptural texts and rules of life. His nature must not be obstinate in all things and he should be partial for virtues. Lastly, no opinions, beliefs, philosophy or religions should take hold of his mind without a thorough and critical examination of their truth.

The twelve kinds of austerity are described in notes on Tapa in the second chapter and twelve pious reflections are explained further on in the fifth chapter.

**Six Activities ( Āvashyakas ):**—The common dharma includes, along with the observation of the disciplinary rules, six daily activities which a householder must practise with a view to spiritual progress.

1. Worship of the Arhatas in their names, their images, their previous states ( Dravya ) and in their present life ( Bhava ).

2. Service of spiritual teachers with obedience, reverence, food, dress. etc.,

3. Study of scriptural texts every day.

4. Practising some form of self-restraint every day.

5. Doing some form of penance and austerity everyday both external and internal.

6. Doing some kind of charitable act.

આભ્યન્તર કૃષિ—

" આત્મારૂપ ક્ષેત્રને યોગથી ઉત્તમ રીતે અને પ્રૌઢ પ્રયત્નોથી જો ખેડવામાં આવે, તો તેમાંથી અનન્ત જ્ઞાન, અનન્ત બળ અને અનન્ત આનન્દરૂપ ફળો નિપજી શકે છે, એમાં લગારે સન્દેહ નથી. "—૨

प्रस्तुतमेव पुष्णाति—

इदं पदार्थद्वितये समस्तमन्तर्भवन्न व्यतिरिच्यतेऽतः ।
जडस्तथा चेतन इत्यमू द्वौ, जडेन चैतन्यमुपावृतं नः ॥ ३ ॥

प्रसिद्धमेतच्च जडस्य योगात् क्लेशान् विचित्रान् सहते सदाऽऽत्मा।
विवेकबोधे प्रतिभाति देहाद् दुःखातिथिः स्यात् कुत एष आत्मा?
॥ ४ ॥

संक्लेशानामेकमेवास्ति मूलमात्माज्ञानं तच्च धीरा वदन्ति ।
आत्माज्ञानोद्भूतदुःखं प्रणश्येद् आत्मज्ञानाद्, अन्यथा नो तपोभिः
॥ ५ ॥

This whole Universe is included in the two categories and is not differentiated by anything else. They are animate and inanimate ( Soul and Matter ). Our soul is enshrouded by matter. ( 3 )

It is a well-known fact that soul is always subjected to various kinds of misery through union with matter. When the discriminating knowledge that the soul and the body are separate arises, how can soul be subject to pain ? ( 4 )

The wise say that ignorance of Self is the only source of these miseries. The pain arising from ignorance is destroyed by spiritual knowledge (Ātma-jnana), otherwise it is not destroyed even by austerity. ( 5 )

**પ્રસ્તુતની પુષ્ટિ—**

" આ સમગ્ર વિશ્વનો બે પદાર્થોમાંજ સમાવેશ થાય છે. કોઇ પણ વસ્તુ બે પદાર્થોથી જુદી પડતી નથી. તે બે પદાર્થો જડ અને ચેતન છે; અને આપણું ( સંસારી જીવોનું ) ચૈતન્ય જડ આવરણોથી દબાયલું છે "—૩

" દરેકના સમજવામાં છે કે જડના સંયોગથી આત્મા વિચિત્ર ક્લેશોને અનુભવતો રહે છે. જો શરીર અને આત્માનું વિવેકજ્ઞાન ( ભેદ-જ્ઞાન ) પ્રકટ થાય, તો આ આત્મા દુઃખનો અતિથિ કેમ રહી શકે ? "—૪

" ક્લેશોનું મૂળ એકજ છે, અને તે આત્મસ્વરૂપનું અજ્ઞાન છે, એમ મહાપુરૂષોનું ફરમાન છે. આત્માના અજ્ઞાનથી થતાં દુઃખો આત્મ-જ્ઞાનથીજ નષ્ટ થઇ શકે છે. તે દુઃખોને નષ્ટ કરવા આત્મજ્ઞાન સિવાય તપ પણ અસમર્થ છે "—૫

**ભાવાર્થ.** પ્રથમ પ્રકરણના ચૌદમા શ્લોકની વ્યાખ્યામાં જોઇ ગયા છીએ કે સંસારમાં જડ અને ચેતન એ બેજ માત્ર તત્ત્વો છે. જૈન પ્રવચન **સ્થાનાંગ**સૂત્રમાં લખ્યું છે કે—

" जदत्थि णं लोगे तं सव्वं दुपओअरं । तं जहा जीवच्चेव अजीवच्चेवत्ति । "

( બીજું સ્થાન ).

અર્થાત્—' લોકમાં જે છે, તે બધું બેજ તત્ત્વોમાં સમાય છે—જીવ અને અજીવ. '

આ બે તત્ત્વોમાં નવ તત્ત્વોનો અન્તર્ભાવ આવી રીતે થાય છે—

' પુણ્ય '-' પાપ ' એ કર્મજ છે, ' બંધ ' પણ કર્મ છે, એ માટે-કર્મ એ પુદ્‌ગલ હોવાને લીધે અજીવરૂપ હોવાથી એ ત્રણે તત્ત્વોનો અજીવમાં સમાવેશ થાય છે. ' આશ્રવ ' એ જીવના શુભાશુભ અધ્યવસાયરૂપ છે, એ અધ્યવસાય આત્માનો સ્વાભાવિક નથી, કિન્તુ વૈભાવિક-કર્મસંસર્ગજનિત છે; એ માટે એ આશ્રવ આત્મા અને કર્મપુદ્‌ગલોના સંસર્ગથી અતિરિક્ત નથી. ' સંવર ' એ કર્મને આવતાં અટકાવનાર એવા આત્માના ઉજ્જવલ પરિણામરૂપ છે; એ માટે તે આત્માથી અલગ પડતો નથી. કર્મનાં પુદ્‌ગલોને આત્માથી અમુક અંશે દૂર કરવાં, એ નિર્જરા છે, અને સર્વ પ્રકારે દૂર કરવાં એ મોક્ષ છે. એથી એ બંને આત્મસ્વરૂપના વિશુદ્ધ ભાવથી જુદા પડતા નથી.*

આ માટે નવ તત્ત્વો એ જીવાજીવ, એ બે તત્ત્વોનો પ્રપંચજ છે. **તત્ત્વાર્થાધિગમ**શાસ્ત્ર આદિ ગ્રન્થોમ પુણ્ય-પાપનો બંધમાં અન્તર્ભાવ કરી સાત તત્ત્વો બતાવ્યાં છે. ભેદ-પ્રભેદ, કે વિભાગો જે પડે છે, તે અપેક્ષાકૃત-વિવક્ષાનુસાર હોય છે.

**निश्चयदृष्ट्या अभेदनयेन संसारो मोक्षश्च कः ?—**

**संसार आत्मैव जितः कषायेन्द्रियैः स एवेतरथा च मोक्षः ।**
**क्रोधादयस्तत्र कषायसञ्ज्ञाश्चत्वार उक्ता भववृक्षमेघाः ॥ ६ ॥**

The soul subdued by passions and senses is itself the world; otherwise it is itself absolution. Anger, etc., are denominated Kashāyas and are said to be rain nourishing the tree in the form of the world. (6)

**Notes** :—This verse clearly demands the clear,

* જુઓ, **પ્રવચનસારોદ્ધાર**ના ૧૫૨ મા દ્વારમાં.

proper and perfect understanding of Moksha ( Salvation ) explained in the first Chapter.

In short, one must try to distinguish his real Self from his physical and vital ego. Purifications both of the lower mentality and physical environments lead to Self-perfection. Mind, life and body act upon each other in harmony and in discord. Purification becomes perfect when elements of discord, *i. e.* Karmas which tie one down to this world, are destroyed in toto, otherwise they serve as causes for re-births. These elements of discord are anger, pride, deceit and greed. They produce world conceptions and actions corresponding thereto and enlarge the Cycle of Evolution. So the thirsting for egoistic desires and possessions should, by all attempts, be rooted out. It could be successfully achieved by the withdrawal of the mind from the external worldly objects and also by the constant practice of universal charity, benevolence and good will and by maintaining an attitude of indifference under all circumstances.

**નિશ્ચયદૃષ્ટિએ અભેદનયથી સંસાર અને મોક્ષ—**

" આત્મા, એજ સંસાર અને આત્મા એજ મોક્ષ છે. આત્મા, કષાયો અને ઇન્દ્રિયોથી જ્યાં સુધી પરતન્ત્ર છે, ત્યાં સુધી તે સંસાર છે, અને તે બન્ધનથી મુક્ત અવસ્થામાં તેજ, મોક્ષ છે.*

" અહીં પ્રથમ કષાયો જાણવાની જરૂર રહે છે. ક્રોધ, માન, માયા અને લોભ એ ચારને ' કષાય ' સંજ્ઞા આપી છે. એ કષાયો ભવ

---

* " अयमात्मैव संसारः कषायेन्द्रियनिर्जितः ।
तमेव तद्विजेतारं मोक्षमाहुर्मनीषिणः " ॥ ५ ॥
( હેમચંદ્રકૃત યોગશાસ્ત્ર, ચોથો પ્રકાશ )

( સંસાર ) રૂપ વૃક્ષને પોષવામાં મેઘસમાન છે. ( " कष्यन्ते-पीड्यन्ते प्राणिनो यस्मिन् स कषः. ( संसारः. ) तस्य आयो लाभो येभ्यस्ते कषायाः- અર્થાત્ સંસારની અંદર પ્રાણિઓ પીડાતા હોવાથી સંસાર કષ કહેવાય છે. તે કષનો લાભ ક્રોધાદિ ચારથી થતો હોવાથી તે ક્રોધાદિ ચાર ' કષાય ' કહેવાય છે. ) "—૬

---

## क्रोधः ।

क्रोधस्वरूपं व्यावर्णयन् तद्विपक्षं परित्रायति—

**यो वैरहेतुः परितापकारणं शमार्गला दुर्गतिवर्त्तनी पुनः ।**
**उत्पद्यमानः प्रथमं स्वमाश्रयं दहेद् दहेद् वन्हिरिवापरं न वा ॥७॥**

**क्रोधस्य तस्य प्रशमे क्षमा क्षमा क्षमाऽऽत्मसाम्राज्यपरिस्पृहावताम् ।**
**या संयमाऽऽरामविशालसारणिः क्लिष्टाघभूमीधरभेदनाशनिः ॥८॥**

**युग्मम् ।**

Anger is the source of enmity, cause of affliction, a bolt-like impediment to happiness and a way leading to evil course. When it arises, it first burns its own abode like fire; it may or may not burn other objects. ( 7 )

It is proper for those who desire to obtain the Emancipation of Soul, to resort to forbearance and subdue anger. This forbearance is like a broad channel in the garden of self-restraint and it is like a thunderbolt in rending asunder the hills of heinous crimes. ( 8 )

**Notes :**—The passion, anger, will do more havoc in a short time than what austerity, foresight and

discrimination construct in thousands of years. Envy, pride, hatred, rashness, etc., generate this monstrous passion. The good fruits accumulated by long austerity are destroyed at once by this passion. Stories illustrating the bitter fruits of this passion are too many to be narrated here. Many ascetics are hurled down from their progressive advance in spiritualism, being overpowered by this evil passion. It would not be here out of place to illustrate its bitter fruits by the following legend:—

Lord Mahāvira, during his tourings for public religious discourses, passed by a place called Kanaka-khala. He was warned by the people not to proceed further on account of frightful terror and panic caused by a virulent cobra dwelling in an anthill in the vicinity of the road. This road was totally deserted. This cobra was in his previous life a Jain ascetic who was highly enraged at the conduct of his disciple who reminded him to do penance for the sin he had incurred in walking over and killing a frog in-advertently, though, in reality, the ascetic had not killed the frog. He, in a fit of anger, without giving any explanation, thought it to be inpertinence on the part of the disciple to remind him of it. He, then, with a view to punish the disciple, rushed ·· ·nst a pillar and bruised his own forehead, and died. He was reborn as a violent cobra and took his abode in an anthill adjoining the path and became a dreadful object of fear to all. Lord Mahāvira took his stand on the cobra's anthill in a meditative

posture. He progressed in his concentration, notwithstanding the ferocious cobra dashed out and bit him over and over again. The pious reflective vibrations of Lord Mahāvira touched and softened the cruel heart of the cobra who thereupon remembered all his former life and was exhorted to repentance for his wrath by the words of Lord Mahāvira. The cobra dismissed anger from his heart and resolved to remain equal-minded even when harassed by the strokes of the passers-by and by bites of ants walking over him unmolested. He eventually died in quietude and was reborn in the higher birth ( 8th Heaven ).

The sage Dwaipāyana was highly enraged at the Yādavas. He vowed to burn the whole city of Dwārakā under conflagration according to his previous oath. Thus by this wicked act he was hurled down from his high position and lost the fruits of his austerity.

**ક્રોધ અને ક્ષમા—**

" ક્રોધ વૈર ઉપજાવનાર છે, સન્તાપનું કારણ છે, શાન્તિને રોકનારી અર્ગલા ( ભુંગળ ) છે, દુર્ગતિનો માર્ગ છે અને અગ્નિની જેમ પોતાના આશ્રયને અવશ્ય બાળે છે, જ્યારે બીજાને બાળવામાં ચોક્કસ નથી. આવા પ્રકારના ક્રોધને શમાવવામાં સમર્થ એવી ક્ષમાનો આશ્રય લેવો એજ આત્મ-સામ્રાજ્યની ઇચ્છાવાળાઓને યુક્ત છે. ક્ષમા એ સંયમરૂપ બગીચામાં પાણીની નીકની તુલ્ય છે અને ક્લિષ્ટ કર્મરૂપ પર્વતોને ભેદવામાં વજ્રસમાન છે "—૭, ૮

**क्रोधस्य वैचित्री—**

**क्रोधः प्रसिद्धो मृदुमध्यतीव्राद्यनेकभेदैः सकलानुभूतौ ।**
**यादृक्स्वरूपः स उदेति तादृग् रसानुविद्धं वितनोति कर्म ॥९॥**

Anger is well-known to all to be of various degrees, such as gentle, intermediate and violent. Proportional to the intensity of anger is the tenacity of Karma. ( 9 )

**Kashāya** कषाय ( कष + आय ):—' Kasha ' means Sansāra *i. e.*, the circuit of worldly existence consisting of birth and death and all their consequences. 'Āya' means acquisition, *i. e.*, which brings births and deaths in revolving wheels.

**Kashāya** Moral impurities.—The fourth head ( Mohaniya ) of Karma is divided according to the Jain texts into two kinds of forces: ( 1 ) Darshana Mohaniya which brings on delusion and vacillation; ( 2 ) Chāritra Mohaniya which brings on Kashāya or moral impurities tending to destory the purity of Soul. These Kashāyas are deceit, pride, anger and greed. Each of these four Kashāyas takes four forms according to its intensity, duration of time and mode of life.

(1) *Anantānubandhi* :—In this most intensified state the Karma results in endless births and deaths. It would last for the whole life; the Jiva becomes the denizen of hell. Right knowledge, right belief, and right conduct are impeded.

(2) *Apratyākhyānā State* :—The duration is for one year. The Jiva has to take birth in the Animal Kingdom.

It prevents ( Deshavirati ) the observance of the minor vows by a house-holder.

(3) *Pratyākhyāna State* :—It lasts for four months. It gives human births. It prevents (Sarva-virti) observance of all vows prescribed for a monk.

(4) *Sanjvalana state* :—Milder state of Kashāyas. It would last for 15 days. It gives divine birth.

It destroys ( Yathākhyāt Charitra ) purity of conduct. So there are sixteen Kashāyas and nine Karma Prakritis having the resemblance of Kashāyas.

They are joke, like, dislike, grief, fear, disgust, three sex passions ( peculiar to male, female and neuter ); all these interfere with the course of right action.

So there are twenty-five Kashāyas in all. These energies can be successfully overcome by the observance of moral and mental discipline prescribed for them in the scriptural texts.

ક્રોધનું વૈચિત્ર્ય—

" ક્રોધ એક પ્રકારનો હોતો નથી. કોઇ ક્રોધ મૃદુ, કોઇ મધ્યમ અને કોઇ તીવ્ર હોય છે. આવા અનેક ભેદો ક્રોધના પડે છે. આ વાત સર્વને અનુભવસિદ્ધ છે. જેવા પ્રકારનો ક્રોધ ઉદયપ્રાપ્ત થાય છે, કર્મ પણ તેવા રસવાળું બંધાય છે. "—૯

વ્યાખ્યા.

જૈનશાસ્ત્રની દૃષ્ટિએ ક્રોધ, માન, માયા અને લોભ એ ચારે કષાયોના ચાર ચાર ભેદો પડે છે. જેમકે—અનન્તાનુબન્ધી ક્રોધ, અપ્રત્યાખ્યાનાવરણ ક્રોધ, પ્રત્યાખ્યાનાવરણ ક્રોધ અને સંજ્વલન ક્રોધ. આ ચાર ભેદો ક્રોધના થયા. એવી રીતે માન-માયા-લોભના પણ તેજ નામના ચાર ચાર ભેદો સમજવા. અતિતીવ્ર ક્રોધ અનંતાનુબન્ધી, તીવ્ર ક્રોધ અપ્રત્યાખ્યાનાવરણ, મધ્યમ ક્રોધ પ્રત્યાખ્યાનાવરણ અને મૃદુ ક્રોધ સંજ્વલન છે.

'અનન્તાનુબન્ધી' એટલે અનન્તદુ:ખવાળી ગતિ સાથે જોડી દેનાર અથવા અનન્ત ભવોમાં ભમાવનાર. 'અપ્રત્યાખ્યાનાવરણ' એટલે અલ્પ પ્રત્યાખ્યાનને ( દેશવિરતિને ) પણ અટકાવનાર. 'પ્રત્યાખ્યાનાવરણ' એટલે ચારિત્રનો પ્રતિબન્ધ કરનાર. 'સંજ્વલન' એટલે વીતરાગચારિત્રને ( સર્વોત્તમ ચારિત્રને ) રોકનાર§. આ ઉપરથી સમજી શકાય છે કે-અનન્તાનુબન્ધી કષાય સમ્યગ્દર્શનને, અપ્રત્યાખ્યાનાવરણકષાય દેશવિરતિને ( શ્રાવકધર્મને ), પ્રત્યાખ્યાનાવરણકષાય મુનિધર્મને અને સંજ્વલનકષાય વીતરાગસંયમને અટકાવનાર છે.

આ ચતુર્વિધ કષાયોની સ્થિતિ બતાવતાં જૈનશાસ્ત્રકાર કહે છે કે-અનન્તાનુબન્ધી કષાય યાવજ્જીવ રહેનારો છે, અપ્રત્યાખ્યાનાવરણકષાયની એક વર્ષની સ્થિતિ છે, પ્રત્યાખ્યાનાવરણકષાય ચતુર્માસની અવધિવાળો છે અને સંજ્વલનકષાયની પંદર દિવસની મુદ્દત છે. આ ચાર કષાયોથી થતી ફલપ્રાપ્તિના સંબન્ધમાં આમ જણાવવામાં આવ્યું છે કે-અનન્તાનુબન્ધી કષાય નરકગતિને, અપ્રત્યાખ્યાનાવરણકષાય તિર્યંચગતિને, પ્રત્યાખ્યાનાવરણ કષાય મનુષ્યગતિને અને સંજ્વલનકષાય દેવગતિને આપનાર છે.

પરન્તુ આ બંને બાબતો વ્યવહારનયથી અથવા સાધારણ દૃષ્ટિએ કહેવામાં આવી છે. કારણ કે **પ્રસન્નચંદ્ર** રાજર્ષિ જેવા ઋષિઓને અનન્તાનુબન્ધી કષાય ક્યાં યાવજ્જીવ રહ્યો હતો ? **બાહુબલિ** મુનિનો સંજ્વલન કષાય, જે પખવાડીયા સુધી રહેવો જોઇએ, તે કેટલા મહીનાઓ સુધી રહ્યો હતો ? એવી રીતે નરકાદિગતિની પ્રાપ્તિના સંબન્ધમાં પણ સમજવું જોઇએ કે અનન્તાનુબન્ધીકષાયવાળા મિથ્યાદૃષ્ટિઓમાંના કેટલાકોની

---

§ अनन्तानि जन्मान्यनुबध्नन्ति, इति-अनन्तानुबन्धिनः कषायाः । [१]अप्रत्याख्यानम्-अल्पप्रत्याख्यानमपि ( 'अ'स्य ( नञः ) अल्पार्थत्वात् ) आवृण्वन्तीति-अप्रत्याख्यानावरणाः कषायाः । प्रत्याख्यानं मुनिचारित्रमावृण्वन्तीति-प्रत्याख्यानावरणाः कषायाः । तृणाग्निवद् ईषज्ज्वलनात्-वीतरागचारित्रनिरोधनात् संज्व॰ : कषायाः ।

૧ અપ્રત્યાખ્યાનાવરણ શબ્દમાં અપ્રત્યાખ્યાનના 'અ'નો અર્થ-અલ્પ કરવાનો છે. એટલે અલ્પ પ્રત્યાખ્યાનને પણ-થોડાક પ્રત્યાખ્યાનને ( દેસવિરતિને ) પણ અટકાવનાર.

દેવલોક ગતિ પણ સંભળાય છે, અને બીજા કષાયવાળાઓની ગતિના સંબન્ધમાં પણ અન્યથાભાવ સંભવે છે.

વસ્તુત: અનન્તાનુબન્ધી, અપ્રત્યાખ્યાનાવરણ, પ્રત્યાખ્યાનાવરણ અને સંજ્વલન એ પ્રત્યેક ચારે કષાયોના ચાર ભેદો માનવા જોઇએ. જેમકે-અનન્તાનુબન્ધી–અનન્તાનુબન્ધી, અપ્રત્યાખ્યાનાવરણ–અનન્તાનુબન્ધી, પ્રત્યાખ્યાનાવરણ-અનન્તાનુબન્ધી અને સંજ્વલન–અનન્તાનુબન્ધી. એવી જ રીતે બીજા ત્રણ કષાયો માટે પણ–અનન્તાનુબન્ધી–અપ્રત્યાખ્યાનાવરણ, અપ્રત્યાખ્યાનાવરણ–અપ્રત્યાખ્યાનાવરણ, પ્રત્યાખ્યાનાવરણ–અપ્રત્યાખ્યાનાવરણ અને સંજ્વલન–અપ્રત્યાખ્યાનાવરણ, તથા અનન્તાનુબન્ધી–પ્રત્યાખ્યાનાવરણ, અપ્રત્યાખ્યાનાવરણ–પ્રત્યાખ્યાનાવરણ, પ્રત્યાખ્યાનાવરણ–પ્રત્યાખ્યાનાવરણ અને સંજ્વલન–પ્રત્યાખ્યાનાવરણ, એવં અનન્તાનુબન્ધી–સંજ્વલન, અપ્રત્યાખ્યાનાવરણ–સંજ્વલન, પ્રત્યાખ્યાનાવરણ–સંજ્વલન અને સંજ્વલન–સંજ્વલન. ( આવી રીતે એક ક્રોધના સોળ ભેદ થતાં ચારે કષાયોના ૬૪ ભેદો થાય છે. )

આમ વ્યાખ્યા કરવાથી—" ક્ષાયિક સમ્યક્ત્વવાળા **શ્રેણિક**રાજાને અનન્તાનુબન્ધી કષાયનો અભાવ હોવાથી અનન્તાનુબન્ધીકષાયથી ઉત્પન્ન થતી નરકગતિ ન થવી જોઇએ, અને સંજ્વલનકષાયને લગતું ચારિત્ર ધરાવનાર **બાહુબલી**મુનિને વર્ષ પર્યન્ત સ્થિતિવાળો અપ્રત્યાખ્યાનાવરણ **માન**કષાય ન હોવો જોઇએ "–એ વગેરે ગુંચવણો ટળી જાય છે. એ રીતે ટળી જાય છે કે-શ્રે[illegible]રાજાને જો કે અપ્રત્યાખ્યાનાવરણ કષાય હતો, પણ તેના ઉપર બતાવ્યા પ્રમાણે ચાર ભેદો હોવાથી તેમાંનો અનન્તાનુબન્ધી એવો અપ્રત્યાખ્યાનાવરણ કષાય હતો, આથી કરીને ( ' અનન્ત દુ:ખની સાથે જોડી આપનાર ' એ અર્થવાળા અનન્તાનુબન્ધી અપ્રત્યાખ્યાનાવરણથી ) તેમની નરકગતિ ઘટી શકે છે. એવીજ રીતે બાહુબલી મુનિનો સંજ્વલન કષાય પણ અપ્રત્યાખ્યાનાવરણસ્વરૂપવાળો હોવાથી તેની સ્થિતિ વર્ષ સુધી ઘટી શકે છે. અસ્તુ.

પ્રકારાન્તરથી ક્રોધ, માન, માયા, લોભના ચાર ભેદો બતાવ્યા છે-સ્વપ્રતિષ્ઠિત, અન્યપ્રતિષ્ઠિત, ઉભયપ્રતિષ્ઠિત અને અપ્રતિષ્ઠિત. પોતાની જાતે કરેલા અપરાધને લીધે જે માણસને પોતાનાજ ઉપર ક્રોધ થાય, તો તેનો તે ક્રોધ સ્વપ્રતિષ્ઠિત કહેવાય. બીજાના કરેલા તિરસ્કારથી જે ક્રોધ થાય,

તે પરપ્રતિષ્ઠિત છે. પોતાના અને પરના–એમ બંનેના અપરાધથી પોતાની જાત અને પર–એમ બંનેના ઉપર જે ક્રોધ થાય, તે ઉભયપ્રતિષ્ઠિત છે. અને જે કારણ વગર ક્રોધ થાય, તે અપ્રતિષ્ઠિત છે. કારણ વગર પણ ક્રોધ થવાનાં ઉદાહરણો વિરલ હોવા છતાં અસંભવિત નથી. કર્મની વિચિત્ર લીલા છે, કે તે ક્વચિત્ કદાચિત્ કારણ વગર પણ ફળ દેખાડે છે.*

**क्षमा महती योगोपयोगिनी—**

**योगस्य पन्थाः परमस्तितिक्षा सा क्रोधदावानलमेघवृष्टिः ।**
**यस्तामृतेऽभीप्सति योगलक्ष्मीं हलाहलाद् वाञ्छति जीवितं सः ॥१०॥**

The highest forbearance is the path of Yoga. It is like a shower of rain over the conflagration of anger. He who desires wealth of Yoga without it is like one who desires ( continuance of ) life from drinking bitter poison. ( 10 )

**Notes :**—The history of Lord Mahāvira clearly illustrates the significance of the above verse. He suffered calmly, when Gosalā, his perverted disciple, destroyed his two disciples by the power of the Tejolesyā. Again he patiently endured pain caused by the bitings of the cobra Chandakaushika. Though he was master of all Labdhies, he never lost balance of mind and used them against such ruthless actors. Instead of losing patience he tried to ameliorate their spiritual conditions. So the cobra Chandakaushika was aroused to self-consciousness. He felt

* " सापेक्षाणि च निरपेक्षाणि च कर्माणि फलविपाकेषु ।
सोपक्रमं च निरुपक्रमं च दृष्टं यथाऽऽयुष्कम् " ॥
( લોકપ્રકાશના દ્રવ્યલોકના ત્રીજા સર્ગમાં અન્યગ્રન્થોદ્ધૃત. )

sympathy for Gosālā, notwithstanding all his perversions and revengeful wicked acts which could also be found described in the Buddhist books. He is an exemplary instance of forbearance, good will and quietude. One should always bear in mind that evil thoughts for doing harm to others react on one who cherishes them.

When an ascetic has abandoned wealth, wife and the whole family, there is no reason why he should lose fortitude and forbearance as to be excited by wrath. If he does so, he surely commits a heinous sin. It is needless to cite such examples as they are generally met with in all religious books.

**ક્ષમા યોગને મહાન્ ઉપયોગી છે—**

" ક્ષમા એ યોગનો અસાધારણ માર્ગ છે; કેમકે એ ક્રોધરૂપ દાવાનળ ઉપર મેઘની વૃષ્ટિ છે. જે મનુષ્ય ક્ષમા વિના યોગલક્ષ્મી મેળવવા ઇચ્છે છે, તે વિષના પાનથી જીવિત મેળવવા ઇચ્છે છે. "—૧૦.

**सहनशीलता—**

**निशम्य दुर्भाषितमन्यदीयं नातन्वते रोषमुदारचित्ताः ।**
**सम्पादनीयः सहनस्वभावः शाठ्यं शठाग्रे नहि कर्त्तुमर्हम् ॥ ११ ॥**

The generous-hearted are not susceptible to anger on hearing bad words from others. One should acquire the quality of forbearance. He should not stoop to revenge. ( 11 )

**સહનશીલતા—**

" બીજાનાં દુષ્ટ વચનો સાંભળતાં એકદમ પ્રકુપિત થવાય છે, પણ

ઉદારહૃદયવાળાઓ તેવા અવસરે ગંભીરતા ધારણ કરી લે છે. સહનશીલતા પ્રાપ્ત કરવી જરૂરની છે. નાદાનની સ્હામે નાદાન થવું વ્યાજબી નથી. "—૧૧

प्रस्तुतमाह—

क्रोधं च कस्माद् विदधीत योगी? दुर्भाषितैः स्यान्नहि कोपि रोगः।
न वा यशःश्रीर्लभते विलोपं द्रव्यस्य हानेरपि नास्ति वार्त्ता ॥१२॥

Why should an ascetic be angry ? By ill words neither disease is engendered nor is reputation sullied, nor is there the least likelihood of the loss of wealth. ( 12 )

**Notes** :—Anger is one of the groups of four wicked passions ( Chandālchokdi. ). Once upon a time a woman of the sweeper-caste accidentally touched a holy Brāhmin. He was highly enraged and lost his temper. The more he got angry, the more tightly she clung to him. He then went to the king and lodged complaint for redress. The woman, being asked by the king regarding her impertinent behaviour in polluting the pious Brāhmin, humbly replied that she was in no way responsible for the act but that he polluted himself by giving abode to Chandāla in his heart when he became angry. Thus a man who is once polluted cannot again be polluted by her touch. When once polluted he belonged to her caste. Anger is thus condemned by all laymen, however high or low, who feel inclined to keep aloof from this position. Much more it is incumbent on an ascetic to do so.

**પ્રસ્તુત વાર્તા—**

" વસ્તુતઃ સાધુ પુરૂષે ક્રોધ શા માટે કરવો જોઇએ ? કારણ કે ક્રોધના આક્ષેપપૂર્ણ શબ્દોથી કંઇ રોગ ઉત્પન્ન થતો નથી, તથા યશોવાદનો લોપ થતો નથી તેમજ અપરિગ્રહી હોવાથી દ્રવ્યની હાનિ થવાની પણ વાત નથી, "–૧૨

**प्रकृतमेव—**

**रोषेण वैरं लभतेऽवकाशं वैरात् पुनः सत्त्वगुणप्रहाणिः ।**
**एवं स्खलेत् सञ्चरमाण आत्मोन्नत्यध्वना रोषसमाश्रयेण ॥१३॥**

Anger breeds enmity. Enmity brings eminent qualities to nothing. Thus he who conducts himself on the path of the elevation of Self deviates from the right path by resorting to anger. ( 13 )

**ચાલતી હકીકત—**

" રોષ કર્યેથી વૈરને અવકાશ મળે છે અને વૈર બંધાયેથી સાત્ત્વિક ગુણમાં હાનિ પહોંચે છે; એ પ્રકારે રોષનો આશ્રય લેવાથી આત્મોન્નતિના માર્ગે સંચરતો મનુષ્ય સ્ખલિત થાય છે. "—૧૩.

**रुष्यति प्रकोपकरणमकारणम्—**

**रुष्यज्जनं प्रेरयतेऽस्मदीयं प्राचीन कर्मेत्यथ चिन्तनीयम् ।**
**पराश्रये रुष्यति वा प्रकोपः प्रयोजके कर्मणि वा विधेयः ? ॥१४॥**

**कृतापराधे यदि नाम कोपो न कर्म किं तर्हि कृतापराधम् ? ।**
**एतत् प्रभासेत विचार्यमाणं सर्वेऽपराधाः खलु कर्मराजः ॥१५॥**

On the other hand, it should be considered that our previous Karmic forces make a person angry. With whom should we be angry ? With the angry:

person who is no master of himself or with the Karmic forces which make him so ? ( 14 )

If it is proper to direct anger towards the offender, then, has not the Karmic force committed the offence ? With this inquiry all these offences clearly indeed appear to be the work of Karma. (15)

**ક્રોધીની સ્હામે ક્રોધ કરવાનું કંઇ કારણ ?—**

" આપણા ઉપર ક્રોધ કરતા મનુષ્યને પ્રેરણા કરનાર આપણું કર્મ છે. જ્યારે આમ હકીકત છે, તો એ ઉપરથી સમજી શકાય છે કે આપણા કર્મોથી પ્રેરિત–પરાધીન થઇને આપણા તરફ રોષ કરનાર માણસ ઉપર આપણે રોષ કરવો વ્યાજબી છે, કે તે રોષ કરનાર માણસને પ્રેરનાર આપણા કર્મ ઉપર રોષ કરવો વ્યાજબી છે ? "—૧૪

અપરાધ કરનાર ઉપર ક્રોધ કરવાનું યદિ ઠીક સમજાતું હોય, તો કર્મ શું અપરાધી નથી ? ( આપણો અપરાધ કરનાર માણસ આપણા કર્મોની પ્રેરણાથીજ અપરાધ કરે છે, એ માટે આપણાં કર્મજ અપરાધી છે. ) ખરો અપરાધી કોણ છે ? એ તપાસતાં સ્પષ્ટ જણાઇ આવે છે કે તમામ અપરાધો એક માત્ર કર્મરાજાના છે. ( કર્મોને પણ ઉત્પન્ન કરનાર આત્મા હોવાથી ખરો અપરાધી ખુદ પોતે આત્માજ છે )"—૧૫

**क्षमाया औचित्यमावेदयति—**

**त्रैलोक्यचूडामणयोऽपि देवाधिदेवतास्ताडन–तर्जनादि ।**
**वितेनुषः क्षान्तिभरैरपश्यन् क्षमा तदेवं न हि किं क्षमा नः?॥१६॥**

Even supreme gods, crestjewels of the three worlds, extend mercy towards those who threaten and stike others, then why should we not practise forbearance ? ( 16 )

**ક્ષમાની ઉચિતતા—**

" ત્રિલોકીના શિરછત્રભૂત દેવાધિદેવો પણ તાડન–તર્જન કરતા

દુરાત્માઓને શાન્તિભરી નજરથી જોતા હતા, તો પછી આપણા જેવા-ઓએ ક્ષમા ધારણ કરવી શું યુક્ત નથી ? "—૧૬

क्रुध्यन्तं ज्वरिणा उपमिनोति—

प्रकम्पमानौष्ठक–रक्तनेत्र–प्रस्वेदसंक्लिन्नमुखारविन्दम् ।
क्रुध्यन्तमालोक्य विचारशीलैर्ज्वरीव मान्यः करुणाऽऽस्पदं सः ॥१७॥

ज्वरातुरे कुर्वति दुर्वचांसि यथा न कोपः क्रियते दयातः ।
तथा दयादृष्टित एव दृश्यः क्रोधज्वराद् दुर्वचनानि कुर्वन् ॥१८॥

On seeing an excited person with lips shaking, eyes red and with face full of perspiration, a wise person should think him to be an object of pity as though he were attacked with fever. ( 17 )

As anger is not excited out of mercy towards a feverish person uttering bad words, so a person speaking evil words, being under the influence of feverish anger, should be treated with pity. ( 18 )

**ક્રોધીને જ્વરીની ઉપમા—**

" માણસ જ્યારે ક્રોધથી ઘેરાય છે, ત્યારે તેના હોઠ કાંપવા લાગે છે, નેત્રો લાલ બની જાય છે, અને મુખકમલ ઉપર પસીનો ચાલવા માંડે છે. આવી સ્થિતિ ઉપર આવેલા ક્રોધીને જોઇ વિચારશીલ મનુષ્યોએ તેને જ્વરાક્રાન્તની જેમ દયાપાત્ર સમજવો જોઇએ. "—૧૭.

" જેવી રીતે, યદ્દવા તદ્દવા પ્રલાપ કરતા જ્વરાતુર માણસ ઉપર કોપ નહિ કરતાં દયા લાવવી જોઇએ છે, તેવી રીતે ક્રોધરૂપ જ્વરને આધીન થયેલો માણસ યદિ દુર્વચનોનો વ્યવહાર કરે, તો તેને પણ દયા-દૃષ્ટિએ જોવો, એજ વ્યાજબી છે "—૧૮

**यतः क्रोधो भवति, सोऽभिमान एव कुतः ?—**

**वनस्पतित्वे च पिपीलिकात्वे समागतोऽनेकश एष आत्मा ।**
**तदाऽभिमानो गलितोऽस्य कुत्र न सह्यते सम्प्रति दुर्वचो यत् ?॥१९॥**

This person was many times taken birth in the vegetable kingdom and in that of insects. Where had he lost his pride then that he does not now bear the bitter words ? ( 19 )

**ક્રોધને ઉત્પન્ન કરનાર અભિમાન શા ઉપર ?—**

" આ પ્રાણી અનેકવાર વનસ્પતિકાયમાં તથા કીડી વગેરે યોનિઓમાં જિન્દગી ભોગવી આવ્યો છે; તો તે વખતે એનો અભિમાન ક્યાં ગળી ગયો હતો કે અત્યારે **ભાઇસાહેબ**થી લગારે ખરાબ વચન સહન કરી શકાતું નથી ? "—૧૯.

**नहि क्रोधः क्रोधतः शाम्यति—**

**आक्रोशशान्तिर्मधुरैर्वचोभिराक्रोशतोऽसौ पुनरेति वृद्धिम् ।**
**प्रदीपनस्य प्रशमाय वारि क्षिपन्ति नोत्तेजकमिन्धनादि ॥ २० ॥**

Sweet words pacify the imprecations. Intensity of calumniating words provokes further reviling shouts ( in response ). Water extinguishes the blazing fire and not the fuel, etc., which only increase it. ( 20 )

**ક્રોધથી ક્રોધ શાન્ત થતો નથી—**

" ક્રોધ કરનાર માણસનો ક્રોધ, તેની સ્હામે ઉચિત રીતે મધુર શબ્દોનો વ્યવહાર કરવાથી શાન્ત થાય છે; પરન્તુ દુર્ભાષીની સ્હામે દુર્ભાષી બનવાથી વિરોધ વધે છે. દૃષ્ટાન્ત ખુલ્લું છે કે—બળતી અગ્નિને શમાવવા પાણીનોજ ઉપયોગ કરાય છે, કિન્તુ કાષ્ઠ વગેરેનો ઉપયોગ કોઇ કરેજ નહિ "—૨૦

किमर्थं कोपाचरणम् ?—

दूरीकृताः सम्पद उज्झिता स्त्री नीतः समग्रः स्वजनोऽप्युपेक्षाम् ।
अथ प्रकोपाचरणं किमर्थं तथाप्यसौ* चेद् हतभागतेयम् ॥ २१ ॥

When all-wealth, wife and the whole family-are abandoned, why should violent wrath be resorted to ? However if it still persists, it is a great misfortune. ( 21 )

કોપનું આચરણ શા માટે ?—

" ધન છોડ્યું, સ્ત્રી છોડી અને સમસ્ત કુટુંબનો સંગ વર્જ્યો, તો હવે કોપ કરવાનું શા કારણે હોય ?; છતાં ક્રુદ્ધસ્વભાવ ન મટે, તો એ હતભાગ્યતા છે "—૨૧

परत्र कोपकरणे कोऽधिकारः ?—

कोऽस्त्यस्मदी[illegible]त्रयेऽपि कर्त्तुं क्रुधं यत्र किलाधिकारः ? ।
संसर्ग एषोऽस्ति च कर्म[illegible]न्याय्यं प्रकोपाचरणं न तस्मात् ॥२२॥

Who is ours in this whole Universe ? Against whom can anger rightly be hurled ? As this worldly intercourse is regulated by Karmic forces, anger is out of place. ( 22 )

ક્રોધ કરવાનો અધિકાર શો ?—

" સમસ્ત વિશ્વમાં અમારો કોણ છે, કે જેના ઉપર ક્રોધ કરવાનો અમારો અધિકાર હોઇ શકે ? આ જે બધો સંસર્ગ માલૂમ પડે છે, તે કેવલ કર્મરચનાથી કલ્પવામાં આવ્યો છે; અતઃ ક્રોધાચરણ યુક્ત નથી"—૨૨

* प्रकोपः ।

**कोपस्य युक्तत्वं मन्वानं प्रशमस्य युक्तत्वं शिक्षयति—**

**स्थातव्यमत्रास्ति कियद्दिनं यत् कोपाग्निना प्रज्वलनं क्षमं स्यात्? ।**
**यद्यैहिकार्थे क्षम एव कोपः पारत्रिकार्थे प्रशमो न तर्हि ? ॥ २३ ॥**

How long are we to live in this world that we should allow the fire of anger to burn. If we can tolerate anger for mundane happiness, can we not entertain forbearane for happiness in the other world ? ( 23 )

**કોપ યુક્ત છે, તો ઉપશમ યુક્ત નથી ?—**

" આ જિન્દગીમાં કેટલા દિવસો બેસી રહેવાનું છે કે ક્રોધરૂપ અગ્નિથી બળવું વ્યાજબી લેખાય ?. આ ચાલુ જિન્દગીના અર્થે ક્રોધ કરવો ઠીક સમજાતો હોય, તો પરલોકના અર્થે ઉપશમવૃત્તિ ધારણ કરવી શું ઠીક નથી સમજાતી ?. "—૨૩

**यमनियमादितः समुद्भवत् फलं कोपो रुणद्धि—**

**यमान् कुरुध्वं नियमान् कुरुध्वं क्रियां कुरुध्वं च तपः कुरुध्वम् ।**
**न चेत् समस्ति प्रशमावगाहः काऽऽशा तदेभ्यः फलमुच्चमाप्तुम् ?**
**॥ २४ ॥**

Practise self-restraint, religious observances, rituals and austerities, but if there is no mental quietude what prospects are there of the acquisition of the best results therefrom ? ( 24 )

**યમ-નિયમાદિથી થતું ફળ કોપથી રોકાય છે—**

" યમ કરો, નિયમ કરો, ક્રિયા કરો અને તપ કરો, પરન્તુ પ્રશમ-વૃત્તિની પ્રાપ્તિ જ્યાં સુધી ન થાય, ત્યાં સુધી એ યમ-નિયમાદિથી ઉંચું ફળ મેળવવાની શી આશા ? "—૨૪

प्रशान्तचेतसं योगिनं स्तौति—

**मनश्च वाचा च वपुश्च यस्याऽवगाहते क्षान्तिसुधासमुद्रे ।**
**धन्यः कृतार्थः सुकृती महात्मा कलावपि प्रेक्ष्यमुखाम्बुजोऽसौ ॥२५॥**

He whose mind, speech and body are plunged (completely) into the ocean of nectar-like tranquillity is blessed, meritorious, and high-souled, and is one whose lotus-like face is worthy of being seen (reverently) even in this iron age. (25)

શાન્તાત્મા યોગિને સ્તવે છે—

" જેનાં મન, વચન અને શરીર એ ત્રણે પ્રશાન્તિરૂપ અમૃતના સમુદ્રમાં મગ્ન થઇ ગયાં છે, તે મહાત્મા ધન્ય, કૃતાર્થ, પુણ્યસ્વરૂપ અને કલિકાલમાં પણ દર્શનીયમૂર્તિ છે. "—૨૫

क्रोधजसाहसिकता विपरीतपरिणामं जनयति—

**क्रोधान्धलीभूय यदेव कार्यं करोति सद्यो विपरीतरूपम् ।**
**तदेव कोपोपरमे त्रपायै दुःखाय च स्याद्, धिगहो ! अविद्या॥२६॥**

The undesirable act which a man blinded by wrath does in haste, tends on the subsidence of anger to bring shame and distress. Oh ! accursed is the ignorance !! (26)

ક્રોધજન્ય સાહસિકતા અનર્થ ઉપજાવે છે—

" ક્રોધમાં અન્ધ બનીને માણસ ઉતાવળથી જે વિપરીત કામ કરી બેસે છે, તેજ કામ, કોપ ઠંડો પડી ગયા પછી પોતાની જાતને શરમાવનાર અને હૃદયમાં સંતાપ ઉપજાવનાર બને છે. અહા ! ધિક્કાર છે અવિદ્યાને "—૨૬

आक्रुष्टो मुनिः किं चिन्तयेत् ?—

**आक्रोशने वा परिताडने वा योगप्रवाहे स्थितवानृषिस्तु ।**
**ध्यायेद्–' न मे किञ्चन नाशमेति* सच्चित्स्वरूपं मम निश्चलं यत् '**
**॥२७॥**

A sage who is steady in the practice of Yoga, if calumniated or assailed, thinks thus: "There is nothing of mine which is destroyed. My real nature which is Sat ( being ) and Chit ( knowing ) is indestructible." ( 27 )

**ક્રોધથી ઉપદ્રવ થતાં મુનિ શું ચિંતવે ?—**

" યોગના પ્રવાહમાં સ્થિત થયેલ મહાત્મા, ક્રોધથી આક્રોશ યા તાડન–તર્જન થતાં મનમાં એજ ભાવના કરે છે કે–" મારૂં કંઇ બગડતુ નથી, કારણ કે મારૂં સચ્ચિત્સ્વરૂપ નિરાબાધ છે "—૨૭

उच्चविवेकवतो न कश्चिद् विकारः—

**उच्चस्वरूपः प्रकटो यदा स्याद् देहाऽऽत्मनोर्भिन्नतया प्रकाशः ।**
**छिन्ने च भिन्ने च तदा शरीरे नाऽऽत्मा भवेत् स्वात्मरतो विकारी**
**॥ २८ ॥**

When clear illumination reveals the difference between Soul and body, then, Soul realises its true nature and ceases to be swayed by passions. ( 28 )

**વિવેકજ્ઞાનનું પ્રાબલ્ય—**

" શરીર અને આત્માની ભિન્નતાનો ખૂબ સ્પષ્ટ રીતે જ્યારે પ્રકાશ થાય, ત્યારે શરીરનું છેદન–ભેદન થતાં પણ સ્વરૂપમાં રમણ કરતા આત્માને વિકૃતિ ઉત્પન્ન થતી નથી "—૨૮

---

*" यो दह्यमानां मिथिलां निरीक्ष्य शक्रेण नुन्नोऽपि नमिः पुरीं स्वाम् ।
न मेऽत्र किञ्चिज्ज्वलतीति मेने साम्येन तेनोरुयशो वितेने "
—अध्यात्मोपनिषद्, यशोविजयजी.

क्रोधनिरोधे सिद्धे किमसिद्धम् ?—

**क्रिया सुसाधा च तपः सुसाधं ज्ञानं सुसाधं नियमाः सुसाधाः।**
**दुःसाध एकः स च कोपरोधः स साधितः साधितमप्यशेषम्॥२९॥**

Ceremonies, austerities knowledge, and observance of rituals are easy to practise, but only wrath is most difficult to be subdued. If it is subdued, everything else is already accomplished. ( 29 )

**Notes** :—When the mind, by incessant attempts, becomes free from anger, etc., it feels a sweet composure and quietude. The tormenting excitement is then no longer able to work upon it, so that it shines forth in spiritual light. Persons having sublime and elevated souls enjoy the state of tranquillity, working with an attitude of indifference as to the results of their practising restraints, religious observances, rituals and austerities, with calm serenity. They make a progressive advance on the path of Yoga, while those, who are base-minded and ready to be excited with anger and other passions, are enemies of their pure Self and are doomed to the hardest of hardships and the hell of hells. Even one advanced high in Yoga-practice yields by chance to such excitements; that he is sure to fall down from the highest pitch to the lowest abyss.

ક્રોધનિરોધની સિદ્ધિમાં સર્વ સધાઈ જાય છે—

" ક્રિયા સુસાધ્ય છે, તપ સુસાધ્ય છે, જ્ઞાન સુસાધ્ય છે અને નિયમો સુસાધ્ય છે, કિન્તુ દુઃસાધ્ય એક છે, અને તે ક્રોધનો નિરોધ. આ કામ સધાયું તો બધું સધાઇ ગયું "—૨૯

उपदिष्टाः क्रोधनिरोधं साधवः, अथ गृहस्थानपि तं प्रत्यभिमुखयति—

रोषो विधातुं न हि यत्र तत्र युक्तो गृहस्थैरपि वेदितव्यम् ।
सर्वत्र सर्वेष्वपि घोषयामः– क्रोधस्य मन्दीकरणन्तु युक्तम् ॥३०॥
अनेकशास्त्राणि विलोकितानि रहस्यमध्यात्मगिरां च लब्धम् ।
तथापि लब्धा यदि नो तितिक्षा ज्ञेयस्तदाऽसौ हृदयेन मूर्खः ॥३१॥

Even the householders should understand that it is not proper for them to be angry everywhere and anywhere. We proclaim that all persons in all places should try to curb anger. ( 30 )

If a man has not succeeded in acquiring the virtue of forbearance even after pouring into numerous religious works and mastering the secret of spiritual knowledge, he must be thick-headed. ( 31 ).

હવે ગૃહસ્થોને ભલામણ—

" ગૃહસ્થોએ પણ સમજી રાખવું જોઇએ કે જ્યાં ત્યાં પ્રકૃતિને છૂટી મૂકવી જોઇએ નહિ. સર્વત્ર અને સર્વની આગળ ઉદ્‌ઘોષણા કરી કહીએ છીએ કે ક્રોધને મન્દ કરવા પ્રયત્નશીલ રહેવું, એજ યુક્ત છે "—૩૦

" અનેક શાસ્ત્રો અવલોકયાં અને અધ્યાત્મગ્રન્થોનું રહસ્ય મેળવ્યું, તો પણ જો ક્ષમા–સહનશીલતા–શાન્તિગુણ પ્રાપ્ત ન થયો, તો તે મનુષ્ય હૃદયથી મૂર્ખ છે. ( મગજ કેળવાયો હોય, છતાં હૃદય જો ન કેળવાયું હોય, તો તે મનુષ્ય હૃદયથી મૂર્ખ છે. ખરૂં જ્ઞાન એ છે કે જેનાથી હૃદય કેળવાય. ) "—૩૧

---

## मानः।



क्रोधनिरासाय मानादिनिरासः कर्त्तव्यः—

यावन्न मानादिकदूषणानां रुद्धः प्रचारो नहि तावदेषः।
शक्यः समापादयितुं निरोधं मानादिदोषा अपि तेन हेयाः ॥३२॥

As long as the progress of such evils as Egotism is not checked, anger cannot be subdued. Therefore such defects as egotism, etc., are even fit to be discarded. (32)

માનાદિ દોષોનો પ્રસ્તાવ—

"જ્યાં સુધી માન (અહંકાર) વગેરે દૂષણોનો પ્રચાર રોકવામાં આવ્યો નથી, ત્યાં સુધી ક્રોધનો નિરોધ કરવો, એ શક્ય નથી. માટે માનાદિ દોષો તિલાંજલિ આપવા યોગ્ય છે."—૩૨

मानोऽनर्थकारी—

विवेकनेत्रं हरताऽस्मदीयं मानेन तीव्रो विहितोऽपराधः।
न त्यज्यते तच्छ्रयणं तथापि सम्मूढता कीदृगतः परं स्यात् ?॥३३॥
सभ्यत्वदुग्धं यदि रक्षणीयं तद् दर्पसर्पेण न सङ्गतं स्यात्।
विद्यासुधादीधितिशीतभासो मानाभ्रविक्षेपणतः स्फुरन्ति ॥ ३४ ॥

What greater folly can there be than of being in love with pride that has committed the heinous offence of robbing us of our sight in the form of right understanding ? (33)

If the milk of equanimity is to be preserved, it should be preserved from the serpent in the form of arrogance. The cool moon-light of learning blazingly

shines forth when the clouds of pride are dispersed. ( 34 )

**Notes** :—Māna is also a sin according to the Jain theory. It is of many forms : pride of caste, family, strength, beauty, wealth, reputation, austerity, learning and landed proprietorship. There are various legends showing the pernicious results brought on by pride. It would be interesting to cite here the story of Bāhubali, brother of Bharata, the paramount king of India. Bharata conquered almost all the countries and asserted his superiority over his brothers except Bāhubali who challenged him. A duel ensued between the two brothers. Bāhubali was almost successful, but at the last stage his heart was softened with renunciation; consequently, he withdrew from all worldly affairs and got himself initiated as an ascetic. He strictly obeyed all rules of asceticism, but did not like to bow down to his younger brothers, senior in initiation. His high conceit and great pride in disregarding the seniority in initiation interfered with the attainment of Omniscience. Lord Rushabhadeva sent his daughters Brāhmi and Sundari to point out to Bāhubali his mistake; so they admonished him with the words, " Brother, descend from the elephant (pride). " These words brought Bāhubali to his proper senses and he abandoned all his pride and was blessed with Omniscience.

માન અનર્થકારી છે—

"અમારા વિવેકરૂપ નેત્રને હરણ કરતા અહંકારે અમારો મોટો અપ-

રાધ કર્યો છે, તો પણ તેનો આશ્રય ત્યજી શકાતો નથી. અહો! આથી વધુ શી મૂઢતા? "—૩૩

**સભ્યત્વરૂપ** દૂધ યદિ સાચવી રાખવું હોય, તો અભિમાનરૂપ સર્પ સાથે તેનો સંગ થવા ન દેવો જોઇએ. વિદ્યારૂપ ચન્દ્રની જ્યોત્સ્નાઓ, માનરૂપ વાદળ ખસી જવાથી સ્ફુરે છે "—૩૪

**मानः क्व कर्तव्यः?—**

**मानः पदार्थे क्व विधातुमर्ह इत्येव सम्यग् हृदि चिन्तनीयम्।**
**प्रत्यक्षमालोक्यत एव विश्वे कुतोऽपि कोऽप्यस्त्यधिको हि मर्त्यः॥३५॥**

**अनन्यसाधारणबुद्धिमत्त्वमनन्यसाधारणशक्तिमत्त्वम्।**
**अनन्यसाधारणभाषकत्वं क्वाऽस्मासु कुर्याम यतोऽभिमानम्!॥३६॥**

**न श्रीः प्रसन्ना प्रविकासिदृग्भ्यां न भारती दत्तवती वरं च।**
**अलौकिकं कर्म कृतं न किञ्चित् तथाप्यहो! दर्पसमुद्धतत्वम्!॥३७॥**

**न धीरिमा वा न गभीरिमा वा न सासहित्वं न परोपकारः।**
**महान् गुणो वा नहि कोऽपि तादृक् तथापि गर्वः किमतः प्रहास्यम्?॥ ३८ ॥**

It is well to ponder over what object is worthy of being taken pride in. It is a matter of direct experience in this world that every man somewhere meets another who is more than a match for him. (35)

We are not endowed with really matchless bodily, mental and oratorial powers. Why should we then be vain? ( 36 )

Oh! the vain gloriousness of human beings, though the goddess of wealth with her eyes blooming like lotuses smiles not on them, the goddess of learning

confers no boon on them; they themselves have not performed any heroic action. ( 37 )

Though there is neither patience nor seriousness nor endurance nor benevolenee, nor any other eminent quality, yet they entertain arrogance. What could be more ridiculous than this ? ( 38 )

**Notes** :—The following illustrations suffice to prove the evil consequences of pride :—

It is through pride that Rāvaṇa was totally ruined. The king Dashārnabhadra was highly elated with his greatness. Indra toned down his pride by the exhibition of his wealth, etc.. When the king saw clearly his position, he took his initiation from Lord Mahāvira.

Sthulibhadra, an ascetic of high repute, was elated with the pride of learning, but afterwards he could see and correct his error.

Harikeshi who was proud of his high birth was also lowered down in the next birth.

Marichi, the son of Bharata and grandson of Lord Rushabhadeva, the first Tirthankara, became very conceited and thereby became overjoyed on over-hearing that he would become a Tirthankara in future life. He was thus doomed by his pride to many births in the Cycle of Evolution. At last he became Tirthankara as Lord Mahāvira.

The king Shrenika was hurled down into hell by the pride of his strength.

Sanatkumāra fell a prey to a direful disease on account of his pride of beauty.

Kuragadu Rishi was obstructed in his austerity by his pride. So one should try his best to root out this evil passion.

**માન કરવાનું કોઇ સ્થળ ?—**

" એજ પહેલાં હૃદયમાં વિચારવું જોઇએ કે કઇ વસ્તુમાં અભિમાન કરવો વ્યાજબી છે ! કારણ કે જગતમાં એક એકથી ચઢીયાતા પ્રત્યક્ષ જોવાય છે "—૩૫

" અનન્યસાધારણ બુદ્ધિ, અનન્યસાધારણ શક્તિ અને અનન્યસાધારણ વક્તૃતા અમારામાં ક્યાં છે, કે જેના ઉપર અમે અભિમાન કરી શકીયે ? "—૩૬

" વિકસ્વર દૃષ્ટિઓથી લક્ષ્મીદેવી પ્રસન્ન થયાં નથી, સરસ્વતીએ કંઇ વર આપ્યો નથી અને તેવું અલૌકિક કાર્ય સાધ્યું નથી, છતાં અભિમાનજનિત ઔદ્ધત્ય ?, આશ્ચર્ય ! "—૩૭

" નથી ધૈર્ય, નથી ગાંભીર્ય, નથી સહનશીલતા, નથી પરોપકારવૃત્તિ અને નથી તેવા પ્રકારનો કોઇ વિશેષ ગુણ, છતાં ગર્વ !, અહા ! આથી બીજું શું ઉપહસનીય ? "—૩૮

**प्रभुताया अस्थैर्ये कीदृशो गर्वः ?—**

**रूपेण शक्रप्रतिमोऽपि मर्त्यः कालान्तरे म्लानिमुपैति रोगैः ।**
**राज्ञोऽपि रङ्कीभवनं स्फुटं च कस्तर्हि मानाचरणे मतोऽर्थः ॥३९॥**

A man ever though equal in beauty to Indra, becomes after a lapse of some time emaciated with diseases. It is quite evident that even a king may become a beggar. Then, does what benefit accrue from the cherishing of pride ? ( 39 )

**Notes :**—Sanatkumāra, a paramount king, lived

in Hastināpura. His rule extended to six continents. He was an incarnation of beauty. Indra, the chief of gods, eulogised the matchless beauty of Sanatkumāra on the earth. Two gods with some doubts in their minds came down to verify this statement. They saw him at bath and were delightfully charmed at his unparalleled beauty. Being asked by the king, they highly praised his beauty. Thus being elated with pride, Sanatkumāra said to them that they would see him thousand times more beautiful in the royal court. The gods at once formed a low estimate of him, because he himself, out of pride, highly praised his beauty. Afterwards they went to the royal court and being similarly questioned, replied, " Oh king, you do not appear so beautiful as you were at the bath. " They further convinced him of the truth of their statement. Thus the king felt remorse for his pride and then at once abandoned his royal wealth and possession. He then became an ascetic and strictly observed the great vows. He became free from the diseases which made him appear to the gods in the form of Brahmins, less beautiful. With the help of righteous conduct, he was re-born in higher birth ( 3rd Heaven ) and eventually became a Siddha.

### પ્રભુતાની અસ્થિરતામાં ગર્વ કેવો ?—

" રૂપે ઇન્દ્રના જેવો મનુષ્ય પણ કાલાન્તરે રોગોથી વિરૂપ અને નિર્બળ બની જતો પ્રત્યક્ષ જોવાય છે, અને રાજા પણ કાલાન્તરે રંક થતો જોવાય છે, તો પછી ગર્વ કરવામાં શો અર્થ રહેલો છે ? "—૩૯

माने बलवति स्वाधिकसमृद्धो निरीक्षणीयः—

सामान्यवर्गः खलु लक्षनाथमसौ च कोटीशमसौ च भूपम् ।
असौ च सम्राजमसौ च देवमसौ च देवेन्द्रमसौ मुनीन्द्रम् ॥४०॥
असौ च सर्वज्ञतया विभान्तमसौ च विश्वत्रितयेशितारम् ।
सम्यक्तया यद्यवलोकयेत कुतस्तदोन्मादकताऽवकाशः ? ॥ ४१ ॥
युग्मम् ।

There is no scope for arrogance, if a man of the middle class keeps properly in view a millionaire and a millionaire, a multimillionaire and a multimillionaire, a king and a king, paramount lord, a paramount lord, a god, and a god, Indra, and Indra, the lord of Yogees, and the lord of Yogees, an Omniscient One. ( 40-41 )

**Notes :**—There are many legends which exactly depict the evil influence of the rapid growth of desires. It destroys all good qualities and good faith. It raises expectations and serves only to whirl men round about. It destroys knowledge, perception and good conduct. It has hurled down kings, ascetics and great men from their high position, and brought on unbearable miseries on them. In short it plays various parts in the vast theatre of this world. On the other hand cessation of desires brings on supreme quietude and blessings of Moksha.

In the city of Kausāmbi there was a king called Jitashatru. Kapila was a son of a well-reputed Brahmin, Kāshyapa, who died when Kapila was young. Yasā, the mother of Kapila, advised him to further his study under the Pandit Indradatta

in the city of Shrāvasti; when Kapila spoke to the Pandit about his straitened circumstances, he recommended him to a high-minded merchant Sālibhadra who promised to maintain him. Kapila prosecuted his studies so well that he was expected to turn out a great learned man in future, but unfortunately he fell in love with a maid-servant who became conceived by his company. In order to provide for the expenses necessary after the delivery, he anxiously set out at night to get two silver coins from a leading citizen. Then he was arrested on the way by the Police and was brought before the king in the morning. The king asked him the reason of his going out at midnight from his house. Kapila with a firm faith in truth candidly related the whole account without any omission. The king, being pleased, asked him to select a boon. He went to a garden where he began to think over the matter. All desires being dormant in the human mind began to flash out one after the other and knew no bounds. His mind could not be satisfied even by the exorbitant demand of wealth and property, when of a sudden by the rise of meritorious Karmas, his desires became weakened and a fresh spirit of denial was awakened. He, on the cessation of his desires, was blessed with quietude. He began to tear off his hair being desirous of taking to asceticism when the deities at once presented him with the ascetic garb. He then went to the king and being asked by him as to the selection of his boon, he candidly related what passed in his mind without reserve. The king

expressed his readiness to present him with great wealth ( a crore of Māsa ). He said that he had vowed to abandon all property and possessions. Thus with the rigid obresvance of all vows he was blessed with Omniscience. This story well illustrates the potent power of truthfulness, denial of worldly desires and pleasures, for the attainment of true bliss.

**માન ઉત્પન્ન થતાં પોતાથી અધિક સમૃદ્ધ ઉપર દૃષ્ટિ કરવી—**

" સામાન્ય વર્ગના માણસો લક્ષાધિપતિ તરફ, લક્ષાધિપતિ કોટીશ્વર તરફ, કોટીધ્વજ રાજા તરફ, રાજા ચક્રવર્તી તરફ, ચક્રવર્તી દેવતા તરફ, દેવતા ઇન્દ્ર તરફ, ઇન્દ્ર યોગીશ્વર તરફ, યોગીશ્વર, સર્વજ્ઞરૂપે દીપતા એવા દિવ્ય આત્મા તરફ અને તે, ત્રિભુવનપતિ પરમેશ્વર તરફ જો બરાબર નિરીક્ષણ કરે, તો ઉન્માદ કરવાનો અવકાશ રહે નહિ. "—૪૦ ૪૧

**नास्मादृशां युक्तो मानः—**

**यत्पादपद्मे मधुपन्ति सर्वे सुरेश्वरास्ते जगदीशितारः ।**
**दर्पोष्मलेशादपि सम्प्रमुक्ताः किं नः क्षमस्तर्ह्यभिमानलेशः ? ॥४२॥**

When the Lord of the world at whose lotus-like feet, the gods swarm like bees are free from even a particle of pride, is it then proper for us to be proud even to a small degree ? ( 42 )

**આપણા જેવાઓને અભિમાન રાખવો ઘટેજ કેમ ?—**

" જેઓના ચરણકમળમાં સર્વ ઇન્દ્રો ભ્રમરની પેઠે આચરણ કરે છે, તે જગદીશ્વરો અલ્પમાત્ર પણ અહંકારથી જ્યારે મુક્ત છે, તો પછી આપણા જેવાઓને લેશમાત્ર પણ અભિમાન રાખવો ઘટે ખરો ? "—૪૨

**अभिमानचेष्टा अन्ततो लज्जाकरी—**

**निमील्य नेत्रे हृदयं निवेश्य प्रशान्ततायां परिचिन्तनायाम् ।**
**स्वयं त्रपायाः* अभिमानचेष्टा संजायतेऽत्रानुभवः प्रमाणम् ॥४३॥**

* चतुर्थी.

If a man thoughtfully closes his eyes and tranquilly views his conduct, he will feel for himself that proud conduct brings shame. ( 43 )

**અભિમાનચેષ્ટા પરિણામે પોતાને શરમાવનારી છે—**

"આંખો મીંચી, શાંતિમાં હૃદયને જોડી જ્યારે વિચાર ઉપર આવીએ છીએ, ત્યારે આપણી પૂર્વકૃત અભિમાનચેષ્ટાઓ ખરેખર આપણને શરમ ઉપજાવે છે. આ બાબતમાં દરેકને પોતાનો અનુભવ સાક્ષી પૂરે છે"—૪૩

**निरभिमानमभिष्टौति—**

**महाव्रताम्भोरुहरात्रिणा च तपःसुधादीधितिराहुणा च।**
**न यो जनः सञ्चरतेऽभिमानाध्वना स धन्यः सुरगेयकीर्त्तिः ॥४४॥**

That man, who does not tread the path of pride which is like a night to the lotus in the form of great vows and which acts like Rahu to the moon of austerities, is blessed and his glory is extolled by gods. ( 44 )

**અભિમાનરહિતની સ્તુતિ—**

"મહાવ્રતરૂપ કમળોની સ્હામે રાત્રિના સમય સમાન અને તપરૂપ ચન્દ્ર આગળ રાહુસમાન એવા અભિમાનના રસ્તે જે મનુષ્ય સંચરતો નથી, તે ખરેખર ધન્ય છે અને તેનો યશોવાદ સુરલોક સુધી ગવાય છે"—૪૪.

**मानप्रकरणमुपसंहरति—**

**भवस्वरूपं परिचिन्त्य तस्माद् निवार्यतां मानभुजङ्गमोऽयम्।**
**नैवाऽमृतं तत्सहचारितायां भवेत् परं मोहविषोपभोगः ॥४५॥**

Therefore realising the nature of this phenomenal world, keep off the pride-serpent. Its association

brings on no good. On the contrary it forces one to swallow the bitter poison of infatuation.

**માનને માટે છેવટ—**

" માટે જગત્‌નું સ્વરૂપ બરાબર અવલોકી આ માનરૂપ ભુજંગને દૂર કરો. એની સંગતમાં *અમૃતની પ્રાપ્તિ નથીજ, ફક્ત મોહરૂપ વિષનોજ ઉપભોગ થાય છે "—૪૫

**વ્યાખ્યા.**

માન, મદ, ગર્વ, અહંકાર, અભિમાન વગેરે એકાર્થક શબ્દો છે. વિવેકી મનુષ્યોને માટે કયાંઇ મદ કરવાનું સ્થાન નથી. મદનું ક્ષેત્ર મોટું છે, તેનો સંક્ષેપ કરીને જૈનશાસ્ત્રકારો મદના આઠ પ્રકારો બતાવે છે— જાતિમદ, કુલમદ, લાભમદ, ઐશ્વર્યમદ, બલમદ, રૂપમદ, તપોમદ અને શ્રુતમદ.

કર્મથી કલ્પાયલી જાતિ ઉપર મદ કરવો, એ હૃદયની હલકાઇ છે. ગુણ વગર કેવળ જાતિમાત્રથી મહત્તા નથી, અને હલકી જાતિવાળો મનુષ્ય પણ સદ્‌ગુણોથી પૂજ્ય બને છે, એ માટે જાતિમદ કરવાનો હોય જ નહિ.

જાતિમદની જેમ કુલમદ પણ ત્યાજ્ય છે. પ્રજ્ઞા, વૈભવ અને આચરણ એ કુલની સાથે બંધાયાં નથી. અકુલીનોમાં પણ એ બાબતો ઉત્તમ રીતે અનુભવાય છે. તો પછી કુલમદ શાને કરવો જોઇએ ? જે કુશીલ છે, તેને કુલવડેથી શું ? અને જે સુશીલ છે તેને પણ કુલવડે કરીને શું ?.

યથેષ્ટ વસ્તુઓનો લાભ થતાં લાભમદ ઉત્પન્ન થતો જોવાય છે. પણ વસ્તુતત્ત્વજ્ઞ સમજી શકે છે કે અન્તરાય કર્મનો ક્ષય થતાં લાભ મળે છે, અન્યથા નથી થતો. તો પછી કઇ દૃષ્ટિએ લાભ ઉપર મદ કરી શકાય ?. પરની પ્રસાદીથી મળેલ લાભ ઉપર મદ કરવો, એ બુદ્ધિની મન્દતા સૂચવે છે. ઐશ્વર્ય પ્રાપ્ત થતાં ઐશ્વર્યમદ ખડો થાય છે. પરંતુ વિવેકશીલ મનુષ્યો સમજી શકે છે કે ઐશ્વર્યની કેટલી ચંચલતા છે. કુલટા સ્ત્રીની જેમ ઐશ્વર્ય અસ્થિર છે. ગુણવન્તનો આશ્રય છોડી નિર્ગુણીનો પક્ષ પકડનાર ઐશ્વર્ય શું મદ કરવાનું સ્થાન હોઇ શકે ખરૂં ?

* 'અમૃત' નો અર્થ મોક્ષ પણ અહીં ઘટે છે.

બલિષ્ઠ માણસો **બલ**નો ફાંકો રાખતા જોવાય છે. પણ શરીરની રોગગ્રસ્તતા, વિરૂપતા અને ક્ષણભંગુરતાનો વિચાર કરતાં, બલનો મદ ગળી જાય છે.

સુન્દર રૂપ ધરાવનારાઓ પોતાના **રૂપ** ઉપર મૂંછ મરડે છે. પણ રૂપ ક્યાં સુધી ટકવાનું છે, તેનો વિચાર કર્યો ?. વ્યાધિ, રોગ, શોક, સન્તાપ અને ચિન્તાઓની જ્વાલામાં રૂપ હોમાઇ જતાં શું અવસ્થા થાય છે ?, એનો વિચાર કરનારાઓ રૂપનો મદ કરી શકે ખરા ?.

**તપ**નો મદ કરવો એ તો ભાન ભૂલવા બરાબર છે. તપ કરવાનો ઉદ્દેશ શું છે ? એ યાદ કરવામાં આવે, તો તપના મદનો અવકાશ રહેજ નહિ. આત્મોન્નતિ મેળવવામાં તપ જેમ સાધન છે, તેમ તપનો ગર્વ પ્રતિબન્ધ કરનાર છે; એ માટે તપને આત્મોન્નતિનું સાધન બનાવનાર મહાશય તપના ગર્વથી ખરડાય ખરો કે ? તપના ગર્વથી તપની શક્તિ કુંઠિત થાય છે અને એથી મોક્ષ તો શું, પણ યથેષ્ટ પરલોક પણ મેળવી શકાતો નથી. પરમાત્મા **મહાવીર** જેવાઓની તપશ્ચર્યા તરફ ખ્યાલ અપાય, તો તેવાઓની આગળ આપણી હલકી તપસ્યા મદ કરવાનું કારણ હોઇ શકે નહિ. જે તપથી કર્મોનો ક્ષય થાય છે, તેજ- મદથી ખરડાયલા તપથી કર્મસંચયનો વધારો થાય છે.

શ્રુતનો યા બુદ્ધિનો મદ કરવો એ તો ભારે ટૂંકી દૃષ્ટિ છે. જે જ્ઞાનનું ફળ વિરતિ છે, તેજ જ્ઞાનને ગર્વનું સાધન બનાવાય કેમ ?. દુનિયામાં એક એકથી બુદ્ધિમાં આગળ વધેલા પ્રત્યક્ષ જોવાય છે અને વીતરાગ સર્વજ્ઞ દેવની આગળ તો આપણે ( છદ્મસ્થો ) બધાઓ ઘણીજ અજ્ઞાનતાની હદ ઉપર છીએ; તો પછી બુદ્ધિ યા જ્ઞાનનો મદ કરવાનો હોયજ ક્યાંથી ? **હેમચન્દ્રાચાર્ય** સર્વજ્ઞ દેવની આગળ પોતાને કેવો અજ્ઞ બતાવે છે, તે જુઓ—

" क्वाहं पशोरपि पशुर्वीतरागस्तवः क्व च ? ।
उत्तितीर्षुररण्यानीं पद्भ्यां पङ्गुरिवास्म्यतः " ॥

—वीतरागस्तोत्रम् ।

અર્થાત્—" પશુમાં પશુ એવો હું ક્યાં ? અને વીતરાગસ્તવમ જેવું કઠિન કામ ક્યાં ? ખરેખર જેમ એક પાંગળો માણસ પગથી એક મહાન્ જંગલ ઓળંગવાની ઇચ્છા રાખે, તેવી સ્થિતિ ઉપર હું સ્થિત છું."

હેમચન્દ્રાચાર્યના ઉપર્યુક્ત **નમ્ર** શબ્દોમાંથી પણ એટલું તાત્પર્ય ખેંચી શકાય છે કે–સર્વજ્ઞદેવોની આગળ પૂર્વધરો તથા વિશિષ્ટ શ્રુતજ્ઞાનિઓ પણ પશુ જેવા છે અને તે વિશિષ્ટ શ્રુતજ્ઞાનિઓની આગળ હું પશુસમાન છું. આ ઉપરથી બુદ્ધિ યા જ્ઞાનના મદનો ક્યાંઇ અવકાશ રહે છે ખરો ?.

મદના આઠે પ્રકારો જોયા. આવી રીતે બીજાં પણ અનેક પ્રકારનાં મદનાં સ્થાનો છે. નિઃસંદેહ મદ એ ટૂંકી દષ્ટિનું પરિણામ છે.

---

## माया ।



माया कीदृशी ?—

**माया मता योगलताहुताशो ज्ञानार्गला दुर्भगतानिदानम् ।**
**आत्मार्थिना सद्व्यवहारलक्ष्मीस्पृहावता वा परिहीयतां सा ॥४६॥**

Hypocrisy is fire scorching the creeper of Yoga; it is an impediment to knowledge and it is the source of misfortune. It should be left by those who desire their spiritual elevation as well as by those who long for progress in righteousness. ( 46 )

**Notes** :—The word 'Māyā' is used in different senses as attachment, ignorance, formalism, deceit, fraud, misrepresentation, perversion, dissimulation, irreverence, duplicity, hypocrisy, delusion, illusion and wealth, etc.. This hypocrisy or fraud is practised in many ways. It is a sin which gives rise to many other sins. Falsehood varying in many degrees is the chief factor in hypocrisy. It destroys good fruits which could otherwise result from the observance of vows, practice of austerity, good conduct,

restraint, &c.. It springs from the desire of seeming more beautiful, sympathetic, glorious and wealthy than what one really is. Selfish and worldly people acquire this habit by the sale of merits. It infests and thus brings on fickleness in the observance of pious duties. It engenders restless thoughts, baseness of heart and anxious delight, and urges the mind in the pursuit of greed and cruelty. It raises false expectations in man and drives him miserably from one place to another for its achievement. Thus entrapped by this fiend-vice, a man loses inward peace and tranquillity and is disabled to reach the goal of Perfection.

માયા કેવા પ્રકારની છે ?—

" માયા યોગરૂપ વેલડીને બાળવામાં અગ્નિસમાન છે. માયા જ્ઞાનને રોકનારી અર્ગલા છે. માયા દુર્ભાગ્યનું કારણ છે. આત્માર્થી મનુષ્યોએ, અને તે સિવાય વ્યાવહારિક જીવનમાં આગળ વધવાની ઇચ્છાવાળાઓએ માયાનો પરિત્યાગ§ કરવો જોઇએ. "—૪૬

दम्भः किमर्थं कर्त्तव्यः ?—

पदे पदे दम्भमुपासते ये लक्षाधिपास्ते भुवि वीक्षिताः किम् ? ।
न न्यायतः किं व्यवहारवृत्तिर्यत् *स्वाय दम्भाचरणं क्षमं स्यात् ?
॥ ४७ ॥

---

§ " मायाशीलः पुरुषो यद्यपि न करोति किञ्चिदपराधम् ।
सर्प इवाविश्वास्यो भवति तथाऽप्यात्मदोषहतः " ॥ २८ ॥
( ભગવદ્-ઉમાસ્વાતિકૃત પ્રશમરતિ. )

* धनाय ।

Are those who are habituated to hypocrisy ever seen to have become millionaires? Cannot a man lead a righteous life and maintain himself without resorting to hypocrisy? ( 47 )

દંભ શા માટે કરવો જોઇએ?—

" જે મનુષ્યો ડગલે ને પગલે દંભને સેવે છે, તે લોકોને લક્ષાધિપતિ થયેલા શું જોયા ?. શું નીતિથી વ્યવહારવૃત્તિ નથી કરી શકાતી કે જેથી કમાવવાની ખાતર દંભાચરણ કરવું ન્યાય્ય કહેવાય ? "—૪૭

न्याय एव स्थातव्यम्—

**न्यायप्रतिष्ठः पुरुषो भवेच्चेद् व्यापारतोऽसौ नियमात् सुखी स्यात्।**
**न्यायस्य मार्गेण वरं बुभुक्षा नाऽन्यायमार्गेण परं प्रभुत्वम् ॥४८॥**

If a man acts in conformity with justice and honesty, he is sure ( as a rule ) to be happy in all his dealings. Starvation, while adhering to the path of virtue, is preferable to the acquisition of billions by resorting to unlawful and immoral means. ( 48 )

**Notes** :—The practice of fraud and deceit is sure to bring on ruin either at once or in the long run under all circumstances and at all times. Sometimes benefits accrue from it, but they do not endure long. Dealers in merchandise, by the use of false weights and measures, acquire profit, but they generally do so at the sacrifice of morality and religious principles, the chief means for their spiritual development. Without principles of justice and honesty being developed in the heart of the people,

the whole country is apt to suffer from the degradation of religion, good works, decline of trade, art, learning, etc.. Where fraud and deceit reign supreme, such evil consequences are sure to ensue.

Again, deceit, practised by prostitutes, gamblers succeeds for the time being, but eventually brings their fall. The stories of the Pāndavas and king Nala illustrate the pernicious results brought on by gambling. Many kings being entrapped in the snares of deceit and lust, have lost their kingdoms, estates, prosperity and reputation. Thus the practice of fraud does not bestow any lasting spiritual and worldly benefit, but paves the way for being hurled down into hell.

**ન્યાયમાંજ રહેવું—**

મનુષ્ય જો ન્યાયનિષ્ઠ રહે, તો તે રોજગારમાં અવશ્ય સુખી થઇ શકે. ધૈર્ય પણ એટલું હોવુંજ જોઇએ કે–ન્યાયના માર્ગે ભૂખ્યા રહેવું બેહેત્તર છે, પરન્તુ અનીતિના રસ્તે પ્રભુતા મેળવવી સારી નથી. ”—૪૮

**कुशला निर्मायं धनमुपार्जयन्ति—**

**कौशल्यमाबिभ्रति सात्त्विकं ये न्यायप्रतिष्ठा विकसद्विवेकाः ।**
**पापास्पदं ते प्रविदन्ति मायां विनैव तां स्वार्थमुपार्जयन्ति ॥४९॥**

Those who possess righteousness are secure in the path of virtue and whose discriminative powers are fully developed, look evidently upon this delusion as the abode of vices and they therefore gain their object and earn their livelihood without resorting to it. ( 49 )

**કુશલ મનુષ્યો વિના પ્રપંચે ધન મેળવી શકે છે—**

“ ન્યાયપ્રતિષ્ઠ અને વિકસ્વરવિવેકવાળા જે ગૃહસ્થો સાત્વિક કુશ-

ળતા ધરાવે છે, તેઓ માયાને પાપનું સ્થાન માને છે. માયા વગરજ તેઓ પોતાના સ્વાર્થને ઉપાર્જન કરે છે. "—૪૯

नार्थोपार्जननिमित्तं दम्भः—

**अनेकशः पश्यति सर्वलोकः कृतेऽपि दम्भाचरणे प्रकृष्टे ।**
**अर्थो न सिद्धिं लभते, तदेवमर्थस्य सिद्धौ स कुतो निमित्तम् ? ॥५०॥**

All people know through repeated experience that they do not get their desired objects even though they practise unbounded hypocrisy. How can this very delusion be the efficient cause in the attainment of their objects. ( 50 )

**દંભવૃત્તિ અર્થોપાર્જનનું કારણ નથી—**

" સર્વ લોકોને અનુભવસિદ્ધ છે કે પ્રબળ દંભવૃત્તિ કર્યેથી પણ ઘણી વખતે અર્થ સિદ્ધ થતો નથી, તો પછી અર્થસિદ્ધિમાં દંભ કારણ-રૂપ કેવી રીતે હોઇ શકે ? "—૫૦

माया कस्य माता ?—

**इयं च माया जननी तदीया यः सर्वदोषेषु पुरःसरोऽस्ति ।**
**आख्या मृषावाद इतीदमीया न सज्जनः सेवति तेन मायाम् ॥५१॥**

From hypocrisy springs forth what is called false speech, prominent of all vices. Good persons therefore do not resort to hypocrisy. ( 51 )

માયા કોની માતા છે ?—

" આ માયા તેની માતા છે, કે જે સર્વ દોષોમાં અગ્રેસર છે. એનું નામ છે-મૃષાવાદ. એ માટે સજ્જન માયાને સેવતો નથી. "—૫૧

मायां नोपासीत—

**अप्रत्ययानां प्रसवस्य भूमीमपारसन्तापसमर्पयित्रीम् ।**
**शल्यं महच्चेतसि कः सुमेधा मायामुपासीत विवर्जनीयाम् ? ॥५२॥**

What wise men would practise deception, the generator of disbelief, contributor to immeasurable calamity, the pricking thorn in the heart and a course of conduct only to be shunned ? ( 52 )

**માયાનો પરિત્યાગ—**

" અવિશ્વાસના પ્રસવનું સ્થાન, અપાર સન્તાપને ઉપજાવનાર અને હૃદયમાં શલ્યરૂપ અતએવ ત્યાગ કરવા યોગ્ય એવી માયાને કોણ ડાહ્યો મનુષ્ય સેવે ? "—૫૨

**प्रतारकाणां दयाधर्मो नास्ति—**

**कुर्वन्ति ये दुःखि मनः परस्य प्रतारणातो बहुभिः प्रकारैः ।**
**पुष्णन्ति हिंसाविषवल्लरीं ते दूरे दयाऽऽरामत ईदृशः स्युः ॥५३॥**

They who distress the minds of others by practising deceptions in various ways, nourish poisonous creeper in the form of injury. Such people are at a great distance from the pleasure-ground of mercy. ( 53 )

**ઠગનારાઓમાં દયાધર્મ નથી—**

" જે લોકો વિવિધ પ્રપંચોથી ઠગીને બીજાના હૃદયને દુઃખી કરે છે, તેઓ હિંસારૂપ વિષવેલડીને પોષણ કરે છે. આવા મનુષ્યો દયાના બગીચાથી દૂર રહે છે. "—૫૩

**प्रकारान्तरेण पूर्वोक्तमर्थं पुष्णाति—**

**[illegible] लघुदेहभाजो रक्षन्ति यत्नैर्मनुजान् पुनर्ये ।**
**पातयन्त्यापदि वञ्चयित्वा दयालवस्ते न हि, किन्तु पापाः॥५४॥**

Those who, though protect with efforts, small insects such as ants, etc., yet bring calamity to human beings by misleading deceptions, are not only

void of even an iota of mercy but they are ( sufficiently ) wicked. ( 54 )

**Note** :—The author rightly condemns those who, though scrupulously careful in the protection of life even of small insects, recklessly pursue practice of deceit, treachery and deception in their dealings with others in commercial, political and social activities. If they do, cause or allow harm to others they are certainly guilty of Hinsā ( injury ), whereby from their evil practice other people suffer in mind or body and their vital frames get impaired. To this extent they do harm or commit the sin of Hinsā. If a wealthy gentleman sees other people destitute of means, suffering from starvation, want of clothing, &c., and does not help them though he has means and ability to do so, he certainly incurs sin. If one contrives to deprive another by some trick of his wealth, he is said to commit sin, because wealth must be looked upon as one's vital breath. In short, whatever takes away comfort, happiness, &c., and causes trouble, anxiety and pain, should be regarded as taking away life. So it is incumbent upon all to refrain from doing injury to others by false deceit, pride and anger and to act in accordance with the rigid principles of justice, fair dealings and honesty in all worldly affairs, otherwise they would incur sin and would be doomed to hell.

પૂર્વોક્ત અર્થનું સમર્થન—

" જેઓ કીડી વગેરે સૂક્ષ્મ જન્તુઓને અનેક પ્રયત્નોથી રક્ષણ કરે

છે, અને મનુષ્યોને ઠગબાજી કરી દુઃખના ખાડામાં પટકે છે, તે લોકો દયાધર્મી નથી, કિન્તુ પાપી છે. "—૫૪

विप्रतारयितॄणां धर्माऽऽडम्बरं धिक्करोति—

अस्त्येकतो वञ्चनतत्परत्वं देवस्तुतौ गर्जनमन्यतश्च ।
एतादृशा नो किमपि त्रपन्ते कृतेन सम्यक् तिलकेन भाले ॥५५॥

On the one side, there is ardent promptness in the use of deception and on the other hand, clamourous uproar in the worship of God, is ( heard ). It is inexpressible or a great wonder that such people are not at all ashamed to put on the sacred mark on their forehead. ( 55 )

**Note** :—The author here rightly condemns the deceptive practice carried on by selfish persons desirous of appearing more pious and devotional than they really are. Regularity in the performance of divine worship regulated by sincerity of heart without ostentation and outward show, is a preliminary necessity. The divine worship is practised in several cases out of ignorance of true spiritual light by the generality of people with expressions of their poverty, humble submissions, solicitations for help with the declaration of one's needs and with a strong hankering desire for the attainment of objects prayed for, with a selfish consciousness in the unbounded superiority of the objects of worship. This is all inconsistent and unreasonable and therefore it is neither desirable nor advisable. It is commonly done with the desire of gaining some definite selfish object

of power. It means a prayer for getting back something more valuable in return than presents and offerings they have submitted in honour of some deity. True divine worship only means the true and high ideal of Perfection to be kept before the mind by rapidly following the true and great Masters on the right path. It does not mean the practical path which raises human beings from ordinary rank to high position in life. It does not signify the path followed by great and eminent persons trying for the attainment of worldly grandeur and exalted sphere in life. It really means the path of True Masters who have destroyed the whole Karmic dirt and darkness of ignorance and freed from the Cycle of Rebirths. To reach this ideal one should practise worship, asceticism and sacrifice without selfish motives and sordid pursuits. The ideal involved in the worship is also surrendering one's interests, property, wealth and other things for the good of the Universe.

ધૂર્ત્ત માણસોના ધાર્મિક આડંબર તરફ ધિક્કાર—

" એક બાજુ ઠગબાજી કરવામાં તત્પરતા, અને બીજી તરફ પ્રભુની આગળ મોટા અવાજે સ્તુતિ કરવી, આ કેવી વાત ? આવા પ્રકારના ઠગબાજ માણસો કપાળમાં સુંદર તિલક કરતાં બિલકુલ શરમાતા નથી. "—૫૫

मायागर्भितमनुष्ठानं विकृतये—

प्रवञ्चकत्वे सति सन्निपातेऽनुष्ठानदुग्धं विकृतिं प्रयाति ।
उत्खन्य मायां विशदीकृतायां मनोभुवां बीजकमङ्कुराय ॥५६॥

The milk in the form of ( the practice ) religious rites, taken under the influence of delirium of deception, affects a change for worse. The seed sown in the mental field, when purified by the uprooting of delusion, tends to sprout forth. ( 56 )

**માયાગર્ભિત અનુષ્ઠાન વિકારજનક છે—**

" વંચકતારૂપ સન્નિપાત લાગ્યો હોય, તો અનુષ્ઠાનરૂપ દૂધ વિકાર કરનારૂં થાય છે. માયારૂપ શલ્યને ઉખાડી મનરૂપ ભૂમીને સ્વચ્છ કરવામાં આવે, તોજ તેમાં વાવેલું બીજ અંકુરો ઉપજાવવા સમર્થ થઇ શકે છે. "—૫૬

**दम्भः संसारसमुद्रे पातयति—**

**संसारसिन्धोः परिलङ्घनार्थ–मध्यात्मपोते बहुभागलभ्ये ।**
**चेद् छिद्रलेशोऽपि हि दम्भनामा न तर्हि तत्पारगतिस्ततः स्यात्॥५७॥**

Even if there be a small hole called hypocrisy, in the spiritual ship, obtained only by pre-eminent merits, useful for the purpose of crossing the ocean of the phenomenal world, then, the crossing over to the opposite bank is impossible. ( 57 )

**Notes :**—The bitter fruits of duplicity are well illustrated in the life of Mallināth, as related in the Trishashthi Salākā Purusha Charitra. There was a prince called Mahābala ( who evolved as Mallinātha his next brith ) full of prowess and magnificence. He had six friends who were all princes. He, on hearing religious discourses delivered by the revered ascetic Varadharma, entertained feelings of indifference to worldly affairs. All his friends followed

him. Thus with unshakable resolution of renouncing the world, they took initiation from the above-mentioned ascetic. Afterwards they all vowed to perform austerities together. Mahābala secretly cherishing the desire of advance on the path of Moksha ( liberation ) began to out-do others in austerity and added extra fasts studiously keeping it secret from his colleagues. Mahābala had acquired so much merit that he eventually became a Tirthankara, but this pious duplicity practised by him doomed him to be re-born as a female in the next birth.

**દંભ સંસારસમુદ્રમાં પાડનાર છે—**

" સંસારરૂપ મહાસાગરને ઓળંગવાનું સાધન અધ્યાત્મરૂપ વહાણ બહુ ભાગ્યથી મેળવાય છે; પરન્તુ તે અધ્યાત્મરૂપ વહાણમાં જો **દંભ**રૂપ ન્હાનું પણ છિદ્ર રહેલું હોય, તો તેનાથી સંસારસમુદ્રનો પાર પામી શકાય નહિ. "—૫૭

**धर्मे दम्भ उपद्रवः—**

**वने हुताशः कलहः सुहृत्त्वे रोगः शरीरे कमले हिमं च ।**
**यथा तथा दम्भ उपप्लवोऽयं धर्मेऽत्रसेयः सुविचारवद्भिः ॥ ५८ ॥**

Thoughtful persons should consider fraud as an impediment to religion, as fire to the forest, quarrel to friendship, disease to body and ice to lotus. (58)

**ધર્મમાં દંભ ઉપદ્રવ છે—**

" જેમ વનમાં અગ્નિ ઉપદ્રવ છે, મિત્રતામાં કલહ ઉપદ્રવ છે, શરીરમાં રોગ ઉપદ્રવ છે અને કમળમાં હિમ ઉપદ્રવ છે, તેમ ધર્મની અંદર-વિચારવાનોએ-દંભને ઉપદ્રવ સમજવો જોઇએ. "—૫૮

संन्यस्तगृहाणां दम्भेन कोऽर्थः ?—

प्रयोजनं किं नु मुनिव्रतानां दम्भो यदेभिः परिषेवितव्यः ? ।
दम्भावकाशो नहि सत्प्रवृत्तावसत्प्रवृत्तौ पुनरुच्यते किम् ? ॥५९॥

Of what earthly purpose is this hypocrisy to those who have vowed asceticism that they should practise it ? Indeed it does not get scope for its play in righteous practices. It is needless to say in unrighteous ones. ( 59 )

મુનિઓને દંભનું શું પ્રયોજન ?—

" મુનિવ્રતને ધારણ કરનારાઓને શું અટકી પડયું છે કે તેઓએ દંભ સેવવો જોઇએ ?. યદિ જીવન સત્પ્રવૃત્તિવાળું હોય તો દંભના પ્રસંગનો અવકાશજ રહેતો નથી; ત્યારે અનુચિત વર્તનને અંગેજ દંભ કરવાનું બને છે, એમ સિદ્ધ થાય છે, તો તેવું વર્ત્તન યદિ મુનિઓમાં હોય, તો પછી કહીએજ શું ?. "—૫૯

दम्भकरणं निरवकाशम्—

*एकान्ततो नानुमतिर्मुनीशां+ न वा निषेधोऽस्त्यपवादतस्तत् ।
क्वापि प्रसङ्गे नहि दम्भवृत्तिर्युक्ता विधातुं भयमस्ति कस्मात् ? ॥६०॥

There is no scope for fraud ; we need not fear about this as wise sages have laid down no rules absolutely mandatory and prohibitory, but have allowed exceptions as regards acts of omission and commission. ( 60 )

---

* " जिनैर्नानुमतं किञ्चिद् निषिद्धं वा न सर्वथा ।
कार्ये भाव्यमदम्भेनेत्येषाऽऽज्ञा पारमेश्वरी " ॥ ६३ ॥
( यशोविजयकृत–अध्यात्मसार, प्रथम प्रबन्ध )

\+ मुनीनाम् ईशः ( ईशाः ) मुनीशः, तीर्थङ्कराः इत्यर्थः, तेषाम् ।

દંભ કરવાનો ક્યાંઇ પ્રસંગ નથી—

" પરમપુરૂષોએ એકાન્તથી કોઇ બાબતની અનુમતિ, તેમ નિષેધ કર્યો નથી. તો અપવાદના પ્રસંગે કોઇ તેવું કાર્ય કરવું પડે, તો તેમાં દંભ-વૃત્તિ રાખવી ન જોઇએ. પરમાત્માનો જ્યારે ખાસ અપવાદની જગ્યાએ અપવાદ સેવવાનો નિષેધ નથી, તો પછી ડર શાનો કે જેથી દંભ સેવવો જોઇએ ?. "—૬૦

परप्रतारणं स्वप्रतारणे पर्यवस्यति—

अहो ! समालम्ब्य बकप्रवृत्तिं प्रवञ्चकैर्वञ्च्यत एष लोकः ।
परन्त्वमीभिः प्रविचारणीयं प्रवञ्चितः स्याद् निजचेतनोऽपि ॥६१॥

Alas ! the world is cheated by fraudulent persons resorting to crane-methods, but on the contrary they should think whether they themselves are not deceived thereby. ( 61 )

પરને ઠગવું એ પોતાને ઠગવો છે—

" અહો ! બગલાની વૃત્તિ ધારણ કરી બેઠેલા ઠગારાઓ આ જગતને ખૂબ ઠગી રહ્યા છે; પણ એઓએ વિચારવું જોઇએ કે બીજાઓને ઠગતાં પોતાનો આત્મા પણ સાથે ઠગાઇજ જાય છે. "—૬૧

मायाप्रबन्धमुपसंहरति—

निःशल्यभावव्रतपालनस्यो-पदेशधारां ददिरे मुनीन्द्राः ।
एवं हि योगैकपदीप्रवेशः, किं भूरिणा, शास्त्ररहस्यमत्र ॥ ६२ ॥

The best sages have preached instructions for strictly observing the vows with purest motives purged of hypocrisy. It is the only way which secures one an admission on the path of Yoga. This entirely embodies the secret of scriptures. What more could be said or what is the use of speaking further ? ( 62 )

**Notes** :—When ascetics have renounced and vowed to practise rigidly non-injury, truth, chastity, abstention from stealing, and receiving gifts, there is no reason why they should fall into evil practice of greed, anger, pride, deceit, &c.. If they do so they commit sin and are entrapped into fresh bonds of Karma. Even an iota of this passion will prevent them from crossing this phenomenal world, because it impedes the course of their right path to discrimination. When wise sages have allowed exception of omission and commission, there remains nothing for them to indulge in such evil destructive policy. On the contrary they deceive themselves by resorting to such crane-methods. Consequently one seeking admission into the path of Yoga should root out this evil passion in order to make a progressive advance in the practice of Yoga. All these remarks similarly hold good in the case of house-holders.

In the city of Kusumapura there were two ascetics: one rigid in the observance of rites and ceremonials used to stay on the ground-floor of a building belonging to a rich Jain-merchant; the other ascetic was rather lax in the performance of daily rites and ceremonials, but his heart was highly elevated as to appreciate merits in others. The ascetic who lived down-stairs was full of deceit and delighted in slandering the other, who on the contrary always took delight in honouring the former with due appreciation of his merit and remained indifferent to his demerits. The former, who was accustomed to deceit, slander, back-biting, duplicity though

rigid in his practice of daily religious rites, was doomed to births and re-births in the Cycle of Evolution, while the latter, by the practice of virtue, candour, simplicity and sincerity of heart, though lax in the performance of daily rites, was shortly destined for Moksha after some births.

માયાના સંબન્ધમાં છેવટ—

" શલ્યરહિત ભાવથી ( નિખાલસ હૃદયથી ) વ્રત પાળવાનો ઉપદેશ મુનીશ્વરોએ આપ્યો છે; અને ત્યારેજ યોગના માર્ગમાં પ્રવેશ થઈ શકે છે. બહુ કહેવાથી શું ? એટલામાંજ સર્વ શાસ્ત્રોનું રહસ્ય આવી જાય છે. "—૬૨

---

## लोभः ।

लोभं निन्दति—

लुण्टाक एकः खलु मोक्षमार्गे सम्प्रस्थितानां सुमहाशयानाम् ।
स लोभनाम्ना जगति प्रसिद्धो मोहस्य राज्ञः प्रथमः प्रधानः ॥६३॥
संसारमूलं किल लोभ एको मोक्षस्य मूलं तदभाव एकः ।
एतद्धि संसार-विमुक्तिमार्गदिग्दर्शनं योगबुधा अकार्षुः ॥ ६४ ॥

Indeed, one of the robbers against high-souled travellers journeying on the path of salvation is well-known in this world as greed. It is the chief minister of the king delusion. ( 63 )

Indeed greed solely is the source of the phenomenal world. Its non-existence is the sole means in the attainment of salvation ( freedom ). Wise persons who are authority on Yoga have therefore discri-

minatingly outlined the differentiation of the phenomenal and the nonphenomenal. ( 64 )

**લોભનું વૈગુણ્ય—**

" મોક્ષમાર્ગના મુસાફર બનેલા મહાશયોને લુંટનાર, જગતમાં લોભના નામથી પ્રસિદ્ધ છે. એ મોહરાજાનો મુખ્ય પ્રધાન છે. "—૬૩

" સંસારનું મૂળ એક લોભ છે અને મોક્ષનું મૂળ એક લોભનો અભાવ છે. એ પ્રકારે સંસાર અને મોક્ષના માર્ગનું દિગ્દર્શન યોગવિદ્વાનોએ કર્યું છે. "—૬૪

**लोभस्य प्राबल्यम्—**

**सुदुर्जयानां प्रथमोऽस्ति लोभस्तस्मिन् जिते किं न जितं त्रिलोक्याम्?**
**लोभस्य घाते हत एव मोहः क्रोधादिनाशेऽप्यवशिष्यतेऽसौ ॥६५॥**

Greed ranks first amongst the indomitables. When it is subdued, nothing remains to be subdued in this Universe. Delusion itself is destroyed when greed is overpowered, otherwise it remains even after the removal of anger, etc.. ( 65 )

**લોભનું પ્રાબલ્ય—**

" જેઓનો જય કરવો અતિકઠિન છે, તેવાઓની અંદર લોભનો નંબર પહેલો છે. લોભ જિતાયો, તો ત્રિલોકીમાં શું ન જિતાયું ?. લોભ હણાયે છતે મોહ હણાઇજ જાય છે, જ્યારે ક્રોધાદિનો નાશ થયે છતે પણ મોહ અવશેષ રહે છે. "—૬૫

**ભાવાર્થ.** ક્રોધ-માન-માયા-લોભ એ મોહનીય કર્મનાજ પ્રકારો છે. ચારિત્રમોહનીય આ ચાર કષાયોમાંજ સમાપ્ત થાય છે. જો કે હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા, પુરુષવેદ, સ્ત્રીવેદ અને નપુંસકવેદ એ નવનો પણ ચારિત્રમોહનીયમાંજ સમાવેશ કરવામાં આવ્યો છે, પણ તે,

કષાયોને અનુસરીને-કષાયોની પછવાડે રહીને કામ કરનારા છે,* એ માટે કષાયોજ **મુખ્યતયા** ચારિત્રમોહનીય કહેવાય છે. આ કષાયોમાં લોભનું જોર અતિપ્રબળ છે, કેમકે તેનો સૂક્ષ્મ અંશ દશમા ગુણસ્થાનકમાં ( સૂક્ષ્મ-સંપરાયમાં ) પણ હૈયાતી ધરાવતો હોય છે, જ્યારે ક્રોધ-માન-માયા તો તે વખતે ક્ષીણ થઇ ગયેલા હોય છે. એજ માટે પ્રસ્તુત શ્લોકમાં " क्रोधादिनाशेऽप्यवशिष्यतेऽसौ "—' ક્રોધાદિ ત્રણના નાશ થઇ ગયા પછી પણ લોભ અવશિષ્ટ રહે છે '—એમ કહેવામાં આવ્યું છે.

**लोभं को जयति ?—**

**×लोभोऽस्ति चिन्तालतिकासु कन्दो रक्षो गुणानां कवलीकृतौ च ।**
**महांश्च विघ्नः पुरुषार्थसिद्धौ जयत्यमुं सत्त्वसमुद्रचेताः ॥ ६६ ॥**

Greed is a bulbous root of the creepers in the form of anxieties. It is a demon in devouring, as a mouthful, the highest virtues. It is a great impediment to the achievement of success. He, whose heart is the ocean-purity, subdues it. ( 66 )

**Notes** :—The evils of avarice are also exhibited by the following legends. A great king Subhuma

---

* એજ માટે તે ( હાસ્યાદિ નવ ) ' નોકષાય ' કહેવાય છે. જુઓ, દેવેન્દ્રસૂરિકૃત પ્રથમ કર્મગ્રન્થની ૧૭ મી ગાથાની વૃત્તિમાં—

" कषायैः सहचरा नोकषायाः । ते च नव, हास्यादयः षट्, त्रयो वेदाः । अत्र नोशब्दः साहचर्यवाची । एषां हि केवलानां न प्राधान्यमस्ति, किन्तु कषायैरनन्तानुबन्ध्यादिभिः सहोदयं यान्ति, तद्विपाकसदृशमेव विपाकं दर्शयन्ति, बुधग्रहवद् अन्यसंसर्गमनुवर्त्तन्ते इति भावः । कषायोद्दीपनाद् वा नोकषायाः । उक्तं च—' कषायसहवर्त्तित्वात् कषायप्रेरणादपि । हास्यादिनवकस्योक्ता नोकषायकषायता " ।

× " सर्वविनाशाश्रयिणः सर्वव्यसनैकराजमार्गस्य ।
लोभस्य को मुखगतः क्षणमपि दुःखान्तरमुपेयात " ? ॥ २९ ॥

( ભગવદ્-ઉમાસ્વાતિ, પ્રશમરતિ. )

lost his kingdom through greed. The paramount king Sagara was not satisfied with sixty thousand sons, but, when he heard the sudden death of all, his heart was totally stupefied.

Kuchikarana who was not satisfied with the possession of one hundred thousand cows died miserably by taking curd in excess.

The leading citizen Tilaka, who was not satisfied with a large collection of corn at the time of famine, died miserably in the anxiety of great loss accruing to him on account of the restoration of propitious time.

The king Nanda, who remained dissatisfied even with heaps of gold collected by taxation from his subjects, met with a lamentable death in restlessness and was re-born in hell. Such are the consequences of ever-increasing covetous desires.

**લોભને કોણ પરાસ્ત કરી શકે ?—**

" ચિન્તારૂપ લતાઓનો કંદ લોભ છે. ગુણોને કોળીયા કરી જનાર રાક્ષસ લોભ છે. પુરૂષાર્થની સિદ્ધિમાં મોટું વિઘ્ન લોભ છે. આ લોભને, જેઓનું હૃદય સત્ત્વનો દરિયો છે, તેઓજ જીતી શકે છે. "—૬૬

**लोभं निर्हन्तुमनुशास्ति—**

**चेत् सात्त्विकस्ते पुरुषाभिमानो लोकाग्रणीत्वे यदि चायियासा ।**
**स्फारं परिस्फारय तर्हि *लोभ-वम्रं प्रभङ्क्तुं पुरुषार्थमुच्चैः ॥ ६७ ॥**

---

* " स्पृहावन्तो विलोक्यन्ते लघवस्तृणतूलवत् ।
महाश्चर्यं तथाप्येते मज्जन्ति भववारिधौ " ! ॥
( यशोविजयजी, ज्ञानसार. )

**જિતેન્દ્રિયજ શૂરવીર છે—**

" અતિભીષણ મૂર્ચ્છા ફેલાવવાનું બળ ધરાવનારી એવી ઇન્દ્રિયો ઉપર જેઓએ વિજય મેળવ્યો નથી, તેઓ યદિ પૃથ્વીમંડલને આંદોલિત કરવાનું સામર્થ્ય ધરાવતા હોય, તો પણ તે બલવાનોને હું **નામર્દ** કહું છું. "—૪

**વ્યાખ્યા.**

ઇન્દ્રિયો ઉપર પૂર્ણ સત્તા મેળવવી, એ જેવી તેવી વાત નથી. છતાં અભ્યાસથી તે સિદ્ધ થઇ શકે છે. ઇન્દ્રિયો ઉપર વિજય મેળવવાના ઉમેદવારે સંયોગો તરફ ખૂબ ધ્યાન આપવું જોઇએ છે. ખરાબ સંયોગોથી સારા માણસનું પણ ચિત્ત દ્રવીભૂત થઇ જાય છે. સારા સંયોગોમાં રહી ચિત્તની વૃત્તિઓ પ્રશસ્ત રાખવી, એ જિતેન્દ્રિય થવાનો પ્રથમ શિક્ષાપાઠ છે. આ પ્રથમ પાઠને **સાધુઓ**એ પણ ચરિતાર્થ કરતા રહેવું જોઇએ છે. પરમાત્મા **મહાવીર**સ્વામીના પટ્ટધર ભગવાન્ શય્યંભવસૂરિ **દશવૈકાલિક** સૂત્રમાં ફરમાવે છે કે—

" चित्तभित्तिं न निज्झाए नारिं वा सुअलंकिअं ।
भक्खरं पिव दट्ठूणं दिट्ठिं पडिसमाहरे " ॥ ૫૫ ॥

( આઠમું અધ્યયન, બીજો ઉદ્દેશ )

અર્થાત્—સ્ત્રીનું ચિત્ર તથા સ્ત્રી નિરખવી નહિ. જેમ સૂર્યને જોતાં દૃષ્ટિ પાછી ખેંચી લેવી પડે છે, તેમ સ્ત્રી દૃષ્ટિગોચર થતાં ત્યાંથી દૃષ્ટિ ખેંચી લેવી.

આ ઉપરથી જોઇ શકાય છે કે સાધુઓને માટે પણ આવી સાવચેતી રાખવાનું જ્યારે જરૂરતું સમજવામાં આવ્યું, તો પછી ગૃહસ્થોને પોતાના ગૃહસ્થજીવનના ધર્મને અકલંકિત રાખવા માટે કેવી સાવધાનતા રાખવી જોઇતી હશે !.

ઇન્દ્રિયોથી વિષયોનું ગ્રહણ થતાં રાગ-દ્વેષ જે ઉત્પન્ન થાય છે, તે જો કે મનનું કર્મ છે, તો પણ ઇન્દ્રિયોને છૂટી મૂકવામાં મનને સ્વતન્ત્રતા વધુ મળતી હોવાથી મનોરોધને માટે ઇન્દ્રિયોને નિયમબદ્ધ કરવાની અત્યા-

વશ્યકતા છે. ઇન્દ્રિયોની ઉચ્છૃંખલતાથી મનની ઉચ્છૃંખલતા પુષ્ટ થાય છે. ઇન્દ્રિયોદ્વારા મન પોતાની સત્તા જમાવે છે. પ્રસંગતઃ તેવા વિષયો ઇન્દ્રિયોની સ્હામે ઉપસ્થિત થતાં તેના ઉપર રાગ-દ્વેષ ન કરવો, એજ મનોવશીકારનું પ્રમાણ છે; પરન્તુ એને માટે ઉપર કહ્યું તેમ પ્રથમતઃ ઇન્દ્રિયોના ચપલ વ્યાપારો ઉપર અંકુશ મૂકવાની ટેવ પાડવી જોઇએ. મનને બગાડનાર ઇન્દ્રિયો છે. ઇન્દ્રિયોથી મન સુધરે છે, એ અંશ અતિસ્વલ્પ છે, જ્યારે ઇન્દ્રિયોથી મનને બગડવાના પ્રસંગો સ્થળે સ્થળે, પદે પદે મળે છે. એ માટે ગૃહસ્થોએ અને સાધુઓએ પણ જીવનના પ્રત્યેક પ્રસંગમાં બહુ સાવધાનતા રાખવાની જરૂર છે.

માણસને દુષ્ટ આદત પડી જાય છે, ત્યારે તે આદત મરણ સુધી તેનો છેડો છોડતી નથી. સમજવા છતાં, શરીર દુબળું બનવા છતાં પણ પડેલી દુષ્ટ આદત માણસથી મૂકી શકાતી નથી. આવી દુષ્ટ આદતથી ઘેરાયલાઓને તે **સાપણી**ના મુખમાંથી પોતાની જાતને મુક્ત કરવાની જો ઉમેદ હોય, તો તેવી આદતને સ્ફુરિત કરનારા સંયોગોથી પોતાની ઇન્દ્રિયોને બહુજ દૂર રાખવી જોઇએ. જેમ સાપથી દૂર ભાગવા જેટલો ભય ઉત્પન્ન થાય છે, તેમ તેવી દુષ્ટ આદતને સ્ફુરિત કરનારા સંયોગોથી તેટલોજ ભય ઉત્પન્ન થવો જોઇએ. આવી રીતનો ભય જ્યારે પ્રતિક્ષણ રહ્યા કરે, ત્યારેજ તેવા સંયોગોને ઇંદ્રિયોથી દૂર રાખવાનું બળ પ્રાપ્ત થઇ શકે છે; નહિ તો જાણી જોઇને તેવા સંયોગોને મેળવવાની કોશિશ થતીજ રહે છે. ભૂંડી આદતથી માનસિક અને શારીરિક શક્તિઓ પાયમાલ કરનારાઓને વિશેષે કરીને આવું બળ પ્રાપ્ત કરવાની જરૂર છે. એજ એઓને કુસંસ્કારોના નિરસ્તરણનો ઉપાય છે; અન્યથા આ લોક અને પરલોક બંનેથી ભ્રષ્ટ થવાની ભયંકર સ્થિતિમાં ઉતરવું પડશે.

---

# मनःशुद्धिः ।

इन्द्रियरोधस्य महत्त्वं दर्शयन् तत्कारणमुपन्यस्यति—

अन्तर्बलोद्भावनहेतुरेकः स इन्द्रियाणां विनियन्त्रितत्वम् ।
एतत्कृतेऽन्तःकरणस्य शोध*आवश्यके यत्नमतीव कुर्यात् ॥ ५ ॥

Complete mastery over the senses is the sole cause of the awakening of inner vitality, therefore one should constantly direct efforts for the purification of the heart essential for the subjugation of senses. ( 5 )

**ઇન્દ્રિયનિરોધનું મહત્ત્વ અને તેનો માર્ગ—**

" આન્તરિક બળનો પ્રાદુર્ભાવ કરવામાં ઇન્દ્રિયનિગ્રહ એક મહાન્ સાધન છે. તે સાધનને સંપાદન કરવામાં અગત્યનું કારણ મનઃશુદ્ધિ છે. તે મનઃશુદ્ધિ માટે દૃઢપ્રયત્નશીલ બનવું જોઇએ. "—૫

**વ્યાખ્યા.**

ઇન્દ્રિયોની દારૂણુતા શાસ્ત્રકારો બહુ વર્ણવે છે. અભક્ષ્યનું ભક્ષણ, અપેયનું પાન અને અગમ્ય તરફ ગમન એ બધું ઇન્દ્રિયો કરાવે છે. કેટલીક વખતે ઇન્દ્રિયોનો ઉછાળો તપસ્વીઓથી પણ જુગુપ્સિત કર્મો કરાવે છે. તાડન, તર્જન, બન્ધન અને દેહાન્તનાં દુઃખો માત્ર ઉચ્છૃંખલ ઇન્દ્રિયોને આભારી છે. સમસ્ત દુઃખોથી વેગળા રહેવા માટે ઇન્દ્રિયો ઉપર કાબુ મેળવવો અતિઅગત્યનો છે. વશમાં ન રહેલી જે ઇન્દ્રિયો અનર્થોના ખાડામાં ઉતારે છે, વશીભૂત થયેલી તેજ ઇન્દ્રિયો દિવ્ય આનન્દનું અપૂર્વ દર્શન કરાવે છે. અહિત અર્થોમાં ઇન્દ્રિયો હતપ્રાય હોવી જોઇએ અને હિત કાર્યોમાં પ્રવૃત્તિવાળી બની રહેવી જોઇએ-એ એકજ **સૂત્રપાઠ** મનુષ્ય માત્રે પોતાના હૃદયમાં સ્થિર કરવાનો છે. મનુષ્યત્વની સાથે સરખામણીમાં ઉતરનારો મનુષ્યજાતિનો આ સ્વાભાવિક ધર્મ છે.

---

* सप्तमी.

મુક્તિના પંથે નિકળેલા આત્માઓ પોતાની મુસાફરીમાં ત્યારેજ ફતેહમંદ થઈ શકશે કે જ્યારે તેઓ પાંચે ઇન્દ્રિયોના વિષયોનાં દ્વંદ્વોના પ્રસંગથી મુંઝાશે નહિ. સ્પર્શન ઇન્દ્રિયનો વિજય ત્યારે થઇ શકશે કે જ્યારે રૂની તળાઇ વગેરેના મૃદુ સ્પર્શો તરફ રતિ અને પત્થર, લોઢું વગેરેના કઠિન સ્પર્શો તરફ અરતિ અનુભવાશે નહિ. રસના ઇન્દ્રિય ઉપર કાબુ મેળવવો ત્યારે બની શકશે કે જ્યારે સ્વાદુ અને ખરાબ રસો ઉપર પ્રીતિ–અપ્રીતિ ઉદ્ભવશે નહિ. ઘ્રાણેન્દ્રિય સ્વાધીન થયેલી ત્યારે સમજાશે કે જ્યારે સુરભિ ગન્ધ તરફ પ્રમોદ અને અસુરભિ ગન્ધ તરફ ખેદ જાગશે નહિ. ચક્ષુ ઇન્દ્રિયનો વશીકાર ત્યારે થઇ શકશે કે જ્યારે સુરૂપ અને કુરૂપ તરફ મધ્યસ્થવૃત્તિ રહેશે અને શ્રોત્રઇન્દ્રિય જિતાયલી ત્યારે જણાશે કે જ્યારે વીણા વગેરેના મધુર શબ્દો અને ગર્દભ, ઉષ્ટ્ર વગેરેના કર્કશ શબ્દો તરફ મન દ્વિધા વૃત્તિઓથી ઘેરાશે નહિ.

મલિન વાસનાઓને ઉપજાવનાર અને એ દ્વારા આત્માને સંસારમાં અનન્તકાળ ભટકાવનાર ઇન્દ્રિયો છે. એવો સારો યા ખરાબ કોઇ વિષય નથી, કે જે વિષય ઇન્દ્રિયોના ભોગમાં ન આવ્યો હોય; તો પછી ઇન્દ્રિયોનો આટલો ઉછાળો શાને ?. અનન્તકાળથી બ્રહ્માંડના તમામ વિષયો ભોગવ્યા છતાં હજુ ઇન્દ્રિયો તૃપ્ત ન થઇ, તો હવે તે કઇ રીતે તૃપ્ત થવાની ? વિષયાનુભવના માર્ગે તે ઇન્દ્રિયગણ તૃપ્ત થાય, એ વાત જ્યારે ખપુષ્પસમાન ઠરે છે, તો પછી માધ્યસ્થ્યવૃત્તિ ધારણ કરવી એજ છેલ્લું અને બાકી રહેલું અગત્યનું કર્ત્તવ્ય સમજાય છે.

અહીં એક વાત તરફ ધ્યાન આપવું જોઇએ કે ઇન્દ્રિયોનો વિજય એ નથી કે ઇન્દ્રિયોને હણી નાંખવી, યા ઇન્દ્રિયોને સર્વથા આંધળી કે પાંગળીજ બનાવી દેવી. આ સંબન્ધમાં **હેમચન્દ્રાચાર્ય** કહે છે કે—

" नचेन्द्रियाणां विजयः सर्वथैवाऽप्रवर्त्तनम् ।
रागद्वेषविमुक्त्या तु प्रवृत्तिरपि तज्जयः " ॥
" अशक्यो विषयः स्प्रष्टुमिन्द्रियैः स्वसमीपगः ।
रागद्वेषौ पुनस्तत्र मतिमान् परिवर्जयेत् " ॥

( યોગશાસ્ત્રવૃત્તિ, ચતુર્થ પ્રકાશ )

અર્થાત્—ઇન્દ્રિયોનો વિજય એ નથી કે તેની પ્રવૃત્તિ સર્વથા અટકાવી દેવી. ઇન્દ્રિયોની પ્રવૃત્તિ રાગ–દ્વેષના અભાવયુક્ત હોય, તો તે

ઇન્દ્રિયોનો વિજયજ છે. ઇન્દ્રિયોને સમ્મુખ પ્રાપ્ત થયેલો અર્થ ઇન્દ્રિયગ્રાહ્ય ન થાય, એ અશક્ય છે. અતઃ ઇન્દ્રિયોથી ગ્રહણ કરાતા અર્થોમાં રાગ-દ્વેષ ન કરવો, એજ ઇન્દ્રિયજય છે.

પરન્તુ એટલું પણ સાથે યાદ રાખવાનું છે કે ઇન્દ્રિયોને જ્યાં ત્યાં પ્રવર્ત્તાવવાથી રાગ-દ્વેષ વધારે જોશમાં વહેવા માંડે છે. ઉચ્ચકોટી ઉપર આવેલા આત્માઓને યત્ર તત્ર ઇન્દ્રિયપ્રવૃત્તિ હરકત કરનાર થઈ શકતી નથી, પણ આપણા જેવાઓની તો તે લાયકાત નથી; એ માટે ઇન્દ્રિયોને વધુ છૂટ ન આપવી, યોગ્ય સ્થળમાંજ તેને પ્રવર્ત્તાવવી અને એ સિવાય તેના ઉપર અંકુશ રાખવો, એજ કલ્યાણનો સહીસલામત માર્ગ છે. પરન્તુ એ માર્ગ **મનઃશુદ્ધિથીજ** મેળવાય છે.

**मनोदारुणतां दर्शयति—**

**भ्राम्यन् मनोरक्ष इहापशङ्कं भवावटे प्रक्षिपति त्रिलोकीम् ।**
**अराजको निःशरणो जनोऽयं त्राता ततः कोऽत्र गवेषणीयः ? ॥६॥**

The demoniac mind, undauntedly wandering in this phenominal world, throws the inhabitants of the three worlds in the Cycle of Rebirths. When this universe is without a ruler and protection, what protector of the world should therefore be looked to ? ( 6 )

**મનની દારુણતા—**

" સમગ્ર બ્રહ્માંડમાં નિઃશંક રીતે ભ્રમણ કરતો **મનરૂપ** રાક્ષસ પ્રાણિઓને સંસારરૂપ ખાડામાં પટકે છે; જ્યારે આ જગતને માથે કોઇ રાજા નથી, આ જગતનું કોઇ શરણ નથી, તો પછી રક્ષણ કરનાર કોને શોધવો ?. "—૬

**योगिनोऽप्याक्रामति मनः—**

**गार्हस्थ्यमुन्मुच्य महानुभावान् मुक्तिश्रिया आचरतस्तपांसि ।**
**वात्येव चेतश्चपलस्वभावमन्यत्र कुत्रापि परिक्षिपेद् द्राक् ॥ ७ ॥**

The unsteady mind, like a hurricane all at once hurls down the great sages who practise austerities renouncing all mundane affairs for the attainment of absolute freedom. ( 7 )

મન યોગિઓને પણ દબાવે છે—

" ગૃહસ્થસંસાર છોડી મુક્તિરૂપ લક્ષ્મીને માટે તપશ્ચર્યા કરતા મહાનુભાવોને પણ ચપલસ્વભાવવાળું મન એકદમ વાયુની માફક ક્યાંઇને ક્યાંઇ ઉડાવી મૂકે છે. "—૭

मनःशोधो योगस्याऽसाधारणकारणम्—

मनोविशोधेन विनैव योगधराधरारोहणमीहते यः ।
प्रहस्यते पङ्गुरिव क्रमाभ्यां देशाटनं कर्त्तुमनाः स मूढः ॥ ८ ॥

A foolish man who without the purification of his mind, wishes to ascend the hill of Yoga is as ridiculous as a lame man who desires to travel on foot. ( 8 )

મનોરોધ યોગનું અસાધારણ કારણ છે—

" મનઃશુદ્ધિ વિના યોગરૂપ પર્વત ઉપર આરોહણ કરવા જે ઇચ્છે છે, તે મૂઢ પગથી દેશાટન કરવાને ઇચ્છતા પાંગળા માણસની જેમ ઉપહાસપાત્ર છે. "—૮

मनोरोधारोधौ मोक्ष-संसारहेतू—

रुद्धानि कर्माणि मनोनिरोधे मनःप्रचारे प्रसरन्ति तानि ।
असंयमः संयम एतदीयो भवस्य मोक्षस्य समस्ति मूलम् ॥ ९ ॥

When the mind is controlled, the Kārmic forces are destroyed and when it is at large the Kārmic

forces multiply. The wise persons look upon the control of mind as the source of absolute freedom and want of restraint as the source of bondage. (9)

**મનનો નિરોધ અને અનિરોધ મોક્ષ અને સંસારનું કારણ છે—**

" મનનો નિરોધ થતાં કર્મોના સંચારનો નિરોધ થઇ જાય છે, અને મનની ઉચ્છૃંખલતાદશામાં અનેક વિચિત્ર કર્મોને **આત્મભવન**માં દાખલ થવાની છૂટ મળે છે. મનનો અસંયમ સંસારનું કારણ છે, જ્યારે મનનો સંયમ મોક્ષનું કારણ છે. "—૯

**मनोबलमखिलब्रह्माण्डं व्याप्नोति—**

**जगत्त्रयीविभ्रमणप्रवीणो मनःप्लवङ्गो विनियन्त्रणीयः ।**
**केनापि यत्नेन विचारवद्भिर्निःश्रेयसं चेत् प्रतिपत्तुमिच्छा ॥१०॥**

If absolute freedom is desired, wise persons should keep under complete control the monkeylike mind habituated to rambling in the worlds, even by whatever means possible. ( 10 )

**મનનું શૌર્ય સર્વત્ર વ્યાપ્ત છે—**

" યદિ પરમાનન્દ મેળવવાની આકાંક્ષા હોય, તો ત્રણે જગતમાં બહુ વેગથી ભ્રમણ કરવામાં કુશળ એવો **મનરૂપ વાંદરો** કોઇ પણ પ્રકારે-કોઇ પણ પ્રયત્નથી વિચારશીલ મહાનુભાવોએ વશ કરવો જોઇએ. "—૧૦

**सर्वोपदेशो मनःशुद्धौ पर्यवस्यति—**

**सर्वः प्रपञ्चः प्रतिपादितोऽयं मनोविशोधाय स वेदितव्यः ।**
**कर्मक्षयप्रत्यलमेकमुक्तं ध्यानं तदन्तःपरिशुद्धिमूलम्× ॥ ११ ॥**

× " असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः " ॥ ३६ ॥
—भगवद्गीता—षष्ठाध्याये ।

All this elucidation should be understood for attaining to the purification of the mind. Contemplation alone suffices for the annihilation of the Kārmic forces. It is achieved by the complete purification of the heart. ( 11 )

**સર્વ ઉપદેશ મનઃશુદ્ધિમાં વિશ્રાન્ત છે—**

"અત્યાર સુધી જે આ બધું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, તે કેવળ મનની શુદ્ધિ માટે જાણવું. કર્મોનો ક્ષય કરવામાં અસાધારણ કારણ જે ધ્યાન છે, તે પણ અન્તઃકરણની શુદ્ધિ ઉપર આધાર રાખે છે."–૧૧

**मनःशुद्धिमभिष्टौति—**

**प्रदीपिका योगपथप्रकाशे योगाङ्कुरप्रोद्भवकाश्यपी च ।**
**मनोविशुद्धिः प्रथमं विधेया प्रयासवैयर्थ्यममूं विना तु ॥ १२ ॥**

It is the beacon light for the illumination of the path of Yoga. It is the land for the sprouting forth of the seeds of Yoga. The Complete purification of the mind must therefore be first attained. Without it every effort is fruitless. ( 12 )

**મનઃશુદ્ધિને સ્તવે છે—**

"મનઃશુદ્ધિ એ યોગમાર્ગ પર પ્રકાશ નાંખનારી દીવાદાંડી છે, યોગના અંકુરાઓને ઉત્પન્ન કરનારી સર્વોત્તમ ભૂમી છે. એનું સંપાદન કરવાની પ્રથમ જરૂર છે. એના વગર સર્વ પ્રયાસ વ્યર્થ છે."–૧૨

**વ્યાખ્યા.**

જૈનશાસ્ત્રકારો કહે છે કે—લેશ્યાની શુદ્ધિ દ્વારા મનની જે નિર્મલતા, તે મનઃશુદ્ધિ છે. લેશ્યાનું પ્રકરણ જૈનેતર મહાશયોને **નૂતન** લાગે તેવું છે. અહીં તે સંબન્ધમાં કિંચિત્ દૃષ્ટિપાત કરવો પ્રસ્તુત છે.

સર્વત્ર લોકાકાશમાં સૂક્ષ્મ દ્રવ્યો વ્યાપ્ત છે. તે દ્રવ્યો એક પ્રકારનાં હોતાં નથી. ચિત્ર વિચિત્ર વર્ણવાળાં હોય છે. આત્માના પરિણામદ્વારા તે દ્રવ્યોનું આકર્ષણ થાય છે અને આત્મા સાથે તે દ્રવ્યો સંયુક્ત થાય છે. જેવા પ્રકારનાં તે દ્રવ્યોનો સંસર્ગ થાય છે, આત્માની વૃત્તિ-આત્માનો અધ્યવસાય તેવા પ્રકારનો ઉત્પન્ન થાય છે. આવી રીતે આત્મામાં દ્રવ્ય-સંસર્ગજનિત જે અધ્યવસાય ઉત્પન્ન થાય છે, તેને 'લેશ્યા' કહેવામાં આવે છે.+ અધ્યવસાયના ૭ ભેદો અનુભવથી દરેક વિચારક માણસ પાડી શકે તેમ છે-અશુદ્ધતમ, અશુદ્ધતર, અશુદ્ધ, શુદ્ધ, શુદ્ધતર અને શુદ્ધતમ. આમ ૭ ભેદો જ્યારે અધ્યવસાયના થાય છે, તો તેના કારણભૂત દ્રવ્યોના પણ ૭ ભેદો પડવા જોઇએ, એ ન્યાયસિદ્ધ વાત છે. તે ૭ ભેદો- કૃષ્ણ નીલ, કાપોત, પીત, પદ્મ અને શુક્લ. વાત બરાબર છે કે-અશુદ્ધતમ અધ્યવસાયને ઉત્પન્ન કરનાર કાળાંજ દ્રવ્યો જોઇએ; એજ માટે તેને કૃષ્ણ નામ આપવામાં આવ્યું છે. એવી રીતે બાકીના અધ્યવસાયો માટે સમજી લેવું. **યોગશાસ્ત્રની*** વૃત્તિમાં લખ્યું છે કે—

" कृष्णवर्णपुद्गलसान्निधाने य आत्मनोऽशुद्धतमः परिणामः, स कृष्णलेश्या । नीलवर्णद्रव्यसान्निधाने य आत्मनोऽशुद्धतरः परिणामः, स नीललेश्या । कपोतवर्णद्रव्यसान्निधाने य आत्मनोऽशुद्धः परिणामः, स कापोतलेश्या । तेजोवर्णद्रव्यसान्निधाने य आत्मनः शुद्धः परिणामः, स तेजोलेश्या । पद्मवर्णद्रव्यसान्निधाने य आत्मनः शुद्धतरः परिणामः, स पद्मलेश्या । शुक्लवर्णद्रव्यसान्निधाने य आत्मनः शुद्धतमः परिणामः, स शुक्ललेश्या " ।

અર્થાત્—કૃષ્ણવર્ણવાળાં દ્રવ્યોના સંસર્ગથી તદનુરૂપ આત્માનો જે અશુદ્ધતમ અધ્યવસાય ઉત્પન્ન થાય છે, તે કૃષ્ણલેશ્યા છે. નીલ-વર્ણવાળાં દ્રવ્યોનું સન્નિધાન થતાં તદનુરૂપ આત્માનો જે અશુદ્ધતર અધ્યવસાય ઉત્પન્ન થાય છે, તે નીલલેશ્યા છે. કાપોતવર્ણવાળાં દ્રવ્યોના સંબંધથી તદનુરૂપ આત્માનો જે અશુદ્ધ અધ્યવસાય ઉત્પન્ન થાય છે, તે કાપોતલેશ્યા છે. રક્તવર્ણવાળાં દ્રવ્યોના સંયોગથી તદનુરૂપ આત્માનો

+ " कृष्णादिद्रव्यसाचिव्यात् परिणामो य आत्मनः ।
स्फटिकस्येव तत्राऽयं लेश्याशब्दः प्रवर्तते " ॥

* ચોથો પ્રકાશ, ૪૪ મા શ્લોકની વૃત્તિ.

જે શુદ્ધ અધ્યવસાય ઉત્પન્ન થાય છે, તે તેજોલેશ્યા છે. પદ્મવર્ણવાળાં દ્રવ્યોનો અભિસંબંધ થતાં તદનુરૂપ આત્માનો જે શુદ્ધતર અધ્યવસાય ઉત્પન્ન થાય છે, તે પદ્મલેશ્યા છે: શુક્લવર્ણવાળાં દ્રવ્યોના સન્નિધાનથી તદનુરૂપ આત્માનો જે શુદ્ધતમ અધ્યવસાય ઉત્પન્ન થાય છે, તે શુક્લલેશ્યા છે.

ઉપર્યુક્ત છ લેશ્યાઓમાં પ્રથમ ત્રણ લેશ્યાઓ ખરાબ અને છેલ્લી ત્રણ લેશ્યાઓ સારી છે. છેલ્લી ત્રણ લેશ્યાઓની પ્રાપ્તિમાં મનની શુદ્ધિ સમાયલી છે. મરણકાળે છેલ્લી ત્રણ લેશ્યાઓ પૈકી કોઇ લેશ્યા વિદ્યમાન હોય, તો તેનાથી સુગતિની પ્રાપ્તિ થાય છે. આદિ ત્રણ લેશ્યાઓ[1] નરક-તિર્યંચગતિનું કારણ છે, જ્યારે છેલ્લી ત્રણ લેશ્યાઓ સ્વર્ગ-મનુષ્ય-ગતિની પ્રાપ્તિનું સાધન છે. મરણ વખતે અને ઉત્પાદ વખતે એકજ લેશ્યા હોય છે. લેશ્યા બદલવાનું એક અન્તર્મુહૂર્ત બાકી રહ્યું હોય, ત્યારે નારકીઓ અને દેવો મૃત્યુને પામે છે અને તિર્યંચ-મનુષ્યો, લેશ્યા બદલ્યાને એક અન્તર્મુહૂર્ત વીતી ગયા પછી મરણને શરણ થાય છે.[2]

હિંદુધર્મશાસ્ત્રોમાં સંભળાય છે કે—

" अंते च भरतश्रेष्ठ ! या मतिः सा गतिर्नृणाम् " ।

અર્થાત્—' અન્તે જેવી મતિ, તેવી ગતિ મળે છે. ' આની અંદર પણ મતિનો, શુદ્ધ યા અશુદ્ધપરિણામવાળી બુદ્ધિ, એજ અર્થ થાય છે; અને એનેજ જૈન સિદ્ધાન્તની પરિભાષામાં ' લેશ્યા ' કહેવામાં આવે છે.

લેશ્યાનું રહસ્ય ગંભીર હોઇ કરીને પણ દૃષ્ટાન્તો દ્વારા સરલતાથી સમજી શકાય છે.

" પથભ્રષ્ટ થયેલા કોઇ છ માણસો એક વનમાં આવી ચઢયા.
" ત્યાં એક જંબૂવૃક્ષ તેઓના જોવામાં આવ્યું. ભૂખ્યા થયેલા તેઓ તે
" વૃક્ષનાં જાંબુ ખાવા તત્પર થયા. તે છની અંદર એક જણ બોલ્યો—
" આ વૃક્ષનેજ મૂળમાંથી ઉખાડી પાડી દઇએ, પછી મજેથી જાંબુ

---

[1] " तओ दुग्गतिगामियाओ तओ सुगतिगामियाओ " ।

( प्रज्ञापनासूत्रे १७ लेश्यापदे चतुर्थ उद्देश. )

[2] પન્નવણાસૂત્રનું ૧૭ મું લેશ્યાપદ જુઓ.

" ખાઇ શકીશું. ત્યારે બીજો કહે છે— આખું વૃક્ષ ઉખાડવાનું કંઇજ
" કામ નથી. આની મોટી મોટી શાખાઓ કાપી નાંખવાથી ચાલશે. ત્રીજો
" બોલ્યો— મોટી મોટી શાખાઓ કાપવાનો પ્રયાસ કરવા કરતાં નાની
" નાની પ્રશાખાઓજ કાપીને તેમાંથી ફળ ખાઇ શકાશે. ચોથો કહે
" છે— શાખા પ્રશાખા કાપવાનું કંઇ કામ નથી, આ જાંબુની લુંબો
" લટકી રહી છે તેજ તોડી તોડીને ખાઇએ. પાંચમે કહ્યું— આપણે
" લુંબો કાપવાની પણ જરૂર નથી, ફક્ત લુંબો ઉપર લટકતાં ફળોજ
" જમીન ઉપર પાડવાં. ત્યારે છઠ્ઠો બોલ્યો— જમીન ઉપર ફળ પણ
" પાડવાની જરૂર નથી, જમીન પર આ તાજાંજ ફળો સ્વતઃસિદ્ધ
" પડેલાં તૈયાર છે, તેનાથીજ તૃપ્તિ કરી લઇએ."

પ્રિય વાચક ! આ દૃષ્ટાન્ત ઉપરથી **લેશ્યા**નો ભાવ સમજી શકાય છે, જેવી લેશ્યા તેવો અભિપ્રાય, એ બાબત આ દૃષ્ટાન્તમાંથી ખુલ્લી ઝળકી આવે છે. મુઠ્ઠીભર જાંબુ ખાઇ તૃપ્તિ કરવા માટે આખા વૃક્ષને ઉખાડવાનો જે દુષ્ટતમ અધ્યવસાય પહેલા માણસને થયો, તે કૃષ્ણ લેશ્યા સમજવી, એ કૃષ્ણલેશ્યાનું પરિણામ સમજવું. એથી ઉતરતો-બીજા માણસનો જે દુષ્ટતર અધ્યવસાય,તે નીલલેશ્યા છે. એથી ઉતરતો-ત્રીજા માણસનો-જે દુષ્ટ અધ્યવસાય, તે કાપોતલેશ્યા છે. ત્યાર પછી ચોથા માણસનો જે શુભ અધ્યવસાય, તે તેજોલેશ્યા, પાંચમા માણસનો જે શુભતર અધ્યવસાય તે પદ્મ લેશ્યા અને છઠ્ઠા માણસનો જે શુભતમ અધ્યવસાય તે શુક્લલેશ્યા* છે.

---

* **લેશ્યા**ના સંબન્ધમાં **જૈન**શાસ્ત્ર પ્રક્રિયાનુસાર અનેક વિચારભેદો છે. કેટલાક મહર્ષિઓનો એ અભિપ્રાય છે કે—લેશ્યા એ મનોયોગનું પરિણામ છે. કેટલાક મહાત્માઓ, કર્મપ્રકૃતિઓનો નિષ્યન્દ એ લેશ્યા છે, એમ માને છે. આ બંને અભિપ્રાયો પૂજ્ય મહાત્માઓના હોવાથી તેમાંના એકે અભિપ્રાયને નીચો બતાવી શકાય તેમ નથી. **ઉત્તરાધ્યયન**ની વાદિવેતાલ શાંતિસૂરિકૃત વૃત્તિમાં આ બંને અભિપ્રાયો રજુ કરી દીધા છે.

કષાયોને 'લેશ્યા' માની શકાય નહિ; કેમકે કષાયરહિત બનેલ આત્માઓને પણ લેશ્યા ( શુક્લ લેશ્યા )નો સદ્ભાવ છે. અલબત્ત લેશ્યા કષાયોને ઉદ્દીપન કરનાર છે; અને એજ કારણથી એ બંનેનો એવો ઘનિષ્ઠ સંબન્ધ માન્યો છે કે વસ્તુતઃ કર્મસંબન્ધી અનુભાગનું કારણ કષાયો હોવા છતાં લેશ્યાઓને પણ તેનું કારણ ( ઉપચારથી ) માનવામાં આવ્યું છે.

## समता ।



अथ मनःशुद्धये मार्गं परिदर्शयति—

मनोविशुद्ध्यै समताऽवलम्ब्या निमज्जतां साम्यसरोवरे यत् ।
रागादिकम्लानिपरिक्षयः स्याद् अमन्द आनन्द उपेयते च ॥१३॥

Tranquillity should be resorted to for the purification of the mind. Those who are plunged in the lake of peace secure complete removal ( destruction ) of the impurities of attachments and unbounded delight. ( 13 )

મનઃશુદ્ધિનું સાધન—

"મનઃશુદ્ધિને માટે સમતાનું અવલંબન કરવું ન્યાય્ય છે; કેમકે સમતાના સરોવરમાં નિમગ્ન થયેલાઓના રાગાદિમળ ક્ષીણ થાય છે અને તેઓને મહાન્ આનન્દ પ્રગટે છે."—૧૩

समतोत्थं सुखं वर्णयति—

आकृष्य चेतः समता क्षणं चेद् निषेव्यते तर्हि तदुद्भवं यत् ।
अन्तः सुखं संप्रसरीसरीति कः पारयेत् तद् वदितुं यथावत्?॥१४॥

Who is able to describe fully the inner delight which pervades throughout when mind is drawn inwards and rendered quiet. ( 14 )

સમતાજન્ય સુખ—

"ચિત્તને આત્મસ્વરૂપની તરફ ખેંચીને ક્ષણવાર યદિ સમતાનો અનુભવ લેવાય, તો તેથી જે આન્તરિક આનન્દ ફેલાય છે, તેને યથાર્થ રીતે વર્ણવા કોણ સમર્થ છે?"—૧૪

समता दिव्यदर्शनं कारयति—

**साम्याञ्जनं पूरितमस्ति यस्याऽन्तर्लोचने मोहतमःप्रणाशात् ।**
**स्वस्मिन् स्वरूपं परमेश्वरस्य पश्यत्यसौ निष्ठितसाध्यबिन्दुः॥१५॥**

One who has reached goal ( desired ) and whose inner sight has the collyrium of quietude applied to it by the removal of delusive ignorance, sees within himself the true nature of the supreme spirit. ( 15 )

**સમતાથી થતું દિવ્ય દર્શન—**

" જેની અન્તર્દષ્ટિમાં સામ્યરૂપ અંજન પૂરવામાં આવ્યું છે, તે-મોહરૂપ તિમિરના ક્ષયથી કૃતાર્થ થયેલો—મહાત્મા પોતાના આત્મામાં પરમેશ્વરનું સ્વરૂપ નિહાળે છે. "—૧૫

समताया महिमानं परिभावयति—

**दूरे दिवः शर्म शिवं दवीयो यच्छं× मनःसन्निहितं समत्वात् ।**
**शक्यं समास्वादयितुं स्फुटं तद्, इहैव मोक्षः समतारतस्य* ॥१६॥**

---

× यत् शम् ।

* " न हूयते तप्यते न दीयते वा न किञ्चन ।
अहो ! अमूल्यक्रीतोयं साम्यमात्रेण निर्वृतिः " ॥
" प्रयत्नक्लृप्तैः क्लिष्टैश्च रागाद्यैः किमुपासितैः ? ।
अयत्नलभ्यं हृद्यं च श्रय साम्यं सुखावहम् " ॥
" परोक्षार्थप्रतिक्षेपात् स्वर्ग-मोक्षावपन्हुताम् ।
साम्यशर्म स्वसंवेद्यं नास्तिकोऽपि न निह्नुते " ॥
" कविप्रलापरूढेऽस्मिन् अमृते किं विमुह्यसि ? ।
स्वसंवेद्यरसं मूढ ! पिब साम्यरसायनम् " ॥
" विगाह्य सर्वशास्त्रार्थमिदमुच्चैस्तरां ब्रुवे ।
इहामुत्र स्वपरयोर्नान्यत् साम्यात् सुखाकरम् " ॥
( હેમચન્દ્રાચાર્ય—યોગશાસ્ત્રવૃત્તિ, ચતુર્થ પ્રકાશ. )

The celestial bliss is at a distance and that of absolute freedom is at a greater distance ( what expectation could be held for their attainment ? ) but when it is possible to enjoy happiness distinctly in the inner sphere ( heart or mind ) through quietude there is absolute freedom to those who are devoted to supreme peace. ( 16 )

**સમતાનો ઉત્કર્ષ—**

" સ્વર્ગનું સુખ દૂર છે, મોક્ષ તો અતિદૂર છે, એટલે એ બંનેની આશા ક્યાં કરવા જઇએ ? કિન્તુ **સમતાનાં** પરિણામે મનની હદ ઉપરજ પ્રકટ થતા સુખનો આસ્વાદ સ્ફુટ રીતે કરી શકાય તેમ છે. અતએવ સમતામાં રમણ કરનારને અહીંજ મોક્ષ* છે. "—૧૬

**समतायां तापाभावः—**

**सुधाघनो वर्षति साम्यरूपो मनोभुवं यस्य मुनीश्वरस्य ।**
**संसारदावानलतीव्रतापोऽनुभूतिमास्कन्दति किं तदीयाम् ? ॥१७॥**

Is it possible for the conflagration in the form of this gross material world to scorch the clear perception of the highest sage on whose mental field the nectarious shower of tranquility pours down ? (17)

**સમતામાં તાપાભાવ—**

" જે મુનિવરની મનોભૂમી ઉપર સમતારૂપ અમૃતનો વરસાદ વરસી રહ્યો છે, તેના અનુભવને સંસાર-દાવાનળનો પ્રચંડ તાપ શું સ્પર્શ કરી શકે ખરો ?. "—૧૭

---

* " निर्जितमदमदनानां वाक्कायमनोविकाररहितानाम् ।
विनिवृत्तपराशानामिहैव मोक्षः सुविहितानाम् " ॥ २३८ ॥
( ભગવદ્-ઉમાસ્વાતિકૃત પ્રશમરતિ. )

समता कदा प्रकटीस्यात् ?—

अन्यैः पदार्थैः सकलैर्विभिन्नमात्मा यदाऽऽत्मानमवैति सम्यक् ।
तदा समत्वं लभते प्रभूतिमशक्यलाभं विबुधेश्वराणाम् ॥ १८ ॥

When the soul ( person ) fairly distinguishes itself as quite separate from all earthly objects there is awakened the sense of tranquillity which is inaccessible even to the Lords of Heavens. ( 18 )

સમતા ક્યારે પ્રકટ થાય ?—

" પોતાના આત્માને સંસારના તમામ પદાર્થોથી જ્યારે ભિન્ન દેખવામાં આવે, ત્યારેજ સમભાવ-ગુણનો પ્રાદુર્ભાવ થાય છે, કે જે ગુણ સર્વશાસ્ત્રદર્શી મહાપંડિતોને અથવા દેવેન્દ્રોને પણ મળવો અશક્ય છે. "-૧૮

के परमकृतार्थाः ?—

संरक्षिते मोहमृगेश्वरेण भयङ्करे दोषसमूहसत्रे ।
समत्वरूपज्वलनार्चिषा ये दाहं ददुस्ते परिनिष्ठितार्थाः ॥ १९ ॥

They have burnt, with the high flame of calm equanimity, the terrible wild forest of passions, well preserved by the lion of delusion ( in their desired objects or renunciation. ) ( 19 )

પરમ કૃતાર્થ કોણ ?—

" મોહરૂપ સિંહથી સચવાઇ રહેલા એવા ભયંકર દોષસમૂહરૂપ વનમાં જેઓએ સમતારૂપ અગ્નિવડે દાહ દીધો છે, તેઓ પરમ કૃતાર્થ છે. "—૧૯

समत्वमन्येषामपि लाभाय—

क्रूरा अपि प्राणभृतः परस्परं यद्दर्शनाच्छान्तिमवाप्नुवन्ति यत् ।
नान्यस्य कस्यापि समर्थताऽस्त्यसौ समत्वमेकं खलु तत्र जृम्भते ॥२०॥

The ferocious beings abandon their natural antipathy and are quite pacified at the blessed sight of one ( endowed with complete calmness of mind ). None else is able to do so. Indeed equanimity of mind only blossoms ( manifests ) there. ( 20 )

સમતા બીજાઓને પણ લાભકારી—

" જાતિવૈરવાળા ક્રૂર પ્રાણિઓ પણ જેના દર્શનથી પરસ્પર શાન્ત થઇ જાય છે, એ પ્રભાવ બીજા કોઇનો નથી, ત્યાં એક સમતાનુંજ * સ્ફુરણ છે. "—૨૦

अथ समताप्राप्त्यै कारणपरम्परां दर्शयति—

अनित्यभावादिकभावनाः स्मृता महर्षिभिर्द्वादश, तास्त्वविश्रमम् ।
विभाव्यमानासु ममत्वलक्षणाऽन्धकारनाशे समताप्रभा स्फुरेत् ॥२१॥

The light of equanimity flashes when the darkness of egoistic pride is destroyed by means of unceasing contemplation of twelve mental reflections beginning with phenomenal evanascence practised by high souled sages. ( 21 )

---

* " सारंगी सिंहशावं स्पृशति सुतधिया नन्दिनी व्याघ्रपोतं मार्जारी हंस-बालं प्रणयपरवशा केकिकान्ता भुजङ्गम् । वैराण्याजन्मजातान्यपि गलितमदा जन्तवोऽन्ये त्यजन्ति श्रित्वा साम्यैकरूढं प्रशमितकलुषं योगिनं क्षीणमोहम् " ॥

( શુભચન્દ્રાચાર્યકૃત જ્ઞાનાર્ણવ. )

## સમતાપ્રાપ્તિ માટે કારણપરંપરા—

" સમતાનું સ્ફુરણ મમત્વરૂપ અંધકારનો વિધ્વંસ થવાથી થાય છે, અને મમત્વતિમિરના વિધ્વંસ માટે 'અનિત્યભાવના' વગેરે-મહર્ષિ-ઓએ બતાવેલી-બાર ભાવનાઓ અવિશ્રાન્ત ભાવવી જોઈએ છે. "—૨૧

---

## भावना: ।

The study of the following nine principles as laid down in the Scriptural Texts helps the practice of pious reflections for the realization of Truth.

The Jiva Tattva :—The first predicament is Jiva. It has several connotations as soul, living being, consciousness and vitality. The soul is perishable ( Vyavahāra view ) and imperishable (Nischaya view). Notes on Ātman on the Shloka 14th in the first chapter, may be well referred to. Souls are classified into liberated and worldly souls. They, both, are without beginning and end and have knowledge and perception. The librated souls are of fifteen kinds according to the way, manner, class etc., from and by which they were liberated; their power, vision and bliss are illimitable. Souls are again divided into Sthāvara ( gross ) and Trasa ( animals ).

The Sthāvara souls cannot move at their will while the Trasa can do so. The Sthāvara souls are classified into five kinds; souls of mineral bodies; of water; souls that incorporate light fire; souls of air and souls in the vegetable kingdom. They have

only one organ that is touch. The moving souls are classified into four classes ; ( 1 ) having two organs, body and mouth as worms ; ( 2 ) having three organs, body, mouth, and nose as ants etc; ( 3 ) having four organs, body, mouth, nose and eyes such as fly etc., ( 4 ) having five organs, as body, mouth, nose, eyes and ears with senses of touch, smell, seeing and hearing as men, animals, gods and denizens of hell also. Beings, having five senses and five organs are divided into two classes as those possessing intelligence as men, gods, certain birds and beasts ( Sanjni ), and as those without intelligence as some birds, beasts, fishes and others etc., ( Asanjni ); they are again subdivided into two divisions as the developed and undeveloped. The developed must possess six things food, body, senses, speech, mind and power of exhalation and inhalation. Every mundane being has ten vitalities ( Dravya Pranas ) as sense of taste, touch, smell, sight, hearing, mind, speech, bodily strength, respiration and the duration of life. The five organed beings are denizens of hell, animals, men and celestial beings. There are fourteen classes of the denizens of hell, forty eight classes of animals, three hundred and three classes of men and hundred and ninety-eight classes of celestial beings.

The Ajiva Tattva :—The second principle (Ajiva) is classified into five divisons ; (1) Dharmāstikāya, (2) Adharmāstikāya,(3) Ākāshāstikāya (4) Pudgalāstikāya and (5) Kāla. It is explained in notes on 'Shloka' 14th chapter I. It is devoid of consciousness, and know-

ledge. It has form, taste, smell and touch. It is incapable of performing good or bad actions. These five Ajivas and soul are Dravyas according to the Jain scriptural texts. They are six eternal realities, They are ( Upādāna ) substantial causes and (Nimitta) instrumental causes of this universe.

The soul being intelligent and Ajiva being non-intelligent, the world exists in its present form on account of their interaction.

Punya ( Virtue ) is also one of the fundamental truths according to the Jain Texts. It refers to conduct. It tends to elevate the heart and purify the mind. It serves also as means for the realization of truth. It is highly beneficial in many ways. If done selflessly it brings on spiritual good. It is practised or earned technically in nine ways, viz: ( 1 ) helping the deserving and poor persons with food, ( 2 ) providing water for the thirsty, ( 3 ) giving clothing to the naked and poor persons, ( 4 ) providing accommodation to the homeless and ascetics, ( 5 ) offering seats and beds to the needy and Sādhus, ( 6 ) thinking well and providing for others, means of happiness &c; ( 7 ) appreciating the virtuous by good words, instructions and advice, ( 8 ) rendering bodily service to the sick and aged etc., ( 9 ) paying homage, respect and reverence to elders and ascetics. These charitable actions fructify in forty-two ways, bringing high renown, glory, high birth as a celestial being and as a human being in high family, good health of body, limbs, beauty of features and form, melodious voice, popularity, respect

from the Indras and lastly the merit of being highly raised, even to the rank of a Tirthankara. These forty-two ways are detailed in Karmagranth.

Papa:—It is given in the Tattvārthādhigama, Chapter VIII, Sutra 26th, that Punaya, consists of pleasurable feelings, ( Shātāvedaniya ) right attitude ( Samyaktva ), joy ( Hasya ), attachment ( Rati ), male sex ( Purushaveda ), longevity ( Shubha Ayu ), good name, fame ( Shubha Nama ) and high family ( Uccha Gotra ).

The opposites of each of the above are ( Papa ) sins. The eighteen kinds of sins are destruction of of life, false speech, stealing, unchastity, coveting possessions, anger, conceit, deceit, greed, attachment, repulsion, quarrelsomeness, slander, talebearing, joy, deceitful appearances and false perception by Mithyātva. They are also called the seats or asylums of sins. They are forbidden by the Jain Texts. They bring on physical and psychical pernicious results which are experienced by the doer in eighty-two ways. They are as-five obscurations of knowledge, nine, of coverings of perception, five of obstructions, twenty-six kinds of delusion, destructive of peace and equanimity, one bringing in sensations of pain, thirty-four kinds of name and form, giving physical individuality, one determining the duration of life in hell, one of birth in a low family. Thus one who does sins suffers penalty in the above experiences. One may refer to Karmagrantha for a detailed information on this subject.

Āshrava is the result of the activities of the body, mind and speech ; ( Tattvārthādhigama, chapter VI, Sutra I ) as water flows into a ship through a hole in it, so karma according to the Jain Tenets enters into the soul through Āshrava (channels for sins). According to the Jain philosophy, auspicious as well as in-auspicious forces of karma serve equally as causes of bondage. Merits bring agreeableness to the soul ; while inauspicious forces work otherwise. Āshrava is divided into ( Bhavāshrava ) subjective influx and ( Dravyāshrava ) objective influx.

Falsehood ( Mithyāttva ), Non-observance of vows ( Avirati ), passions ( Kashāyas ), negligence (Pramāda), activities of mind, speech and body (Yoga) are impellant forces whereby karma matter is attracted towards soul. The Jain Texts classify Āshrava into forty-two kinds, namely five senses, touch, taste, smell, seeing and hearing ; four passions anger, conceit, hypocrisy and avarice ; five non-observances of the vows ; non-injury, truth, abstention from theft, continence, non acceptance of gifts and possessions ; three yogas, activities of body, mind and speech and twenty-five activities ( kriyās )

They are channels through which Karma flows into the soul. They are classified into Kāyiki, dhikaraniki, Pradveshiki Pāritāpiki, Prānātipātiki, Ārambhiki, Pārigrahaki, Māyā-pratyayiki, Mithyādarshanapratyayiki, Apratyākhyaniki, Dristiki, Spristiki, Prātityaki, Sāmantopanipātiki, Naishristiki,

Svabastiki, Ā jnāpaniki, Vaidāraniki, Ānābhogiki, Anavakānkshāpratyayiki, Prayoga, Samudān, Prema-pratyayiki, Dwesha-pratyayiki, Iryāpatha. These actions relate to doing Hinsā, by word, thought and body, ranging from small harm to heinous murders, to undertakings for gratifying desires for wealth and material objects in various ways; to sight and touch prompted by love, lust and illusion; to the entertainment of delight in committing wicked acts out of pride, anger, deceipt and greed; to the transgressions of scriptural rules and to sleeping on the ground, discharging emissions and walking without carefully looking or sweeping the place.

Bandha Tattva :—Subreption, non-taking of vows, negligence, passions and activities of mind, speech and body are the causes of bondage of Karma ( Tattvārthādhigama Sutra I, chapter VIII ). When they carry on their work mentally, the bondage is called Bhāvabandha and when the actual Kārmic matter is combined with the soul, it is called Dravyabandha. It is of four kinds according to (1) the nature of the Kārmic Matter, (Prakriti Bandha) The nature of Kārmic matter is described in the notes on Karma (chapter 14th.); (2) time during which the Kārmic matter remains combined with the soul ( Sthitibandha ); ( 3 ) intensity ( Anubhāvabandha ); ( 4 ) mass of atoms ( Pradeshabandha ); ( Sutra IV chapter VIII Tattvārthādhigama ). The eight divisions ( Mula Prakritis ) are again sub-divided into 157 subdivisions which may be referred to Karmagrantha,

Kammapayadi or some other standard work on Jainism. The assimilation of the soul with the karma is again noted in four ways ; ( 1 ) the dormant state before the manifestation of Karma ( Sattā ) ; ( 2 ) fusion of the fresh Karmas with the soul ( Bandha ) ; ( 3 ) actual rising of the Karma ( Udaya ) ; ( 4 ) process of causing Karma to operate earlier than its natural time ( Udiranā ) Prakritibandha and Pradeshbandha result from the activities of the mind, speech and body, external causes of bondage and Sthitibandha and Anubhavabandha are produced from passions, the internal causes of bondage.

Samvara Tattva :—Samvara means stopping the inflow of Kārmic matter into the soul ( Tattvarthādhigama chapter IX Sutra I ). It can be practised in fifty-seven ways i. e. by five Samitis, three Guptis, ten Yati Darma, twelve reflections, twenty-two Parishahas and five Chāritrās. ( Sutra II )

Five Samitis :—These rules are intended generally for the prevention of Hinsā.

1 Careful and cautious walking so as not to injure any living being.

2 Careful use of speech so as not to cause pain to any one by disagreeable words.

3 Taking and eating pure food free from forty-two impurities as mentioned in the scriptural texts.

4 Careful handling of things such as begging bowls, books and the like ; so as to avoid injury to small insects.

5. Disposal of excrescence, urine, etc., in a place free from small insects.

*Three Guptis* :—These rules are framed with the intention to stop the inflow of Karma and to control the inner nature.

1. The control of mind is highly essential for spiritual progress. It could be exercised in three ways :—

   (a) This consists in the reflection of the evanescence of the world and its objects and in the abandonment of excessive grief at the loss of any dear thing.

   (b) It includes unbroken and continued thinking which will bring on indifferent attitude of mind.

   (c) Introvision (swātmārāmarupatā).—This involves the withdrawal of the mind from all worldly attachments with the desire for the realisation of Self.

2. Control of speech.—This could be exercised in two ways :—

   (a) Cessation of making suggestions or hints by throwing pebbles, etc., by eye-winks and coughing.

   (b) By speaking only on necessary occasions.

3. The regulating and controlling bodily movements as ordained by the Jain texts; to endure the sufferings caused by Gods and

human beings ; to steady the mind and the body in a standing posture to enable persons to wear out his whole Karma in one life; to subdue all physical movements in the Ayogi stage.

(*b*) Sweeping and cleaning the ground for seats and beds should be regulated according to scriptural rules.

The ten moral duties which form the Sādhu Dharma are as follow :—Forgiveness, humility, straightforwardness, avoidannce of covetousness, truthfulness, control of passions, mercy, renunciation, chastity and austerity. They are also enjoined on the laity but in a lesser degree.

*Twenty-tuo endurances* :—The following twenty-two sufferings help the spiritual development :—

1. Hunger.
2. Thirst.
3. Cold.
4. Heat.
5. Insect bites.—All these to be practised with an unfluctuating balanced mind.
6. Self-denial as to clothes; ( the use of clothes as limited by the scriptural texts is not included into covetousness.) The latter involves the idea of desire.
7. Repulsion.—A man should try to subdue this aversion by rights, thoughts and fixed attention
8. Abstention from lustful actions and emotion at the sight of a woman.

9. Careful travelling as ordained in the scriptural text.
10. Self-denial brought on by determined will as regards comforts of dwelling. (The stability of mind should not be ruffled under any untoward circumstances.)
11. Sleeping on any hard ground, etc..
12. Endurance of the bitter and abusive words of others.
13. Suffering, thrashing, etc., with the reflection of the evanascence of this physical body and the working of the inexorable law of Karma.
14. Self-denial in begging.
15. Toleration with regard to failure in begging.
16. Endurance of diseases using medicines allowed by the Jain text.
17. Enduring the pricking of thorns and pebbles.
18. Endurance of dirt.
19. Keeping a well-balanced mind at hospitality done or undone.
20. Keeping a well-balanced mind unruffled in the possession of a highly-developed or under-developed intellect.
21. Non-elation at the complete mastery over the scriptural text and non-expression in the case of ignorance or lack of knowledge.
22. Keeping an unflinching and undecaying faith in the Jain canons even when assailed by misleading doubts as to the existence of the Indra or the gods.

human beings; to steady the mind and the body in a standing posture to enable persons to wear out his whole Karma in one life; to subdue all physical movements in the Ayogi stage.

(b) Sweeping and cleaning the ground for seats and beds should be regulated according to scriptural rules.

The ten moral duties which form the Sādhu Dharma are as follow :—Forgiveness, humility, straightforwardness, avoidannce of covetousness, truthfulness, control of passions, mercy, renunciation, chastity and austerity. They are also enjoined on the laity but in a lesser degree.

*Twenty-tuo endurances* :—The following twenty-two sufferings help the spiritual development :—

1. Hunger.
2. Thirst.
3. Cold.
4. Heat.
5. Irsect bites.—All these to be practised with an unfluctuating balanced mind.
6. Self-denial as to clothes; ( the use of clothes as limited by the scriptural texts is not included into covetousness.) The latter involves the idea of desire.
7- Repulsion.—A man should try to subdue the aversion by rights, thoughts and fixed attention.
8. Abstention from lustful actions and emotions at the sight of a woman.

9. Careful travelling as ordained in the scriptural text.
10. Self-denial brought on by determined will as regards comforts of dwelling. (The stability of mind should not be ruffled under any untoward circumstances.)
11. Sleeping on any hard ground, etc..
12. Endurance of the bitter and abusive words of others.
13. Suffering, thrashing, etc., with the reflection of the evanascence of this physical body and the working of the inexorable law of Karma.
14. Self-denial in begging.
15. Toleration with regard to failure in begging.
16. Endurance of diseases using medicines allowed by the Jain text.
17. Enduring the pricking of thorns and pebbles.
18. Endurance of dirt.
19. Keeping a well-balanced mind at hospitality done or undone.
20. Keeping a well-balanced mind unruffled in the possession of a highly-developed or under-developed intellect.
21. Non-elation at the complete mastery over the scriptural text and non-expression in the case of ignorance or lack of knowledge.
22. Keeping an unflinching and undecaying faith in the Jain canons even when assailed by misleading doubts as to the existence of the Indra or the gods.

*Charitra* :—It is of five kinds. The proper observance of the rules laid down in the scriptural texts, brings on spiritual purity. The first kind of charitra is Sāmāyik a which requires one to abandon all sinful operations for life, etc., for a short time and to confine himself to meditation and nothing else. The second kind of charitra is Chhedopasthāpaniya; in obedience to it one must confess his sins before a guru and do penance inflicted by him. The third kind is Parihāra Vishuddha, by taking means and obeying disciplines for refraining from injury to living beings. A noble service specially to the pious ascetics practising austerity for eighteen months is essentially required. The fourth kind is Sukshma Samparaya wherein the control of passions is completely achieved except that greed in subtle form remains. It fulfils the requirements of the Tenth Gunasthāna. A spirit of renunciation to keep up equanimity even in the midst tremendous activity is developed. The fifth kind is Yathākhyāta wherein contemplation of one's own self is solely practised and attachment to worldly affairs is completely abandoned. In short, what develops the growth of Samvara, stops the progress of Āsraya.

*Nirjarā Tattva* :—Nirjarā means the eradication of Kārmic matter so as to stop all germination, sprouting or rising ( Udaya ) in future. The aspirant after Moksha throws away the Kārmic dross, the main cause of revolving in the cycle of births. Nirjarā is also known as modification or evolution of the soul which takes place before Dravya Nirjarā, *i. e.*, the actual separation of the Karmic matter

from the soul. It is also classified into (1) Akāma or Savipāka and (2) Sakāma or Avipāka Nirjarā. It is Savipāka Nirjarā when fruits are fully enjoyed by one. He becomes free from his Karmas without any trial or effort. It is Avipāka Nirjarā when the elimination of Karma is expedited without the enjoyments of fruits. It implies intentional efforts on behalf of one ascetic or any person who wants to burn away the Kārmic dirt by penances before the attainment or enjoyment of fruits. Austerity is prescribed in the scriptural texts to eradicate the Karmas. It is divided into two kinds-external and internal. The external as well as internal are again subdivided into six kinds. They are already mentioned in the second chapter in the notes on Tapa, pages 288–289. One who aspires after final release must practise Samvara to stop the influx of fresh Karmas and then Nirjarā to eradicate the actual Karmic dross from the soul. Generally the ascetics do so, while the Karmas of ordinary man disappear, when fruits are enjoyed by them. Dhyāna included in the internal austerity is also explained in the notes on Kāntā Drashti in Chapter III. A layman does Nirjarā by discharging lay duties as mentioned in the notes, Chapter IV., Shloka 2nd.

*Moksha Tattva* :—Moksha is attained when the Kārmic matter is absolutely destroyed (Tat; Adhi; Chapter X., Sutra III.). When the Aghātiya Karmas (Nāma, Ayuh, Gotra and Vedaniya) which remain after the destruction of Ghātiya Karmas are destroyed,

Moksha is obtained. Moksha is treated in the notes on the Shloka 14th in the first chapter.

When the destructive karmas are eliminated, three jewels ( Right conviction, right knowledge and right conduct ) are attained. The aspirant attains to complete isolation. It is called Bhāva Moksha. When actual separation of Kārmic matter from the soul takes place on account of the destruction of non-destructive Karmas, it is Dravya Moksha ; it takes place when the aspirant is on the last Gunasthāna ( stage of development ). The soul is now in the enjoyment of its natural attributes, perfect consciousness, perfect purity, and perfect bliss. Material body is destroyed and absolute deliverance of the soul from the material body and other veils is the final condition.

समताकारणस्य ममत्वापहारस्य सिद्ध्यै भावना वक्तुं प्रारभमाणस्तावत् प्रथमामनित्यभावनामावेदयति—

**यदिन्द्रियार्थैरनुभूयते शं यदेतदङ्ग विषयाः समग्राः ।**
**यद् दृश्यते चर्मदृशा तदेतद् ×अनित्यमेवास्ति समग्रमत्र ॥ २२ ॥**

---

× " श्वस्त्वया सुखसंवित्तिः स्मरणीयाऽधुनातनी ।
इति स्वप्नोपमान् मत्वा कामान् मा गास्तदङ्गताम् " ॥
" श्रद्धेया विप्रलब्धारः प्रिया विप्रियकारिणः ।
सुदुस्त्यजास्त्यजन्तोऽपि कामाः कष्टा हि शत्रवः " ॥
" शरदम्बुधरच्छायागत्वर्यो यौवनश्रियः ।
आपातरम्या विषयाः पर्यन्तपरितापिनः " ॥
" अन्तकः पर्यवस्थाता जन्मिनः सन्ततापदः ।
इति त्याज्ये भवे भव्यो मुक्तावुत्तिष्ठते जनः " ॥
( કિરાતાર્જુનીય, ૧૧ મો સર્ગ, શ્લોક-૩૪-૩૫-૧૨-૧૩. )

The happiness which is experienced through the objects of senses (such as eyes, etc.) and these physical parts of the body and all other objects visible by the physical eyes are all without exception liable to destruction. (22)

**Notes** :—Anitya Bhāvanā—One should think on the transient nature of the world and should regard everything in the Universe as unimportant obstacle to realize Self as it tends to darken our powers of perception.

The following story well illustrates the evanascence, fleeting and dreamlike state of this world :—

Once upon a time, a mendicant, being extremely pinched with hunger, went to a town from the forest and was favoured by some man with good and delicious food. He became overjoyed with this dish and spread his bedding under a tree and fell asleep, with a stone under his head, and a water-pot beside him. He dreamet that he was a king, with high fame and glory, with great wealth, with bearers around him and also damsels to sing his praises, etc.. His happiness knew no bounds. When, of a sudden, by violent sounds of thunderbolts, he was awakened and found that everything he enjoyed banished. Only the water-pot and the miserable bedding remained. True light then dawned on him and he clearly understood the fleeting and temporary nature of the worldly things.

**બાર ભાવનાઓ અને પ્રથમ અનિત્ય ભાવના—**

" ચક્ષુ આદિ ઇન્દ્રિયોના રૂપ વગેરે વિષયોથી અનુભવાતું સુખ, આ શરીર, આ વિષયો, અરે ! ચર્મચક્ષુથી અવલોકાતું આ બધું અનિત્ય છે. + "—૨૨

**अशरणभावना—**

**महीपतिश्चक्रधरः सुरेश्वरो योगीश्वरो वा भुवनत्रयेश्वरः ।**
**सर्वेऽपि मृत्योरुपयान्ति गोचरं तदत्र कः स्याच्छरणं शरीरिणः ?**
**॥ २३ ॥**

When kings, paramount sovereigns, Indra, lords of the Yogis and rulers of three worlds are all inevitably doomed to destruction ( are within the reach of death ), then under these circumstances whose protection could be resorted to by an embodied being ?. (23)

*Asharana Bhāvanā*:—In this world we are inevitably doomed to the inexorable laws of Karma and nothing can check the fruition and maturation of these Karmas. Consequently, a Jiva should understand his own responsibility and try to work out his salvation by his determined will and powerful exertion in the direction of freedom. Realization of true principles will alone help him in times of tribulations and trials.

---

+ " भोगास्तुंगतरंगभंगचपलाः प्राणाः क्षणध्वंसिनः
स्तोकान्येव दिनानि यौवनसुखस्फूर्त्तिः प्रियासु स्थिता ।
तत् संसारमसारमेव निखिलं बुद्ध्वा बुधा बोधका
लोकानुग्रहपेशलेन मनसा यत्नः समाधीयताम् " ॥

—ભર્તૃહરિ, વૈરાગ્યશતક.

Once upon a time, Shrenika, the king of Magadha, went for sports on horseback in the Mandikuksha forest, adorned with variegated beauties of nature. He was amazed to see an ascetic of young and charming look in the forest. He ( ascetic ), in his worldly life, suffered from unbearable pain in his eyes. His parents and wife tried their best to lighten the pain but were unsuccessful. A little reflection inspired him with the high sentiment that nothing except religion could give shelter or protection to him, so he resolved to renounce the world. His eyes were thus naturally cured. The king on seeing him was so much struck with wonder that he offered him all help and shelter. The ascetic relating what had happened in his worldly life convinced him that there was nothing in this world which might serve as shelter or protection for him except unshakable faith in religion. All other things failed to give him any help. The king then went away from the forest paying due respect to the ascetic. Some say that the king got himself initiated and stopped all channels of sins ( Āsravas ).

અશરણ ભાવના—

" રાજા, ચક્રવર્તી, ઇન્દ્ર, યોગીશ્વર અને છેવટે ત્રિલોકીપતિ, એ બધાઓને મૃત્યુના પથ ઉપર આવવું પડે છે; આવી સ્થિતિમાં સંસારની અંદર પ્રાણીને કોણ શરણ છે ?. "—૨૩

संसारभावना—

भवोदधिर्जन्मजरावसान-पयःप्रपूर्णः स्मरवाडवश्च ।
मोहात्मकाऽऽवर्त्त-त्रिपत्तिमत्स्यः कुतः सुखं सम्भवतीदृशीह ?॥२४॥

The ocean of worldliness is full of the waters in the form of births, old age and death and has the submarine fire in the the form of cupid whirlpool in the form of ignorance and fishes in the form of calamities. How and when can we look for happiness ?. (24)

**Notes** :—Samsāra Bhāvanā.-It is to reflect on the endless cycle of births in this world full of miseries and sufferings. One should, therefore, aim at and try for freedom from this worldly bondage by unravelling the knot of Karmas.

**સંસારભાવના—**

"**ભવરૂપ** સમુદ્ર, કે જે જન્મ, જરા અને મરણરૂપ પાણીથી પ્રપૂર્ણ છે, જેમાં કામરૂપ વડવાનલ પ્રજ્વલિત છે, મોહરૂપ વમળ છે અને વિપત્તિરૂપ માંછલાં છે, એવા ભવ-સમુદ્રમાં સુખનો સંભવ કયાંથી હોઇ શકે ?"—૨૪

વસ્તુદૃષ્ટિએ વિચારતાં સઘળો જગત્પ્રપંચ દુઃખરૂપજ છે. મહાત્મા **પતંજલિ** પણ—

"परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्तिविरोधाच्च दुःखमेव सर्वं विवेकिनः"।

(બીજો પાદ, સૂ૦ ૧૫)

—આ સૂત્રથી સર્વ દુઃખરૂપ બતાવે છે. વાત બરાબર છે. વિષય-રતિમાં ગમે તેટલી પ્રવૃત્તિ કરવામાં આવે અને શરીરને ગમે તેટલું પોષણ કરવામાં આવે, પણ એનું પરિણામ કેવું આવશે, તે જોવું જોઇએ. એનું પરિણામ ભયંકરજ છે. કસાઇને ત્યાં ખાઇ પીને પુષ્ટ થયેલા બકરાની શી દશા થાય છે ? લોહી પીતાં સુખ માનતી **જળો**ની શી દશા થાય છે ? એવીજ દશા વિષયના પરિણામે સમજવાની છે. વિષય-ભોગથી વિષયલુબ્ધતા વધે છે અને એથી વિષયની અપ્રાપ્તિદશામાં પ્રાણીને પરિતાપ ખમવો પડે છે. આ બધી 'પરિણામદુઃખતા' સમજવી.

વિષયાસક્ત પ્રાણિઓની ઇન્દ્રિયો તપેલા લોઢાના ગોળા જેવી સદા સંતપ્ત રહેછે. તપેલા લોઢાના ગોળા ઉપર પાણી પડતાં તરત તે ચુશી લે છે, છતાં તે ગોળો એવોને એવો ગરમ હોય છે; એ પ્રમાણે ગમે તેટલી વિષય-રતિનો આનન્દ ઇન્દ્રિયોને આપવામાં આવે, પણ એથી તે ( ઇન્દ્રિયો ) ઠંડી પડતીજ નથી; ઉલટી અધિકાધિક ઉન્મત્ત અને સંતપ્ત બનતી જાય છે. વળી વિષયસુખના અનુભવકાળે પણ સુખવિરોધી પ્રસંગો તરફ દ્વેષ વિદ્યમાન રહેવાથી સંતાપ હાજરી ધરાવતો હોય છે. આ બધી 'તાપદુઃખતા' છે. ઇષ્ટ વિષયના અનુભવસમયે તે વિષય ઉપર જે રાગનું આવરણ પથરાય છે, અને તે વખતે એ વિષયના વિરોધી તરફ જે દ્વેષનો ઉદ્ભવ થાય છે, તે રાગ-દ્વેષોની સંસ્કારશ્રેણી ચિત્તની અંદર બંધાય છે; અને તે ભવિષ્યમાં દુઃખશ્રેણીનું કારણ બને છે. સુખ, દુઃખ અને મોહ એ ત્રણ ગુણવૃત્તિઓ પણ વસ્તુતઃ દુઃખસ્વભાવથી મુક્ત નથી. આ માટે ઐકાન્તિક અને આત્યન્તિક દુઃખનિવૃત્તિને ઇચ્છતા વિવેકી પુરૂષને સર્વ વિષયો દુઃખરૂપજ ભાસે છે. પાપફળની જેમ **પુણ્યફળ** પણ નિશ્ચય-દૃષ્ટિએ દુઃખજ છે. ત્યારેજ **ભર્તૃહરિ** કહે છે—

" न संसारोत्पन्नं चरितमनुपश्यामि कुशलं
विपाकः पुण्यानां जनयति भयं मे विमृशतः ।
महद्भिः पुण्यौघैश्चिरपरिगृहीताश्च विषया
महान्तो जायन्ते व्यसनमिव दातुं विषयिणाम् " ॥

**एकत्वभावना—**

**एकाकिनः प्राणभृतो गतागतं कुर्वन्ति संसारवने भयङ्करे ।**
**अन्यार्थमुत्पाद्य धनं भवान्तरं प्रयात एकः परिपीड्यतेऽसुमान् ॥**
**॥ २५ ॥**

The breathing souls come and go alone in this terrible forest of the phenomenal world. In this revolutionary world the embodied being having acquired wealth for others goes alone to the other world and alone experiences distress ( as the fruit of his wickedness ). ( 25 )

**Notes** :—One comes alone in this world and leaves it unaccompanied, so, he only is responsible for his actions. Bearing this in mind, he must build and work up his futurity.

In order to illustrate this 'Bhāvanā' the following story will suffice. A king named Nami was attacked by burning fever. He could not find ease even by the use of medicines prescribed by highly proficient physicians. Application of sandal wood by rubbing was prescribed by some eminent physicians. All the queens being terrified of being widowed began to rub the king's body. Their bangles jingled, so the king irritably exclaimed against the worrying din. Each queen tore off all bangles on her hand save one. (Otherwise it would appear as anticipating widowhood) Asked by the king they explained what they did. At once the real idea flashed on his mind. He then clearly realized the truth underlying this reflection and became an ascetic. Indra, in the guise of a Brahmin, came to dissuade him from the right path. They entered into a long instructive dialogue but the ascetic Nami remained firm. Being thus convinced of his firmness, Indra again assumed his own form and highly praised the ascetic Namiraja.

From this story one must clearly understand that he would be born alone and must die alone. No one, however strong in worldly relations, friendship, authority and possessions, is able to accompany him.

એકત્વભાવના—

" ભયંકર સંસારવનમાં પ્રાણિઓ એકલાજ ગમનાગમન કરી રહ્યા

છે. ( પ્રાણી એકલો જન્મે છે અને એકલો મરે છે. ) બીજાઓને માટે ધન ઉપાર્જન કરી આયુષ્ય પૂર્ણ થતાં પ્રાણી પરલોકની મુસાફરીમાં એકલોજ જાય છે અને ત્યાં સ્વકૃત પાપનાં ફળો તે એકલોજ ભોગવે છે. ''—૨૫

अन्यत्वभावना—

विलक्षणः सर्वबहिष्प्रपञ्चतः सच्चिन्महानन्दमयोऽस्ति चेतनः ।
इदं शरीरं स्फुटमन्यदात्मनः कस्तर्ह्यनन्यो भुवनेऽभ्युपेयते ? ॥२६॥

The soul endowed with intelligence and eternal bliss is quite separate from all outward phenomenœ. When this body is evidently separate from the soul what other thing is to be identified with this soul ?. ( 26 )

**Notes** :—Anyatva Bhāvanā.-Everything in this world is separate from ourself and therefore whatever belongs to this mundane world, does not belong to Self.

Once the great paramount king Bharata, *son of* Rishabhadeva, gorgeously adorned with *beautiful* ornaments, jewels and supremely *magnificent dress,* enjoying in the company of his *ministers, learned* men and of invincible prowess, *happened to see his* ring slip off the finger. The *finger appeared ugly* without the ring. He *began to reflect over this matter* and clearly saw the absolute *separation between the* finger and the ring. *He then removed rings from the* fingers which looked *bare without this* [illegible] ornaments. Thus he was *so strongly convinced of the* separation of the *soul from the body,* parents and *others and also the* [illegible]

fleeting nature of the universe that he was enabled to destroy the whole Kārmic dross and was blessed with Omniscience. Such is the potent influence of pious reflections.

અન્યત્વભાવના—

" આ સચ્ચિદાનન્દરૂપ આત્મા સકલ બાહ્ય પ્રપંચોથી વિલક્ષણ છે-નિરાળો છે. આ શરીરજ જ્યારે આત્માથી ચોખ્ખી રીતે જુદું છે, તો પછી બીજા કોને આત્માથી અનન્ય (અભિન્ન) માનવો જોઇએ ?.—૨૬

अशुचिभावना--

द्वारैः स्रवद्भिर्नवभिः सदैवाऽशुचीन् घृणायाः पदमस्ति कायः ।
तथाप्यहो! तत्र यदस्ति शौचसङ्कल्पनं मोहविलास एषः ॥२७॥

This body from which continually flows impurity through nine openings deserves pity and aversion. Notwithstanding this it is a great wonder that the idea of purity in this body prevails through sportive play of delusion. ( 27 )

**Notes** :—Ashuchitva Bhāvanā is to think that the body is full of impurities and thus pollutes the soul. The illustration of the prince Sanatkumara, who, being elated by the visit of gods fascinated with the account of his beauty, suffered from many dreadful diseases due to the resulting flow of the Kārmic matter into his soul, is given in the notes on pride in the preceding chapter.

અશુચિભાવના—

" હમેશાં જ્યાંનાં નવે દ્વારોથી અશુચિ વહી રહી છે, એવું આ શરીર ઘૃણાને પાત્ર છે; તથાપિ આ શરીરમાં શૌચની સંકલ્પના કરવી, એ ખરેખર મોહનો વિલાસ છે. "—૨૭

आस्रवभावनागत आस्रवः—

**मनोवचोभूघनकर्म योगाः स आस्रवः कर्मण आस्रवेण ।**
**शुभाशुभं कर्म शुभाशुभाद्धि योगान्निबध्नन्ति शरीरभाजः ॥२८॥**

Yoga is the practice of activities of the mind, word and body. It is the influx of Kārmic forces through channels of sins. Embodied souls assimilate these kārmic forces, good or bad, according to their good or bad Yoga. (28)

**Notes** :—One should think that Āsravas are the channels for the influx of Karmas both virtuous and sinful. A virtuous man acquires forty-two merits and a vicious one gathers eighty-two kinds of evils. Virtue and vice are both causes of worldly bondage. The story of princes Pundarika and Kundarika well illustrates that salvation and bondage depend solely upon one's own Karma. Pundarika, finding asceticism too hard for him, resumed his regal authority and was thereby obliged to undergo countless rebirths.

આસ્રવભાવનાગત આસ્રવ—

" ( આસ્રવ શબ્દનો અર્થ છે-કર્મને આવવાનાં+ દ્વારો. ) મન, વચન અને શરીરનો વ્યાપાર તે યોગ કહેવાય છે, અને તે કર્મબન્ધનનો હેતુભૂત હોવાથી ' આસ્રવ ' કહેવાય છે. આ યોગ બે પ્રકારનો છે-શુભ અને અશુભ. શુભ યોગથી શુભ કર્મ અને અશુભ યોગથી અશુભ કર્મ બંધાય છે. "—૨૮

+ પ્રથમ પ્રકરણના ચૌદમા શ્લોકના વિવરણમાં આસ્રવતત્ત્વ બતાવ્યું છે.

कर्मबन्धे उदाहरणं दर्शयति—

यथाम्बु गृह्णाति हि यानपात्रं छिद्रैस्तथा चेतन एष कर्म ।
योगाऽऽत्मरन्ध्रैरशुभैः शुभैर्वा निर्यात्यमुष्मिन् सति नो भवाब्धेः ॥ २९ ॥

As a vessel with holes admits water so the embodied soul attracts good or evil actions through the good or evil holes of the Yoga form. As long as this Āsrava ( channels of Karma ) prevails, nobody gets out of this phenomenal world. ( 29 )

કર્મબન્ધમાં ઉદાહરણ—

" જેવી રીતે, જલમાર્ગે ચાલનારું યાનપાત્ર જો છિદ્રવાળું હોય, તો તે, છિદ્રો દ્વારા આવતા પાણીથી ભરાઇ જાય છે; એવી રીતે યોગરૂપ છિદ્રો વડે આવતાં કર્મોથી આત્મા ભરાઈ જાય છે. જલથી ભરાઇ ગયેલું યાનપાત્ર જેમ સમુદ્રમાં ડૂબી જાય છે, તેમ કર્મોથી ભરાયેલો આત્મા સંસારસાગરમાં ડૂબી જાય છે. અતઃ આસ્રવની હૈયાતીમાં સંસાર-સાગરમાંથી બહાર નિકળવાનું નથી બની શકતું. "—૨૯

संवरतत्त्वम्, आस्रव-संवरभावनां चाह—

निरोधनं यत् पुनरास्रवाणां तं संवरं योगिन ऊचिवांसः ।
विभावनादास्रव-संवरस्य भवादुदासीनतया मनः स्यात् ॥ ३० ॥

The high-souled call the stopping of these channels of sins ( Kārmic forces ) Samvara. The reflections Āsrava and Samvara bring on indifferent attitude of mind to worldly affairs. ( 30 )

Notes :—One should reflect on the principles of Samvara as given in the previous notes on ' Nine

Categories '. The inflow of Karma should be checked through vows, right conduct and concentration. The story of Kundarika, who, being persuaded by his brother Pundarika, renounced the royal authority and possessions in his brother's favour and resolved to work off his Karma by asceticism and eventually gained Moksha by meditation, is given in the notes on greed and hypocrisy in the fourth chapter.

**સંવર તત્ત્વ અને આસ્રવ-સંવર ભાવના—**

આસ્રવોને ( કર્મબન્ધનદ્વારોને ) અટકાવનાર જે આત્માનો નિર્મલ પરિણામવિશેષ, તેને સંવર કહેવામાં આવે છે. આ આસ્રવ અને સંવર તરફ એકાગ્ર ભાવના કરવામાં આવે-યથાર્થ રીતે તે તત્ત્વોને ચિન્તવવામાં આવે, તો એથી મનની અંદર ખરેખર સંસારના ક્લેશોથી ઉદાસીનભાવ પ્રકટ થાય છે. "—૩૦

**निर्जराभावना—**

**स्यात् कर्मणां निर्जरणं च निर्जरा द्विधा सकामेतरभेदतः पुनः ।**
**पाकः फलानामिव कर्मणामपि स्वतोऽप्युपायादपि सम्प्रजायते ॥ ३१ ॥**

The removal of kārmic forces is called Nirjarā. It is secured in two ways volitional or non-volitional. They ( kārmic forces ) reach maturity of their own accord ( like the fruits on the trees ) or by the employment of expedients. ( 31 )

**Notes** :—One must remember that as a human being he is exposed to innumerable temptations to perform sinful deeds and therefore he must raise his mind, withdrawing it from worldly attachments, by right knowledge, right belief accompanied with right conduct, by the practice of austerities and concentration.

નિર્જરા ભાવના—

" કર્મોનું નિર્જરણ કરવું અર્થાત્ બદ્ધ કર્મોને આત્માથી હઠાવવાં એને 'નિર્જરા' કહેવામાં આવી છે. આ નિર્જરા બે પ્રકારની છે— સકામા અને અકામા. 'મારાં કર્મોનો ક્ષય થાઓ' એવી બુદ્ધિપૂર્વક કરાતાં તપશ્ચર્યા વગેરે અનુષ્ઠાનોથી કર્મોનો જે ક્ષય થાય છે, તે સકામ-નિર્જરા છે, અને કર્મોનો સ્થિતિકાળ પૂરો થતાં સ્વતઃ કર્મનું ખરી પડવું એ અકામ-નિર્જરા છે. + "—૩૧

लोकभावना—

**यथाऽस्ति जीवैश्च जडैश्च पूर्णो लोकोऽयमेवं परिचिन्तनं यत् ।**
**सा भावना लोकविचाररूपा मनोवशीकारफलप्रधाना ॥ ३२ ॥**

Reflection on this phenomenal world ( as it appears to be or as it is ) that it is full of animate and inanimate objects is Loka Bhāvanā (reflection on soul and matter ). Such meditation is highly conducive to the subjugation of mind. ( 32 )

Notes :—Lokabhāvanā means reflecting over the figure, form, materials and nature of the Universe, as laid down in the Jain scriptures. It includes reflection over the relation between the soul and matter and different forms, conditions of life, longevity in the celestial, middle and nether regions.

લોકભાવના—

" જીવો અને જડપદાર્થોથી ભરેલો આ લોક જેવા પ્રકારનો છે, તેવા પ્રકારે તેને ચિંતવવો, એ લોકભાવના છે. બીજી ભાવનાઓની જેમ આ ભાવનાનું ફળ પણ મનનો વશીકાર છે. "—૩૨

---

+ પ્રથમ પ્રકરણના ચૌદમા શ્લોકની અંદર નિર્જરા તત્ત્વ બતાવ્યું છે.

**વ્યાખ્યા.**

લોકના ત્રણ વિભાગો પડે છે, જેને ત્રણ લોક અથવા ત્રણ જગત કહેવામાં આવે છે. તે છે—ઊર્ધ્વલોક, મધ્યલોક અને અધોલોક. લોકની આકૃતિ, કેડ ઉપર હાથ રાખી પગ પહોળા કરી ઉભા રહેલ પુરૂષની આકૃતિના જેવી છે. **પુરૂષાકૃતિ** લોકની કેડ નીચે સાત પૃથ્વીઓ છે. તેમાં પ્રથમ પૃથ્વીનો ઉપરિતન નવસો યોજન પ્રમાણ ભાગ છોડીને બાકી બધો અધોભાગ 'અધોલોક' સમજવો. આ સાતે પૃથ્વીઓમાં પૂર્વજન્મોપાર્જિતપાપાત્માઓ (નારકીના જીવો) પાપફળ ભોગવે છે. પ્રથમ પૃથ્વીમાં 'ભવનપતિ' દેવતાઓ પણ વસે છે. એ 'ભવનપતિ' દેવતાઓ અધોલોકગત સમજવા. 'વ્યન્તર' દેવતાઓ પ્રથમ પૃથ્વીના ઉપરિતન (મધ્યમ લોકમાં ગણાતા) ભાગમાં વસે છે. પુરૂષાકૃતિ લોકના નાભિ ભાગમાં મધ્યમ લોક છે. પ્રથમ પૃથ્વીનો ઉપરિતન નવસો યોજન પ્રમાણ ભાગ પણ મધ્યમલોકમાં શામિલ છે. તારા, સૂર્ય, ચંદ્ર વગેરે મધ્યમ લોકમાં ગણાય છે. પૃથ્વીની સપાટી ઉપર રહેલા અસંખ્ય દ્વીપ-સમુદ્રો મધ્યમ લોકમાં સમજવા. મધ્યમ લોકની ઉંચાઇ અઢારસો યોજન પ્રમાણની છે. મધ્યમ લોકની ઉપર ઊર્ધ્વલોક આવે છે. બાર દેવલોક પુરૂષાકૃતિ લોકના ઉરઃસ્થાનીય છે. જે વિમાનો પુરૂષાકૃતિ લોકના ગ્રીવાસ્થાને છે, તે 'ગ્રૈવેયક' કહેવાય છે. તેની ઉપરનાં પાંચ વિમાનો સર્વોત્તમ હોવાથી '**અનુત્તર વિમાન**' કહેવાય છે. તે પુરૂષાકૃતિ લોકના મુખસ્થાનીય છે. તેની ઉપર બાર યોજને સિદ્ધિશિલા આવે છે. તે એક પ્રકારની પૃથ્વી છે. તે પુરૂષાકૃતિ લોકના કપાળના સ્થાને છે. તેની ઉપર એક યોજનના અંતે લોકનો અંત આવે છે. જ્યોતિષ લોકના ઊર્ધ્વભાગથી લઇ લોકના અંત સુધી સર્વ ઊર્ધ્વભાગ ઊર્ધ્વલોક છે. બાર દેવલોક સુધી **ઇન્દ્રસત્તારાજ્ય** છે. ત્યાર પછી સર્વ અહમિન્દ્ર છે.

આ લોક જીવ અને જડ પદાર્થોથી અટૂટ ભરેલો છે. **સોયના અગ્ર** જેટલો ભાગ પણ જડ-જીવોથી ખાલી નથી. આ લોક * કેવડો મોટો છે, એ કલ્પનામાં આવી શકે તેમ નથી. **જૈન**

* અધોલોક નવસો યોજન ન્યૂન **સાતરજ્જુ** પ્રમાણ ઉંચો છે, ઊર્ધ્વલોક પણ નવસો યોજન ન્યૂન સાત રજ્જુ પ્રમાણ ઉંચો છે અને તિર્યગ્લોક (મધ્યલોક) અઢારસો યોજન પ્રમાણ ઉંચો છે. એ રીતે **ચતુર્દશ-રજ્જુપ્રમાણ લોક** છે.

શાસ્ત્રકારો લોકના ચૌદ ભાગલા પાડે છે. એક એક ભાગલાનો 'રજ્જુ' શબ્દથી વ્યવહાર કરે છે. એક એક રજ્જુમાં સંખ્યાતીત યોજન પસાર થાય છે. લોકની બહાર ચારે તરફ **અલોક** છે. અલોક એટલે કંઈજ નહિ. કંઈજ નહિ એટલે ફક્ત આકાશજ. અલોકનો અન્ત હોયજ નહિ. લોક એ અનન્ત અલોકનું અતિસૂક્ષ્મ મધ્યબિન્દુ[1] છે.

સુખ અને દુઃખ, સંપત્તિ અને વિપત્તિ, આનન્દ અને ખેદ એ બધું આ લોકમાંજ છે. આ એક **રંગમંડપ** છે, નાટ્યસ્થાન છે, જેની અંદર પ્રાણિઓ નવા નવા વેષો ધારણ કરી ખેલ–તમાશા હરવખત કર્યા કરે છે, અને જડ-જીવોની ગતિ તથા ચિત્રવિચિત્ર ધડપછાડ પ્રતિક્ષણ થતી રહે છે. કોઈ જીવ ( મુક્તાત્માઓ સિવાય ) દુઃખથી મુક્ત નથી.

‡ લોકનું સ્વરૂપ ઘણુંજ ગંભીર અને બહુ વિસ્તૃત છે. એ તરફ દૃષ્ટિ કરતાં આપણને ઘણુંજ વિચારવાનું પ્રાપ્ત થાય છે. લોકની વસ્તુસ્થિતિ તરફ વિચાર બાંધતાં, તે વિચારમાં રસ આવતાં મનની વિક્ષિપ્ત દશા દૂર થાય છે. મનને અન્યત્ર ભટકતું અટકાવવાને માટે આવા વિચારોની બહુજ અગત્ય રહે છે. લોકસ્વરૂપના વિશાળ ક્ષેત્રનો વિચાર કરતો આત્મા સ્થિરતા ઉપર આવી સમતાનો અનુભવ કરે છે. લોકના નવા નવા ભયંકર નાટયરંગો જોતાં સંસાર તરફ ઉદ્વેગવૃત્તિ ઉભી થાય છે અને સાધ્ય શોધવા તત્પર થવાય છે. લોકની વિચિત્ર લીલા તરફ વધુ દૃષ્ટિપ્રસાર થતાં સમગ્ર વિશ્વની નિઃસારતાનું પ્રતિભાન થાય છે અને પોતે દુઃખની સ્થિતિમાં મૂકાયલો છે, એમ પોતાને સુસ્પષ્ટ અનુભવ

---

1 " देशाद्* अमुष्मात् परतोऽस्त्यलोकः स्वकुक्षिकोणाकलितत्रिलोकः ।
सुक्तैकमुक्ताकणकुम्भगर्भोपमः समन्तादपि रिक्त एव " ॥
( **ક્ષેત્રલોકપ્રકાશ**ના છેવટના શ્લોકના ઉપરનો શ્લોક. )

‡ **લોકસ્વરૂપ**નું વિસ્તૃત વિવેચન વાંચવાના અભિલાષુકોએ ·|· **યોગશાસ્ત્ર**ના ચતુર્થ પ્રકાશના ૧૦૩ મા શ્લોકથી ચાર શ્લોકોની વૃત્તિ, અથવા ·|· **અજિતનાથચરિત્ર**માં ભગવાનની દેશના જોઈ જવી. બહુ વધારે વિસ્તાર + **લોકપ્રકાશ**ના ક્ષેત્રલોકમાંથી મળશે.

---

* मुक्तिस्थानात् ।

·|· ભગવાન્ **હેમચંદ્ર**નું. + ઉપાધ્યાય**વિનયવિજયજી**કૃત.

થાય છે. આ અનુભવ થવાની સાથે 'કર્મ' પિશાચની આ બધી જાળ છે'-એ વાત એના સમજવામાં આવતાં કર્મબન્ધથી મુક્ત થવાનું અને પરમાત્મભાવને વ્યક્ત કરવાનું સાધ્ય તેની દૃષ્ટિ સામે ખડું થાય છે. આજ હેતુ માટે આ **ભાવના** કરવાનું મહર્ષિઓ ફરમાવે છે.

**धर्मभावना—**

**जगत् समुद्धर्तुमनल्पदुःखपङ्कादहो ! कीदृश एष धर्मः ।**
**प्रादर्शि लोकोत्तरपूरुषैर्यत्सेवात आप्नोति महोदयत्वम् ॥ ३३ ॥**

Dharmabhāvanā is the reflection on the grand religious truth contained in the following consideration. The high souled religious preceptors have propounded the grand truth for the extrication of the phenomenal world from the mire of terrible miseries whereby the elevation of the soul to the highest degree is secured. (33)

**Notes** :—Dharmabhāvanā is to reflect on the fundamental principles of religion. One should regulate his conduct with sublime notions of plain living and high thinking. His guiding principles in life should be universal love, friendship, piety, social service, mercy and sympathy for the poor and the needy. Moksha cannot be obtained without the practice of these virtues. He must have unflinching faith in the word of the Tirthankaras and the Jain scriptures. He must try to acquire three spiritual jewels, right knowledge, right faith and right conduct.

**ધર્મભાવના—**

" અતિઘોર દુઃખરૂપ કાદવમાંથી આ જગતના ઉદ્ધાર અર્થે પરમ પુરૂષોએ અહા ! કેવો ધર્મ પ્રરૂપ્યો છે, કે જેની સેવાથી આત્મા મહોદયને પ્રાપ્ત કરે છે. "—૩૩

दश लक्षणानि धर्मस्य—

शास्त्रे क्षमा मार्दवमार्जवं च शौचं च सत्यं *तपसंयमौ च ।
त्यागस्तथाऽकिञ्चनता तथैव ब्रह्मेति धर्मो दशधा बभाषे+ ॥३४॥

Scriptural religion is said to be tenfold-forbearance, tenderness, candour, purity, truth, austerity, restraint, renunciation, akinchanatva (propertylessness), and celibacy. ( 34 )

ધર્મનાં દશ લક્ષણો—

" શાસ્ત્રોમાં ક્ષમા, માર્દવ, આર્જવ, શૌચ, સત્ય, તપ, સંયમ, ત્યાગ, અકિંચનતા અને બ્રહ્મચર્ય એ દશ પ્રકારનો ધર્મ કથ્યો છે. "–૩૪

बोधिभावना—

सङ्क्लिष्टकर्मस्वबलीभवत्सु विशिष्टमेतन्नरजन्म लब्धम् ।
तत्राप्यहो ! तत्त्वविनिश्चयात्म–श्रीबोधिरत्नं बहुदुर्लभत्वम् ॥३५॥

This glorious human birth is secured when the terrible kārmic forces are weakened. Even then it is very difficult to obtain Bodhi Ratna (the best power of discriminating right-knowledge, right conviction and right conduct) the nature of which is the realization of the highest truth. ( Tattvas ). ( 35 )

**Notes** :—Bodhidurlabha bhāvanā is to reflect on the difficulty of acquiring human birth. It could be

* अकारान्तोऽप्यस्ति.

\+ " धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् " ॥

( મનુસ્મૃતિ, ૬ ઠ્ઠો અધ્યાય. )

acquired only by the weakening and destruction of terrible kārmic forces. Having obtained human birth it is more difficult to cognize real truth. Every thing is easy of attainment but the three jewels, right faith, right knowledge and right conduct; so one should try to pay proper attention to religion and make his human birth successful.

**બોધિભાવના—**

" સંક્લિષ્ટ કર્મો નિર્બલ પડવાથી આ વિશિષ્ટ મનુષ્યજન્મ પ્રાપ્ત થયો છે. આટલી હદે પહોંચ્યા છતાં પણ યથાર્થતત્ત્વશ્રદ્ધાનરૂપ **બોધિ-રત્ન** પ્રાપ્ત થવું એ બહુ દુર્લભ છે. "—૩૫

**भावना उपसंहरन् तत्साध्यमुपक्षिपति—**

**एतादृशीभिः खलु भावनाभिः सुवासितान्तःकरणो महात्मा ।**
**ममत्वलुण्टाकविलुण्ट्यमानां साम्यश्रियं रक्षितुमीश्वरः स्यात् ॥३६॥**

The great sage whose heart is well scented chiefly with these reflections becomes strong enough to preserve the glory of the equanimity from being seized by a plunderers in the form of human vanity. ( 36 )

**ભાવનાઓનું પરિણામ—**

" આવી ભાવનાઓથી સુવાસિત થયું છે અન્તઃકરણ જેનું, એવો મહાત્મા **મમત્વરૂપ** લૂટારાથી લૂંટાતી સમતા-લક્ષ્મીને રક્ષણ કરવા સમર્થ થઇ શકે છે. "—૩૬

**ભાવાર્થ.** આ ભાવનાઓથી જ્યારે નિર્મમત્વ પ્રાપ્ત થાય છે, ત્યારેજ વૈરાગ્યનો પ્રાદુર્ભાવ થાય છે; અને વૈરાગ્ય પ્રાપ્ત થયેથીજ સમતાનાં કિરણો ખીલવા માંડે છે.

**યોગાચાર્યો** વૈરાગ્યના બે ભેદો પાડે છે-અપર વૈરાગ્ય અને પરવૈરાગ્ય. અપર વૈરાગ્યના ચાર પ્રકારો પાડવામાં આવ્યા છે—યતમાનસંજ્ઞા, વ્યતિરેકસંજ્ઞા, એકેન્દ્રિયસંજ્ઞા અને વશીકારસંજ્ઞા. **રાગાદિ દોષોને** પકાવવા માટે ભવપ્રપંચનું વૈગુણ્ય જોવા તરફ જે પ્રયત્ન, તે 'યતમાનસંજ્ઞા' વૈરાગ્ય છે. પોતાના રાગદ્વેષાદિ દોષો ક્યાં સુધી પાકી ગયા છે, એ વિષેનું પૃથક્કરણ કરવું એ 'વ્યતિરેકસંજ્ઞા' વૈરાગ્ય છે. કેવલ મનની અંદર તૃષ્ણાનું એવું અવસ્થાન હોય, કે જેથી ઇન્દ્રિયો ક્ષુભિત ન થાય, આવી જે માનસિક ઉત્સુક સ્થિતિ એને ' એકેન્દ્રિયસંજ્ઞા ' વૈરાગ્ય કહે છે. વિષયતૃષ્ણારહિત જ્ઞાનપ્રસાદરૂપ ચિત્તવૃત્તિ એ ' વશીકારસંજ્ઞા ' વૈરાગ્ય છે.

આ અપરવૈરાગ્ય પ્રાપ્ત થયા પછી પરવૈરાગ્ય મેળવાય છે. વિષયવૈતૃષ્ણ્ય એ અપર વૈરાગ્ય છે, જ્યારે ગુણવૈતૃષ્ણ્ય એ પરવૈરાગ્ય છે. ગુણો એટલે ધ્યાન-સમાધિદ્વારા પ્રકટ થયેલી લબ્ધ્યાદિ શક્તિઓ ઉપર વિતૃષ્ણ થવું, એ પરવૈરાગ્ય છે.

**વૈરાગ્ય** તરફ વિચારદૃષ્ટિ મૂકતાં તેના ત્રણ ભેદો પણ જોઇ શકાય છે-દુઃખગર્ભિત વૈરાગ્ય, મોહગર્ભિત વૈરાગ્ય અને જ્ઞાનગર્ભ વૈરાગ્ય. અન્નપાન તથા કાંચન-કામિની વગેરે સ્વાભીષ્ટ વિષયો નહિ પ્રાપ્ત થતાં સંસાર ઉપર જે ઉદ્વેગ આવે છે, તે દુઃખગર્ભ વૈરાગ્ય છે. આવા વૈરાગ્યથી જેઓ દીક્ષા લે છે, તેઓ ઇષ્ટ વિષયોની પ્રાપ્તિ થતાં ચારિત્રધર્મથી પતિત થઇ જાય છે. સંસારના ભોગો નહિ મળવાના કારણમાત્રથી જેઓને સંસાર તરફ અકળામણ આવી છે, તેઓ દીક્ષા લીધા પછી પણ ભોગોનેજ શોધતા ફરે છે, અને ભોગો મળતાં પોતાના સંયમ ઉપર છુરી ફેરવે છે. પ્રસ્તુત વૈરાગ્યથી **સાધુ** થનારાઓ શાન્તિમય સિદ્ધાન્ત-સ્વાધ્યાય તરફ ઉદ્યમ નહિ કરતાં **વૈદ્યક-જ્યોતિષ**-[illegible] પ્રયોગો તરફ અધિક લક્ષ્ય રાખે છે; અને એ વિદ્યાઓને પૈદ્ગલિક [illegible]નન્દનું સાધન બનાવી તેમાં મસ્ત રહે છે. આવા **સાધુઓ** (!) ગૃહ[illegible]થી પણ નીચા છે. " ઘરમાં રોટલા પૂરા ખાવા મળતા નથી, જ્યારે દીક્ષિત અવસ્થામાં માલમિષ્ટાન્ન મળે છે, માટે **દીક્ષા** લેવી સારી છે " આવો પરિણામ દુઃખગર્ભિત વૈરાગ્યનું લક્ષણ છે. આ વૈરાગ્ય સાથે આત્મશ્રેયનો સંબન્ધ નથી.

કુશાસ્ત્રોના અભ્યાસથી સંસારની નિર્ગુણતાનો અનુભવ થતાં જે

વૈરાગ્ય ઉદ્ભવે છે, તે મોહગર્ભિત વૈરાગ્ય છે. આ વૈરાગ્યમાં જો કે આત્મશ્રેયની આકાંક્ષાનો સંબન્ધ રહેલો છે, છતાં તે વૈરાગ્ય અજ્ઞાનવૃત્તિની સાથે સંબન્ધ ધરાવતો હોવાથી 'મોહગર્ભિત' કહેવાય છે. જે વૈરાગ્યથી આત્મશ્રેયઃસાધક માર્ગ ન પ્રાપ્ત થતાં વિપરીત માર્ગ પ્રાપ્ત થાય, તે વૈરાગ્યને મોહગર્ભિત વૈરાગ્ય કહેવામાં આવે છે. આ વૈરાગ્યથી આત્મશ્રેય માટે નિકળેલાઓ પોતાના ઉદ્દેશને સાધી શકતા નથી. શી રીતે સાધી શકે ? ઉત્તર દિશા તરફના ગામ જવા માટે નિકળેલો દક્ષિણ દિશા તરફ ગમન કરે, તો તે શું ઇચ્છિત ગામને પહોંચી શકે ખરો ? એજ પ્રમાણે જે વૈરાગ્યથી, આત્મશ્રેય માટે આત્મશ્રેયઃસાધક માર્ગમાં પ્રવૃત્તિ ન થતાં તેથી ઉલટેજ માર્ગે પ્રવૃત્તિ થાય, તો તે વૈરાગ્ય મોહગર્ભિત વૈરાગ્ય સમજવો.

યથાર્થતત્ત્વજ્ઞાનપૂર્વક જે વૈરાગ્ય, સંસારથી તાત્ત્વિક ઉદ્વેગ ઉત્પન્ન કરી આત્મકલ્યાણના ઉચ્ચ માર્ગે દોરે છે, તેને **જ્ઞાનગર્ભ વૈરાગ્ય** કહેવામાં આવે છે. આજ વૈરાગ્ય વાસ્તવિક વૈરાગ્ય છે. આનાથીજ આત્મોન્નતિનો માર્ગ સિદ્ધ કરી શકાય છે. ઉપર કહેલ બે વૈરાગ્યો ( દુઃખગર્ભ અને મોહગર્ભ ) નામમાત્રથી વૈરાગ્ય છે, એનાથી પારમાર્થિક સિદ્ધિ થવાનો સંભવ નથી. દુઃખગર્ભવૈરાગ્યનું ઉપર બતાવેલ સ્વરૂપ જોતાં આપણને તેના તરફ ઘૃણા ઉત્પન્ન થયા વગર રહેશે નહિ, પરન્તુ બીજી રીતે જોઇએ કે એક ભૂખમરા માણસે ખાવા પીવાની લાલચથી દીક્ષા લીધી, પણ દીક્ષાગ્રહણ પછી સંસર્ગતઃ તેના હૃદયમાં સદ્વિચારોનું સંક્રમણ થાય અને ધર્મ પ્રત્યે બહુમાન ઉદ્ભવે, તો તે પોતાના આત્માની સિદ્ધિ બરાબર સાધી શકે તેમ છે. આ ઉપરથી જોઇ શકાય છે કે દુઃખગર્ભ વૈરાગ્યથી દીક્ષા લેનારાઓમાંથી એવા પણ નિકળે છે કે જેઓને દીક્ષિત થયા પછી જ્ઞાનગર્ભવૈરાગ્ય પ્રાપ્ત થાય છે. + જેઓ દારિદ્ર્યના સંતાપથી દુઃખી છે અને એથી એમ સમજીને, કે " આ દુઃખ વેઠયા કરતાં સંસાર છોડી **સાધુ** થવું સારૂં કે જેથી બને ભવ સુધારી શકાય "—ગૃહવાસ છોડી સાધુ થાય છે, તેઓનો તે વૈરાગ્ય દુઃખગર્ભિત કહી શકાય નહિ, કારણ કે તેઓનો ' સાધુ ' થવાનો ઉદ્દેશ પૌદ્ગલિક આનન્દ ઉડાવવાનો નથી,

---

+ **જૈન**કથાસાહિત્યમાં **સંપ્રતિરાજા**ની પૂર્વભવની ભિખારી અવસ્થાનું ઉદાહરણ અત્રે યાદ કરી જવું.

પરન્તુ તેઓનું દીક્ષાગ્રહણ એમ સમજીને છે કે-" સંસારમાં આજીવિકા માટે આટલાં કષ્ટો સહન કરવાં, એ કરતાં દીક્ષાવ્રતનું કષ્ટ શું ખોટું કે જેથી ભવાન્તરમાં પણ લાભ મળી શકે !. " આવી સમજણવાળા આસ્તિક મુમુક્ષુ માણસો જો કે દારિદ્ર્યથી સંતપ્ત થઇને દીક્ષા ગ્રહણ કરે છે, છતાં પણ તેઓનો તે વૈરાગ્ય દુઃખગર્ભિત માની શકાય નહિ.

મોક્ષ મેળવવાની અભિલાષાએ જેઓ સંસારથી વિરક્ત થયા છે, પણ **મુક્તિ**ના ખરા માર્ગે પ્રવૃત્તિ ન કરતાં મિથ્યાજ્ઞાનવશાત્ ઉલટે માર્ગે કાયક્લેશ માત્ર સહન કરે છે, તેઓ મોહગર્ભિત-વૈરાગ્યવાળાજ છે, એમ આપણે ઉપર જોયું; પરન્તુ એ* મોહગર્ભિત-વૈરાગ્યવાળાજ જો કદાગ્રહનો ત્યાગ કરીને મધ્યસ્થભાવમાં વિશ્રાન્ત થાય, સ્થૂલબુદ્ધિ અનુસાર થયેલી પોતાની સમજણમાં દુરાગ્રહ નહિ રાખતાં ઉચ્ચ તત્ત્વોના જિજ્ઞાસુ બને તથા સર્વ જીવો તરફ પ્રશમવૃત્તિ ધારણ કરે અને ઇષ્ટ-અનિષ્ટનાં દ્વન્દ્વોના આઘાતથી ચલાયમાન નહિ થતાં રાગદ્વેષનો ક્ષય કરવાના પોતાના ઉદ્દેશમાં બદ્ધપ્રયત્ન રહે, તો તેઓને જ્ઞાનગર્ભ-વૈરાગ્યનો માર્ગ સુલભ છે. એવીને એવી મધ્યસ્થસ્થિતિમાં આગળ વધતાં બહુ ઉંચા પ્રકારનો જ્ઞાનગર્ભ-વૈરાગ્ય મેળવવા તેઓ ભાગ્યશાળી થઇ શકે છે અને એ દ્વારા એઓનો આત્મા મુક્ત થઇ જાય છે. ત્યારેજ **યશોવિજયોપાધ્યાય** અધ્યાત્મસારમાં કહે છે કે—

" अन्यलिङ्गादिसिद्धानामाधारःसमतै व हि ।
रत्नत्रयफलप्राप्तेर्यया स्याद् **भावजैनता** " ॥

( ત્રીજો પ્રબન્ધ ૫૭ મો શ્લોક )

અર્થાત્—**અન્યલિંગ**માં જે સિદ્ધ થવાનું શાસ્ત્રોમાં ફરમાવ્યું છે, તે અન્યલિંગસિદ્ધ થવાનો આધાર **સમતા** ઉપર છે. આ સમતાથી ( ગુણાનુયુક્ત માધ્યસ્થ્યભાવથી ) સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્ર-રત્નત્રયની પ્રાપ્તિ થતાં એઓ ( અન્યલિંગવર્તીઓ ) **ભાવજૈન**પણાને કરે છે.

**જૈનલિંગમાં** વર્તનાર પણ જો દુરાગ્રહયુક્ત હોય અને ગુણીના ગુણો તરફ ઇર્ષ્યાસ્વભાવવાળો હોય, તો સમજવું જોઇએ કે તેને રત્નત્રયીનું સાધન મળ્યુંજ નથી. કલ્યાણના ક્ષેત્રમાં ગુણપૂજાસમેત સમભાવ-

વૃત્તિનું એકચ્છત્ર સામ્રાજ્ય છે. એના સદ્દભાવમાં રત્નત્રયની સિદ્ધિ અને એના અસદ્દભાવમાં રત્નત્રયનો અભાવ, આ એક અકાટ્ય નિયમ છે.

**समत्वफलमुपदर्शयति—**

**ध्यानं समालम्ब्य समत्वमाश्रयेत् साम्यं विना तत्र कृते विडम्बना।**
**आत्मप्रबोधेन च कर्मसंक्षयो ध्यानेन साध्यः स च, तत् परं हितम्॥**
**॥ ३७ ॥**

Concentration is well secured by resorting to equanimity and without this calmness meditation is ridiculous. The awakening of the knowledge of Self brings on the destruction of Karmic forces and is achieved by contemplation and therefore concentration is highly beneficial. ( 37 )

**સમતાનું સાધ્ય—**

"સમતાને અવલંબીને ધ્યાન કરાય છે. સમતાની હદ સુધી પહોંચ્યા વગર જો ધ્યાન કરવામાં આવે, તો તેમાં વિડંબના સહવી પડે છે. જે આત્મપ્રબોધની જાગૃતિ ઉપર કર્મોનો ક્ષય આધાર રાખે છે, તે આત્મપ્રબોધ ધ્યાનથી સાધી શકાય છે. માટે ધ્યાન એ આત્માનું સહુથી ઉંચા નંબરનું હિત છે."—૩૭

**समत्व-ध्यानयोरितरेतरानुग्राहकत्वमावेदयति—**

**ध्यानं समत्वेन विना भवेन्न साम्यं विना ध्यानमपि स्फुरेन्न।**
**परस्परापेक्षणतस्ततस्तद् द्वयं भवेत् सुस्थिरताविशिष्टम्॥ ३८ ॥**

Steadiness in concentration is not attained without calmness, and equanimity is not secured without concentration. Both being interdependent one renders the other steady and *vice versa*. ( 38 )

**સમતા અને ધ્યાનની પરસ્પર અનુગ્રાહકતા—**

"વસ્તુસ્થિતિ એમ છે કે-જેમ સમતા વિના ધ્યાન થઇ શકતું નથી, તેમ ધ્યાન વિના સમતા પણ પરાકાષ્ઠા ઉપર પહોંચી શકતી નથી. આથી એ બંને ( સમતા અને ધ્યાન ) એક બીજાની સહાયતાથી સુદૃઢ બને છે. "—૩૮

**ભાવાર્થ.** જો કે ધ્યાન પણ સમતારૂપજ છે, પરંતુ વિશિષ્ટતર સમતાને ધ્યાન કહેવામાં આવે છે. ધ્યાનરૂપતાને યોગ્ય અભ્યસ્યમાન સમતા, સમતા છે, અને તે, વિશિષ્ટતર અવસ્થા ઉપર પ્રાપ્ત થતાં ધ્યાન કહેવાય છે. અહીં શંકા થઇ શકે છે કે-સામ્ય વિના ધ્યાન ન થાય અને ધ્યાન વિના સામ્ય ન થાય, એમ કહેવામાં 'અન્યોન્યાશ્રય' દોષ શું નથી પ્રાપ્ત થતો ?. પરન્તુ હકીકત એમ છે કે- સામ્ય વગર ધ્યાન ન થાય એ નક્કી વાત છે; ધ્યાન વગર સમતા તો હોઇ શકે છે, કિન્તુ સમતાની પરાકાષ્ઠા ધ્યાન વગર પ્રાપ્ત થઇ શકે નહિ. સામ્યથી ધ્યાનનો આરંભ થાય છે અને ધ્યાનથી સમતાની પરિવૃદ્ધિ થાય છે. અમુક હદ સુધીની સમતા ધ્યાનની પૂર્વે હોવીજ જોઇએ. એ સમતાને ધ્યાનમાં વ્યાપારિત ન કરવાથી તે કટાઇ જાય છે અને ધ્યાનમાં વ્યાપારિત કરવાથી તેનો પ્રકર્ષ થાય છે. આમ પ્રકર્ષને પામેલી સમતાને પુનઃ ધ્યાનમાં વ્યાપારિત કરવાથી ધ્યાનનો પ્રકર્ષ મેળવાય છે. આવી રીતે એ બંનેનો ( સમતા અને ધ્યાનનો ) પ્રકર્ષ એક બીજાને અવલંબિત છે. જેમ **વિજ્ઞાનબુદ્ધિને** પ્રયોગક્રિયામાં જોડવાથી તે વિજ્ઞાન વધારે ખીલે છે, અને એથી વળી પ્રયોગક્રિયામાં વધારે કુશળતા મેળવાય છે; તેમ પ્રકૃતમાં સમજી લેવું. એજ માટે **યશોવિજયોપાધ્યાય** ૧૮ મી દ્વાત્રિંશિકાના ૨૩ મા શ્લોકની વૃત્તિમાં લખે છે કે—

" नचैवमन्योन्याश्रयः, अप्रकृष्टयोस्तयोर्मिथ उत्कृष्टयोर्हेतुत्वात् । सामान्यतस्तु क्षयोपशमभेदस्यैव हेतुत्वात् " ।

અર્થાત્ અપ્રકૃષ્ટ એવા તે બંને ( સમતા અને ધ્યાન ) પરસ્પર એક બીજાને ઉત્કૃષ્ટ બનાવવાનાં સાધન છે. સામાન્ય રીતે એ બંનેનો હેતુ ક્ષયોપશમવિશેષજ છે. તાત્પર્ય એ છે કે- કોઇ બે ચીજો પોતાની

ઉત્પત્તિમાં પરસ્પર એક બીજાની અપેક્ષા રાખે, તો તે 'અન્યોન્યાશ્રય' દોષ કહેવાય. પરંતુ બંને ચીજોને પરસ્પર—એક બીજાની ઉન્નતિ કરવામાં સાધનભૂત થવું, એ તો બેશક બનવાજોગ છે.

ભગવાન્ હેમચન્દ્ર યોગશાસ્ત્રના ચોથા પ્રકાશના ૧૧૪ મા શ્લોકની વૃત્તિમાં લખે છે કે—

" साम्यमन्तरेण ध्यानं न भवत्येव, ध्यानं तु विना साम्यं भवदपि निष्प्रकम्पं न भवति, इत्यन्योन्याश्रयदोषाभावः । एवं च सति द्वयमन्योन्यहेतुत्वेनावतिष्ठते " ।

અર્થાત્—સામ્ય વગર ધ્યાન થાયજ નહિ, અને ધ્યાન વગર સામ્યનો સંભવ હોવા છતાં પણ નિષ્પ્રકંપ રીતે સંભવ હોઇ શકતો નથી. એજ માટે એ બંનેને અન્યોન્યકારણ તરીકે કહેવામાં આવ્યાં છે; અને અતએવ ' અન્યોન્યાશ્રય ' દોષનો અવકાશ નથી.

ध्यानमेव स्तुवन् प्रकरणं पूर्णयति—

अतिदारुणपापभारिणोऽ
प्यमुना ध्वस्तसमस्तकर्मकाः ।
परमात्मदशां प्रपेदिरे
परमाध्यात्ममिदं विदुर्बुधाः ॥ ३९ ॥

The embodied souls though they are encumbered with terrible sins have attained to the highest state of bliss ( freedom ) by the destruction of all Kārmic forces. The wise persons have called it the highest condition for the realization of truth. ( 39 )

પ્રકરણસમાપ્તિ—

" અતિદારુણ પાપોના બોજાથી નીચા નમી ગયેલાઓ પણ જ્યારે ધ્યાનની હદ તરફ અભિમુખ થયા અને ધ્યાનસ્થિર બન્યા, ત્યારે તેઓ પણ તે ધ્યાનના બળથી સમસ્ત કર્મોનો ક્ષય કરી પરમાત્મદશાને પ્રાપ્ત થયા. અહો ! ખરેખર ધ્યાન એ અધ્યાત્મની ઉચ્ચ કોટીની વસ્તુ છે. "—૩૯

*　　*　　*　　*

*　　*　　*

*　　*　　*　　*

*　　*　　*　　*

ઇન્દ્રિયનિગ્રહ, મનઃશુદ્ધિ, સમતા, મમતાનિરાસ અને ભાવનાઓ એટલી બાબતો આ પંચમ પ્રકરણમાં જોઇ; અને એ સમજી શકયા કે કષાયોનો રોધ કરવા માટે ઇન્દ્રિયનિગ્રહની અગત્ય, ઇન્દ્રિયનિગ્રહ માટે મનઃશુદ્ધિની આવશ્યકતા અને મનઃશુદ્ધિને માટે ભાવનાઓથી મમતાનિરાસ દ્વારા સમતાની જરૂર છે; વળી એ પણ જણાયું કે ધ્યાનની સાથે સમતાનો અતિઘનિષ્ઠ સંબન્ધ છે. હવે આપણે **યોગ** અથવા **ધ્યાન** જોવાનું રહે છે, કે જે આત્માની છેવટની ઉચ્ચસ્થિતિ છે. એને માટે છઠ્ઠા પ્રકરણમાં પ્રવેશ કરીએ.



# षष्ठ-प्रकरणम् ।

## ध्यानसिद्धिः ।

## SIXTH CHAPTER.

### Success in Concentration.

( Shlokas 37 )

Having taken a cursory view of Yamas, Niyamas, Āsanas, Prāṇāyāma, Pratyāhāra, Dhāranā and the means for getting mastery over them, the training in concentration deserves special attention as it is the direct means for the attainment of Moksha. Moksha could be attained by the complete destruction of Kārmic forces, *i. e.*, by the process of Samvara and Nirjara. The Soul is constitutionally free and potentially divine. Its natural purity is defiled by the influx of Kārmic forces, good or bad. These forces are required to be checked and destroyed by Samvara and Nirjara. To achieve this object physical organs and mental sensations should be subdued. This could be achieved by bringing control over mind, body and speech, by observing rules of conduct, twelve vows,

five careful attitudes and ten elevating spiritual duties, by cogitating over the fleeting nature of the worldly objects and the chief purpose of life as embodied in twelve reflections, by enduring all kinds of troubles and hardships and by austerities, &c. It is needless to repeat their description as they are described heretofore. Austerities are classified into external and internal. Internal austerity includes Dhyāna which is highly efficatious in loosening and dispersing the nervous threads and removing veils of Karma over the effulgence of pure Light. It is therefore essential to treat briefly the several aspects of Dhyāna comprising capacities of the aspirant after Moksha, hindrances, helping factors, methods, and results, Sanyama ( subdual of sense organs and passions, control of speech, mind and body, rigid observance of full vows, the act of looking upon the souls of others similar to his soul, capacity to bear hardships, troubles and tortures, and eager aspiration for Moksha ), subdual of passions, sensual lusts and desires, disattachment and renunciation, balancing quietude, compassion, object of joyful reverence, rocklike firmness, complete withdrawal from worldly ties and association, well-regulated intelligence and wisdom are the capaties necessary for the aspirant after Immortality and liss, as gleaned from Bhagavān Hemchandrāchārya's ogashāstra and from Jain Drashti Yoga.

Exhaustion, disgust, misconceptions, illusions, mental aberrations, want of fixity of attention, addiction to certain religious rites, ignoring further spiritual

progress, wilful performance of non-prescribed rituals and dogmatic renunciations of religious rites as worthless are hindrances to the practice of Yoga.

Bhagavān Pātanjali enumerates sickness, languor, doubt, carelessness, laziness, addicting to objects of sense, erroneous perceptions, failure to attain any stage of abstraction and instability as obstacles to be removed by the Yoga-aspirant.

These hindrances grow into habits or rather become fields for the accumulations of the latent deposits of Karma and thereby propagate the Cycle of Births.

**Helping factors of the spiritual progress :—** Pranidhān signifies the practice of performing religious rites with scrupulous care. Compassion, charity and benevolence are its chief traits. Pravritti means progressive activity in spiritual development for reaching the final goal with steady and unwavering application of the mind on the subject taken in hand.

Vighnajaya means removal of the obstacles in the form of external obstructions of nature, internal diseases and subreptions ( Mithyātva ).

Siddhi signifies pious merits acquired through Tattva study and eventual attainment of intuitional knowledge with the feeling of universal love and sympathy and humility.

Vinimaya connots high sentiments and activity

for imparting and spreading religious instructions to all beings for their spiritual rise.

The above five factors are an unfailing proof of the spiritual progress.

Thus equipped with high sentiments of the universal love, fleeting nature of Samsāra, the working of the inexorable law of Karma and short duration of relationship the aspirant after practices of Yoga advances further on the spiritual path.

The following types of Dhyāna-Yoga are with reference to the objects to be contemplated: Ārta Raudra, Dhāraṇā and Shukla.. Their subdivisions are explained in notes on Dhyāna in Chapter III. For details standard works as Yoga-Shāstra, Jnānārṇava Yogadrashti Samucchaya and Jaindrashtiyoga(Gujarati) may be usefully referred to.

If the practice of Yoga is carried on with righteous conduct, exalted renunciation, unbroken continuance, scrupulous care and attention and discriminating and vigilance, the aspirant after Moksha is sure to achieve success in reaching the final goal.

Success to be achieved is in the inverse ratio of the mind wandering in wrong direction in the form of temptations, lusts, passions, desires, &c.. A successful Yogi, if allured by Siddhis ( powers ), misapplies them, he is sure to fall down. The aspirant must clearly understand the ideal which he wishes to realise in his own Self. So it is highly essential to work with scrupulous care in the spiritual realm.

योगं द्विधा विभजन् प्रथमविभागं क्रियायोगं लक्षयति—

स्यात् ज्ञानयोगोऽथ च कर्मयोग आवश्यकाऽऽचार इह द्वितीयः ।
शारीरिकस्पन्दनकर्मरूपः स कर्मयोगः शुभमातनोति ॥ १ ॥

Yoga is also divided into two parts, namely (1) Yoga pertaining to knowledge and (2) Yoga pertaining to actions. The second kind of Yoga, *i. e.*, Karmayoga is the necessary performance of daily religious rites. This Karmayoga consisting of the bodily activity produces beneficial results. (1)

**Notes** :—Jnāna Yoga is the path of the realization of Self through knowledge. The nature of the Supreme Spirit lying obscured in the heart of every living being, transitory state of the objects of senses, fundamental categories, six substances (Dravyas), three jewels, *i. e.* right faith, right knowledge and right conduct, the inexorable law of Karma and the doctrine of many points of view are described in the crowning teachings of Tirthankaras. This knowledge, when acquired, removes all doubts and misconceptions. It could be attained only by strong concentration on knowledge. The final end of the practice of Yoga is to enable the soul to realize its own nature. Jnāna-Yoga and Kriyā-Yoga both together would enable the Soul to achieve this goal. Kriya Yoga signifies the observance of vows, daily religious activities, careful attitudes, restraints, purified conduct (contemplation), &c.. These two practi blended together that they are pursued

At times one becomes predominant and the other becomes subordinate.

**યોગના પ્રકારો—**

" જ્ઞાનયોગ અને કર્મયોગ એ રીતે પણ યોગના ભાગો પડી શકે છે. તેમાં ' કર્મયોગ ' આવશ્યક આચારને ( અવશ્ય કરવા લાયક ક્રિયાને ) કહે છે. શારીરિકપ્રવૃત્તિરૂપ આ ' કર્મયોગ ' પુણ્યફળને ઉત્પન્ન કરનાર છે. "—૧

**વ્યાખ્યા.**

પ્રથમ **ક્રિયાયોગ**નો અભ્યાસ કરવાની જરૂરત દરેક યોગાચાર્યો સ્વીકારે છે. આ ગ્રન્થનું બીજું પ્રકરણ આખું ' ક્રિયાયોગ ' ઉપરજ છે. દરેક માણસે પોતાની હદ વિચારીને તદનુસાર પ્રવૃત્તિ કરવી જોઇએ. યોગ્યતા મેળવ્યા સિવાય ઊર્ધ્વ ઉડ્ડયન કરવામાં લાભને બદલે નુકસાનજ અનુભવાય છે. આત્મકલ્યાણના માર્ગમાં આલસ્ય-પ્રમાદનો ત્યાગ કરી વીર્યસ્ફોરણ કરવાની જરૂર રહે છે. શરીર ઉપર મોહ ધરાવનારા-શરીર પર પડતા સાધારણ કષ્ટને સમતાપૂર્વક નહિ સહન કરી શકનારા ક્રિયાયોગને સાધી શકતા નથી. ક્રિયાયોગ એ ખરેખર એક પ્રકારની **કસરત** છે. એનાથી આધ્યાત્મિક જીવનને બહુ પુષ્ટિ મળે છે.

શાસ્ત્રકારોએ જેવા પ્રકારનો ક્રિયામાર્ગ બતાવ્યો છે, તે પ્રકારે તે ક્રિયાઓમાં બરાબર પ્રવૃત્તિ કરવી, એને ' ક્રિયાયોગ ' કહેવામાં આવે છે. ક્રિયાયોગમાં મુખ્યતયા ત્રણ બાબતો સમજવાની છે-ઇશ્વરપૂજન, ગુરૂપૂજન અને આવશ્યક.

**ઈશ્વરપૂજન.** ઇશ્વરપૂજનને માટે બીજા પ્રકરણમાં વિવરણ આપ્યું છે. શાસ્ત્રોક્તવિધિસહિત પ્રભુપૂજા એ ક્રિયાયોગનો પ્રથમ વિભાગ છે. **જૈન**શાસ્ત્રકારો પૂજાના, દ્રવ્યપૂજા અને ભાવપૂજા-એમ બે વિભાગો પાડે છે. દ્રવ્યપૂજામાં પ્રભુમૂર્તિસંબન્ધી જલપ્રક્ષાલન, ચન્દનપૂજન આદિનો સમાવેશ થાય છે, અને ભાવપૂજામાં ફક્ત પ્રભુચિન્તન અને આત્મભાવનાનું સ્થાન છે.

પ્રથમતઃ પ્રભુમંદિરમાં પ્રવેશ કરતાં પાંચ **અભિગમો** સાચવવાનું શાસ્ત્રકારો જણાવે છે—૧ સચિત્તવસ્તુનો ત્યાગ, ૨ અચિત્તવસ્તુનો ત્યાગ, ૩ એક વસ્ત્રનું ઉત્તરાસંગ, ૪ પ્રભુસમક્ષ પહોંચતાં મસ્તક ઉપર હસ્તાંજલિ અને ૫ મનની એકાગ્રતા.

સચિત્તવસ્તુના ત્યાગની અંદર એટલું વિશેષ સમજી રાખવું કે ખોરાકમાં લેવાની કોઇ પણ વસ્તુ પ્રભુમંદિરમાં લઇ જવી ન જોઇએ. બાકી પ્રભુપૂજાનિમિત્ત જળ-પુષ્પ-ફલાદિ વસ્તુઓ લઇ જવા માટે નિષેધ નથી. અચિત્તવસ્તુઓનો ત્યાગ એટલે મોજડી, મોજાં, છત્ર, છત્રી, ચામર, મુકુટ, છરી, તરવાર વગેરે ચીજો મંદિરમાં પેસતાં બહાર મૂકવાની છે.[1]

ઉપર્યુક્ત અભિગમો સાચવી પ્રભુમંદિરમાં પ્રવેશ કરતાં પ્રથમ અગ્રદ્વારે 'નિસીહી' એમ ત્રણ વખત બોલવું. 'નિસીહી'નું સંસ્કૃત રૂપ 'નૈષેધિકી' થાય છે. અગ્રદ્વારમાં પ્રવેશ કરતાં ગૃહવ્યાપારનો નિષેધ થાય છે, એ સ્મરણમાં રહેવા માટે એ શબ્દ બોલવામાં આવે છે. ત્યાર પછી પ્રભુની જમણી બાજુથી ત્રણ પ્રદક્ષિણા * ફરી રંગમંડપમાં પ્રવેશ

---

૧ **ભગવતીસૂત્ર**માં પાંચ અભિગમો આ સૂત્રથી બતાવ્યા છે—

" सचित्ताणं दव्वाणं विउसरणयाए, अचित्ताणं दव्वाणं विउसरणयाए, एगल्लसाडिएणं उत्तरासंगकरणेणं चक्खुफासे अंजलिपग्गहेणं मणसो एगतीभावकरणेणं " ।

આની અંદર 'अचित्ताणं दव्वाणं विउसरणयाए'-એ પાઠને બદલે 'अचित्ताणं दव्वाणं अविउसरणयाए'-એવો ઉલટો પણ પાઠ મળે છે. બંને પાઠોનો અર્થ એક બીજાથી ઉલટો છે. પ્રથમ પાઠનો અર્થ—'અચિત્તવસ્તુઓ મૂકીને' એવો થાય છે, જ્યારે બીજા પાઠનો અર્થ—'અચિત્તવસ્તુઓને નહિ મૂકીને' એવો થાય છે; પરન્તુ એ બંને પાઠો સંગત થાય છે. એમાં પ્રથમ પાઠનો અર્થ તો સ્પષ્ટ છે અને જોઇ લીધો છે. બીજા પાઠનો અર્થ-'અચિત્તવસ્તુઓ નહિ મૂકીને' એમ જે થાય છે, તેનો તાત્પર્યાર્થ એજ છે કે-શરીરપર પેહેરેલા અલંકારો પ્રભુમંદિરમાં જતાં ત્યજવાના હોય નહિ.

* પ્રદક્ષિણા આપવી એ પ્રભુનું બહુમાન છે. ભવભ્રમણ મટાડવાનું

કરતાં ભગવાનનું મુખ જોઇ ' नमो जिणाणं ' એ વાક્યોચ્ચારણપૂર્વક અને ભગવત્પ્રણામપૂર્વક બીજી ' નિસીહી ' કહેવી. ત્યાર બાદ દ્રવ્યપૂજા કર્યા પછી ભાવપૂજાનો પ્રારંભ કરતાં ત્રીજી ' નિસીહી ' કહેવી. પહેલી નિસીહીથી ગૃહવ્યાપારનો ત્યાગ, બીજી નિસીહીથી પ્રભુમંદિરસંબન્ધી કાર્ય-પ્રવૃત્તિનો ત્યાગ × અને ત્રીજી નિસીહીથી દ્રવ્યપૂજાવિષયક ક્રિયાનો ત્યાગ કરવામાં આવે છે.

પ્રથમ ભગવાનને ત્રણ વાર પ્રણામ કરીને* પછી પૂજાનો પ્રારંભ કરવો. પ્રથમ દ્રવ્યપૂજામાં પ્રભુને જલાભિષેક[1] કરવો. પછી સુગ-

---

માર્ગ-સૂચન છે અને જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ રત્નત્રયની આરાધના[1] છે. પ્રદક્ષિણા દેતાં ચિત્ત કે નજર આડી અવળી રાખવી નહિ. જીવયતના તરફ પૂરો ખ્યાલ રાખવો.

× રંગમંડપમાં પ્રવેશ કર્યા પછી મંદિરસંબન્ધી વ્યાપાર વર્જી દેવો જોઇએ, પ્રભુની દ્રવ્ય-ભાવ પૂજા સિવાય અન્ય કાર્ય કરવાનું હોયજ નહિ. કદાચ મંદિરસંબન્ધી કોઇ કાર્યની કર્તવ્યતા તે સમયે લક્ષ ઉપર આવે, તો રંગમંડપની બહાર જઇને તે કાર્ય કરવું યા કરાવવું, પણ અંદર રહી તે વિષયનો હુકમ આપવો નહિ.

* પુરૂષે પ્રભુની જમણી બાજુએ અને સ્ત્રીએ પ્રભુની ડાબી બાજુએ ઉભા રહી પ્રભુનાં દર્શન કરવાં. જુઓ **પ્રવચનસારોદ્ધાર**—

" दाहिण-वामंगठिओ नर-नारीगणोभिवंदए देवे " ।

( પ્રથમ દ્વાર )

**ચૈત્યવન્દનાદિ** વખતે પણ આજ દિશાવિભાગ સમજવો.

૧ પ્રભુપૂજાનિમિત્તે ન્હાવું તે વિવેકયુક્ત હોવું જોઇએ. પરિમિત જળથી અને જીવહિંસા ન થાય, એવી યતનાયુક્ત ન્હાવું. ન્હાઇને

---

૧ " ज्ञानादिरत्नत्रयाराधनार्थं प्रदाक्षिणात्रयं कृत्वा + + " ।

( દેવવન્દનભાષ્યવૃત્તિ, **સોમસુન્દરસૂરિ.** )

तिस्रः प्रदाक्षिणा ज्ञानादित्रयाराधनाय + + " ।

( પ્રવચનસારોદ્ધારવૃત્તિ, પ્રથમ દ્વાર. )

ડાના ભીના પોતાવડે મૂર્ત્તિ પર આગલા દિવસનું રહેલું કેશર તમામ દૂર કરવું. બાદ ફરીને શુદ્ધ જળવડે પ્રભુને ન્હવરાવીને સુકોમળ અને ઉજ્જ્વળ એવા વિશાળ **અંગલુહણા** વડે બે હાથે પ્રભુનું શરીર કોરું કરવું. ત્રણ અંગલુહણાં વડે પ્રભુનું શરીર બિલકુલ સાફ કોરું થઇ ગયા બાદ ચન્દન–( કેશરમિશ્રિત ) પૂજા કરવી. તે પૂજા નવ અંગે કરાય છે. તે નવ અંગો— જમણો-ડાબો અંગુઠો, જમણું–ડાબું ઢીંચણ, જમણું–ડાબું કાંડું, જમણો-ડાબો ખભો, મસ્તક, કપાળ, કંઠ, છાતી અને ઉદર. આમ નવ અંગે ચન્દનપૂજા કર્યા પછી પુષ્પાદિ ચઢાવવાના ઉમેદવાર ભગવાન્‌ને પુષ્પાદિ[૨] ચઢાવે છે.

પ્રભુના અંગને લગતી ચન્દનાદિ–પૂજા 'અંગપૂજા' કહેવાય છે. ત્યાર પછી જે ધૂપ, દીપપૂજા કરાય છે, તે 'અગ્રપૂજા' કહેવાય છે. ધૂપપાત્રમાં ધૂપ રાખીને ધૂપપૂજા કરવી. ધૂપપૂજા કે દીપપૂજા ગભારા બહારજ ઉભા રહીને કરવી ઉચિત છે આ પૂજાનો હેતુ– ભગવાન્‌નું બહુમાન કરવા તરફ ભક્તિને ઉલ્લસિત કરવી એ છે. ધૂપપૂજા એ દુર્વાસનાના ઉચ્છેદપૂર્વક સુવાસનાપ્રાપ્તિનું, અને દીપપૂજા એ અજ્ઞાનતિમિર–ધ્વંસપૂર્વક જ્ઞાનાલોકપ્રાપ્તિનું માર્ગસૂચન છે.

---

ટુવાલથી શરીર સાફ કરી ચોખ્ખી ધાબળી પહેર્યા પછી પૂજા કરવાનાં શુદ્ધ અને સ્વચ્છ કપડાં પહેરવાં. બાદ પ્રભુના ગર્ભગૃહમાં ( ગભારામાં ) પેસતાં મુખ ઉપર આઠ પડનો મુખકોશ બાંધી લેવો. ત્યાર પછીજ ગર્ભગૃહમાં પ્રવેશ કરવો. ગર્ભગૃહમાં જ્યાં સુધી રહેવું, ત્યાં સુધી મુખ પર મુખકોશ બાંધેલ રહેવો જોઇએ. ગર્ભગૃહમાં પ્રવેશ કરીને પ્રથમ જલાભિષેકથી પૂજા પ્રારંભ કરવી.

૨ પુષ્પના સંબન્ધમાં શુદ્ધતાની ઘણી સાવચેતી રાખવાની જરૂર છે. સુગંધી, પાંદડી ખર્યા વિનાનાં અને સુશોભિત એવાં ફુલ પ્રભુપૂજા માટે હોવાં જોઇએ. અને તે યોગ્ય રીતે લાવેલાં હોવાં જોઇએ. ઋતુના દિવસો નહિ પાળનારી સ્ત્રીના લાવેલાં ફુલ કામ આવેજ નહિ. પુરૂષથી પણ જો વિવેકયુક્ત ફુલ લવાયાં હોય, તોજ તે કામ આવી શકે. દરેક ફુલ દૃષ્ટિએ નિરખવું, ખંખેરવું અને પછી પ્રભુને ચઢાવવું. પુષ્પો ગુંથીને બનાવેલ હાર પ્રભુને ચઢાવાય, પરંતુ ફુલોને સોય વડે વીંધીને જે હાર બનાવવામાં આવે છે, તે પ્રભુ–પૂજાને માટે અયોગ્ય છે.

આટલું કર્યા પછી ગર્ભગૃહની બહાર બેસીને પાટલા ઉપર શુદ્ધ-અક્ષત ચોખાથી, ઉપર સિદ્ધિશિલાની આકૃતિ, વચ્ચે જ્ઞાન-દર્શન-ચારિત્રની ત્રણ ઢગલીઓ અને તેની નીચે ' સ્વસ્તિક ' આલેખવામાં આવે છે. સ્વસ્તિકની અંદર ચાર ગતિઓનો ભાવ સમાયલો છે. એ બધાનો સમુચ્ચિત ભાવાર્થ- એ ગતિઓથી ત્રણ ઢગલી-જ્ઞાન, દર્શન, ચારિત્રના સાધન દ્વારા મુક્ત થઇ સિદ્ધિ-શિલાને ( મોક્ષને ) પ્રાપ્ત કરવાનો છે. **સ્વસ્તિકાદિ** ઉપર યથાશકિત ફળ વગેરે પણ મૂકવામાં આવે છે. એ મૂર્ચ્છાત્યાગનું સૂચન તથા અનાહાર ( મોક્ષ ) પદની પ્રાર્થનારૂપ છે.

અહીં સુધીની તમામ ક્રિયા દ્રવ્યપૂજામાં સમાય છે. ત્યાર પછી દ્રવ્યપૂજાસંબન્ધિવ્યાપારનિષેધક ' નિસીહી ' બોલીને ભાવપૂજામાં પ્રવૃત્ત થવાય છે. દ્રવ્યપૂજા કરતાં ભાવપૂજામાં વિશેષ સમય આપવાની જરૂર છે. દ્રવ્યપૂજા એ મનનાં અશુદ્ધ વાતાવરણોને હટાવવાનું સાધન છે. એજ કારણથી ગૃહસ્થોને માટે તે ભાવપૂજાનું સાધન માનવામાં આવ્યું છે. આ ઉપરથી ફરીને એ યાદી આપવામાં આવે છે કે-સાધનને સાધ્ય માની લેવાની ભયંકર ભૂલથી સાવચેત રહેવું, અને સાધનની ભૂમિકા ઉચિત રીતે બાંધ્યા પછી **સાધ્ય** વસ્તુમાં અધિક ઉદ્યમ રાખવો.

મન-વચન-શરીરની ચપળતા ઉપર અંકુશ મૂકી પરમાત્માના તરફ **એકતાનહૃદય** થઇ ભાવવિકાસ અને વૈરાગ્યોલ્લાસસમેત પ્રભુગુણસ્મરણ, સ્વપાપગર્હા અને ભગવત્પ્રણિધાન કરવું એ **ભાવપૂજા** છે.

ભાવપૂજામાં ' ચૈત્યવન્દન ' કરવામાં આવે છે. તેના ત્રણ પ્રકાર છે-જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ. પ્રભુસ્તુતિના શ્લોકાદિ કહેવા, એ જઘન્ય ચૈત્યવન્દન છે, મધ્યમ ચૈત્યવન્દન, હાલની પ્રવૃત્તિ પ્રમાણે- ' ચૈત્યવંદન ' મુત્થુણં ' યાવત્ ' જયવીઅરાય ' કહી ઉભા થઇ કાઉસગ્ગ કરી કહેવી, તે છે, અને ઉત્કૃષ્ટ ચૈત્યવન્દન આઠ થુઇ વડે જે દેવવંદન ાય છે, તે છે.

ચૈત્યવન્દન કરવા બેસતી વખતે પ્રભુને, ત્રણ વાર જમીન સાથે મસ્તક લગાવીને નમસ્કાર કરતા ( ક્ષમાશ્રમણ દેતા ) પહેલાં ઉત્તરાસંગના છેડા વડે જમીનને જીવયતનાપૂર્વક પ્રમાર્જવાનું ધ્યાનમાં રાખવું.

ચૈત્યવન્દનાદિ કરતી વખતે અન્ય અન્ય દિશા તરફ નજર ફેરવવી નહિ. ચૈત્યવંદન કે સ્તોત્ર આદિ બોલતાં ત્રણ બાબતો પર પૂરો ઉપયોગ રાખવો જોઇએ—એક તો સૂત્ર કે શ્લોકના અક્ષરો બરાબર શુદ્ધ અને યોગ્ય રીતે બોલવા, બીજું તેના અર્થ ઉપર મનોયોગ દેતા જવું અને ત્રીજું પ્રભુ-પ્રતિમા તરફ દૃષ્ટિનું એકાગ્રત્વ જાળવવું.

" પ્રભુની સ્તુતિ માટે એવાં સ્તવનો બોલવાં જોઇએ કે જે પ્રૌઢ અર્થવાળાં હોઇ કરીને આત્મા ઉપર અસર કરનાર થઇ શકે તેમ હોય. આજ કાલ **લોક-ભાષા**માં અનેક સ્તવનો સુલભ થઇ પડયાં છે, અતએવ તે બોલતાં તેનો ભાવાર્થ—મનોયોગ અપાય તો—સમજી શકાય તેમ હોય છે. સ્તવનો વિવિધ શૈલીવાળાં હોવાથી કયું સ્તવન ક્યાં બોલવું ઉચિત છે, એ સમજણ જરૂર રાખવી જોઇએ.

ભાવપૂજામાં પ્રભુની **અવસ્થા**ઓ પણ ભાવવામાં આવે છે. તે અવસ્થાઓ—છદ્મસ્થ અવસ્થા, કેવલજ્ઞાની—અવસ્થા અને સિદ્ધ અવસ્થા.

**છદ્મસ્થ-અવસ્થા[1] ભાવવાનો પ્રકાર—**

" મહાન્ રાજ્યલક્ષ્મીનો પરિત્યાગ કરીને જેણે અસંગવ્રત ગ્રહણ કર્યું, અને તે વ્રતને એવી ઉત્તમતાથી પાળ્યું કે અતિતીવ્ર તપ ઉપર રહી કરીને અને સર્વ જીવો ઉપર પૂર્ણ દયાભાવ રાખીને સંસારના સર્વ પદાર્થો ઉપરથી રાગ-દ્વેષ ઉડાવી દીધો, એવા—લોકોત્તરસમતાપૂર્ણ—ચારિત્રના માર્ગે અસ્ખલિત મુસાફરી કરનાર હે **પ્રભો !** આપનું દર્શન ખરેખર ભાગ્યશાલીઓનેજ લભ્ય છે. "

---

**૧ છદ્મસ્થાવસ્થા—**

" विस्फूर्जन्मदवारिवारणघटं रंगत्तुरंगोद्भटं

हर्षोल्लासिविलासिनीव्यतिकरं निःसीमसम्पद्भरम् ।

राज्यं प्राज्यसुखं विमुच्य भगवान् निःसंगतां योऽग्रहीद्

धन्यैरेष जनैरचिन्त्यमहिमा विश्वप्रभुर्वीक्ष्यते " ॥

( પ્રવચનસારોદ્ધારવૃત્તિ, પ્રથમદ્વાર. )

આટલું કર્યા પછી ગર્ભગૃહની બહાર બેસીને પાટલા ઉપર શુદ્ધ-
ત ચોખાથી, ઉપર સિદ્ધિશિલાની આકૃતિ, વચ્ચે જ્ઞાન-દર્શન-ચારિ-
ા ત્રણ ઢગલીઓ અને તેની નીચે ' સ્વસ્તિક ' આલેખવામાં આવે છે.
સ્તિકની અંદર ચાર ગતિઓનો ભાવ સમાયલો છે. એ બધાનો સમુચ્ચિત
ાર્થ- એ ગતિઓથી ત્રણ ઢગલી-જ્ઞાન, દર્શન, ચારિત્રના સાધન દ્વારા
ત થઇ સિદ્ધિ-શિલાને ( મોક્ષને ) પ્રાપ્ત કરવાનો છે. **સ્વસ્તિકાદિ**
ર યથાશકિત ફળ વગેરે પણ મૂકવામાં આવે છે. એ મૂર્ચ્છાત્યાગનું
ાન તથા અનાહાર ( મોક્ષ ) પદની પ્રાર્થનારૂપ છે.

અહીં સુધીની તમામ ક્રિયા દ્રવ્યપૂજામાં સમાય છે. ત્યાર પછી
પૂજાસંબન્ધિવ્યાપારનિષેધક ' નિસીહી ' બોલીને ભાવપૂજામાં પ્રવૃત્ત
ાય છે. દ્રવ્યપૂજા કરતાં ભાવપૂજામાં વિશેષ સમય આપવાની
ૂર છે. દ્રવ્યપૂજા એ મનનાં અશુદ્ધ વાતાવરણોને હઠાવવાનું સાધન છે.
જ કારણથી ગૃહસ્થોને માટે તે ભાવપૂજાનું સાધન માનવામાં આવ્યું
આ ઉપરથી ફરીને એ યાદી આપવામાં આવે છે કે-સાધનને સાધ્ય
ની લેવાની ભયંકર ભૂલથી સાવચેત રહેવું, અને સાધનની ભૂમિકા
ચિત રીતે બાંધ્યા પછી **સાધ્ય** વસ્તુમાં અધિક ઉદ્યમ રાખવો.

મન-વચન-શરીરની ચપળતા ઉપર અંકુશ મૂકી પરમાત્માના તરફ
**કતાનહૃદય** થઇ ભાવવિકાસ અને વૈરાગ્યોલ્લાસસમેત પ્રભુગુણસ્મરણ,
પાપગર્હા અને ભગવત્પ્રણિધાન કરવું એ **ભાવપૂજા** છે.

ભાવપૂજામાં ' ચૈત્યવન્દન ' કરવામાં આવે છે. તેના ત્રણ પ્રકાર
-જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ. પ્રભુસ્તુતિના શ્લોકાદિ કહેવા, એ જઘન્ય
ત્યવન્દન છે, મધ્યમ ચૈત્યવન્દન, હાલની પ્રવૃત્તિ પ્રમાણે- ' ચૈત્યવંદન '
નમુત્થુણં ' યાવત્ ' જયવીઅરાય ' કહી ઉભા થઇ કાઉસગ્ગ કરી
ુતિ કહેવી, તે છે, અને ઉત્કૃષ્ટ ચૈત્યવન્દન આઠ થુઇ વડે જે દેવવંદન
ાય છે, તે છે.

ચૈત્યવન્દન કરવા બેસતી વખતે પ્રભુને, ત્રણ વાર જમીન સાથે
સ્તક લગાવીને નમસ્કાર કરતા ( ક્ષમાશ્રમણ દેતા ) પહેલાં ઉત્તરાસંગના
ડા વડે જમીનને જીવયતનાપૂર્વક પ્રમાર્જવાનું ધ્યાનમાં રાખવું.

ચૈત્યવન્દનાદિ કરતી વખતે અન્ય અન્ય દિશા તરફ નજર ફેરવવી નહિ. ચૈત્યવંદન કે સ્તોત્ર આદિ બોલતાં ત્રણ બાબતો પર પૂરો ઉપયોગ રાખવો જોઇએ-એક તો સૂત્ર કે શ્લોકના અક્ષરો બરાબર શુદ્ધ અને યોગ્ય રીતે બોલવા, બીજું તેના અર્થ ઉપર મનોયોગ દેતા જવું અને ત્રીજું પ્રભુ-પ્રતિમા તરફ દૃષ્ટિનું એકાગ્રત્વ જાળવવું.

" પ્રભુની સ્તુતિ માટે એવાં સ્તવનો બોલવાં જોઇએ કે જે પ્રૌઢ અર્થવાળાં હોઇ કરીને આત્મા ઉપર અસર કરનાર થઇ શકે તેમ હોય. આજ કાલ **લોક-ભાષા**માં અનેક સ્તવનો સુલભ થઇ પડયાં છે, અતએવ તે બોલતાં તેનો ભાવાર્થ-મનોયોગ અપાય તો-સમજી શકાય તેમ હોય છે. સ્તવનો વિવિધ શૈલીવાળાં હોવાથી કયું સ્તવન કયાં બોલવું ઉચિત છે, એ સમજણ જરૂર રાખવી જોઇએ.

ભાવપૂજામાં પ્રભુની **અવસ્થા**ઓ પણ ભાવવામાં આવે છે. તે અવસ્થાઓ-છદ્મસ્થ અવસ્થા, કેવલજ્ઞાની-અવસ્થા અને સિદ્ધ અવસ્થા.

**છદ્મસ્થ-અવસ્થા[1] ભાવવાનો પ્રકાર—**

" મહાન્ રાજ્યલક્ષ્મીનો પરિત્યાગ કરીને જેણે અસંગવ્રત ગ્રહણ કર્યું, અને તે વ્રતને એવી ઉત્તમતાથી પાળ્યું કે અતિતીવ્ર તપ ઉપર રહી કરીને અને સર્વ જીવો ઉપર પૂર્ણ દયાભાવ રાખીને સંસારના સર્વ પદાર્થો ઉપરથી રાગ-દ્વેષ ઉડાવી દીધો, એવા-લોકોત્તરસમતાપૂર્ણ-ચારિત્રના માર્ગે અસ્ખલિત મુસાફરી કરનાર હે **પ્રભો !** આપનું દર્શન ખરેખર ભાગ્યશાલીઓનેજ લભ્ય છે. "

---

१ छद्मस्थावस्था—

" विस्फूर्जन्मदवारिवारणघटं रंगत्तुरंगोद्भटं
　　दर्पोल्लासिविलासिनीव्यतिकरं निःसीमसम्पद्भरम् ।
राज्यं प्राज्यसुखं विमुच्य भगवान् निःसंगतां योऽग्रहीद्
　　धन्यैरेष जनैरचिन्त्यमहिमा विश्वप्रभुर्वीक्ष्यते " ॥

( પ્રવચનસારોદ્ધારવૃત્તિ, પ્રથમદ્વાર. )

**વલી-અવસ્થા ભાવવાનો[1] પ્રકાર—**

"જેઓ રાગ-દ્વેષ આદિ સર્વ દોષસમૂહને સમૂળ નષ્ટ કરી સકલ-લોકાલોકવ્યાપક કેવલજ્ઞાનથી દેદીપ્યમાન બન્યા, અને જેઓએ એ પ્રખર જ્ઞાન દ્વારા ઉપદેશ આપી અજ્ઞાનાન્ધકારનો પ્રલય કરી **ધર્મવૃક્ષ** તરફ જગતના જીવોને દેખતા કર્યાં, એવા હે ત્રિલોકપૂજિત સર્વજ્ઞ **દેવ**! આપનો સેવા-માર્ગ ખરેખર મોહના આવરણને ભેદવામાં અસાધારણ સાધન છે."

**સિદ્ધ અવસ્થા[×] ભાવવાનો પ્રકાર—**

"સકલ કર્મોનો ક્ષય કરી અજર, અમર, અશરીર, અમૂર્ત્ત નિરંજન, નિરાકાર, અનન્તજ્ઞાનાનન્દશક્તિસ્વરૂપ પરબ્રહ્મ બનેલા એવા હે **વિશ્વનાથ**! આપનું ધ્યાન પુણ્યની પરાકાષ્ઠા ઉપર પહોંચેલાઓથીજ કરી શકાય છે; અને આપનું ધ્યાન કરવા ભાગ્યવંત થયેલાઓને આપના જેવા બનતાં વાર લાગતી નથી."

+પંચાંગપ્રણિપાતપૂર્વક ચૈત્યવંદન કરતાં ત્રણ **મુદ્રાઓ** સાચવવાનું ધ્યાનમાં રાખવું. ત્રણ મુદ્રાઓ—યોગમુદ્રા, જિનમુદ્રા અને મુક્તા-

---

૧ **कैवल्यावस्था—**

"रागाद्युत्कटशत्रुसंहृतिकरं यद्विक्रमक्रीडितं
लोकालोकविलोकनैकरसिकं यज्ज्ञानविस्फूर्जितम् ।
मूलोन्मूलितविश्वसंशयशतं यद्भारतीवल्गितं
धन्यैरेव जनैर्जगत्त्रयगुरुः सोऽयं समालोक्यते" ॥

( પ્રવચનસારોદ્ધારવૃત્તિ, પ્રથમદ્વાર. )

× **सिद्धावस्था—**

"यस्य ज्ञानमनन्तमप्रतिहतं ज्ञेयस्थितौ दर्शनं
दोषत्यक्तमनन्तमुत्तमतमोऽनन्तः सुखानां चयः ।
वीर्यस्यानुपमः स कोऽपि महिमाऽनन्तस्त्रिलोकाद्भुतः
सिद्धत्वे प्रथितः प्रभुः स भगवान् धन्यैः सदा ध्यायते" ॥

( પ્રવચનસારોદ્ધારવૃત્તિ, પ્રથમદ્વાર )

+ ત્રીજા પ્રકરણના ૭૯ મા શ્લોકની નીચેની નોટમાં જોઇ ગયા

શુક્તિમુદ્રા. પેટ ઉપર બંને હાથની કુણિ રાખી, બંને હાથની આંગળીઓ પરસ્પર—એક બીજી આંગળીના આંતરામાં મેળવી કમલકોશની જેમ બે હાથો જોડવા, તેને 'યોગમુદ્રા'[1] કહે છે. ઉભા રહી કાયોત્સર્ગ કરતાં બંને પગની વચ્ચે, આગળ ચાર આંગળ જેટલું આંતરૂં અને પાછળ પણ કિંચિન્ન્યૂન તેટલું આંતરૂં રાખવું, એ 'જિનમુદ્રા' છે[2]. બંને હાથ અંદરથી પોલા કપાલ ઉપર જોડવા એ 'મુક્તાશુક્તિ મુદ્રા' છે[3]. ચૈત્યવંદન—શક્રસ્તવ (નમુથ્થુણં) આદિમાં યોગમુદ્રા; 'જય વીઅરાય' વગેરે પ્રણિધાનમાં મુક્તાશુક્તિ મુદ્રા અને ઉભા થઈને 'અરિહંતચેઇયાણં'થી કાયોત્સર્ગ સુધી જિનમુદ્રા રાખવાની છે[4].

આ પ્રમાણે બહુજ વિનયપૂર્વક અને શાસ્ત્રોક્તવિધિઅનુસાર પ્રભુનું પૂજન કરવાનો અભ્યાસ પાડતાં ક્રિયાયોગની પ્રથમ શ્રેણી સિદ્ધ થાય છે.

---

તેમ—બે ઢીંચણ, બે હાથ અને મસ્તક એ પાંચ અંગોથી નમસ્કાર કરવો, તે પંચાંગ પ્રણામ છે.

જુઓ **પ્રવચનસારોદ્ધાર—**

" दो जाणू दुन्नि करा पंचमंगं होइ उत्तमंगं तु ।
सम्मं संपणिवाओ नेओ पंचंगपणिवाओ " ॥

(પ્રથમ દ્વાર.)

१ " अन्नोनंतरअंगुलि–कोसागारेहि दोहि हत्थेहिं ।
पिट्टोवरि कुप्परसंठिएहि तह जोगमुद्दात्ति " ॥

(પ્રવચનસારોદ્ધાર, પ્રથમ દ્વાર.)

२ " चत्तारि अंगुलाइं पुरओ ऊणाइ जत्थ पच्छिमओ ।
पायाणं उस्सग्गो एसा पुण होइ जिणमुद्दा " ॥

(પ્રવચનસારોદ્ધાર, પ્રથમ દ્વાર.)

३ " मुत्तासुत्तीमुद्दा समा जहिं दो वि गब्भिया हत्था ।
ते पुण निडालदेसे लग्गा अन्ने अलग्गत्ति " ॥

(પ્રવચનસારોદ્ધાર, પ્રથમ દ્વાર.)

४ " पंचंगो पणिवाओ थयपाढो होइ जोगमुद्दाए ।
वंदण जिणमुद्दाए पणिहाणं मुत्तसुत्तीए " ॥

(પ્રવચનસારોદ્ધાર, પ્રથમ દ્વાર.)

**ગુરૂપૂજન.** ક્રિયાયોગની દ્વિતીય શ્રેણી ગુરૂપૂજન છે. દ્વિતીય પ્રકરણમાં આ બાબત જોવાઇ ગઇ છે.

પ્રવચનસારોદ્ધારના દ્વિતીય દ્વારની વૃત્તિ, યોગશાસ્ત્રના ત્રીજા પ્રકાશની વૃત્તિ, ગુરૂવન્દનભાષ્ય વગેરે સ્થળે ગુરૂવન્દનની પ્રક્રિયાનો વિસ્તૃત ઉલ્લેખ કરવામાં આવ્યો છે. અહીં તો ફક્ત એટલુંજ જણાવવું ઉચિત છે કે તે ગ્રન્થોમાંથી ગુરૂવન્દનની પ્રક્રિયા બરાબર શિખી તે પ્રમાણે શુદ્ધ રીતે વર્ત્તનમાં મૂકવી જોઇએ. એ ઉપરાંત, " ઉપરથી ગુરૂને વંદના કરાય અને અંદરથી ગુરૂ તરફ વૈમનસ્યવૃત્તિ રહે " એવી દ્વિધા વૃત્તિ ન રાખવી જોઇએ. ગુરૂને વંદન કરાય અને તેમની સ્હામે અવજ્ઞા ભર્યા શબ્દો બોલાય, એ કેવી ગાંડાઇ કહેવાય ?. કોઇની પણ નિન્દા ન કરવી જોઇએ, તો ગુરૂના અવર્ણવાદને માટે તો કહેવુંજ શું ?.

રસ્તામાં ક્યાંઇ સાધુ મહારાજનો મેળાપ થતાં તેમને મસ્તક ઝુકાવી હાથ જોડી નમસ્કાર કરવો વિસરવો ન જોઇએ. **બુદ્ધિવાદ** અને **ચારિત્ર** જુદી વસ્તુ છે. બુદ્ધિવાદ કરતાં ચારિત્રની પૂજ્યતાનો દરજ્જો ઉંચો છે. આ વાત ખાસ લક્ષમાં રાખી જ્ઞાનાવરણકર્મના ક્ષયોપશમમાં (બુદ્ધિવાદમાં) પછાત રહેલ ચારિત્રવાન્ મહાત્મા ઉપર બુદ્ધિશાળી ગૃહસ્થે અનાદર યા અલ્પાદર રાખવો ન જોઇએ. બુદ્ધિની સ્થૂલતા ચારિત્રજનિત પૂજ્યતાને અટકાવી શકેજ નહિ.

**આવશ્યક.** આવશ્યક એ ક્રિયાયોગની ત્રીજી શ્રેણી છે. અવશ્ય કર્ત્તવ્ય ક્રિયાને ' આવશ્યક ' કહેવાય છે, અને તે પ્રાત:કાલિક તથા સાયંકાલિક પ્રતિક્રમણનું ( સંધ્યાનું ) નામ છે. આની અંદર પ્રભુની બંદગી, ગુરૂવન્દન અને પાપનું આલોચન તથા પ્રાયશ્ચિત્ત આવે છે. સામાયિક, ચતુર્વિંશતિ ( તીર્થંકરોને ) વંદન, ગુરૂવન્દન, પાપપ્રતિક્રમણ, કાયોત્સગ અને પ્રત્યાખ્યાન એ છ બાબતોનો સમુચ્ચય ' આવશ્યક ' કહેવાય છે. તેનું બીજું નામ ' પ્રતિક્રમણ ' પણ છે.

આ ક્રિયાની વિધિ વિસ્તૃત છે. મનોયોગની એકાગ્રતાની આ ક્રિયામાં વિશેષે જરૂર પડે છે, આ ઉપરાંત જુદી જુદી વખતે શરીરના અવયવો જુદી જુદી રીતે વાળવા પડે છે. **યોગશાસ્ત્રકારો** યોગનાં

'આસન' વગેરે જે અંગો બતાવે છે, તે આ ક્રિયામાં* બરાબર સાધવામાં આવે છે. આસનની સ્થિરતા વગર આ ક્રિયા કરી શકાય તેમ નથી. આ ક્રિયાને માટે આસનનો જય પ્રથમ અપેક્ષિત છે. જો કે ક્રિયાની આદિથી અન્ત સુધી એકજ આસન હોતું નથી, છતાં જેવાં જેવાં આસનોથી (ઉભા રહીને પણ) જે જે ક્રિયાવિભાગ કરવાનો હોય છે, તે સર્વ પ્રકારનાં આસન કરવા તરફ શરીર જો કેળવાયેલ ન હોય, તો આ ક્રિયા આરાધી શકાય તેમ નથી. 'પ્રત્યાહાર' પણ આ ક્રિયાનો એક મોભ છે; અને એથીજ અમુક પ્રકારનું શુદ્ધ માનસ-એકાગ્રતારૂપ ધ્યાન આ ક્રિયામાં પ્રવર્ત્તે છે. ક્રિયાનાં સૂત્રોનાં ઉચ્ચારણ, અર્થચિન્તનાયુક્ત શુદ્ધ રીતે કરવામાં મનની સાવધાનવૃત્તિ ખાસ રહેવીજ જોઇએ, એમાં તો કંઇ સવાલજ નથી; પરન્તુ **મન**ની જેમ વાચિક (વચનની) સાવધાનવૃત્તિ અને શારીરિક ક્રિયાની સાવધાનવૃત્તિની પણ પૂરી જરૂર રહે છે. આમ મન-વચન-કાયના શુદ્ધ વ્યાપારરૂપ આ ક્રિયા આત્મા ઉપર કેટલી અસર કરનાર થતી હશે, એનો ખ્યાલ એના અનુભવીનેજ આવી શકે. અતએવ 'કર્મયોગ'નું મંડાણ આ ક્રિયાના પાયા ઉપરજ કરવાનું શાસ્ત્રકારો ફરમાવે છે.

કર્મયોગના ત્રણ પ્રકારો જોયા.+ પૂર્વ બે પ્રકારો કરતાં ત્રીજો પ્રકાર વધુ કસરતભર્યો છે. આ ત્રણે પ્રકારનો કર્મયોગ અભ્યસનીય છે. ઉપર જોયું તેમ, એ ત્રણેની અંદર આસનની સ્થિરતા અને મન-વચન-કાયની સાવધાનતાની અનિવાર્ય જરૂર રહે છે. શાસ્ત્રોક્ત વિધિને સંપૂર્ણ જાળવીને આ કર્મયોગનો અભ્યાસ કરવાથી ખરેખર મન ઉપર એટલી બધી અસર થાય છે, મન ઉપર એટલો બધો કાબૂ મેળવાય છે અને વચન-શરીરના વ્યાપારો તરફ એટલો બધો અંકુશ મૂકાઇ જાય છે કે પછી તે મહાત્માને જ્ઞાનયોગની ઉચ્ચ શ્રેણી મેળવવામાં આવતી નડતરો બધી ટળી જાય છે. ખરેખર આ કર્મયોગના પ્રકર્ષથી અશુદ્ધ આવર-

---

* ઈશ્વરપૂજન અને ગુરૂવન્દનમાં પણ સમજી લેવું.

+ કર્મયોગના ત્રણે પ્રકારોનું વિસ્તૃત વિવરણ પ્રવચનસારોદ્ધાર, યોગશાસ્ત્ર, ભાષ્યત્રય, ધર્મસંગ્રહ વગેરે ગ્રન્થોમાંથી મળશે.

ણોનો વિલય થતાં આત્મા એવી પ્રસન્નતા ઉપર પ્રાપ્ત થાય છે, કે જે પ્રસન્નતા, ધ્યાનનો ઉચ્ચ માર્ગ, કે જેને 'જ્ઞાનયોગ' કહેવામાં આવે છે, તેનું અસાધારણ સાધન બને છે. ક્રિયાયોગમાં શુભ અધ્યવસાયની શ્રેણી વિદ્યમાન હોવાથી ક્રિયાયોગ જ્ઞાનયોગગર્ભિતજ હોય છે. પરન્તુ દૂધ અને દૂધયુક્ત, એમાં જેટલો ફરક છે, તેટલો ફરક જ્ઞાન-યોગમાં અને જ્ઞાનયોગગર્ભિત-ક્રિયાયોગમાં દેખીતોજ છે. 'અપુનર્બન્ધક' યા 'માર્ગાનુસારી'ની દશા પ્રાપ્ત થતાં કર્મયોગનું બીજવપન થઇ જાય છે; અને તે [1]ચતુર્થ ગુણસ્થાનમાં ઠીક ઠીક રીતે અંકુરિત થઇ, પાંચમા ગુણસ્થાનકમાં[2] વધારે વિકસિત થઇ છઠ્ઠા ગુણસ્થાનમાં બહુજ સુપલ્લવિત બને છે. છઠ્ઠા ગુણસ્થાનની પૂર્ણાહુતિમાં કર્મયોગની

---

૧ ચતુર્થ ગુણસ્થાનમાં શાસ્ત્રોકતવિધિઅનુસાર શ્રાવકધર્મનાં વ્રતો નહિ હોવા છતાં પણ તે વ્રતોમાં સામાન્ય રીતે કેટલેક દરજ્જે પ્રવૃત્તિ અવશ્ય રહે છે; આ બાબત ત્રીજા પ્રકરણમાં આઠ દૃષ્ટિઓના વિવરણમાં એકાદ બે સ્થળે કહેવામાં આવી ગઇ છે. ઈશ્વરપૂજન અને ગુરૂપૂજન તો શાસ્ત્રવિધિ અનુસાર બરાબર આ ગુણસ્થાનમાં હોય છે. સંઘભક્તિ અને શાસનપ્રભાવનાનાં કૃત્યો પણ આ ગુણસ્થાનમાં બરાબર આદરવામાં આવે છે. આ બધી દૃષ્ટિએ જોતાં ચતુર્થ ગુણસ્થાનમાં કર્મ-યોગને ઠીક ઠીક અંકુરિત થયેલો કહેવામાં જરાએ અત્યુક્તિ નથી.

૨ પંચમ ગુણસ્થાનમાં તો શાસ્ત્રવિધિઅનુસાર યોગ્ય રીતે શ્રાવક-ધર્મનાં વ્રતો પાળવામાં આવે છે. **ગુણસ્થાનક્રમારોહકાર** કહે છે કે—"षट्कर्मप्रतिमाश्राद्धव्रतपालनसम्भवम्"—અર્થાત્ ૭ કર્મ,* અગ્યાર +પડિમા અને શ્રાવકવ્રતોના પાલન સુધી આ ગુણસ્થાનની હદ છે.

---

* "देवपूजा गुरूपास्तिः स्वाध्यायः संयमस्तपः ।
दानं चेति गृहस्थानां षट् कर्माणि दिने दिने" ॥

—દેવપૂજા, ગુરૂસેવા, સ્વાધ્યાય, સંયમ, તપ અને દાન એ ગૃહસ્થોનાં નિત્યકર્તવ્ય ષટ્કર્મ છે. + અગ્યાર **પડિમા** (પ્રતિમા) ને માટે **યોગશાસ્ત્ર, પ્રવચનસારોદ્ધાર** વગેરે ગ્રન્થોમાં જોવું.

પૂર્ણાહુતિ થાય છે. ત્યાર પછી સાતમા ગુણસ્થાનથી શુદ્ધ જ્ઞાનયોગનો પ્રાદુર્ભાવ થાય છે. અહીંથી ઉત્તરોત્તર ગુણસ્થાનોમાં જ્ઞાનયોગના વધતા જતા પ્રકર્ષનું પરિણામ એ આવે છે કે આત્મા સર્વ આવરણોથી મુક્ત થઇ પરમાત્મસ્વરૂપે પ્રકાશમાન થાય છે.'

ज्ञानयोगः—

**शुद्धं तपः स्वात्मरतिस्वरूपं तं ज्ञानयोगं मुनयो वदन्ति ।**
**स उन्मनीभावत इन्द्रियार्थाद् निःश्रेयसश्रीप्रतिपादकः स्यात् ॥२॥**

The pure religious austerity consisting of the contemplation within one's own self of Self ( that there is none other than the self ) is called by the sages the yoga pertaining to knowledge. That Jnāna Yoga being the stage beyond the reach of senses achieves glorious Perfection. ( 2 )

**જ્ઞાનયોગ—**

નિજ શુદ્ધ આત્મસ્વરૂપમાં રમણ કરવારૂપ શુદ્ધ તપને મુનિયો 'જ્ઞાનયોગ' કહે છે. આ યોગ વિષય-પ્રવૃત્તિ માર્ગથી ઉપર આવી ગયેલો હોવાને લીધે મોક્ષનું સાક્ષાત્ કારણ છે. "—૨

**જ્ઞાનયોગનો** સ્થૂળ અર્થ એટલોજ થાય છે કે-આત્મજ્ઞાનરમણતા. શુદ્ધ ધ્યાનાવસ્થાનો પ્રારંભ એજ જ્ઞાનયોગનો પ્રારંભ છે. સાતમા ગુણસ્થાનથી આવશ્યકાદિક્રિયારહિત નિર્મલ ધ્યાનદશા પ્રાપ્ત થતી હોવાથી જ્ઞાનયોગનો પ્રાદુર્ભાવ ત્યાંથીજ કહી શકાય છે. જુઓ ગુણસ્થાનક્રમારોહ—

" इत्येतस्मिन् गुणस्थाने नो सन्त्यावश्यकानि षट् ।
संततध्यानसद्योगाद् शुद्धिः स्वाभाविकी यतः " ॥ ३६ ॥

कर्मयोगस्याऽपवर्गसाधकता—

**क्रियोच्चकोटीमुपजग्मुषां याऽनावश्यकी सा व्यवहारवृत्तौ ।**
**गुणावहाऽस्तीति परम्परातोऽपवर्गसम्पादकताऽक्षताऽस्याम् ॥ ३ ॥**

The performance of the daily religious cere monies which is not necessary for those who ha reached the higher plane is beneficial to those wh are engaged in the ordinary course of life. Tl Karma Yoga is thus a sure though indirect means Perfection. ( 3 )

કર્મયોગ અને મુક્તિ—

" ઉચ્ચ કોટી ઉપર પહોંચેલાઓને જે આવશ્યક આદિ ક્રિયા જરૂરની નથી, તે વ્યવહારવૃત્તિમાં રહેલાઓને માટે લાભદાયક છે; એથી ક્રિયાયોગ પરંપરાએ બરાબર મોક્ષનો સમ્પાદક છે. "—૩

ज्ञानयोगं प्रेप्सुः क्रियायोगमभ्यस्येत्—

**अभ्यस्यतोऽपेक्षत एव सम्यक् क्रिया मनःशुद्धिकृतेऽस्खलन्ती**
**योगं समारूढवतो मुनेस्तु शमप्रवाहः परमात्मभूमौ ॥ ४ ॥**

Incessant flow of good action is necessary to beginner for the sake of purifying his mind but to sage who has already reached the plane of Yoga, t unshaken quietude in the spiritual plane is necessar ( 4 )

પ્રથમ ક્રિયાયોગનો અભ્યાસ કરવો—

" અભ્યાસી યોગીને મનની શુદ્ધિ માટે ઉત્તમ ક્રિયાઓ કરવા જરૂર છે; અને આત્મરમણની ઉચ્ચ સ્થિતિ ઉપર પહોંચેલા મુનિને શમવૃત્તિથી ભરેલી ધ્યાનની શ્રેણીજ અપેક્ષિત છે.* "—૪

* " आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते " ॥

( ભગવદ્‌ગીતા, છઠ્ઠો અધ્યાય. )

ज्ञानयोगपूर्णानां नास्ति क्रिया—

नैवाऽप्रमत्तर्षिमहोदयानामावश्यकाऽऽचारविधेयताऽस्ति ।
य आत्मतृप्तो यक्ष आत्ममग्नो य आत्मतुष्टो न हि तस्य कर्म ॥५॥

Those revered sages who are carefully intent upon contemplation of the self, have no need to perform the necessary daily religious duties. There remains nothing to be performed by those sages who are absorbed in and take delight in the contemplation of the self. ( 5 )

ज्ञानयोगीने બાહ્યાચારની અનાવશ્યકતા—

"અપ્રમત્ત દશામાં વર્ત્તતા ઉંચી હદના ઋષિ મહાત્માઓને આવશ્યક-આચારની કર્ત્તવ્યતા નથી. જે આત્મરમણમાં તૃપ્ત છે, આત્મસ્વરૂપમાં મગ્ન છે, આત્મજ્યોતિમાં સંતુષ્ટ છે, તેને ક્રિયાચરણ હોય નહિ. "—૫

पूर्णज्ञानयोगमप्राप्तानांक्रियादरस्यौचितीमावेदयति—

मनः स्थिरीभूतमपि प्रयायाद् रजोबलाच्चञ्चलभावमाशु ।
प्रत्याहृतेर्निग्रहमातनोति ज्ञानी पुनस्तस्य गतप्रमादः ॥ ६ ॥

विलोलचित्तस्थिरतार्थमेव बद्धप्रयत्नः सततं मुनिः स्यात् ।
कुर्यादतो हेतुत एव शास्त्रोदितां क्रियां प्रत्यहमुच्चभावात् ॥ ७ ॥

सम्यक्तयाऽभ्यस्य च कर्मयोगमनन्यसाम्यं समुपाश्रितो यः ।
सदाऽप्युदासीनतया स्थितस्य न तस्य भोगैर्भवति प्रलेपः ॥८॥

The mind though steadily fixed, quickly loses its balance through the force of the quality of Rajas but a wise seer who has freed himself from inertness at once brings it under control through Pratiahruti ( Withdrawal of senses from all sensual objects ).

A sage should always endeavour to restore steadiness to fickle mind and for this very reason he should daily perform the rituals prescribed by the scriptures keeping this object in view through exalted faith.

The sage who after having properly practised the Karma-Yoga perfectly develops the unparalled sense of equality, is always indifferent to and not affected by worldly pleasures. ( 6-7-8 )

**ક્રિયાયોગથી પાયો મજબૂત કરવો—**

" સ્થિર થયેલું મન રજોગુણના બળથી વળી એકદમ ચંચલ થવા લાગે છે; પરન્તુ પ્રમાદને જીતવાનો વ્યવસાયી મહાત્મા ચંચલ બનેલા મનને વારંવાર ખેંચીને પોતાની સત્તા નીચે રાખે છે. "—૬

" અતિચપલ ચિત્તને સુસ્થિર બનાવવા માટે મુનિએ હમેશાં બહુજ પ્રયત્નશીલ રહેવું જોઇએ છે; અને એજ કારણથી શાસ્ત્રવિહિત **ક્રિયાઓમાં** હમેશાં ઉંચા ભાવથી પ્રવૃત્તિ કરવી જોઇએ. "—૭

" ઉત્તમ પ્રકારે **ક્રિયાયોગનો** અભ્યાસ કરીને આખરે જે અસાધારણ **સમતા** ઉપર પહોંચ્યો છે, તે જ્ઞાનયોગી મહાત્માને ભોગોનો લેપ લાગતો નથી. "—૮

पूर्णज्ञानयोगं स्थिरब्रह्म कीर्त्तयति—

**नाऽऽप्य प्रियं हृष्यति नोद्विजेच्च प्राप्याऽप्रियं ब्रह्मविदुत्तमर्षिः ।**
**यः स्यात् समेक्षी विषमेऽपि जीवन्मुक्तं स्थिरं ब्रह्म तमीरयन्ति॥९॥**

The excellent sage who has realised Self does ither take delight in the attainment of a cherished ject nor does he feel sorrow on getting what is npleasant. That being who looks with an eye of equality in inequality is called Jivana-Mukta-Sthirabrahma, by the sages. ( 9 )

**જ્ઞાનયોગની પરાકાષ્ઠા અથવા સ્થિરબ્રહ્મ—**

"બ્રહ્મજ્ઞાની મહર્ષિને પ્રિય વસ્તુ પ્રાપ્ત થયે હર્ષ થતો નથી અને અપ્રિય વસ્તુ પ્રાપ્ત થયે ઉદ્વેગ થતો નથી. જેનું વિષમદશામાં ( પ્રતિકૂળ દશામાં ) પણ સમરૂપે ( સમભાવ રૂપે ) નિરીક્ષણ છે, તેને સત્પુરૂષો જીવનમુક્ત–સ્થિરબ્રહ્મ કહે છે. ( જેની પ્રશાન્ત થયેલી વાસનાઓ ક્વચિત્ ક્વચિત્ જાગૃતિમાં આવે છે, તે આત્મા **અસ્થિર બ્રહ્મ**, અને વાસનાઓનો ઉદ્ભવ ન થઇ શકે એવી વિશુદ્ધદશામાં વર્ત્તતો આત્મા **સ્થિરબ્રહ્મ** કહેવાય છે. ) "—૯

**योगं समारूढः कीदृशो भवति ?—**

**नहीन्द्रियार्थेषु यदाऽनुरज्येत् समस्तसङ्कल्पाविमुक्तचेताः ।**
**योगे समारूढतया तदानीमसौ महात्मा परिवेदितव्यः ॥ १० ॥**

When a great sage whose mind is freed from all doubts is not attached to the objects of senses he is said to have reached Yogihood. ( 10 )

**યોગ ઉપર આરૂઢ થયેલો કેવો હોય છે ?—**

"જ્યારે આત્મા સમસ્ત સંકલ્પોથી મુક્ત ચિત્ત બની ઇન્દ્રિયોના વિષયોમાં અનુરક્ત થાય નહિ, ત્યારે તે મહાન્ આત્માને યોગ ઉપર આરૂઢ થયેલો સમજવો. "—૧૦

**ज्ञानयोगिनो ध्यायतः पद्धतिः—**

**भयोज्झितः सुस्थिरनासिकाग्रदृष्टिः प्रसन्नाननपुंडरीकः ।**
**श्लिष्टौष्ठयुग्मो रदनै रदांश्चाऽस्पृशन् सुसंस्थान इतप्रमादः ॥ ११ ॥**

**स्पृहाविमुक्तो निजभूघनेऽपि प्रभूतसंवेगसरोनिमग्नः ।**
**अमात्रकारुण्यपदं भवश्रीपराङ्मुखो हर्षयितेक्षमाणान् ॥ १२ ॥**

**एवंविधो निष्ठितकर्मयोगः श्रीज्ञानयोगेन समाहितात्मा ।**
**ध्याने प्रवेशं कुरुतेऽतिघोरकर्माटवीज्वालनदावबन्हौ ॥ १३ ॥**

The sage enters the conflagration of Contemplation burning the forest of terrible Kārmic forces; the sage who is free from fear, who has his eyes fixed on the tip of his nose, with his lotus-like face, full of joy, with his both lips closed and with his teeth joined, who is of a robust constitution, who is devoid of inertness, who is quite indifferent to his body, who is merged in the lake of rapid Samvega, ( abundent and highly flowing spiritual energy-a highly energetic selfreproducing impulse ) and who is full of intensely sympathetic emotions, is averse to the worldly enjoyments and is an object of exquisite joy to the beholders and has in this way completely practised the Karma Yoga and has exalted his soul by JnānaYoga as well. ( 11-12-13 )

**ધ્યાન કરતા જ્ઞાનયોગીની પદ્ધતિ—**

" ભયથી રહિત, નાકના અગ્રભાગપર સ્થિર દષ્ટિ રાખનાર, પ્રસન્ન મુખકમળવાળો, બંને હોઠ ભેગા કરેલ, દાંતથી દાંતનો સ્પર્શ નહિ કરતો, ઉત્તમ શરીર–સંસ્થાનવાળો, પ્રમાદરહિત, પોતાના શરીર ઉપર પણ સ્પૃહારહિત, પ્રૌઢવૈરાગ્યરૂપ સરોવરમાં નિમગ્ન, અતુલકરુણાવાન્, સંસાર–પ્રપંચથી પરાઙ્મુખ અને જેને જોતાં આનન્દ ઉત્પન્ન થાય એવો, તથા ક્રિયાયોગમાં કૃતકૃત્ય બનીને જ્ઞાનયોગની સીમામાં આવેલો, એવા પ્રકારનો મહાપુરૂષ અતિભયંકર કર્મરૂપ અટવીને બાળવામાં દાવાનળસમાન એવા ધ્યાનની અંદર પ્રવેશ કરે છે. "—૧૧, ૧૨, ૧૩.

**ध्यानोपयोगिनी स्थानासने—**

**नारी–पशु–क्लीव–कुशीलवर्जितं स्थानं विविक्तं किमपि व्यपेक्षते।**
**नानाऽऽसनानामपि यत् स्थिरं सुखं स्वस्याऽवभासेत तदेव साधयेत्**
**॥ १४ ॥**

A solitary place unfrequented by a woman and an animal, an impotent man and a man of low habits, is necessary for proper meditation. That posture which he thinks to be steady and comfortable when practising the various postures should be selected. (14)

**ધ્યાનોપયોગી સ્થાન અને આસન—**

" સ્ત્રી, પશુ, નપુંસક અને કુશીલના સંસર્ગથી રહિત એવી એકાન્ત કોઇ પણ શુદ્ધ જગ્યા ધ્યાનને માટે ઉપયોગી બતાવી છે; તથા નાના પ્રકારનાં આસનો પૈકી જે આસન પોતાને સ્થિર અને સુખકારી લાગે, તે આસન ધ્યાનના ઉમેદવારે સિદ્ધ કરવું *. "—૧૪

ध्यानोपयोगि समयादि—

**ध्यानाय कालोऽपि न कोऽपि निश्चितो यस्मिन् समाधिः, समयः स शस्यते ।**
**ध्यायेन्निषण्णः शयितः स्थितोऽथवाऽवस्था जिता ध्यानविघातिनी न या ॥ १५ ॥**

There is no fixed time for concentration. That time is the best when mind is steadily calm. One may meditate, sitting, lying down or standing. That posture may be adopted, which does not interfere with concentration. ( 15 )

**ધ્યાનને ઉપયોગી વખત વગેરે—**

" ધ્યાનને માટે કોઇ અમુક વખત નિયમિત કરવામાં આવ્યો નથી. જ્યારે ચિત્તનું સમાધાન થાય, તે **સમય** ધ્યાનને માટે પ્રશસ્ત છે. બેઠો,

---

* **આસનને** માટે ત્રીજા પ્રકરણમાં વાંચી આવ્યા છીએ. ભગવાન્ હેમચન્દ્ર યોગશાસ્ત્રના ચોથા પ્રકાશમાં આસનની સમજુતી બહુ સારી આપે છે અને આસનના પ્રકારો શિખવે છે.

ઉભો અને સુતો પણ ધ્યાન કરી શકે છે. *જે અવસ્થા પોતાને અનુકૂળ પડે, જેનાથી ધ્યાનમાં વિઘાત ન થાય, તે અવસ્થા ધ્યાનને માટે પ્રશંસનીય છે. "—૧૫

**ध्यानोपयोगिनी उपस्क्रिया—**

**ध्यानस्य सिद्धयै दृढभावनानामावश्यकत्वं मुनयो वदन्ति ।**
**मैत्रीं प्रमोदं करुणामुपेक्षां युञ्जीत, तद् ध्यानमुपस्करोति ॥ १६ ॥**

The sages admit the necessity of various abstract thoughts for facilitating Dhyāna ( meditation ). Bhāvanās are of four kinds-friendship, joyfulness, pity and impartiality. These feelings should be cultivated, because they strengthen contemplation. ( 16 )

**ધ્યાનને અનુકૂળ ગોઠવણ—**

" ધ્યાનની સિદ્ધિ માટે દૃઢ ભાવનાઓની જરૂર યોગીશ્વરો સ્વીકારે છે; તે ભાવના-મૈત્રી, પ્રમોદ, કરૂણા, અને માધ્યસ્થ્ય એમ ચાર પ્રકારે છે. ધ્યાનને સંસ્કારિત બનાવવા માટે આ ભાવનાઓની યોજના અગત્યની છે. "—૧૬

**વિશેષ.**

આગળ ૨૧ મા શ્લોકમાં **ધ્યાનનું** લક્ષણ બતાવતાં અન્તર્મુહૂર્ત્ત (મુહૂર્ત્તમાં કંઇક ઓછું એટલા વખત) સુધી ધ્યાન ટકવાનું બતાવ્યું છે. કોઇ પણ અમુક આલંબનનું એક ધ્યાન અન્તર્મુહૂર્ત્ત સુધીજ રહે છે; ત્યાર પછી દ્વિતીય ધ્યાનનો પ્રારંભ કરવામાં આ ભાવનાઓ ઉપયોગી થાય છે. આ ભાવનાથી પૂર્વ ધ્યાનની સાથે ઉત્તર ધ્યાનનું સંકલન થાય છે, અને એથી ધ્યાનની શ્રેણી—નવા નવા વિષયનાં ધ્યાનોની શ્રેણી ચાલવા માંડે છે. જેઓનો આત્મા અતિઉદાત્ત સ્થિતિ ઉપર છે, તેઓ એક ધ્યાન પૂરૂં થયા પછી

* **પદ્માસનાદિ**આસનસ્થ થઇને ધ્યાન કરવું એ **બેઠાનું** ધ્યાન છે, કાયોત્સર્ગમાં ઉભા રહીને ધ્યાન કરવું એ **ઉભાનું** ધ્યાન છે અને દર્ભાદિ-શય્યામાં સુતા રહીને ધ્યાન કરવું એ **સુતાનું** ધ્યાન છે.

તુરતજ દ્વિતીય ધ્યાનમાં પ્રવેશ કરી લે છે; પણ જેઓની તેટલી હદે શક્તિ નથી, તેઓ એક ધ્યાન પૂર્ણ થયા પછી દ્વિતીય ધ્યાન માટે વચ્ચે આ ( મૈત્રી આદિ ) ભાવનારૂપ રસાયનનું પાન કરે છે. આથી દિવ્ય શક્તિનો વિકાસ થતાં પુનઃ બીજું ધ્યાન પ્રારંભ કરી શકાય છે. એકવિષયક ધ્યાન અન્તર્મુહૂર્તમાં પૂર્ણ થયા પછી અન્યવિષયક બીજું ધ્યાન, વળી ત્યાર બાદ ભિન્નવિષયક ત્રીજું ધ્યાન એમ ધ્યાનની શ્રેણી ચાલી શકે છે. **હેમચન્દ્રાચાર્ય** આ ભાવનાઓને **રસાયન**ની ઉપમા આપે છે.* જરાજર્જરિત શરીરને જેમ રસાયન પુષ્ટિકારક થાય છે, તેમ આ રસાયન, ટાઇમ પૂરો થતાં જરાજીર્ણની જેમ ઢંડી પડી જતી ધ્યાન-સ્થિતિને ઉત્તેજિત કરે છે.

**मैत्री भावना—**

**सर्वेऽपि जीवाः सुखिनो भवन्तु मा कोपि पापाचरणानि कार्षीत् ।**
**विमुच्यतां विश्वमशेषमेतद्, एवं मतिं नाम वदन्ति मैत्रीम् ॥ १७ ॥**

May all beings become happy, may none commit sins and may the whole universe be finally liberated ( obtain absolution ). Such thoughts go by the name of Maitribhāvanā ( abstract meditation of Universal good heartedness or benevolence ). ( 17 )

**' મૈત્રી ' ભાવના—**

" સમગ્ર જીવો સુખી થાઓ, કોઇ પણ પ્રાણી પાપાચરણ ન કરો,

---

* " मैत्रीप्रमोदकारुण्यमाध्यस्थ्यानि नियोजयेत् ।
धर्मध्यानमुपस्कर्तुं तद्धि तस्य रसायनम् " ॥ ११७ ॥

" आत्मानं भावयन्नाभिर्भावनाभिर्निरन्तरम् ।
त्रुटितामभिसन्धत्ते विशुद्धध्यानसन्ततिम् " ॥ १२२ ॥

( યોગશાસ્ત્ર, ચતુર્થ પ્રકાશ. )

આ સમગ્ર વિશ્વ મુક્ત થાઓ–આવા પ્રકારની મતિને ' મૈત્રી ' ભાવના કહે છે. "—૧૭

**प्रमोदभावना—**

**देदीप्यमाना गुणगौरवेण महाशया ये भुवनत्रयेऽपि ।**
**गुणेषु तेषां खलु पक्षपातो यस्तं प्रमोदं परिकीर्त्तयन्ति ॥ १८ ॥**

The partiality of the virtues of those high souled beings who shine effulgently by the excellence of merits is called the Pramodabhāvanā ( abstract meditation of complacent and sympathetic joy ). ( 18 )

**' પ્રમોદ ' ભાવના—**

" દુનિયામાં જે મહાશયો ગુણોના ગૌરવથી ઉજળા છે, તેઓના ગુણો ઉપર પક્ષપાત કરવો, એ ' પ્રમોદ ' ભાવના છે. "—૧૮

**कारुण्यभावना—**

**शोकाग्निना ये परिदह्यमानाः क्षुधा तृषाऽऽर्त्ताः सरुजो विभीताः ।**
**तत्र प्रतीकारपरा मतिर्या कारुण्यभावः परिकीर्त्तिता सा ॥ १९ ॥**

The desire to lessen the miseries of those who are being burnt by the fire of sorrow, who are hungry and thirsty, who are suffering from diseases and who are afraid of danger is called the Karunābhāvanā ( abstract meditation of tenderness ). ( 19 )

**' કરુણા ' ભાવના—**

" જેઓ શોકાગ્નિથી બળી રહ્યા છે, ભૂખે પીડાઇ રહ્યા છે, તરસે મરી રહ્યા છે, રોગથી ઘેરાયલા છે અને ભયથી ધ્રૂજી રહ્યા છે, એવાઓના દુઃખનો પ્રતીકાર કરવાની બુદ્ધિને ' કરુણા ' ભાવના કહે છે. "—૧૯

माध्यस्थ्यभावना—

क्रूराशया दारुणपापसक्ताः साधुद्विषः स्वस्य च शंसितारः।
ये शिक्ष्यमाणा विकृतिं भजन्ते माध्यस्थ्यमीदृक्षु भवत्युपेक्षा ॥२०॥

To look with indifference towards those, who are of cruel intentions, who are immersed in terrible sins, who bear hatred towards the sages, who praise their own-selves and who take a wrong course though advised is called Mādhyasthabhāvanā (abstract meditation of indifference). ( 20 )

'માધ્યસ્થ્ય' ભાવના—

" ક્રૂર આશયવાળા, દારૂણ પાપોમાં આસક્ત, મહાત્માઓ ઉપર દ્વેષ ધરાવનારા, મગરૂરીમાં તણાઇ જનારા અને સમજાવવા જતાં સ્હામા થનારા, એવા દુરાત્માઓ ઉપર દ્વેષ ન કરવો—મધ્યસ્થ રહેવું, એ 'ઉપેક્ષા' યા 'માધ્યસ્થ્ય' ભાવના છે. "—૨૦

---

## ध्यानम् ।

अथ ध्यानं निरूपयति—

*ध्यानं पुनः स्याद् ध्रुवमामुहूर्त्ताद् एकाग्रसम्प्रत्ययलक्षणं तत् ।
आज्ञामपायं च विपाकमेवं संस्थानमालोचयतीह योगी ॥ २१ ॥

Dhyāna continues for one Muhurta ( Forty-eight minutes ). It is defined as the continuous unruffled meditation. The Yogi contemplates four kinds of Dhyāna namely (1) Ajuā (2) Apāya (3) Vipāka (4) Samsthāna. ( 21 )

---

* " उत्तमसंहननस्य एकाग्रचिन्तानिरोधो ध्यानम् " । " आ मुहूर्तात् " ।
( भगवद्-उमास्वातिकृत तत्त्वार्थसूत्र. )

ધ્યાન—

" અન્તર્મુહૂર્ત સુધી એકાગ્ર ચિન્તનનો પ્રવાહ, તેને ધ્યાન કહેવામાં આવે છે. આ ધ્યાનમાં યોગી આજ્ઞા, અપાય, વિપાક અને સંસ્થાનને ચિંતવે છે. "—૨૧

आज्ञाध्यानम्—

**आश्रित्य लोकोत्तरपूरुषाणामाज्ञामबाधां परिचिन्तनं यत् ।**
**वस्तुस्वरूपस्य यथार्थतात आज्ञाभिधं ध्यानमिदं वदन्ति ॥ २२ ॥**

To contemplate truth in its true nature by following the infallible injunction of sages of spiritual eminence is called the Ājnā Dhyāna. ( 22 )

Besides the divisions of Dhyāna given in the text the Jain texts give Pindastha, Padastha, Rupastha and Rupātita. Pindastha is again divided into Parthivi, Āgneyi, Māruti, Vāruni and Tatrabhu.

Parthivi Dhāranā.—One on the Yogapath should think of a milky coloured ocean of the size of Tiryak Loka, with a brilliant thousand petalled lotus as large as Jambudwipa and shining yellow pericarp high as Meru mountain in its centre. He should imagine himself seated on the lion-throne with staunch faith in his Ātman capable of destroying all Kārmic forces which cause bondage.

Āgneyi Dhāranā.—The Yogi seated as before hould imagine a sixteen-petalled lotus in the region f his navel and meditate on the holy syllable हैं vith each vowel on each petal and then imagine smokecrest issuing from the upper stroke *Ra* and

taking the form of a flame of fire, burning another lotus, in the heart with eight petals representing eight kinds of Kārmic forces. The whole body is to be imagined as touched with fire surrounding it in the form of Svastika and reducing it to ashes.

Māruti Dhāranā.—It signifies the concentration of the powerful winds filling the three worlds and shaking the mountains and oceans, scattering the ashes of the body from the soul and steadying the Ātman in peace with firm practice.

Vāruni Dhāranā consists in the contemplation of Ākāsha, full of clouds, with a great downpour of nectarlike rain washing away the ashes of the body from the soul; so the soul becomes manifest in its pure light.

Tatrabhu Dhāranā means the contemplation on soul as free from seven metals, bright as full moon, similar to Omniscient and then as seated on the throne, shining with all distinguished extraordinary powers and having destroyed all Karmas and endowed with grandeur of all great points and without form. Such a Yogi is capable of attaining eternal Bliss. He becomes an object of worship by Devas and men and also unvulnerable and invincible.

Padastha Dhyāna ( contemplation with the aid of sacred formulas ), Rupastha Dhyāna ( contemplation on the holy form of Tirthankara with all ), Rupātita Dhyāna ( fixed meditation on the attributes of Siddhātman with a firm conviction of having the

ધ્યાન—

" અન્તર્મુહૂર્ત સુધી એકાગ્ર ચિન્તનનો પ્રવાહ, તેને ધ્યાન કહેવામાં આવે છે. આ ધ્યાનમાં યોગી આજ્ઞા, અપાય, વિપાક અને સંસ્થાનને ચિંતવે છે. "—૨૧

आज्ञाध्यानम्—

**आश्रित्य लोकोत्तरपूरुषाणामाज्ञामबाधां परिचिन्तनं यत् ।**
**वस्तुस्वरूपस्य यथार्थतात आज्ञाभिधं ध्यानमिदं वदन्ति ॥ २२ ॥**

To contemplate truth in its true nature by following the infallible injunction of sages of spiritual eminence is called the Ājnā Dhyāna. ( 22 )

Besides the divisions of Dhyāna given in the text the Jain texts give Pindastha, Padastha, Rupastha and Rupātita. Pindastha is again divided into Parthivi, Āgneyi, Māruti, Vāruni and Tatrabhu.

Parthivi Dhāranā.—One on the Yogapath should think of a milky coloured ocean of the size of Tiryak Loka, with a brilliant thousand petalled lotus as large as Jambudwipa and shining yellow pericarp high as Meru mountain in its centre. He should imagine himself seated on the lion-throne with staunch faith in his Ātman capable of destroying all Kārmic forces which cause bondage.

Āgneyi Dhāranā.—The Yogi seated as before ld imagine a sixteen-petalled lotus in the region of his navel and meditate on the holy syllable हैं with each vowel on each petal and then imagine smokecrest issuing from the upper stroke *Ra* and

taking the form of a flame of fire, burning another lotus, in the heart with eight petals representing eight kinds of Kārmic forces. The whole body is to be imagined as touched with fire surrounding it in the form of Svastika and reducing it to ashes.

Māruti Dhāranā.—It signifies the concentration of the powerful winds filling the three worlds and shaking the mountains and oceans, scattering the ashes of the body from the soul and steadying the Ātman in peace with firm practice.

Vāruni Dhāranā consists in the contemplation of Ākāsha, full of clouds, with a great downpour of nectarlike rain washing away the ashes of the body from the soul; so the soul becomes manifest in its pure light.

Tatrabhu Dhāranā means the contemplation on soul as free from seven metals, bright as full moon, similar to Omniscient and then as seated on the throne, shining with all distinguished extraordinary powers and having destroyed all Karmas and endowed with grandeur of all great points, and without form. Such a Yogi is capable of attaining eternal Bliss. He becomes an object of worship by Devas and men and also unvulnerable and invincible.

Padastha Dhyāna ( contemplation with the aid of sacred formulas ), Rupastha Dhyāna ( contemplation on the holy form of Tirthankara with all ), Rupātita Dhyāna ( fixed meditation on the attributes of Siddhātman with a firm conviction of having the

same attributes) are mentioned in the preceding notes on Dhyāna (Yogashastra by Bhagvān Hemchandracharya.)

**આજ્ઞાધ્યાન—**

"પરમ પુરૂષોની અબાધ્ય આજ્ઞાને અવલંબીને વસ્તુસ્વરૂપનું યથાર્થ રૂપે પરિચિન્તન કરવું, એ આજ્ઞાધ્યાન છે. "—૨૨

**प्रस्तुतप्रतिपादनम्—**

**बभाषिरे सर्वविदोऽतिसूक्ष्मं तत्त्वं न तत् तार्किकतर्कजालैः ।**
**विहन्यते तत् प्रतिपत्तियोग्यं नह्यन्यथा सर्वविदो वदन्ति ॥ २३ ॥**

The very subtle truth, which the very learned and wise persons have announced, cannot be disproved by the specious arguments of logicians. It can only be realised. Such seers never teach falsehood by commission, omission and suppression. (23)

**પ્રસ્તુતપ્રતિપાદન—**

"સર્વજ્ઞ ભગવાન્ જે તત્ત્વો પ્રકાશિત કરી ગયા છે, તે તત્ત્વો તાર્કિકોની તર્કજાળથી હણાઇ શકે નહિ; અતએવ સર્વજ્ઞનો ઉપદેશ નિઃસંદેહ શ્રદ્ધા કરવા યોગ્ય છે, કેમકે સર્વજ્ઞને અસત્ય બોલવાનો કદાપિ સંભવ હોતોજ નથી. ( આમ એકાગ્ર શ્રેણિબદ્ધ ચિન્તામાં લીન થવું, એ આજ્ઞાધ્યાન છે. ) "—૨૩

**अपायध्यानम्—**

**अध्यात्ममार्गाऽऽश्रयणं विनाऽयमात्मा भवेऽभ्राम्यदनन्तकालम् ।**
**रागादिदोषैकवशीभवन्तो निर्यान्ति नापायमहाऽटवीतः ॥ २४ ॥**

**नाऽकारि किं किं कलुषं मया हहा ! ।**
**श्वभ्रेषु तिर्यक्षु नरेषु+चोल्बणं दुःखं न किं किं प्रतिपद्यते स्म च! ॥२५॥**

+ चकाराद् उपलक्षणत्वाद् वा देवगतिग्रहणम् । साक्षादनुल्लेखस्तु इतरगत्यपेक्षया तत्र सुखबाहुल्यात् ।

गम्भीरसंसारमहाऽऽपदाजले कालो गतोऽयं ब्रुडतो ममाऽखिलः ।
कस्याऽपराधोऽत्र मया विचार्यते ! प्रमाद एतस्य ममाऽपचेतसः ॥२६॥

प्राप्याऽपि बोधिं परमां मनोवचःशरीरदुश्चेष्टिततो मयैव हि ।
स्वमस्तके ज्वालित आशुशुक्षणिः कोऽत्रापराधी परिभाव्यतेऽपरः !॥२७

स्वाधीनतायामपि मुक्तिवर्त्मनो भ्रान्त्या स्वयं पातित एष चेतनः ।
भिक्षां यथाऽटेदुपलब्धराज्यको मोक्षे स्वतन्त्रेऽपि तथा भवभ्रमः॥२८॥

एवं हि रागादिकदूषणेभ्यो जाता अपायाः परिचिन्तनीयाः ।
यस्मिन्नुपाया अपि तत्प्रणाशे ध्यानं द्वितीयं तदपायनाम ॥ २९ ॥

This soul wandered for a long time in this world-revolution as it did not stick to the spiritual path. Beings subject to passions such as love etc., cannot themselves be out of dense forest (of passions).

Ah ! what variety of sins have I not committed—I, whose mind is over darkened by infatuation ? Oh ! what terrible miseries have I not undergone in the hell and in the animal and human lives ?

My whole time is totally wasted in seeking in the deep waters of great miseries of this world-ocean, whose fault is it ? It is my own foolish self.

Though I obtained the highest knowledge ( of reality ) I cause the fire ( of misery ) to burn on my head through sins committed by mind, speech and body. Who can be found fault with ? Surely I and I alone.

Though the path of absolution was at my dis-

posal yet I lowered my own soul through illusion. Just as a man who has got a kingdom goes begging, so I wandered in this world though the absolution was within my reach.

In this manner the Dhyāna in which one meditates on the obstacles arising from love and such other evil passions and the means to surmount them, is called the Apāya Dhyāna. (24-25-26-27-28-29 )

**અપાયધ્યાન—**

" અધ્યાત્મમાર્ગનું અવલંબન નહિ કરવાથી આ આત્મા અત્યાર સુધી સંસારમાં રઝળતો રહ્યો છે; કેમકે રાગાદિદોષોને અત્યંત પરાધીન થયેલાઓ દુ:ખના ગહન જંગલમાંથી નિકળી શકતા નથી. "—૨૪

" મોહાન્ધકારથી લુપ્ત થયેલ ચિત્તવાળા એવા મેં હા ! હા ! શું શું કાળું કામ કર્યું નથી ! અને નરક, તિર્યંચ તથા મનુષ્ય જન્મની અંદર+ ક્યાં ક્યાં તીવ્ર દુ:ખો ભોગવ્યાં નથી ?. "—૨૫

" મારો આટલો કાળ ખરેખર સંસારની તીવ્ર આપદારૂપ ગંભીર પાણીની અંદર ડૂબકી મારવામાં ગયો છે; આમાં બીજા કોનો અપરાધ સમજવો !, અવિવેકમાં સપડાયલા એવા મારોજ પોતાનો પ્રમાદ છે. "—૨૬

" બોધિ ( વસ્તુસ્વરૂપની સાચી સમજણ ) મેળવ્યા છતાં પણ મેં મન, વચન અને શરીરથી એવી અધમ પ્રવૃત્તિઓ સેવી, કે મેં મૂર્ખે પોતેજ મારા માથા ઉપર અગ્નિ સળગાવ્યો; હવે આમાં બીજો કોણ અપરાધી સમજી શકાય !. "—૨૭

+ ઉપલક્ષણથી અથવા મૂળ શ્લોકમાં મૂકેલા 'ચ' થી સ્વર્ગગતિ પણ સમજી લેવી; સાક્ષાત્ ઉલ્લેખ નહિ કરવાનું કારણ અન્ય ગતિઓની અપેક્ષાએ ત્યાં સુખ-સંપત્તિની બહુલતા.

" મોક્ષનો માર્ગ સ્વાધીન હોવા છતાં પણ ભ્રમને વશ થઇ મેં પોતેજ આ આત્માને અધોગતિમાં પટક્યો છે. રાજ્ય મળ્યા છતાં જેમ મૂર્ખ માણસ ભીખ માંગવા નિકળે, તેમ મોક્ષ સ્વહસ્તસિદ્ધ હોવા છતાં પણ સંસારવનમાં ભટકવાનું થયું છે. "—૨૮

" એ પ્રકારે જે ધ્યાનમાં રાગ-દ્વેષ આદિ દોષોથી ઉપજતી નડતરો અને તે દોષોના નાશના ઉપાયો પણ ચિંતવાય છે, તે બીજું **અપાયધ્યાન** સમજવું. "—૨૯

**विपाकध्यानम्—**

**उदीरितः कर्मफलं विपाकः शुभाशुभत्वेन स च द्विभेदः ।**
**द्रव्यादियोगात् स च चित्ररूपोऽनुभूतिमास्कन्दति देहभाजाम् ॥३०॥**

**द्रव्यैर्वधू-माल्य-सुभोजनाद्यैः शुभोऽशुभः शस्त्रविषानलाद्यैः**
**क्षेत्रे निवासेन महालयादौ शुभः श्मशानप्रभृतौ तदन्यः ॥ ३१ ॥**

**काले वसन्तप्रभृतावशीतानुष्णे शुभोऽन्यत्र विपर्ययश्च ।**
**मनःप्रसादप्रभृतौ च भावे शुभोऽशुभो रौद्रविकारभावे ॥ ३२ ॥**

**सुदेव-मर्त्यादिभवे शुभोऽसन्मनुष्यतिर्यङ्नरकादिकेऽन्यः ।**
**द्रव्यादियोगादिति चित्ररूपं विचिन्तयेत् कर्मफलं तृतीये ॥३३॥**

Vipāka ( Maturation ) is the result of the Kārmic forces. It is of two kinds, good and bad. It is variously experienced by the embodied souls through its association with matter etc., ( space, time and existence ).

The good Vipāka of Kārmic forces associated with matter ( Dravya ) is seen in having beautiful wife, garlands, delicious food etc., and the bad

Vipāka ( Maturation ) in suffering from weapons, poison, fire etc.,. The good Vipāka ( Maturation ) associated with space is the residence in a great palace etc., which the other Vipāka ( Maturation ) is the residence in a cemetery etc.

The good vipāka in connection with time is seen in having the pleasures of spring which is neither cold nor hot; while the bad one is the reverse of it. The good vipāka through mental emotions is the good feeling in the mind like pleasures etc., while the bad vipāka is the rise of feeling of terror etc., in the mind.

The good Vipāka through the births is the life as a god or a man while the animal life or the life in hell is the bad Vipāka through birth. Thus are thought off the various results of the Kārmic forces associated with Dravya in the third of Vipāka Dhyāna. ( 30-31-32-33 )

વિપાકધ્યાન—

" વિપાક એટલે કર્મના ફલનો ઉદય. કર્મ શુભ અને અશુભ એમ બે પ્રકારે હોવાથી તેનાં ફળો પણ શુભ અને અશુભ એમ બે પ્રકારે હોય છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ભવના વિચિત્ર સંયોગોને અનુસાર ઉત્પન્ન થતાં કર્મનાં વિચિત્ર ફળો પ્રાણિઓના ભોગમાં આવે છે. "—૩૦

" સ્ત્રી, માળા, સુન્દર ભોજન વગેરે અનુકૂળ દ્રવ્યોનો સંસર્ગ, કર્મના શુભ વિપાકનું અને શસ્ત્ર, વિષ, અગ્નિ વગેરે પ્રતિકૂળ દ્રવ્યોનો સંસર્ગ અશુભ કર્મના અશુભ વિપાકનું કારણ બને છે. ( એ દ્રવ્યથી શુભાશુભ વિપાક. )

"મહેલ, બાગ વગેરે ઉત્તમ સ્થળોના પ્રસંગની પ્રાપ્તિ, શુભ વિપાકનું કારણ છે અને મસાણ વગેરે ખરાબ જગ્યા અશુભ વિપાકનું કારણ છે." ( એ ક્ષેત્રથી શુભાશુભ વિપાક. )—૩૧

" અશીત–અનુષ્ણ એવી **વસન્ત** વગેરે સારી ઋતુનો વિહારપ્રસંગ શુભ વિપાકનું અને ગ્રીષ્મ આદિ ઋતુમાં રખડપટ્ટી કરવાનો પ્રસંગ અશુભ વિપાકનું કારણ છે. ( એ કાળથી શુભાશુભ વિપાક. ) મનની પ્રસન્નતા વગેરે સાત્ત્વિક ભાવોનો ઉદય શુભ વિપાકનું અને મનનો રૌદ્ર પરિણામ અશુભ વિપાકનું કારણ છે." (એ ભાવથી શુભાશુભ વિપાક.)—૩૨

" ઉત્તમ સ્વર્ગગતિ, ઉત્તમ મનુષ્યગતિ વગેરે ઉત્તમ જન્મની પ્રાપ્તિ શુભ વિપાકનું અને તિર્યંચ, નરક આદિ દુર્ગતિ અશુભ વિપાકનું કારણ છે. ( એ ભવથી શુભાશુભ વિપાક. ) એ પ્રકારે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ભવના વિચિત્ર યોગે થતાં કર્મનાં વિચિત્ર ફલો આ ત્રીજા ધ્યાનમાં ચિંતવાય છે. "—૩૩

**संस्थानध्यानम्—**

**आत्मप्रतिष्ठं स्थितमस्त्यनन्तानन्तं नभः सर्वत एव, तत्र ।**
**लोकोऽस्ति मध्यस्थित ऊर्ध्व-मध्याऽधोभागतो यो दधते त्रिलोकीम्** ॥ ३४ ॥

**स्वरूपमेतस्य विचिन्तनीयं ध्याने चतुर्थे बहुसूक्ष्मरीत्या ।**
**स्यादीदृशे वृत्तवतां च धर्मध्याने स्वयंवेद्यमतीन्द्रियं शम्** ॥ ३५ ॥

The endless ether is everywhere, supported by its own self, in the middle of which is a region (Loka), whose three parts viz., the upper the lower and the middle are styled the upper Loka, the lower Loka and middle Loka respectively.

The contemplation which is of a very subtle nature of such universe, constitutes what is called

the fourth grade of Dhyāna. Persons habituated to such spiritual Dhyāna obtain happiness which is intuitional and beyond the domain of senses. (34-35)

**'સંસ્થાન' ધ્યાન—**

"આકાશ સર્વત્ર વ્યાપક છે. તે સ્વપ્રતિષ્ઠિત અને અનન્તાનન્ત છે. તે આકાશના મધ્યબિન્દુમાં આ લોક સ્થિત છે; જેમાંનો ઊર્ધ્વભાગ ઊર્ધ્વલોક, અધોભાગ અધોલોક અને મધ્યમભાગ મધ્યમલોક કહેવાય છે."—૩૪

"આવા પ્રકારના **લોક**નું સ્વરૂપ બહુ સૂક્ષ્મરીતે આ ચોથા ધ્યાનમાં વિચારાય છે. આવા ધર્મધ્યાનમાં વર્તનારાઓને સ્વસંવેદ્ય અતીન્દ્રિય સુખ અનુભવાય છે."—૩૫

**વ્યાખ્યા.**

લોકભાવના અને 'સંસ્થાનવિચય' ધ્યાનમાં શો ફરક છે? એ પ્રશ્ન અત્રે સહેજે ઉભો થઇ શકે તેમ છે. પરંતુ ધ્યાનમાં રાખવું જોઇએ કે બાર ભાવનાઓ અથવા તે સિવાયની અન્ય ભાવનાઓ એ ચિન્તામાત્ર છે, એમાં એક સ્થિર આલંબન હોતું નથી, જ્યારે **ધ્યાન** તો એક સ્થિર આલંબન પર અડગ હોય છે. આજ વાત **ધ્યાનશતક**માં કહી છે કે—

" जं थिरमज्झवसाणं तं झाणं जं चलं तयं चित्तं ।
तं होज्ज भावणा वा अणुपेहा वा अहव चिंता " ॥ २ ॥

અર્થાત્—જે મનની સ્થિર એકાગ્રતા, તે ધ્યાન છે અને જે અનવસ્થિત શુભ ચિત્ત છે, તે ધ્યાન નહિ હોઇ કરીને ભાવના, અનુપ્રેક્ષા યા ચિંતા કહેવાય છે.

ધર્મધ્યાનના જેમ આ ચાર પ્રકારો જોયા, તેમ અન્ય ગ્રન્થોમાં* દશ પ્રકારો બતાવ્યા છે—અપાયવિચય, ઉપાયવિચય, જીવવિચય, અજીવવિચય, વિપાકવિચય, વિરાગવિચય, ભવવિચય, સંસ્થાનવિચય, આજ્ઞાવિચય અને હેતુવિચય.

---

* જુઓ શાસ્ત્રવાર્તાસમુચ્ચયની વૃત્તિ **સ્યાદ્વાદકલ્પલતા**ના ૨૩૬ મા પૃષ્ઠમાં.

'વિચય' એટલે ચિન્તન. અપાય આદિ દશ બાબતોનું ચિન્તન કરવું તે ધર્મધ્યાનના પ્રકારો છે. આ દશ પ્રકારોમાં અપાયવિચય, વિપાકવિચય, સંસ્થાનવિચય અને આજ્ઞાવિચય એ ચાર ભેદો તો જોવાઇ ગયા છે. ઉપાય-વિચય ધ્યાન પણ અપાયવિચયની અન્તર્ગત જોવાઇ ગયું છે. બાકી રહ્યાં પાંચ. તેમાં જીવના સ્વરૂપસંબન્ધી ચિન્તન કરવું તે જીવવિચય, અજીવના ( ધર્માસ્તિકાય આદિ જડ પદાર્થોના ) સ્વરૂપસંબન્ધી ચિન્તન કરવું તે અજીવવિચય, વિષયોનું વૈગુણ્ય ચિંતવવું તે વિરાગવિચય, સંસારની ભયંકરતા ચિંતવવી તે ભવવિચય અને સ્યાદ્વાદદષ્ટિસમેત ઉત્તમ પ્રમાણ-યુક્તિઓથી **આગમ**ની ઉપાદેયતા ચિન્તવવી તે હેતુવિચય.

બીજી રીતે ધ્યાનનાં ચાર આલંબનો યોગશાસ્ત્રકારો બતાવે છે. આલંબનના ચાર પ્રકારોને લઇ ધ્યાનના ચાર ભેદો પડે છે. તે ચાર ભેદો— પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રૂપાતીત.

**પિંડસ્થ ધ્યાન.** પિંડસ્થ ધ્યાનની અંદર પાંચ પ્રકારની ધારણાઓ કરવાની હોય છે. તે પાંચ ધારણાઓ– પાર્થિવી, આગ્નેયી, મારૂતી, વારૂણી અને તત્રભૂ.

પાર્થિવી ધારણામાં પ્રથમ ક્ષીરસમુદ્રને કલ્પવામાં આવે છે, ત્યાર પછી તે સમુદ્રની વચ્ચે એક સહસ્રપત્રવાળું સુવર્ણવર્ણનું કમળ, તે કમળની મધ્યમાં મોટા પ્રમાણની સ્ફુરત્કાન્તિવાળી કર્ણિકા ( ડીંટુ ), અને ત્યાર પછી તે કર્ણિકાની મધ્યમાં સિંહાસન ગોઠવી તે ઉપર પોતાના **આત્માને** વિરાજેલો ચિંતવવામાં આવે છે.

આગ્નેયી ધારણામાં નાભિકમળની અંદર સોળપત્રવાળું કમળ ચિંતવાય છે, તે સોળે પત્રો પર સોળ સ્વરો અને મધ્યની કર્ણિકામાં ર્હૈં અક્ષર, જે મહામન્ત્ર છે, તે સ્થાપવામાં આવે છે. ત્યાર પછી એ મહામન્ત્રરૂપ ર્હૈં અક્ષરના રેફમાંથી ધીરે ધીરે ધૂમશિખા નિકળતી ચિંતવાય છે. બાદ આગના તણખા અને છેવટે અગ્નિની જ્વાળા વિચારવામાં આવે છે. આ જ્વાલા વડે, હૃદયમાં કલ્પેલું અધોમુખ કમળ, કે જેની આઠ પાંખડીઓ ઉપર આઠ કર્મો સ્થાપ્યાં છે, તેને બાળી નાંખ્યાનું વિચારાય છે. આ ઉપરાંત શરીરની બહાર પણ ત્રિકોણ અગ્નિ ચિંતવવામાં આવે છે, અને તે અગ્નિમંડળથી આન્તરિક મન્ત્રાગ્નિ, ષોડશપત્ર કમળ વગેરેને દગ્ધ કરી નાંખવાનું વિચારીને પછી તે અગ્નિને શાન્ત પડયાનું ધ્યાવવામાં આવે છે.

મારૂતી ધારણામાં અતિપ્રબળ પવન, કે જે પહાડો અને સમુદ્રોને પણ ક્ષોભિત કરી દે, તે કલ્પવામાં આવે છે. ત્યાર પછી આ પવનથી **કર્મ**રૂપ રજને ઉડાવવાનું ચિંતવી તે પવનની કલ્પનાને શાન્ત પાડવામાં આવે છે.

વારૂણી ધારણામાં ઇન્દ્રધનુષ્, વિજળી અને ગર્જના કરતા મેઘથી સંયુક્ત એવું આકાશ ચિંતવવામાં આવે છે. વરસાદ ધીમે ધીમે વરસી રહ્યો છે, મુક્તાફળ જેવાં સ્વચ્છ સુન્દર જળબિન્દુઓ પડી રહ્યાં છે અને એ જળપ્રવાહથી આકાશ ભરાઇ ગયું છે—આવી ચિન્તના કરી તે જળપ્રવાહથી **કર્મ**રૂપ રજને ધોવાનું વિચારવામાં આવે છે.

તત્રભૂ ધારણામાં પોતાના આત્માને એકસિંહાસનસ્થિત દેદીપ્યમાન સર્વજ્ઞ—પરમાત્મારૂપે વિચારવામાં આવે છે.

પાંચે ધારણાઓ જોઇ. આ પાંચે ધારણાઓનો ઉદ્દેશ ફક્ત આત્મ-શુદ્ધિનોજ છે. પાંચે ધારણાઓમાં આત્મશુદ્ધિને લગતીજ ભાવના કરવામાં આવે છે. પૃથ્વી, અગ્નિ, જળ, વાયુ અને આકાશ એ પાંચ તત્ત્વો ચિંતવવાનું કારણ એજ છે કે એ પાંચ તત્ત્વો સાથે અત્યંત જોડાઇ ગયેલો આત્મા તે ભૂતોથી પોતાનું ભિન્નત્વ નિહાળે. એ પાંચ તત્ત્વોથી આત્માનું **ભેદજ્ઞાન પ્રકટ** થવું એજ આ ધારણાઓનો ઉદ્દેશ છે. પ્રથમ પાર્થિવી ધારણામાંજ આત્માને સિંહાસનપર બેસાડી પૃથિવીથી ભિન્ન ચિંતવવામાં આવે છે અને એથી મન ઉપર વિવેકજ્ઞાનનું અજવાળું પડવાથી મનની વૃત્તિઓ બહુજ પ્રશાન્ત બની જાય છે; બીજી ધારણામાં અગ્નિની કલ્પના કરીને કર્મપુંજને બાળવાનું ધ્યાન કરવામાં આવે છે, તે પણ મનની નિશ્ચલતાને વધારે પુષ્ટિ આપે છે. ત્રીજી ધારણામાં વાયુથી કર્મ-રજને ઉડાવવાનું ચિન્તન પણ મનની ઉદાત્ત અને એકાગ્રવૃત્તિને બહુજ ઉત્તેજન આપનાર હોઇ કરીને આત્માનાં કર્મબન્ધનોને ઢીલાં પાડનાર બને છે. ચોથી ધારણામાં જળપૂર્ણ આકાશની કલ્પનાદ્વારા કર્મરૂપ રજને કરવાનું ધ્યાન મન ઉપર અત્યંત અસર કરનાર થાય છે; અને ની ધારણામાં તો ઉક્ત ચારે ધારણાઓનો નિષ્કર્ષ એ આવે છે કે ત્મા પોતાને પરમાત્મા સમજવાની શુદ્ધ જ્ઞાનધારામાં વહે છે.

અથવા પાર્થિવ ધારણામાં **કર્મ**રૂપ પૃથિવીનો ઢગલો કરાય છે, બીજી આગ્નેયી ધારણામાં તે ઢગલા ઉપર અગ્નિ મૂકવામાં આવે છે, અર્થાત્ તે

કર્મ-કાષ્ઠપુંજને બાળી રાખ કરી નાંખવામાં આવે છે, પછી ત્રીજી મારૂતી ધારણામાં પ્રબળ પવનથી તે રાખને ઉડાવી દેવામાં આવે છે, બાદ ચોથી વારૂણી ધારણામાં જળપ્રવાહથી પરિશુદ્ધિ કરવામાં આવે છે અને ત્યાર પછી પાંચમી તત્રભૂ ધારણામાં આત્માને કર્મરહિત, શુદ્ધ, બુદ્ધ, સર્વજ્ઞદેવસ્વરૂપ સમજવામાં આવે છે.

**પદસ્થ ધ્યાન.** પવિત્ર પદોને અવલંબીને જે ધ્યાન કરવામાં આવે છે, તે પદસ્થ ધ્યાન છે. આ ધ્યાનની અંદર જુદાં જુદાં પદોનું આલંબન લેવામાં આવે છે. પ્રથમ **વર્ણમાતૃકાનું** ધ્યાન કરાય છે. નાભિ ઉપર સોળ પત્રવાળું કમળ સ્થાપી તે સોળ પત્રો પર સોળ સ્વરો ફરતા ચિંતવાય છે. તેની ઉપર હૃદયમાં ચોવીશ પત્રવાળા કર્ણિકાયુકત કમળની કલ્પના કરાય છે અને તે ચોવીશ પત્રો તથા કર્ણિકા ઉપર **ક** થી લઇ **મ** સુધીના પચીશ વર્ણો ચિંતવાય છે; તથા મુખ ઉપર આઠપત્રવાળું કમળ કલ્પી તે આઠ પત્રો ઉપર **ય** થી લઇ **હ** સુધીના આઠ વર્ણો સ્થાપવામાં આવે છે. આમ નાભિ ઉપર ષોડશપત્રક કમળ, હૃદય ઉપર ચતુર્વિંશતિપત્ર અને કર્ણિકાયુક્ત કમળ અને મુખ ઉપર અષ્ટપત્રક કમળ સ્થાપીને વર્ણમાળાનું ધ્યાન કરવામાં આવે છે. આવી રીતે **ह्रँ, अर्हँ, ओँ, असिआउसा नमः** તથા **नमो अरिहंताणं** આદિ નવપદ એ વગેરે પદોનાં ધ્યાનોનો પણ પદસ્થ ધ્યાનમાં સમાવેશ છે. +

**રૂપસ્થ ધ્યાન.** આ ધ્યાન શરીરધારી સર્વજ્ઞ પરમાત્માના રૂપને અવલંબીને કરવામાં આવે છે. **સર્વજ્ઞદેવને** જો કે હમણાં આપણે પ્રત્યક્ષ જોઇ શકતા નથી; છતાં **શાસ્ત્રો**માં બતાવ્યા પ્રમાણે તેઓના ઐશ્વર્યનો ખ્યાલ આવી શકે છે. જેઓ સમવસરણની અંદર (વ્યાખ્યાન-પરિષદ્‌માં) સિંહાસનપર બીરાજેલા છે, મેઘગંભીર વાણીથી વ્યાખ્યાન કરી રહ્યા છે અને જેઓનું પ્રશાન્ત અને દેદીપ્યમાન મુખકમળ શ્રોતૃવર્ગપર એટલી બધી છાપ પાડી રહ્યું છે કે જન્મવૈરી તિર્યંચ પ્રાણિઓ પણ પરસ્પર શાંત વૃત્તિ રાખી સાવધાન હૃદયથી જેઓનો ઉપદેશ સાંભળે છે, આવા પ્રકારના સર્વાતિશયસંપન્ન ત્રિભુવનપતિ **વીતરાગ પરમાત્મા**ના રૂપને ધ્યેય કરી તેનું ધ્યાન કરવું એ રૂપસ્થ ધ્યાન છે. સર્વજ્ઞદેવની પ્રતિમાના રૂપનું ધ્યાન કરવું તે પણ રૂપસ્થ ધ્યાન છે.

---

+ આ સંબન્ધી સ્ફુટ વિવરણ **યોગશાસ્ત્ર, જ્ઞાનાર્ણવ** વગેરે ગ્રન્થોમાંથી જોઇ લેવું.

**રૂપાતીત ધ્યાન.** અમૂર્ત, ચિદાનન્દરૂપ, નિરંજન, સિદ્ધ ભગવાન્નું જે ધ્યાન કરવું તે રૂપાતીત ધ્યાન છે. રૂપાતીત સિદ્ધ ભગવાનના ગુણોનું ચિત્ર હૃદય પર સ્થિર કરી તે ઉપર ધ્યાનારૂઢ થવું, એજ આ ધ્યાનની મતલબ છે.

ધર્મધ્યાનના આ ચાર પ્રકારોમાં પૂર્વ પૂર્વ ધ્યાન કરતાં ઉત્તર ઉત્તર ધ્યાન પ્રકર્ષવાળું છે. આવાં આલંબનોથી કરાતું ધ્યાન 'સાલંબન' ધ્યાન કહેવાય છે. આવા પ્રકારના વિશિષ્ટ ધ્યાનથી આત્મા ઉપરનો કર્મ-મળ ઘણોજ ક્ષીણ થવા પામે છે, અને એ ધ્યાનનો અભ્યાસ પ્રકર્ષ ઉપર આવવાથી મનની દૃઢતા એટલી હદે પ્રાપ્ત થાય છે કે આત્મા શુક્લધ્યાન, કે જે નિરાલંબન ધ્યાન છે, તેનો ધ્યાતા થવા સમર્થ થાય છે.

ધ્યાનમાં એક નિયમિત પદ્ધતિ નથી; જુદી જુદી રીતે તેના ભેદો પડે છે. અનેક રીતે ધ્યાન રચવામાં આવે છે. **યોગશાસ્ત્રોમાં** તો તેનું માત્ર દિગ્દર્શનજ કરવામાં આવ્યું છે. કોઇ પણ રીતે પવિત્ર ધ્યેય તરફ જે એકાગ્ર ચિન્તન કરવામાં આવે, તે ધ્યાન છે.

**ध्यानिनो भविष्यन्तो स्थितिः—**

**ध्यानादमुष्माच्च नृजन्मपूर्त्तौ महर्द्धिकं स्वर्गमवाप्नुवन्ति ।**
**पुनर्नृजन्म प्रतिपद्य चारु योगस्य मार्गे पथिकीभवन्ति ॥ ३६ ॥**

Persons habituated to such spiritual Dhyāna, after giving up this human body through Dhyāna, go to heaven full of great prosperity. They are again born in a very noble family and follow the path of Yoga. ( 36 )

**ધ્યાનીની ભવિષ્યની સ્થિતિ.**

" આ ધ્યાનથી મહાન્ પુણ્યાત્મા બનેલાઓ, મનુષ્યભવનું આયુષ્ય પૂરું થતાં અતુલસમૃદ્ધિશાલી સ્વર્ગમાં જાય છે. ત્યાંથી પુનઃ ઉત્તમ પ્રકારની મનુષ્યજિંદગી પ્રાપ્ત કરી વિશેષ પ્રકારે યોગમાર્ગ સાધવા તત્પર થાય છે. "—૩૬

ततः किं भवति ?—

ध्यानं शुक्लं ततस्ते परममुपगताः क्लिष्टकर्माणि हत्वा
लोकालोकावभासं निरतिशयमरं ज्ञानमासादयन्ति ।
धर्मं व्याख्यान्ति मोहान्धतमसहतये पर्षदि प्रस्फुरन्त्या-
मायुष्पूर्त्तौ ततः स्युः परमपदजुषः सच्चिदानन्दरूपाः ॥३७॥

Those who attain that supreme Shukla Dhyāna, annihilate the destructive Kārmic forces and acquire knowledge which manifests Loka and Aloka and which is transcendental and eternal ( During life time ). They expound religion in large assemblies, for dispelling the darkness of infatuating ignorance and after phenomenal death they attain the highest status of Sat-chit-anandship. ( 37 )

ત્યાર પછી ?—

" યોગના માર્ગમાં વિશેષ પ્રકારે પ્રગત થતા તેઓ શુક્લધ્યાનને પ્રાપ્ત કરે છે. એ ધ્યાનની પરાકાષ્ઠાના પરિણામે તેઓનાં ક્લિષ્ટ કર્મો ( ચાર ઘાતિકર્મો ) ક્ષીણ થઇ જાય છે અને એથી તેઓને **કેવલજ્ઞાન** પ્રકટ થાય છે. કેવલી થયા પછી તેઓ જગતના જીવોને મોહાન્ધકારમાંથી મુક્ત કરવા માટે મહાન્ પરિષદ્‌માં ધર્મનો ઉપદેશ કરે છે, અને આયુષ્ય પૂર્ણ થતાં સચ્ચિદાનન્દ–પરબ્રહ્મસ્વરૂપ મુક્તિને પ્રાપ્ત કરે છે. "—૩૭

**વ્યાખ્યા.**

ધર્મધ્યાન ઉપર સંપૂર્ણ અધિકાર મેળવ્યા પછી **શુક્લધ્યાન** ઉપર આરૂઢ થવાય છે. કર્મના અંકુરાઓને જડમૂળમાંથી ઉખાડવા, એ શુક્લ-ધ્યાનનુંજ કામ છે. એ ધ્યાનના ચાર વિભાગ છે—સવિચાર પૃથક્ત્વ–વિતર્ક, અવિચાર એકત્વ–વિતર્ક, સૂક્ષ્મક્રિય અને સમુચ્છિન્નક્રિય.

**શુક્લધ્યાનનો પ્રથમ ભેદ.**

પૃથક્ પૃથક્ રીતે એક દ્રવ્ય સંબન્ધી જુદા જુદા પર્યાયોનું ચિન્તન કરવું, તે પૃથક્ત્વ-વિતર્ક કહેવાય. એને 'સવિચાર' વિશેષણ એટલા માટે આપ્યું છે કે એની અંદર શબ્દ, અર્થ અને યોગનું સંક્રમણ થયા કરે છે. એક શબ્દ ઉપર વિચાર કરી બીજા શબ્દ પર, એક અર્થ પર વિચાર કરી બીજા અર્થ પર અને મન-વચન-કાય પૈકી એક યોગ પર સ્થિર રહી બીજા યોગપર સંક્રમણ કરવું એને 'વિચાર' (વિચરણ) કહેવામાં આવે છે.

એક દ્રવ્ય ઉપર ચિત્તને સ્થિર કરી તેના જુદા જુદા પર્યાયો ઉપર એકાગ્ર ધ્યાન કરવું એ શુક્લધ્યાનના પ્રથમ ભેદનો અર્થ છે. ધર્મધ્યાનમાં બાહ્ય વસ્તુનું અવલંબન હોય છે, ત્યારે આ શુક્લધ્યાનમાં કોઇ પણ વસ્તુનું અવલંબન હોતું નથી, ફક્ત મનની અંદરજ અમુક તત્ત્વ સ્થાપિત કરી તેના પર્યાયો તરફ ચિત્તપ્રવાહ ચાલે છે. આ ઉપરથી ધર્મધ્યાન અને શુક્લધ્યાનનું પાર્થક્ય અથવા પહેલાથી બીજાનું વૈશિષ્ટ્ય સમજી શકાય છે. ચિત્તની નિરૂદ્ધાવસ્થા ખરી રીતે આ શુક્લધ્યાનમાંજ પ્રાપ્ત થાય છે. શુક્લધ્યાનમાં પ્રવેશ કરવાનો અધિકાર વર્તમાન યુગના મનુષ્યોને નથીજ. અતિવિશિષ્ટશરીરધારીઓનેજ માટે એ ધ્યાન છે.

આઠમા ગુણસ્થાનથી શુક્લધ્યાનના પ્રથમ ભાગ ઉપર આરોહણ કરાય છે. જેઓ શ્રેણી ( ઉપશમશ્રેણી યા ક્ષપકશ્રેણી ) ઉપર આરોહણ કરે છે, તેઓ આ ધ્યાનમાં આરૂઢ થાય છે. બીજા શબ્દોમાં, આ ધ્યાનમાં આરૂઢ થવું, એજ શ્રેણી-અવસ્થા છે.× આ અવસ્થામાં મોહનો ઉપશમ યા ક્ષય થવા માંડે છે. મોહના ભેદોનો ઉપશમ-પ્રવાહ થતો જાય, એ 'ઉપશમશ્રેણી' અને ક્ષય-પ્રવાહ થતો જાય, એ 'ક્ષપકશ્રેણી' કહેવાય છે.

---

× ચોથા ગુણસ્થાનથી 'શ્રેણી'નો પ્રારંભ થવાનો શાસ્ત્રોમાં જે ઉલ્લેખ છે, તે દર્શનમોહનીયકર્મના ઉપશમ યા ક્ષયને આશ્રીને.

ચોથા ગુણસ્થાનથી સાતમા ગુણસ્થાન સુધીનાં ગુણસ્થાનો પૈકી ગમે તે પણ ગુણસ્થાનમાં દર્શનમોહનીયનો સર્વ પુંજ અને અનન્તાનુબન્ધી ચાર કષાય સર્વથા ઉપશાંત યા ક્ષીણ થઇ શકે છે. અતઃ દર્શનમોહને લગતી શ્રેણી ચોથા, પાંચમા, છઠ્ઠા અને સાતમા એ ચાર ગુણસ્થાનોમાંજ

**ઉપશમશ્રેણી.** મોહનીય કર્મના બે ભેદો-દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય–પૈકી દર્શનમોહનીયના મિથ્યાત્વમોહનીય, સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીય એ ત્રણ ભેદો તો આઠમા ગુણસ્થાનની પૂર્વેજ ઉપશાન્ત થઇ ગયેલા હોય છે. આઠમા ગુણસ્થાનથી શુક્લધ્યાન ઉપર ચઢતાં ચારિત્રમોહનીય કર્મના ભેદો ઉપશાન્ત થવા માંડે છે. ચારિત્રમોહનીયના ૨૫ ભેદો છે—[૧]અનન્તાનુબન્ધી, અપ્રત્યાખ્યાનાવરણ, પ્રત્યાખ્યાનાવરણ અને સંજ્વલન એ ચાર પ્રકારના પ્રત્યેક ક્રોધ, માન, માયા અને લોભ, એમ સોળ કષાયો અને હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા તથા પુરૂષવેદ–સ્ત્રીવેદ–નપુંસકવેદ એ નવ નોકષાયો.

ચારિત્રમોહનીયની ઉપર્યુક્ત પચીશ પ્રકૃતિઓમાંથી અનન્તાનુબન્ધી ચાર કષાયોનો દર્શનમોહનીયની સાથે ( પહેલાં અનન્તાનુબન્ધી ચાર કષાયોનો અને પછી દર્શનમોહનીયના પુંજત્રયનો ઉપશમ થાય છે. ) આઠમા ગુણસ્થાનની પૂર્વેજ ઉપશમ થઇ ગયો છે. અતઃ આઠમા ગુણસ્થાનથી ચારિત્રમોહનીયની એકવીશ પ્રકૃતિઓને ઉપશમ કરવાનું શરૂ થાય છે. તેમાં એક ' સંજ્વલન ' લોભ વર્જી બાકી વીશ પ્રકૃતિઓને ઉપશાન્ત કરવાનો પ્રયત્ન, આઠમું અને નવમું એ બે ગુણસ્થાનોમાં ચાલે છે. વીશ પ્રકૃતિઓ ઉપશાન્ત થતાંજ દશમું ગુણસ્થાન પ્રાપ્ત થાય છે. એ ગુણસ્થાનમાં કેવળ સંજ્વલન લોભના સૂક્ષ્મ અંશનો ઉદય રહે છે. ત્યાર પછી તે લોભનો સૂક્ષ્મ અંશ ઉપશાંત થતાં અગ્યારમું ગુણસ્થાન પ્રાપ્ત થાય છે.

---

પ્રાપ્ત હોય છે. આઠમા ગુણસ્થાનથી ચારિત્રમોહના ઉપશમ યા ક્ષયની શ્રેણી ચાલવા માંડે છે. આ મુખ્ય શ્રેણી છે. એજ માટે **ગુણસ્થાનક્રમારોહમાં** કહ્યું છે કે—

" तत्रापूर्वगुणस्थानाऽऽद्यांशादेवाधिरोहति ।
शमको हि शमश्रेणी क्षपकः क्षपकावलीम् " ॥

અર્થાત્—અપૂર્વગુણસ્થાનથી ઉપશમશ્રેણી યા ક્ષપકશ્રેણી ઉપર આરોહણ કરાય છે.

૧ આ ભેદો ચોથા પ્રકરણના નવમા શ્લોક ઉપરના વિવરણમાં સમજાવ્યા છે.

જેણે ઉપશમશ્રેણી આરંભ કરી છે, તે મોહના પ્રકારોને ઉપશમાવતો અગ્યારમા ગુણસ્થાન લગી પહોંચે છે. ત્યાં સુધીજ તેની પ્રગતિ છે. પછી ત્યાંથી પાછું ફરવાનુંજ બને છે, અને તે શ્રેણી ઉપર જેમ ચઢયો હતો તેમ પડે છે. કોઇનું ઉપશમ-શ્રેણી વચ્ચે અથવા અગ્યારમા ગુણસ્થાને મરણ પણ થાય છે. ઉપશમશ્રેણીથી પડેલો પ્રાણી સાતમા ગુણસ્થાનકે આવે છે. કોઇ તો દ્વિતીય ગુણસ્થાનક ઉપર આવી સમ્યક્ત્વમી મિથ્યાદષ્ટિની સ્થિતિ સુધી પહોંચી જાય છે. ઉપશમશ્રેણીથી પડેલો[1] કોઇ મહાભાગ ચોથા, પાંચમા, છઠ્ઠા યા સાતમા ગુણસ્થાનથી ક્ષપકશ્રેણીનો પણ પ્રારંભ કરી શકે છે.

ઉપશમશ્રેણીમાં ચઢતો યા પડતો મરણ પામે તો દેવગતિ સિવાય બીજી ગતિ પામેજ નહિ; કારણ કે જે અબદ્ધાયુ હોય, અથવા જેણે દેવગતિનું આયુષ્ય બાંધ્યું હોય, એવોજ મનુષ્ય ઉપશમશ્રેણી પર ચઢી શકે છે, પરન્તુ મનુષ્ય, તિર્યંચ અને નારક એમાંનું કોઇ આયુષ્ય જેણે બાંધ્યું હોય, તે ઉપશમશ્રેણી પર ચઢી શકતો નથી.* ઉપશમશ્રેણીથી

---

૧ ઉપશમશ્રેણીથી પતિત થયેલ તે ભવમાં ક્ષપકશ્રેણીનો પ્રારંભ કરે કે નહિ ?, એ પ્રશ્નના ઉત્તરમાં બે મતભેદો છે. **કાર્મગ્રન્થિક** મહર્ષિઓના અભિપ્રાયે એક ભવમાં બંને (ઉપશમશ્રેણી અને ક્ષપકશ્રેણી) શ્રેણીઓ થઇ શકે છે, પરન્તુ એક ભવમાં *બે વાર ઉપશમશ્રેણી કર્યાં પછી ક્ષપકશ્રેણી પ્રાપ્ત થતી+ નથી. **સૈદ્ધાન્તિકો**ના અભિપ્રાયે ઉપશમશ્રેણી વાળો તે ભવમાં ક્ષપકશ્રેણી પર ચઢેજ નહિ.§

---

* " उवसमसम्मत्तद्धा अंतो आयुक्खया धुवं देवो ।
तिसु आउगेसु बद्धेसु जेण सेढिं ण आरुहइ " ॥
( કમ્મપયડી, ૩૭૫ મી ગાથા )

---

* એક ભવમાં વધુમાં વધુ બેજ વાર ઉપશમશ્રેણી થાય છે.

\+ " जो दुवारे उवसमसेढिं पडिवज्जइ, तस्स नियमा तंमि भवे खवगसेढी नत्थि । जो इक्कसिं उवसमसेढिं पडिवज्जइ, तस्स खवगसेढी हुज्जा. " ।

—સપ્તતિકાચૂર્ણિ.

§ " एवं अप्परिवडिए सम्मत्ते देवमणुयजम्मेसु ।
अन्नयरसेढिवज्जं एगभवेणं च सव्वाइं " ॥
( વિશેષાવશ્યક, ૧૨૨૩ મી ગાથા )

પતિત થઇ ગયા પછી ચારે ગતિના અધ્યવસાયો તેને પ્રાપ્ત થાય છે, અને તદનુસાર ચારે ગતિઓમાં તેને જવાનો સંભવ છે.

ઉપશમશ્રેણી ઉપર પ્રથમનાં ત્રણ × સંહનનવાળાઓજ ચઢી શકે છે; અને એજ કારણથી શ્રેણીદશામાં મૃત્યુ પામેલ મહાત્મા પોતાના સંહનન પ્રમાણે ગતિને પ્રાપ્ત કરે છે. જેવી રીતે કે—ત્રીજા સંહનનવાળો દશમા દેવલોક સુધી, બીજા સંહનન વાળો બારમા દેવલોક સુધી અને પ્રથમ સંહનનવાળો અનુત્તર વિમાનો સુધી જાય છે. શાસ્ત્રોમાં છેલ્લા-છઠ્ઠા સંહનનવાળાને ચાર દેવલોક, પાંચમા સંહનનવાળાને છ દેવલોક, ચોથા સંહનનવાળાને આઠ દેવલોક, ત્રીજા સંહનનવાળાને દશ દેવલોક તથા બીજા સંહનન વાળાને બાર દેવલોક સુધી ( ત્યાંથી આગળ નહિજ ) જવાનું ફરમાવ્યું છે; અને પ્રથમસંહનન વાળાને નવ ગ્રૈવેયક, પાંચ અનુત્તરવિમાન અને મુક્તિ સુધીની પ્રાપ્તિ બતાવી છે. આ હકીકતને આધારે એ સમજી શકાય છે કે—ઉપશમશ્રેણ્યારૂઢ ત્રીજા સંહનનવાળો દશમા દેવલોકથી, તથા બીજા સંહનનવાળો બારમા દેવલોકથી આગળ જઇ શકેજ નહિ, અને પ્રથમ સંહનનવાળો ' સર્વાર્થસિદ્ધિ ' વિમાન સુધી પહોંચે છે.

**ક્ષપકશ્રેણી.** ક્ષપકશ્રેણીના પ્રારંભ પૂર્વે જેણે પરભવનું આયુષ્ય બાંધ્યું નથી, તેનો ક્ષપકશ્રેણીનો પ્રારંભ સંપૂર્ણ સફળ નિવડે છે. એટલે તે મહાશય આઠમા ગુણસ્થાને ક્ષપકશ્રેણીના ભાવ ઉપર સુસ્થિર થઇ નવમા ગુણસ્થાનમાં વચ્ચેના આઠ ( અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાના-

---

× શરીરમાં હાડકાંઓનો જે બાંધો, તેને ' સંહનન ' નામ આપ્યું છે. વર્તમાનકાળમાં સામાન્ય રીતે અનુભવાતો જે શરીરનો બાંધો, તે હલકામાં હલકું છેલ્લું છઠ્ઠું સંહનન છે. તેથી ચઢતું-દૃઢ શરીર તે પાંચમું સંહનન, તેથી ચઢતું **દૃઢતર** શરીર તે ચોથું સંહનન, તેથી ચઢતું **દૃઢતમ** શરીર તે ત્રીજું સંહનન, તેથી ચઢતું **અતિદૃઢતમ** શરીર તે બીજું સંહનન અને તેથી ચઢતું **પરમદૃઢતમ** શરીર તે પ્રથમ સંહનન છે. આમ સંહનનનાં છ વિભાગો પાડ્યા છે.

આત્મિકબળ યા માનસિકબળને પ્રકટાવવામાં શારીરિક બળ પણ મુખ્ય સાધન છે; એ સિવાય આત્માની સંપૂર્ણ શક્તિઓનો વિકાશ થાયજ નહિ.

ધરણ ) કષાયો અને છેલ્લા સંજ્વલન ક્રોધ-માન-માયાને ક્ષીણ કરે છે. એટલા અગ્યાર કષાયો પૂર્ણ ક્ષીણ થતાં દશમું ગુણસ્થાન પ્રાપ્ત થાય છે. આ ગુણસ્થાનમાં સંજ્વલન લોભનો સૂક્ષ્મ અણુ રહેલો હોય છે. તેનો ક્ષય થતાં +એકદમ બારમું ગુણસ્થાન આવે છે. બારમું ગુણસ્થાન 'ક્ષીણમોહ' છે, અર્થાત્ એમાં મોહનો પૂરો ક્ષય થયેલો હોય છે. મોહનો ક્ષય થયો એટલે તરત કેવલજ્ઞાન પ્રકટ થાય છે. જો કે કેવલજ્ઞાનના પ્રાદુર્ભાવ માટે મોહનીયકર્મની જેમ બીજાં ત્રણ ઘાતિ ( જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અન્તરાય ) કર્મોના ક્ષયની જરૂર છેજ, તથાપિ મોહનીય કર્મના ક્ષયનું પ્રાધાન્ય છે; કારણ કે મોહનીય કર્મનો સંપૂર્ણ ક્ષય થયા પછીજ તે ત્રણ કર્મોનો સમ્પૂર્ણ ક્ષય થાય છે.* મોહનીય કર્મનો પૂર્ણ ક્ષય થયા પછી તે ત્રણ ઘાતિ કર્મો એકદમ ક્ષય પામી જાય છે.÷

બદ્ધાયુ મનુષ્ય યદિ ક્ષપકશ્રેણીનો પ્રારંભ કરે, અને અનન્તાનુબન્ધી ચાર કષાયોનો ક્ષય કરી મરણ પામે, તો તેને પુનઃ અનન્તાનુબન્ધી કષાયોનો ઉદય થવો સંભવિત છે; કારણ કે અનન્તાનુબન્ધી કષાયોનું મૂળ, જે મિથ્યાત્વ, તેનો ક્ષય તેણે કર્યો નથી; અને જ્યાં સુધી **મૂળ**નો ક્ષય કરવામાં ન આવ્યો હોય, ત્યાં સુધી તે મૂળને અંકુરિત થવાનો સંભવ રહે ખરો.

---

+ ક્ષપકશ્રેણીવાળો દશમા ગુણસ્થાનથી અગ્યારમા ( ઉપશાન્તમોહ ) ગુણસ્થાને નહિ જતાં બારમેજ ગુણસ્થાને જાય છે.

* એજ માટે ભગવાન્ **ઉમાસ્વાતિએ** તત્ત્વાર્થસૂત્રના છેલ્લા અધ્યાયના—

" मोहक्षयात् ज्ञान-दर्शनावरणाऽन्तरायक्षयाच्च केवलम् " ।

એ સૂત્રમાં જ્ઞાનાવરણ, દર્શનાવરણ તથા અન્તરાય એ ત્રણનેજ 'ક્ષય' શબ્દ સાથે એક સમાસવાક્યમાં જોડી 'મોહક્ષય' શબ્દનો **અલગ પ્રથમ નમ્બરે** ઉલ્લેખ કર્યો છે.

÷ જો કે આપણે **ક્ષપકશ્રેણીમાં** ફક્ત મોહનીય કર્મનાજ પ્રકારોનો જોયો, પરન્તુ વચ્ચે વચ્ચે બીજાં ઘાતિ કર્મોની પ્રકૃતિઓનો, અને અઘાતિકર્મોની પ્રકૃતિઓનો પણ ક્ષય થાયજ છે. તેનું સ્પષ્ટ વિવરણ **ગુણસ્થાનક્રમારોહ** અને **કર્મગ્રન્થો**માંથી જાણી લેવું.

બદ્ધાયુ મનુષ્ય ક્ષપકશ્રેણીનો પ્રારંભ કરે, તે તો અનન્તાનુબન્ધી કષાયચતુષ્ટય અને દર્શનમોહનો પુંજત્રય એ સાતનો ક્ષય કર્યા પછી આગળ વધી શકેજ નહિ.

ઉપશમશ્રેણી અને ક્ષપકશ્રેણી જોઇ; અને એ પણ જાણ્યું કે એ શ્રેણીઓ શુક્લધ્યાનનીજ અવસ્થા છે. ઉપશમશ્રેણી કરતાં ક્ષપકશ્રેણી અવસ્થાનું શુક્લધ્યાન અતિપ્રબળ છે. અતએવ ઉપશમશ્રેણીવાળો મોહનો ક્ષય નથી કરી શકતો, જ્યારે ક્ષપકશ્રેણીવાળો ક્ષણવારમાં મોહને સમૂળ ક્ષીણ કરી નાંખે છે.[1]

**શુક્લધ્યાનનો બીજો ભેદ.**

ઉપર કહ્યું તેમ, શુક્લધ્યાનનો પ્રથમ ભેદ આઠમા ગુણસ્થાનથી

---

૧ જૈનશાસ્ત્રની દૃષ્ટિએ **કર્મ**ની મુખ્ય ત્રણ અવસ્થાઓ છે—કર્મનો બંધ, ઉદય અને સત્તા. જેવું સારૂં યા ખરાબ કામ કરાય છે, અથવા જેવો સારો યા ખરાબ અધ્યવસાય ઉત્પન્ન થાય છે, તેવા પ્રકારની **વાસના** આત્મામાં સ્થપાય છે. આ 'વાસના' બીજી કોઇજ નથી, કિન્તુ તે એક પ્રકારના વિચિત્ર પરમાણુઓના પુંજાત્મક છે. એ પરમાણુપુંજાત્મક વાસનાનેજ 'કર્મ' કહેવામાં આવે છે. અર્થાત્ **કર્મ** એ વિચિત્ર પરમાણુસમૂહાત્મક છે,

સારાં યા ખરાબ કામથી સારૂં યા ખરાબ **કર્મ** જે બંધાયું, તે, કર્મનો બન્ધ સમજવો. એ બંધાયલું કર્મ તરતજ ઉદયમાં આવે છે, એમ નથીજ, કિન્તુ જેમ બીજ વાવ્યા પછી તરત પાક થતો નથી, તેમ કર્મ બંધાયા પછી અમુક વખત પસાર થયા બાદ તે ઉદયમાં આવે છે. 'ઉદય' એટલે કર્મનું ફલવિપાકાભિમુખ થવું તે. કર્મનો ઉદય થતાં કર્મનું ફળ ભોગવાય છે. જે કર્મો જ્યાં સુધી ઉદયમાં ન આવ્યાં હોય, ત્યાં સુધી તે કર્મો 'સત્તા'માં રહ્યાં કહેવાય છે. આવી રીતે કર્મની બન્ધ, ઉદય અને સત્તા એ ત્રણ સ્થિતિઓ સમજવા જેવી છે.

ઉપશમશ્રેણીમાં કર્મોનો ઉપશમ કરવામાં આવે છે, પણ સત્તામાંથી ક્ષય કરવાનું થતું નથી; **સત્તા**માં તો અગ્યારમા ગુણસ્થાનવાળાને પણ **પ્રાયઃ** તમામ કર્મપ્રકૃતિઓ રહેલી હોય છે; અને ક્ષપકશ્રેણીમાં તો સત્તામાંથીજ કર્મો ક્ષીણ કરાય છે.

પ્રાપ્ત થયા પછી શુક્લધ્યાનનો બીજો ભેદ બારમા ગુણસ્થાને પ્રાપ્ત થાય છે. શુક્લધ્યાનનો બીજો ભેદ પ્રથમ ભેદ કરતાં ઘણોજ પ્રબળ છે. ફક્ત એક અણુ ઉપરજ—એક પર્યાય ઉપરજ ચિત્તની સંપૂર્ણ સમાધિ થવી, એ શુક્લ-ધ્યાનનો બીજો ભેદ છે. ચિત્તની સમાધિની પૂર્ણતા, બીજા શબ્દોમાં "યોગશ્ચિત્ત-વૃત્તિનિરોધઃ" એ સૂત્રપ્રતિપાદિત યોગની પરાકાષ્ઠા—ચરમ સીમા શુક્લ-ધ્યાનના બીજા ભેદમાંજ પ્રાપ્ત થાય છે. આ છેલ્લામાં છેલ્લો માનસિક યોગ છે. અહીં કૈવલ્યસાધક યોગની પૂર્ણાહુતિ થાય છે. આ યોગનું—ધ્યાનનું—**સમાધિ**નું—શુક્લધ્યાનનું નામ છે—'એકત્વવિતર્ક'. એક પર્યાયજ ઉપર વિતર્ક (વિચારશ્રેણી) જેમાં રહે, એ એકત્વવિતર્ક કહેવાય. આ **અજબ** સમાધિ છે. જે અણુ (પરમાણુ) દૃષ્ટિપથમાં પણ નથી આવી શકતો તેના એક પર્યાય ઉપર સુસ્થિર ચિત્તવૃત્તિ રહેવી, એ કેવું લોકોત્તર ધ્યાન[1]!. આ ધ્યાનમાં પૂર્વ શુક્લધ્યાનની જેમ સંક્રમણ નથી, એજ માટે આ ધ્યાનને 'અવિચાર' વિશેષણ અપાય છે. (વિચરણ—સંક્રમણ એ વિચાર, એથી રહિત તે અવિચાર.) આ સમાધિરૂપ જાજ્વલ્યમાન અગ્નિવડે સર્વ (ઘાતિ) કર્મો સર્વથા દગ્ધ થઇ જાય છે અને આત્મા-પરમશુદ્ધ—સર્વજ્ઞ—પરમાત્મા બને છે.

આ સમાધિથી કેવલજ્ઞાનની પ્રાપ્તિ થયા પછી કેવલજ્ઞાનીને કંઇ ધ્યાન કરવાનું રહેતું નથી. એઓ આયુષ્ય પર્યન્ત પૃથ્વીતળ ઉપર

---

૧ વિષ ઉતારવામાં મહાન્ કુશલ પુરૂષો જેમ આખા શરીરમાં પ્રસરેલા વિષને ખેંચીને **દંશસ્થાન**માં લાવે છે, તેમ છેલ્લી હદના યોગીશ્વરો વિશ્વભ્રમણશીલ મનને એક પરમાણુ ઉપરજ સ્થિત કરી દે છે. દંશસ્થાનમાં એકત્ર કરેલું વિષ જેમ તત્કાલ દૂર કરી શકાય છે, તેમ પરમાણુ ઉપર સ્થિર થયેલ વિચારાત્મક મન તત્કાળ નષ્ટ કરી શકાય છે.+

---

+ " त्रिजगद्विषयं ध्यानेनामुनाणौ दधौ मनः ।
सर्वाङ्गीणं विषं दंशे मन्त्रेणेव जगत्प्रभुः " ॥
" अपनीतेन्धनभरः शेषस्तोकेन्धनोऽनलः ।
ज्वलितो निर्वाति यथा निर्वाणं तन्मनस्तथा " ॥
( હેમચન્દ્રકૃત અજિતનાથચરિત્ર, ૩૪૧–૩૪૨ )

વિહરે છે અને ધર્મોપદેશદ્વારા જગત્‌ના જીવો ઉપર તત્ત્વજ્ઞાનનું અજવાળું પાડે છે. શરીરધારી કેવલજ્ઞાનીઓ (ચાહે તીર્થંકર હો યા સામાન્ય કેવલી) જીવન્મુક્ત છે.†

**શુક્લધ્યાનનો ત્રીજો-ચોથો ભેદ.**

શુક્લધ્યાનનો ત્રીજો ભેદ આયુષ્યના અન્તમાં પ્રાપ્ત થાય છે. આ યોગમાં ધ્યાન (માનસિક ધ્યાન) કંઇ હોતુંજ નથી, કિન્તુ મનોયોગ,+ વચનવ્યાપાર તથા શારીરિકચેષ્ટાનો નિરોધ કરવા તરફ પ્રયત્ન હોય છે. શુક્લધ્યાનના ત્રીજા ભેદમાં મનોયોગ તથા વચનવ્યાપારનો નિરોધ બરાબર પૂરો થઇ જાય છે, જ્યારે શરીરચેષ્ટાનો નિરોધ પૂરો સિદ્ધ થતો નથી. તેરમા ગુણસ્થાનના અન્તમાં આ ત્રીજો ભેદ પ્રાપ્ત થાય છે. તેનું નામ છે–સૂક્ષ્મક્રિય, અર્થાત્ તે સ્થિતિએ શરીરની સૂક્ષ્મ ક્રિયાઓ રહેલી હોય છે.

---

† शरीरावच्छिन्नकेवलज्ञानं जीवन्मुक्तत्वम् ।

" मुक्तिस्तावदुदीरिता द्वयविधा, जीवत्स्वरूपाऽऽदिमा
विध्वंसेन चतुष्टयस्य नितमां सा घातिनां कर्मणाम् ।
लोकालोकविलोकनैककुशलः श्रीकेवलाहस्करः
स्याद् औदारिकदेहिनो जगति यो नित्यं समुद्भासुरः " ॥

" जीवन्मुक्तिमुपागता द्वयविधास्तीर्थंकरा आदिमा-
स्तच्छून्या अपरे, द्वयेऽप्यभयदा आतन्वते देशनाम् ।
भव्यान्तश्चिरकालिकालघुमलप्रक्षालनाम्भःसमां
नानादेशमहीषु संचरणतो निर्वाणकल्पद्रुमाः " ॥

( મદીય **ન્યાયકુસુમાંજલિ** )

+ શરીરધારી કેવલજ્ઞાની પરમાત્માને ત્રણે યોગો રહેલા હોય છે— દ્રવ્યમનોયોગ, વચનયોગ અને કાયયોગ. ગમનાગમનાદિ ક્રિયાઓમાં કાયયોગ અને ઉપદેશ કરવામાં વચનયોગ રહેલો હોય છે. વિચાર કરવા **રૂપ મન** ભગવાનને હોયજ નહિ, પરંતુ મનનાં દ્રવ્યોનો સંબન્ધ તેમને **રહે છે.** એનું ફળ એ છે કે- દૂર રહેલા મનઃપર્યાયજ્ઞાનીઓ અને અનુત્તર વિમાનના દેવોને જ્યારે કોઇ બાબતની જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે, ત્યારે તેઓ પોતાના સ્થાનમાંજ સ્થિત રહીને **મનથી** સર્વજ્ઞ પરમાત્માને વે

ચૌદમા ગુણસ્થાનમાં શુક્લધ્યાનનો ચોથો ભેદ હોય છે. તે ભેદ ત્રીજા ભેદનું અધૂરું કામ પૂર્ણ કરે છે; અર્થાત્ તે ભેદમાં શરીરયોગ સંપૂર્ણ નિરુદ્ધ થઇ જાય છે. અતએવ તેનું નામ 'સમુચ્છિન્નક્રિય' છે. ચૌદમું ગુણસ્થાન 'અયોગી' કહેવાય છે, તેનું એજ કારણ છે કે તે દશામાં સર્વ પ્રકારનો યોગ (વ્યાપાર) સર્વથા બંધ પડી જાય છે. અ, ઇ, ઉ, ઋ, લૃ એ પાંચ હ્રસ્વ અક્ષરોને રીતસર ઉચ્ચારવામાં જે વખત લાગે, તેટલોજ વખત ચૌદમા ગુણસ્થાનનો બતાવ્યો છે.

કેવલીને **મન** નથી, માટે તેમને ધ્યાન હોયજ નહિ. તેઓ આયુષ્યના અન્તે શુક્લધ્યાનના જે ત્રીજા-ચોથા ભેદ ઉપર આવે છે, તે ધ્યાન કંઇ માનસિક ચિન્તારૂપ નથી; અતએવ તે 'ધ્યાન' શબ્દનો અર્થ—શરીરાદિવ્યાપારનો નિરોધ, એજ કરવો. શબ્દના અનેક અર્થો હોય છે.[1] 'ધ્યૈ' ધાતુના પણ—" ध्यै चिन्तायाम् , ध्यै काययोगनिरोधे, ध्यै अयोगित्वे " એ પ્રમાણે ચિન્તા, કાયયોગનિરોધ અને અયોગિત્વ, એમ ત્રણ અર્થો સમજવા.[2] આમાં પ્રથમ અર્થ શુક્લધ્યાનના આદિના બે ભેદો સુધી,

---

વિષયનો પ્રશ્ન કરે છે. સર્વજ્ઞ દેવ તે પ્રશ્ન જાણી જાય છે, અને પછી તેઓ પોતાનાં મનનાં દ્રવ્યોને એવી રીતનાં પરણમાવે છે, કે એ દ્રવ્યોને પેલા મનઃપર્યાય જ્ઞાની મહર્ષિઓ અથવા અનુત્તરવિમાનવાસી દેવતાઓ પોતાના દિવ્યજ્ઞાન ( મનઃપર્યાયજ્ઞાન અથવા અવધિજ્ઞાન ) વડે જોઇ, એના ઉપરથી પોતાના પ્રશ્નનું સમાધાન કરી લે છે. અક્ષરની લિપિ ઉપરથી જેમ બોધ થાય છે, તેમ સર્વજ્ઞદેવનાં મનોદ્રવ્યની રચના ઉપરથી અતિશયજ્ઞાન ધારિઓ બોધ લઇ શકે છે. આ પ્રમાણે મનોયોગ ( દ્રવ્ય મનોયોગ ) પણ કેવલજ્ઞાનીઓને હોય છે.

૧ " पुव्वपओगओ चिय कम्मविणिज्जरणहेउओ वावि ।
सद्दत्थवहुत्ताओ तह जिणचंदागमाओ य " ॥ ८५ ॥
" चित्ताभावेवि सया सुहुमोवरय किरियाइ भणंति ।
जीवोवयोगसब्भावओ भवत्थस्स झाणाइं " ॥ ८६ ॥

( **ધ્યાનશતક.** )

૨ આ બાબતનું સ્પષ્ટીકરણ **વિશેષાવશ્યક**ની ૩૦૭૯, ૩૦૮૦ ગાથાઓમાં તથા યશોવિજયકૃત-**શાસ્ત્રવાર્તાસમુચ્ચય** ઉપરની-'**સ્યાદ્વાદકલ્પલતા**' ટીકાના ૩૩૯ મા પત્રમાં જોવું.

અને બીજો અર્થ શુક્લધ્યાનના ત્રીજા ભેદમાં, તથા ત્રીજો અર્થ શુક્લ-ધ્યાનના ચોથા ભેદમાં લાગૂ પડે છે.

સુનિશ્ચલ **મન** થવું એ છદ્મસ્થનું (કેવલજ્ઞાનરહિતનું) ધ્યાન છે, જ્યારે કેવલજ્ઞાનીનું ધ્યાન એજ છે કે શરીરની સુનિશ્ચલતા થવી. આભ્યન્તર અને બાહ્ય સર્વ ચેષ્ટાઓ-ક્રિયાઓનો પૂર્ણ નિરોધ કરવો, એ કેવલીનું ધ્યાન છે[૧].

ચોદમા ગુણસ્થાનમાં, બીજા શબ્દોમાં, શુક્લધ્યાનના ચોથા ભેદમાં બાકી રહેલ (અઘાતી) કર્મોનો સંપૂર્ણ ધ્વંસ થતાં આત્મા મુક્તિપદને પ્રાપ્ત થાય છે.

* * * *

* * * *

* * * *

* * * *

યોગનું ઉત્તમાંગ જે ધ્યાન, તેની છેવટની સ્થિતિ સુધી અવલોકન થઇ ગયું. હવે યોગનું સાધ્યબિન્દુ જે **કૈવલ્યપદ**, તેનું વિશેષ પ્રકારે નિરીક્ષણ કરવાની જરૂર સમજાય છે; અને તેને માટે **યોગાચાર્યો** જુદી જુદી દૃષ્ટિએ જુદી જુદી રીતે યોગના ભેદો કેવા પાડે છે, તે પણ વિચારી જવું પ્રસ્તુત છે. ચાલો, તે સાતમા પ્રકરણમાં જોઇ લઇએ.



૧ "जह छउमत्थस्स मणो झाणं भण्णइ सुनिच्चलो संतो ।
तह केवलिणो काओ सुनिच्चलो भन्नए झाणं" ॥ ८४ ॥

# सप्तम-प्रकरणम् ।

## योगश्रेणी ।

## SEVENTH CHAPTER.

### Various Kinds of Yoga.

( Shlokas 19 )

One who earnestly and sincerely desires the acquisition of the Yoga-wealth should first try to understand the natural attributes and pure properties of the soul. It embraces the study of realities, doctrines of passions and feelings, cognitions, volitions and other mental faculties and the tenets of the practical morality and ethics &c. The attainment of the highest perfection is his natural goal, and therefore he must adopt such means as would ensure success. The practice of steady contemplation on the Ātmā-spirit in all its aspects and directions is the sure means for reaching this noble and sublime goal ( ideal ). It requires a continued unbroken state of purity of mind and body displayed in the form of indifference to worldly objects and pleasures and

outward peace with inward tranquillity. The natural attributes of the soul are infinite knowledge, infinite perception, infinite happiness and infinite power. These acquisitions could be secured only by long and continued practice of right conduct brought on by right belief and right knowledge, because spiritual development grows side by side with that of physic and moral powers, so it is higly essential to eliminate the impure Kārmic forces ( passions, feelings, emotions and actions ) which clog the natural purity of the soul, *i. e.*, its inhering attributes and real properties and also to put an efficient check over the fresh entry of Kārmic energies brought on in various ways. Manifold are the methods and processes laid down in the scriptural text by the holy and venerable sages and saints from the infallible teaching of the Omniscient Masters as are briefly indicated hereafter.

पातञ्जलयोगमालोचयति—

मानसवृत्तिनिरोधं सम्प्रज्ञातेतरप्रकारतया ।
योगं वदन्ति तज्ज्ञा ध्यानविशेषोऽत्र च प्रथमः ॥ १ ॥

वृत्तिक्षयस्वरूपोऽसम्प्रज्ञातोऽस्ति, वृत्तयो मनसः ।
क्षीणा भवन्ति सर्वाः केवलबोधस्तदोदेति ॥ २ ॥

हस्य वृत्तयः खलु यदा निरुद्धा भवन्ति तत्कालः ।
गोऽसम्प्रज्ञाताद् न भिद्यते निर्वृतिद्वारम् ॥ ३ ॥

Restraining the functions of the mind is called

Yoga by those well-versed in the Yoga philosophy. The Yoga is twofold : ( 1 ) Samprajnāta; ( 2 ) Asamprajnāta. In the former kind of Yoga, Dhyāna is imperative ( or the former is a particular kind of Dhyāna ). The Asamprajnāta Samādhi is characterised by the destruction of the functions of the mind. When all the functions of the mind cease, the knowledge of the Absolute arises. That Yoga in which the functions of the body cease is also not different from the Asamprajnāta Yoga, and is also a way to absolution. ( 1-3 )

**પાતંજલયોગની આલોચના—**

" યોગના વિદ્વાનો ચિત્તવૃત્તિના નિરોધને **યોગ** કહે છે. તે યોગ બે પ્રકારે છે-'સંપ્રજ્ઞાત' અને 'અસંપ્રજ્ઞાત'. તેમાં પ્રથમ 'સંપ્રજ્ઞાત' એ ધ્યાનનો ભેદ છે. 'અસંપ્રજ્ઞાતયોગ', વૃત્તિઓના ક્ષયસ્વરૂપ છે. મનની તમામ વૃત્તિઓ ક્ષીણ થતાં જે 'કેવલજ્ઞાન' પ્રકટ થાય છે, તે પણ અસંપ્રજ્ઞાતયોગનુંજ ફળ છે; અને શરીરની વૃત્તિઓ જ્યારે સર્વથા નિરુદ્ધ થાય છે, ત્યારે તે વખતનો પણ યોગ, જે મુક્તિનું દ્વાર છે, અસંપ્રજ્ઞાતજ છે. "—૧, ૨, ૩.

**વ્યાખ્યા.**

**પતંજલિ** યોગનું લક્ષણ બતાવતાં કહે છે કે-"योगश्चित्तवृत्तिनिरोधः" અર્થાત્ ચિત્તવૃત્તિઓનો નિરોધ કરવો એ યોગ છે. આ લક્ષણ યથાર્થ છે. પરંતુ એટલું સમજી રાખવું જોઇએ કે આ લક્ષણ ઉચ્ચકોટીના યોગનું રચવામાં આવ્યું છે. **જૈનદૃષ્ટિએ** શુક્લધ્યાનનો બીજો ભેદ, કે જેની અંદર સમસ્ત ચિત્તવૃત્તિઓનો સર્વથા વિલય થઇ જાય છે અને તત્કાળ કેવળજ્ઞાન પ્રકટે છે, તે યોગની અંદર આ લક્ષણ બરાબર ઘટે છે. અગર આ લક્ષણમાં 'ચિત્તવૃત્તિ' શબ્દથી સમસ્ત ચિત્તવૃત્તિઓ લેવા ઉપર ભાર આપવામાં ન આવે, તો ઉચ્ચ યોગને મેળવવામાં સાધનભૂત-પ્રારંભથી લઇને-જેટલી યોગભૂમિકાઓ છે, તે સર્વની અંદર આ લક્ષણ પ્રાપ્ત થઇ

શકે છે. 'એકાગ્ર' કે 'નિરૂદ્ધ' અવસ્થા એકદમ પ્રાપ્ત થઇ શકતી નથી, અતઃ તે અવસ્થા ઉપર આવવાને જે જે સાધનભૂત માર્ગો છે, તે સર્વને યોગના વિભાગો તરીકે ગણવામાં બાધ નથી. ચિત્તની સંપૂર્ણ સાત્ત્વિક અવસ્થાની પ્રાપ્તિના ઉપાય તરીકે જે જે ભૂમિકાઓ ઉપર પસાર થવાની જરૂર છે, તે સર્વની અંદર અમુક અમુક અંશે ચિત્તવૃત્તિનો રોધ રહેલો હોવાથી તે બધી ભૂમિકાઓ યોગના લક્ષણમાં લઇ શકાય છે.

અહીં એક વાત ધ્યાન આપવા જેવી છે કે **જૈન** દૃષ્ટિએ ધ્યાનના જે બે વિભાગો, ધર્મધ્યાન અને શુક્લધ્યાન, બતાવવામાં આવ્યા છે, તેમાં ધર્મધ્યાનની અંદર અને શુક્લધ્યાનના પ્રથમ ભેદની અંદર ચિત્તનો વિલય કરવામાં આવતોજ નથી, કિન્તુ ચિત્તની એકાગ્ર શુભચિન્તાશ્રેણી ચાલે છે. વસ્તુતઃ ચિત્તને મારી નાંખવાનો પ્રયત્ન કરવાની જરૂરજ નથી અને એમ બનતું પણ નથી. હકીકત એમ છે કે ધર્મ-ધ્યાનના ભેદોમાંથી પસાર થઈ જ્યારે શુક્લધ્યાનના પ્રથમ ભેદમાં અવાય છે, ત્યારે તે દશામાં બહુજ એકાગ્ર સૂક્ષ્મ ચિન્તાશ્રેણી ચાલે છે, અને ત્યાર પછી શુક્લધ્યાનના બીજા પ્રકારમાં એક અણુના એક પર્યાય ઉપરજ પૂર જોશથી ધ્યાનાગ્નિ જાજ્વલ્યમાન હોય છે. તે ધ્યાનની સમાપ્તિ થતાંજ સ્વતએવ મનનો વિલય, આવરણોનો ક્ષય અને કેવલજ્ઞાનનો આવિર્ભાવ થઇ જાય છે.

પ્રશસ્ત મનના ત્રણ પ્રકારો એ છે કે–મનની શુભપ્રવૃત્તિ, મનની સ્થિરતા અને મનનો વિલય. ક્રિયાયોગની અંદર મનની શુભપ્રવૃત્તિ, જ્ઞાનયોગની અંદર મનની સ્થિરતા અને જ્ઞાનયોગની પરાકાષ્ઠાની સ્થિતિમાં મનનો વિલય થઇ જાય છે. છઠ્ઠા ગુણસ્થાન સુધી મનની શુભ પ્રવૃત્તિ છે, સાતમા ગુણસ્થાનથી મનની સ્થિરતાનો પ્રકર્ષ થાય છે અને બારમા ગુણસ્થાનના અન્તમાં મનનો વિલય થાય છે.

આના પછીના ચોથા શ્લોકમાં યોગના જે પાંચ પ્રકારો બતાવવામાં આવ્યા છે, તેમાં 'અધ્યાત્મ' અને 'ભાવના' એ મનની શુભ પ્રવૃત્તિમાં, 'ધ્યાન' તથા 'સમતા' એ મનની શુભપ્રવૃત્તિ તથા સ્થિરતામાં અને 'વૃત્તિસંક્ષય' એ મનના વિલયમાં આવે છે.

આ શ્લોકોમાં પતંજલિના બતાવેલા યોગના જે બે ભેદો–'સંપ્રજ્ઞાત' અને 'અસંપ્રજ્ઞાત'–ઉલ્લેખવામાં આવ્યા છે, તેમાં 'સંપ્રજ્ઞાત' સમાધિ

શુક્લધ્યાનના પ્રથમ ભેદ સુધીજ છે. શુક્લધ્યાનનો બીજો ભેદ 'અસમ્પ્રજ્ઞાત' સમાધિ છે. જે ધ્યાનમાં વિચારાત્મક જ્ઞાન વિદ્યમાન હોય, તે 'સંપ્રજ્ઞાત' સમાધિ છે અને જે ધ્યાનમાં વિચારાત્મક જ્ઞાનનો ક્ષય થાય, તે અસંપ્રજ્ઞાત સમાધિ છે. બારમા ગુણસ્થાને જો કે મનોવિચાર છે, પણ તે ક્ષણમાત્રજ અને પછી તત્કાળ મનનો વિલય થતાં વિચારજ્ઞાન નષ્ટ થાય છે, અને કૈવલ્યજ્ઞાનની જ્યોતિ પ્રકટે છે.

પતંજલિએ મનોવૃત્તિના નિરોધરૂપ એકજ યોગ બતાવ્યો છે, પરંતુ શરીરવૃત્તિનિરોધરૂપ યોગની પણ અગત્ય છે. એ વગર અશરીર-અમૂર્ત-નિરંજન-પરબ્રહ્મ અવસ્થા પ્રાપ્ત થઇ શકતી નથી. શરીરનિરોધરૂપ યોગ આયુષ્યની અન્તમાં તેરમું ગુણસ્થાન પૂર્ણ થતાં શરૂ થાય છે અને ચૌદમા ગુણસ્થાને તે યોગની પૂર્ણતા થતાં આત્મા સિદ્ધાવસ્થાને પ્રાપ્ત થાય છે. પરંતુ સર્વ યોગનું મૂળ ચિત્તવૃત્તિનિરોધજ છે, એમાં તો શકજ નથી. યોગનું સર્વસ્વ-યોગનું સંપૂર્ણ રહસ્ય ચિત્તવૃત્તિનિરોધમાં આવતું હોવાથી અને તેની પ્રાપ્તિ થતાં શરીર-નિરોધરૂપ યોગ સહજ મળી જતો હોવાથી તેને ( ચિત્તવૃત્તિનિરોધને ) **યોગનું લક્ષ** બનાવવામાં પતંજલિએ લગારે અનુચિત કર્યું નથી.

મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ એમ જે ત્રણ પ્રકારની ગુપ્તિઓ **જૈન**શાસ્ત્રોમાં બતાવી છે, તે યોગજ છે. મનોગુપ્તિ એટલે મનની શુદ્ધપ્રવૃત્તિ, મનની સ્થિરતા અને મનનો વિલય. મનોગુપ્તિના આ ત્રણ પ્રકારો ઉપર જોવાઇ ગયા છે. ગુપ્તિત્રયમાં મનોગુપ્તિનું પ્રાધાન્ય હોવાથી, પાછળની બે ગુપ્તિઓનું મનોગુપ્તિજ મૂળ હોવાથી અને મનોગુપ્તિના સદ્ભાવમાં પાછળની બે ગુપ્તિઓ સહેજે પ્રાપ્ત થઇ જતી હોવાથી મનોગુપ્તિ તરફજ ભાર દઇ શિક્ષા આપવી એ જરૂરી વાત છે. બાકી તો મન-વચન-કાય એ ત્રણે યોગના નિરોધની પૂર્ણતા એજ યોગની પૂર્ણતા છે, એ વાત દરેકને કબૂલ રાખવીજ પડશે; અને એજ પૂર્ણ યોગ અપવર્ગનું દ્વાર છે.

**अथ पञ्चधा योगपद्धतिमभिधत्ते—**

**अध्यात्मं भावना ध्यानं समता वृत्तिसंक्षयः ।**
**इत्येवमप्यनूचाना ऊचाना योगपद्धतिम् ॥ ४ ॥**

Those who are well-versed in Yoga ( Yogāchāryas ) have also laid down five kinds of Yoga as Adhyātma ( concentration on the Self ), Bhāvanā ( Reflections ), Dhyāna ( Meditation ), Samatā ( Quietude ) and Vrittikshaya ( Eradication of desires ). ( 4 )

**Notes** :—According to the Jain texts Yoga is also classified into Adhyātma, Bhāvanā, Dhyāna, Samatā, Vrittikshaya. An aspirant after Moksha must have the following requisites, *i. e.*, the close study of Dravyas, Tattvas, elucidated by competent Teachers, observance of the five full vows, keeping in view the high sentiments of universal friendship, compassion, delight, indifference, a firm and unshakable belief in the word of the Teacher. He becomes qualified after the attainment of right attitude. Adhyātma also comprises knowledge of the Self in its relation with the universe. Equipped with these capacities one realises the transcendental truth, *i. e.*, becomes a Perfect soul. Dhyāna and Bhāvanā Yogas are describel in chapters III, V and VI.

Samatā Yoga.—The ordinary Jiva, without proper discrimination, values things as suits his nature, habits and wants. This is due to his ignorance acquired from the past lives. From time without beginning he is in the habit of doing so. There is nothing good or bad inherent in the object, but it is due to the perversity of his mind that he thinks so. Samatā has a very wider signification. It means the proper realisation of the main principles

with the help of discriminate discernment. Samatā is also explained in chapter V.

Samatā Yoga, if properly practised helps the aspirant in reaching the final goal.

Vrittisankshaya Yoga aims at the restriction of the fluctuations, modifications and misconceptions of the mindstuff. Sensuous influences swaying the mind are subdued. The working of the mind exhibits three states as vividness, activity and inertia. When by continued contemplation, the covering of misconceptions is attenuated, discerning discrimination is awakened. When the last stains of Vritti are removed, the Supreme Spiritual Truth would be realised, and Vrittis would rise no more.

Yoga is also classified into Ichhā Yoga, Shāstra Yoga and Sāmarthya Yoga. Ichhā Yoga implies knowledge and desire for performing rites but laziness, the chief characteristic comes in his way. In Shāstra Yoga the aspirant advances in knowledge and belief and becomes alert and prompt and regularly performs rites and ceremonies. In the third Yoga, intuitional perception by the help of pre-eminent spiritual exercises is attained. It is beyond the reach of scriptural knowledge. The third is classified into Dharma-sanyāsa and Yoga-sanyāsa. There are successive stages of Yoga.

Again Yoga is classified into Mantra-Yoga. Laya-Yoga, Hatha-Yoga and Rāja-Yoga. Mantra-Yoga signifies the practice of the Mantras with

proper intonations of the sounds. The results would be the acquisition of wisdom along with the Siddhis. The Laya Yoga tends towards the absorption of the mind. It is practised in many ways. Hatha-Yoga signifies the practice of rigid bodily exerises; though it facilitates steady contemplation, yet it ends sometimes in the complete loss of bodily organs and powers. The guidance of a good spiritual teacher is essentially required. Rāja-Yoga is already described in the preceding pages.

Yoga is also classified into Jnāna-Yoga, Kriyā-Yoga and Bhakti-Yoga. Jnāna-Yoga and Kriyā-Yoga are described in the notes on verse I, chapter VI. Bhakti-Yoga signifies the practice of worshipping the Supreme Ideal with true love and piety without expecting reward in return. True devotion is inspired in the heart, being freed from all worldly grossness and impurities. With undecaying and unflinching faith the devotee worships the Supreme Ideal. None else in his view can be the worthy object of adoration. His faith, strengthened by meditation and devotion to the most Adorable Ideal results into true knowledge, and thus he achieves the final-goal the Realisation of Self. This path is meant for ordinary men and women who are unable to practise Rāja-Yoga and Jnāna-Yoga.

## બીજી રીતે યોગપદ્ધતિ—

" અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા અને વૃત્તિક્ષય એમ પાંચ પ્રકારની યોગપદ્ધતિ યોગાચાર્યોએ કહી છે. "—૮

**ભાવાર્થ.** પરમાત્માનો જપ કરવો એ પ્રથમ કર્મ **અધ્યાત્મ** છે.+

પરમાત્માને હમેશાં નિયમિત અને સ્થિર હૃદયથી જપવામાં આવે તો એથી ચિત્તના દોષો, કે જેને લીધે એકાગ્રતા સિદ્ધ કરી શકાતી નથી, તે ઠંડા પડી જાય છે. મન્ત્રવિશેષથી જેમ વિષ ઉતરી જાય છે, તેમ જપ કરવાથી વિઘ્નો ટળી જાય છે. જપ કેવા સ્થળે અને કેવી રીતે કરવો ? તેને માટે ભગવાન્ **હરિભદ્રસૂરિ** યોગબિન્દુમાં ફરમાવે છે કે—

" देवतापुरतो वाऽपि जले वाऽकलुषात्मनि ।
विशिष्टद्रुमकुञ्जे वा कर्त्तव्योऽयं सतां मतः " ॥ ३८२ ॥

" पवापलक्षितो यद्वा पुत्रजीवकमालया ।
नासाग्रस्थितया दृष्ट्या प्रशान्तेनान्तरात्मना " ॥ ३८३ ॥

" પ્રભુની પ્રતિમા આગળ, અથવા નિર્મલ જલાશયની નિકટ, યદ્વા સ્વચ્છ વનનિકુંજમાં પરમાત્માનો જપ કરવો. નાક ઉપર સ્થિર દૃષ્ટિ રાખી શાન્ત ચિત્તે આંગળીના વેઢાથી, અથવા રૂદ્રાક્ષમાળાથી જપ કરવો. "

અથવા મૈત્ર્યાદિસારભૂતતત્ત્વચિન્તન અને ઉચિત વર્ત્તન એ બંનેનો સહયોગ એ ' અધ્યાત્મ ' છે. આ અધ્યાત્મના નિરન્તરઅભ્યાસયુક્ત જે વિશુદ્ધભાવશ્રેણી, તેને ' ભાવના ' યોગ કહે છે. સ્થિર પ્રદીપની જેમ સ્થિર આલંબનવાળું શુદ્ધ ચિત્ત, તે ' ધ્યાન ' યોગ છે. ધ્યાનના પ્રકર્ષથી સંસારના સમ–વિષમ પ્રપંચો તરફ સમચિત્તવૃત્તિનો જે લાભ, તે ' સમતા ' યોગ છે. સર્વ વૃત્તિઓનો જે નિરોધ તે ' વૃત્તિસંક્ષય ' યોગ છે.

આ વૃત્તિસંક્ષય યોગ કેવલજ્ઞાને અને મુક્તિનું તાત્કાલિક સાધન છે. સર્વ મનોવૃત્તિઓનો સર્વથા સંક્ષય થતાં કેવલજ્ઞાન પ્રકટે છે, અને આયુષ્યના અન્તે શારીરિકયોગનિરોધ થતાં મોક્ષાવસ્થા પ્રાપ્ત થાય છે.

હઠયોગ, મન્ત્રયોગ, ભક્તિયોગ, ક્રિયાયોગ, જ્ઞાનયોગ, લયયોગ,

---

+ " आदिकर्मकमाश्रित्य जपो ह्यध्यात्ममुच्यते । "

—**યોગબિન્દુ.** ૩૮૦ મા શ્લોકમાં.

રાજયોગ વગેરે અનેક રીતના યોગના ભેદો પડે છે. આ બધાનું સ્વરૂપ હવે નવું જાણવાનું રહેતું નથી. તત્ર તત્ર સ્થળે આ બધા યોગોનું તાત્પર્ય જોવાઇજ ગયું છે. શ્વાસનિરોધ માટે હઠપ્રવૃત્તિ તે 'હઠયોગ' છે. **ઇશ્વરવાચક** કોઇ શબ્દનો એકાગ્ર જપ કરવો, અથવા તેનું પુનઃ પુનઃ ભાવન કરવું, તે 'મન્ત્રયોગ' છે. 'ભક્તિયોગ' ઇશ્વરની ઉપાસના કરવી એ છે. વિધિયુક્ત અનુષ્ઠાનોમાં પ્રયત્નશીલ રહેવું, એ 'ક્રિયાયોગ' છે. આત્મ-ચિન્તન તરફ મનોવૃત્તિનું સ્થૈર્ય તે 'જ્ઞાનયોગ' છે. એક વસ્તુ ઉપર મનની શુદ્ધ તલ્લીનતા થવી, એ 'લયયોગ' છે. સ્થિર સમાધિ એ 'રાજયોગ' છે.

ધ્યાનમાં રાખવું કે આ બધા યોગોનું રહસ્ય આત્માને નિર્મળ બનાવવામાંજ સમાયલું છે. હઠયોગથી પણ મન ઉપર અંકુશ મૂકવાની જ મતલબ છે. મન્ત્રયોગનું રહસ્ય પણ ચિત્તના કુસંસ્કારોનું પ્રક્ષાલન કરવામાંજ સમાયલું છે. ભક્તિયોગનો હેતુ પણ ચિત્તની પ્રસાદવૃત્તિ થવી એજ છે. ક્રિયાયોગનું કામ પણ જ્ઞાનયોગની ભૂમિકા બતાવવાનુંજ છે. જ્ઞાનયોગ, લયયોગ અને રાજયોગ એ ત્રણ તો પ્રાયઃ સમાનાર્થક છે. લયયોગ એ જ્ઞાનયોગની ઉચ્ચસ્થિતિ છે અને રાજયોગ એ લયયોગની પરાકાષ્ઠા છે. રાજયોગની પૂર્ણતા થતાં ચિત્તનો વિલય સ્વતઃ થઇ જાય છે, અને કૈવલ્યજ્ઞાનનો આવિર્ભાવ થાય છે. *

**प्रकारान्तरेण योगं त्रिधा विभजन् तं व्याख्यातुं प्रक्रमते—**

**इच्छा च शास्त्रं च समर्थता[1] चेत्येषोऽपि योगो मत आदिमोऽत्र ।**
**प्रमादतो ज्ञानवतोऽप्यनुष्ठा[2]ऽभिलाषिणोऽसुन्दरधर्मयोगः ॥ ९ ॥**

Ichhāyoga, Shāstrayoga and Sāmarthyayoga are also divisions of Yoga. The first of these is Ichhā-yoga where the Yogi though knowing and already

* આ યોગના ભેદોમાં કોઇ કોઇ યોગની જુદી જુદી વિવક્ષાથી જુદી જુદી રીતે પણ વ્યાખ્યા થઇ શકે છે. અહીં તો સાધારણ અને માન્ય રીતેજ આ સમજુતી આપી છે.

१ सामर्थ्ययोगः । २ अनुष्ठानम्–अनुष्ठा ।

desirous of performing religious practices is lazy and therefore this Yoga is looked upon as imperfect. (5)

**પ્રકારાન્તરથી યોગવિભાગ અને ઇચ્છાયોગ—**

" ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગ એમ પણ યોગના ત્રણ વિભાગો પાડવામાં આવ્યા છે. જે જ્ઞાનવાન્ છે, છતાં પ્રમાદવશાત્ યથાર્થ શુદ્ધક્રિયામાં પ્રવૃત્તિ કરી શકતો નથી, એવા મનુષ્યનો શુદ્ધ ક્રિયાઓ કરવાનો જે ઉત્કટ અભિલાષ, તેને ' ઇચ્છાયોગ ' કહે છે. "—૫

**उक्त इच्छायोगः, अथ शास्त्रयोगः—**

**श्रद्धान–बोधौ दधतः प्रकृष्टौ हतप्रमादस्य यथाऽऽत्मशक्ति।**
**यो धर्मयोगो वचनानुसारी स शास्त्रयोगः परिवेदितव्यः ॥ ६ ॥**

It is called Shāstrayoga where the degree of right belief and that of right knowledge are higher than what it is in the Ichhayoga and where laziness is destroyed and where the practice of religious ceremonies is in strict conformity with scriptures according to the capacity of a Yogi. ( 6 )

**શાસ્ત્રયોગ—**

" ઉત્કૃષ્ટ શ્રદ્ધાન અને બોધવાળા તથા અપ્રમાદી એવા મહાત્માનું યથાશક્તિ **આગમ** અનુસાર જે સ્વચ્છ ધર્મક્રિયા–આચરણ, તેને 'શાસ્ત્રયોગ' કહેવામાં આવે છે. "—૬

**सामर्थ्ययोगः—**

**शास्त्रादुपायान् विदुषो महर्षेः शास्त्राऽप्रसाध्यानुभवाधिरोहः।**
**उत्कृष्टसामर्थ्यतया भवेद् यः सामर्थ्ययोगं तमुदाहरन्ति ॥ ७ ॥**

The wise persons call it Sāmarthyayoga wherein the great sages conversant with the means or relig-

ious rites achieve through their pre-eminent spiritual exercises such intuitional perception as is unattainable even with scriptural knowledge. ( 7 )

**સામર્થ્ય યોગ—**

" શાસ્ત્રોથી સાધ્યમાર્ગનાં સાધનોને બહુજ સૂક્ષ્મ રીતે જાણતા એવા મહર્ષિને, ઉત્કૃષ્ટ સામર્થ્યનો વિકાસ થતાં, શાસ્ત્રોથી પ્રાપ્ત ન થઇ શકે એવા અનુભવના માર્ગ ઉપર જે પહોંચવું, તેને ' સામર્થ્યયોગ ' કહે છે. "—૭

**सामर्थ्ययोगसम्बन्धि निवेदयति—**

**न सिद्धिसम्पादनहेतुभेदाः सर्वेऽपि शास्त्राच्छकनीयबोधाः ।**
**सर्वज्ञता तच्छ्रुतितोऽन्यथा स्यात् तत्प्रातिभज्ञानगतः स योगः ॥८॥**

**तत् प्रातिभं केवलबोधभानोः प्राग्वृत्तिकं स्यादरुणोदयाभम् ।**
**'ऋतम्भरा' 'तारक' एवमादिनामानि तस्मिन्नवदन् परेऽपि ॥९॥**

All the special means for the achievement of perfection are not even capable of cognition through scriptures. If it be so, Omniscience can be obtained by the hearing of scriptures only, but it is otherwise. ( The attainment of high knowledge through religious books or scriptures is however quite indirect.) So this Sāmarthyayoga is calculated to reveal intuitional knowledge. ( 8 )

Prātibhajnana is the morning light of the rising sun ( *i. e.*, the morning twilight precedes the rise of the sun in the morning, so the intuitional divine knowledge precedes the absolute knowledge ). Other Yogis even introduce this knowledge as holding to the truth or spiritual clearness. ( 9 )

**પ્રસ્તુત નિવેદન—**

" સાધ્યને સિદ્ધ કરી આપનારાં તમામ સાધનો શાસ્ત્રોથી જાણી શકાતાં નથી. એમ જો થતું હોત તો શાસ્ત્રશ્રવણમાત્રથી દરેકને અનુભવ-જ્ઞાન મળી જાત અને બધાએ સર્વજ્ઞ બની જાત. માટે આ યોગ ( સામર્થ્યયોગ ) 'પ્રાતિભ' જ્ઞાનનો વિષય છે. 'પ્રાતિભ' જ્ઞાન કેવલ-જ્ઞાનરૂપ સૂર્યના પૂર્વભાવિ અરૂણોદયસમાન છે. અન્ય યોગીઓ આ જ્ઞાનનો 'ઋતંભરા' 'તારક' વગેરે નામોથી વ્યવહાર કરે છે. "—૮, ૯

**વ્યાખ્યા.**

ઉત્કૃષ્ટ યોગ ઉપર આવવા માટે ઉત્કૃષ્ટ જ્ઞાનની જરૂર છે. ઉત્કૃષ્ટ યોગની પદ્ધતિના જ્ઞાન વગર ઉત્કૃષ્ટ યોગ સાધી શકાતો નથી. ઉત્કૃષ્ટ યોગની પદ્ધતિનું જ્ઞાન શાસ્ત્રોથી મળી શકે તેમ નથી. એ માટે શાસ્ત્રોનાં સૂક્ષ્મ તત્ત્વોમાં સારી પેઠે અવગાહન કરતા અપ્રમત્ત અભ્યાસી મહર્ષિને અભ્યાસનો પરિપાક થતાં એવો અનુભવ પ્રકટે છે કે જે ઉત્કૃષ્ટ યોગની ( સામર્થ્યયોગની ) પદ્ધતિ ઉપર બહુ સુંદર અજવાળું નાંખે છે. એ અજવાળાથી—એ જ્ઞાનાલોકથી તે યોગ ઉપર બહુ સારી રીતે પસાર થઈ શકાય છે. એ જ્ઞાનાલોકને 'પ્રાતિભ' નામ આપવામાં આવ્યું છે. બહુજ ઉંચી આત્મસ્થિતિએ પહોંચેલાઓને એ જ્ઞાનાલોકનો પ્રાદુર્ભાવ થાય છે.

જેમ અરૂણોદય રાત્રિ અને દિવસ બંનેથી સંબન્ધ રાખે છે, તેમ આ જ્ઞાન શ્રુતજ્ઞાન અને કેવલજ્ઞાન એ બંનેથી સંબન્ધ રાખે છે. કેવલ-જ્ઞાન અને શ્રુતજ્ઞાન એ બંનેની મધ્યકોટીમાં આ જ્ઞાન વ્યવસ્થિત છે. અતઃ એ બંનેથી અભિન્ન કહી શકાય છે. જુઓ **યોગદૃષ્ટિસમુચ્ચયનો** અને યશોવિજયકૃત ૧૯ મી બત્રીશીનો આઠમો શ્લોક.

અહીં પ્રસંગતઃ જ્ઞાનના ભેદો **જૈનદૃષ્ટિએ** વિચારી જવા પ્રસ્તુત છે.

આત્માનો મુખ્ય ગુણ **જ્ઞાન** છે. તેનો આવિર્ભાવ જ્ઞાનાવરણ કર્મના વિલય ઉપર આધાર રાખે છે. એ આવરણનો જેમ જેમ હ્રાસ થતો જાય છે, તેમ તેમ જ્ઞાનમાત્રાનો વિકાસ થતો જાય છે. આથી જ્ઞાનના સંખ્યાતીત ભેદો પડી શકે, એ દેખીતી વાત છે. છતાં **જૈનશાસ્ત્રકારો**

જ્ઞાનનો પાંચ વિભાગોમાં સંગ્રહ કરે છે. તે પાંચ વિભાગો—મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યાયજ્ઞાન અને કેવલજ્ઞાન.

મનયુક્ત ઇન્દ્રિય અને પદાર્થના સંબન્ધથી અથવા કેવળ મનદ્વારા ઉત્પન્ન થતું જે જ્ઞાન તે **મતિજ્ઞાન** છે. ચક્ષુદ્વારા જે રૂપનું દર્શન થવું, જિહ્વાદ્વારા જે રસગ્રહણ થવું, નાસિકાદ્વારા જે ગન્ધગ્રહણ થવું, ત્વચા દ્વારા જે સ્પર્શન થવું, શ્રોત્રદ્વારા જે શબ્દશ્રવણ થવું અને મનદ્વારા જે આલોચન થવું, તે બધું મતિજ્ઞાન છે. મતિજ્ઞાનના ચાર ભેદો પાડયા છે-અવગ્રહ, ઇહા, અવાય અને ધારણા. અર્થનું જે સામાન્ય ગ્રહણ તે અવગ્રહ, ત્યારપછી વસ્તુનો જે પરામર્શ તે ઇહા, વસ્તુનું અવધારણ તે અવાય અને અવધારણની અવિચ્યુતિ-વાસના–સ્મરણરૂપા જે અવસ્થા તે ધારણા છે. છએ ઇન્દ્રિયોથી ( ચક્ષુ આદિ પાંચ અને મનથી ) ઉત્પન્ન થતા મતિજ્ઞાનમાં આ ચાર ભેદો પ્રાપ્ત થાય છે. આ ઉપરથી ઇન્દ્રિય-અર્થના સંબન્ધથી ઉપજતું જ્ઞાન એજ મતિજ્ઞાનનું લક્ષણ છે. શાબ્દબોધ અર્થાત્ શબ્દશ્રવણથી ઉપજતો જે બોધ તે **શ્રુતજ્ઞાન** છે. અહીં તર્ક દૃષ્ટિએ એમ કહી શકાય કે મતિજ્ઞાનનું લક્ષણ શ્રુતજ્ઞાનમાં પ્રાપ્ત થાય છે; કેમકે મતિજ્ઞાનનું-ઇન્દ્રિયાર્થસંબન્ધથી ઉત્પન્ન થવારૂપ લક્ષણ શ્રુતજ્ઞાનમાં આવી જાય છે. તો આ 'અતિવ્યાપ્તિ' દોષનો નિરાસ કરવા માટે મતિજ્ઞાનના લક્ષણમાં શબ્દબોધભિન્નત્વ એટલું ઉમેરી દેવું. શબ્દજનિત અર્થબોધથી અતિરિક્ત એવો જે ઇન્દ્રિયાર્થસંબન્ધજન્ય બોધ તે મતિજ્ઞાન છે. આવી રીતે લક્ષણનો પરિષ્કાર કરવાથી દોષનો અવકાશ રહેશે નહિ.

શ્રુતજ્ઞાનનું લક્ષણ શાબ્દબોધ અર્થાત્ શબ્દજનિત અર્થબોધ છે, એ કહેવાઇ ગયું છે. આ લક્ષણ નિર્દોષ છે, કેમકે તે સર્વ શ્રુતજ્ઞાનમાં રહી કરીને અન્યત્ર જતું નથી. શ્રોત્રેન્દ્રિયને લગતા શબ્દના અવગ્રહ, ઇહા વગેરે શબ્દવિષયક છે, પણ તે શબ્દજનિત–અર્થબોધરૂપ નથી, માટે એમાં શ્રુતજ્ઞાનની અતિવ્યાપ્તિનો પ્રસંગ આવતો નથી; તેમજ વિચારણાસ્વરૂપ ઈહામાં આન્તરિક શબ્દોલ્લેખ હોવા છતાં પણ તે શબ્દજનિત–અર્થ-બોધરૂપ નહિ હોવાથી તેમાં પણ પ્રસ્તુત લક્ષણ ચાલ્યું જતું નથી.

અહીં એક પ્રશ્ન ઉભો થઇ શકે છે કે—પુસ્તક વાંચનથી થતું જે જ્ઞાન, હાથની ચેષ્ટા, ઉધરસ–છીંક વગેરેથી થતું જે જ્ઞાન, તારના કટકટ શબ્દોથી થતું જે જ્ઞાન એ બધાં જ્ઞાનો શબ્દજનિત

અર્થબોધરૂપ નહિ હોવાથી શાબ્દબોધ કહી શકાય નહિ, તો તે જ્ઞાનોનો મતિજ્ઞાનમાં યા શ્રુતજ્ઞાનમાં સમાવેશ કરવો ? આના સમાધાનમાં સમજવું કે-એ બધાં જ્ઞાનો શાબ્દબોધ છે. હકીકત એમ છે કે શબ્દ સાંભળીને અર્થનો જે બોધ થાય છે, તે, શબ્દ અર્થના સંકેતસ્મરણને આભારી છે. વાદિ **દેવસૂરિ** મહારાજનું સૂત્ર છે કે—

" स्वाभाविकसामर्थ्य-समयाभ्यामर्थबोधनिबन्धनं शब्दः । "+

અર્થાત્—શબ્દથી અર્થનો બોધ થવામાં સ્વાભાવિક શક્તિ અને **સંકેત** એ બંને કારણો છે. જે શબ્દનો જે અર્થમાં સંકેત જાણ્યા પછી તે શબ્દથી તે અર્થનું પ્રતિભાન તરત થાય છે. આ ઉપરથી પ્રસ્તુતમાં એજ તાત્પર્ય ખેંચવાનું છે કે **સંકેત સ્મરણ**થી થતાં જ્ઞાનો **શાબ્દબોધ** જ છે. ઉધરસ, છીંક, હસ્તચેષ્ટા, વગેરે જો કે શબ્દ નથી, છતાં તેનાથી અર્થબોધ થવામાં સંકેતસ્મરણનીજ પ્રધાનતા હોવાથી તેનાથી થતો બોધ શાબ્દબોધ કહી શકાય છે. પુસ્તકનું વાંચન કરવામાં શ્રોત્રેન્દ્રિયનો નહિ, કિન્તુ ચક્ષુનો વ્યાપાર હોવા છતાં તે અક્ષરોથી બોધ સંકેતજ્ઞાન દ્વારા થતો હોવાથી તે વાંચનથી થતું જ્ઞાન શાબ્દબોધજ સમજવું. એ પ્રમાણે ઉપસેલા અક્ષરો ઉપર હાથ ફેરવી ફેરવી **આંધળા માણસો** જે વાંચે છે* અને બ્હેરા તથા મૂંગા માણસોને હાથની નિશાનીઓથી સમજાવતાં તેઓને જે સમજણ પડે છે, તે બધું શાબ્દબોધજ છે. આ રીતે શાબ્દબોધની વ્યાખ્યા સર્વત્ર સમજી લેવી, અને જે જે શાબ્દબોધ તે શ્રુતજ્ઞાન સમજવું.

મતિજ્ઞાનના ભેદો પૈકી જે શ્રુતનિશ્રિત ભેદ છે, તે શાબ્દબોધ નહિ હોવાથી શ્રુતજ્ઞાન કહેવાય નહિ, એ ધ્યાનમાં રાખવું. છોકરાને " આને ટોપી કહેવાય, આને છત્રી કહેવાય, આને ઘડીઆળ કહેવાય "—એ પ્રકારે શિખવ્યા પછી જ્યારે તે છોકરો ઘડીઆળને જોઇને ઘડીઆળ સમજે છે, ત્યારે તેનું તે જ્ઞાન પૂર્વકાળમાં પ્રાપ્ત થયેલા શાબ્દબોધના સંસ્કારથી

---

+ **પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર**ના ચોથા પરિચ્છેદનું ૧૧ મું સૂત્ર.

* વાંચવું, એ દેખતા માણસોને ચક્ષુથી અને આંધળા માણસોને સ્પર્શનથી થાય છે.

ઉત્પન્ન થયેલું હોવાથી, પરંતુ અત્યારે શાબ્દબોધરૂપ ન હોવાથી ( શ્રુત-નિશ્રિત ) મતિજ્ઞાન કહેવાય, શ્રુતજ્ઞાન કહેવાય નહિ.

ઉપરની હકીકતથી એ જાણી શકાય છે કે શ્રુતજ્ઞાન મતિજ્ઞાનપૂર્વકજ હોય છે; કેમકે શબ્દનું શ્રવણ, અક્ષરોનું અવલોકન, હસ્તાદિ-ચેષ્ટાઓનું દર્શન અથવા સ્પર્શન થયા પછીજ સંકેતજ્ઞાનદ્વારા શાબ્દબોધ થાય છે; અને એથીજ શાબ્દબોધની પૂર્વે શબ્દાદિવિષયક, શ્રોત્રાદીન્દ્રિયજનિત, અવગ્રહાદિ નિયમેન હોય છે. આ માટે શ્રુતજ્ઞાનની પૂર્વે મતિજ્ઞાનનો અવશ્યંભાવ છે. આ સઘળા ઉપરથી મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનનું પાર્થક્ય સ્પષ્ટ રીતે સમજી શકાય છે. ×

મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન પરોક્ષ પ્રમાણ છે. મનસહિત ચક્ષુ આદિ પાંચે ઇન્દ્રિયોથી જે રૂપ, રસ આદિનું જ્ઞાન થાય છે, અર્થાત ચક્ષુથી રૂપ જોવાય છે, જીભથી રસ ગ્રહણ કરાય છે, નાકથી ગન્ધ લેવાય છે, ત્વચાથી સ્પર્શ કરાય છે અને કાનથી શબ્દ શ્રવણ કરાય છે, એ બધાં વસ્તુતઃ પરોક્ષ છે; કારણ કે તે અન્યદ્વારા ઉત્પન્ન થનારાં છે. જેમ અનુમાનપ્રમાણ અન્યદ્વારા ( હેતુદર્શનાદિદ્વારા ) ઉત્પન્ન થતું હોવાથી પરોક્ષ છે, તેમ આત્માથી પૃથગ્ભૂત, અતએવ આત્માથી પર એવી ઇન્દ્રિયોથી ઉત્પન્ન થનારાં રૂપ-રસાદિજ્ઞાનો પણ પરોક્ષજ સિદ્ધ થાય છે. આમ હોવા છતાં પણ **વ્યવહારદૃષ્ટિએ** તે પ્રત્યક્ષ કહી શકાય છે.

બે જ્ઞાન જોયાં. ત્યાર પછી **અવધિજ્ઞાન** આવે છે. આ જ્ઞાનના સંખ્યાતીત ભેદો છે. આ જ્ઞાનનું સ્વરૂપ અહીં એટલુંજ સમજવું બસ છે કે આ જ્ઞાનવાળો દૂર દૂરના રૂપી પદાર્થોને સ્પષ્ટ જોઇ શકે છે. જેમ આ-

---

× ભગવાન્ **જિનભદ્રગણિક્ષમાશ્રમણ**-[1] " मइभेओ चेव सुअं " એ વાકયથી શ્રુતજ્ઞાનને મતિજ્ઞાનનો ભેદજ બતાવે છે. ભગવાન્ **સિદ્ધસેન-દિવાકર**-[2] " वैयर्थ्यातिप्रसंगाभ्यां न मत्यभ्यधिकं श्रुतम् " એ શ્લોકથી ત્યાં સુધી કહે છે કે શ્રુતજ્ઞાન મતિજ્ઞાનથી અતિરિક્ત નથી. **શાસ્ત્રો**માં તે એનો જે ભેદોલ્લેખ કરવામાં આવ્યો છે, તે **ગોબલીવર્દ** ન્યાયને આશ્રીને સમજવો.

---

૧ **વિશેષાવશ્યકભાષ્ય**, ગાથા ૮૬ મી. ૨ **સિદ્ધસેનદિવાકરકૃત** દ્વાત્રિંશદ્-દ્વાત્રિંશિકા.

પણ આપણી સ્હામેની વસ્તુને પ્રત્યક્ષ જોઇ શકીએ છીએ, તેમ આ જ્ઞાનવાળો, તેના અવધિજ્ઞાનની જેટલી અવધિ હોય, તેટલી હદમાંના રૂપી પદાર્થોને પ્રત્યક્ષ જોઇ શકે છે. અવધિજ્ઞાનની હદ એક પ્રકારની છે નહિ, કે જેથી તે બતાવી શકાય. એજ માટે અવધિજ્ઞાનના અનન્ત ભેદો કહ્યા છે. ઉત્કૃષ્ટ અવધિજ્ઞાન સર્વ લોકના રૂપી પદાર્થોને પ્રત્યક્ષ કરે છે.

ચોથું **મનઃપર્યાયજ્ઞાન** મનવાળા પ્રાણિઓનાં મનનાં પરિવર્ત્તનને પ્રત્યક્ષ જોનારૂં છે. અમુક માણસ મનમાં શું ચિંતવી રહ્યો છે, તે મનઃપર્યાયજ્ઞાનવાળો સુસ્પષ્ટ જોઇ શકે છે. અહીં એટલું ધ્યાનમાં રાખવું કે મનઃપર્યાયજ્ઞાનવાળો ફક્ત મનરૂપે પરિણમેલાં દ્રવ્યોનેજ પ્રત્યક્ષ જુએ છે. અધ્યવસાયાત્મક ભાવમનને તે પ્રત્યક્ષ જોઇ શકે નહિ; કેમકે તે જ્ઞાનરૂપ હોવાથી અમૂર્ત્ત છે અને અમૂર્ત્ત વસ્તુ કેવલજ્ઞાન સિવાય પ્રત્યક્ષ થઇ શકેજ નહિ. એ માટે મનરૂપે પરિણમેલાં દ્રવ્યોને સુસ્પષ્ટ પ્રત્યક્ષ જોનાર મનઃપર્યાયજ્ઞાની ચિન્તનીય વસ્તુને પ્રત્યક્ષ જોઇ શકતો નથી, કિન્તુ અનુમાનથી જાણે છે. અતએવ મનઃપર્યાયજ્ઞાનનું લક્ષણ—'मनोमात्र साक्षात्कारि' એ પ્રકારે ઘડવામાં આવ્યું છે.

મનઃપર્યાયજ્ઞાનના બે ભેદો છે—ઋજુમતિ અને વિપુલમતિ. આ બનેમાં બે બાબતોથી ફરક છે-વિશુદ્ધિથી અને પતનના અભાવથી. પ્રથમ ભેદ કરતાં બીજો ભેદ અતિશુદ્ધ છે અને પ્રથમ ભેદનો પાત પણ થાય છે, જ્યારે બીજો ભેદ અપ્રતિપાતી છે.*

---

*અવધિજ્ઞાન અને મનઃપર્યાયજ્ઞાન એ બંને જ્ઞાન રૂપી પદાર્થોને વિષય કરનારાં છે. મનઃપર્યાયજ્ઞાનના વિષયક્ષેત્ર કરતાં અવધિજ્ઞાનનું વિષયક્ષેત્ર મોટું છે. આથી અવધિજ્ઞાનના અસંખ્ય-અનન્ત ભેદોમાં મનઃપર્યાયજ્ઞાનને શામિલ કરી શકાય છે, એમ ભગવાન્ **સિદ્ધસેનદિવાકર નિશ્ચયદ્વાત્રિંશિકામાં** + જણાવે છે.

---

+ આ શ્લોકથી—

"प्रार्थना-प्रतिघाताभ्यां चेष्टन्ते द्वीन्द्रियादयः ।
मनःपर्यायविज्ञानं युक्तं तेषु न चान्यथा" ॥

પાંચમું [1]**કેવલજ્ઞાન** સકલલોકાલોકપ્રકાશક છે. આ જ્ઞાનના અભ્યુદયથી આત્મા સર્વજ્ઞ બને છે-પરમાત્મા-પરમેશ્વર બને છે.

પાંચ જ્ઞાનો જોયાં. પાછળનાં ત્રણ જ્ઞાન વાસ્તવિક-પારમાર્થિક પ્રત્યક્ષ છે. તેમાં છેલ્લું સકલ-સંપૂર્ણ પ્રત્યક્ષ છે અને તેની પૂર્વેનાં બે વિકલ-અપૂર્ણ પ્રત્યક્ષ છે. શરૂઆતનાં ચાર જ્ઞાનો જ્ઞાનાવરણના ક્ષયોપશમથી પ્રકટ

---

૧ જ્ઞાનાવરણના વિલયથી જેમ જ્ઞાનનો આવિર્ભાવ થાય છે, તેમ દર્શનાવરણના વિલયથી દર્શનનો આવિર્ભાવ થાય છે. જ્ઞાન અને દર્શનમાં વધુ ફરક નથી. દર્શન પણ જ્ઞાનજ છે. વસ્તુમાત્ર સામાન્ય અને વિશેષ એમ બંને સ્વરૂપવાળી હોવાથી સામાન્યાકારગ્રાહિ જ્ઞાનને 'દર્શન' એવું જુદું નામ આપવામાં આવ્યું છે. આ દર્શન દર્શનાવરણ કર્મના વિલયનું ફળ છે. છદ્મસ્થોને ( અપૂર્ણજ્ઞાનીઓને ) જ્ઞાનની પૂર્વે દર્શન હોયજ છે. અર્થાત્ જ્ઞાન નિયમેન દર્શનપૂર્વક હોય છે. પરંતુ કેવલજ્ઞાનીને પ્રથમ ક્ષણે જ્ઞાન ( કેવલજ્ઞાન ) અને દ્વિતીય ક્ષણે દર્શન ( કેવલદર્શન ) નો ઉપયોગ રહે છે. આ સંબન્ધમાં પૂજ્યપાદોના મતભેદો જોવાય છે. કેવલજ્ઞાનીને પૂર્વ ક્ષણમાં કેવલજ્ઞાન અને ઉત્તરક્ષણમાં કેવલદર્શન, એમ ક્રમશઃ ઉપયોગ હોવાની માન્યતા ભગવાન્ **જિનભદ્રગણિ ક્ષમાશ્રમણની** છે; એકજ ક્ષણમાં એકજ સમયમાં યુગપત્ એક સાથે એ બંને ઉપયોગ કેવલીને રહે છે, એમ ભગવાન્ **મલ્લવાદીનું** કહેવું છે; અને જે કેવલજ્ઞાન તેજ કેવલદર્શન, અર્થાત્ એ બંને એકજ છે, એવો સિદ્ધાન્ત ભગવાન્ **સિદ્ધસેનદિવાકરનો** છે.*

---

* **નન્દીસૂત્ર**ની વૃત્તિ વગેરે અનેક સ્થળે કેવલજ્ઞાન-કેવલદર્શનના યુગપદ્ભાવનો સિદ્ધાન્ત સિદ્ધસેનદિવાકરનો છે, એમ જે કહેવામાં આવ્યું છે, તેનું કારણ એટલુંજ છે કે **સમ્મતિ**-પ્રકરણમાં કેવલજ્ઞાન-કેવલદર્શનના ક્રમિકવાદને અયુક્ત ઠરાવવા માટે સિદ્ધસેનદિવાકરે પ્રથમતઃ યુગપદ્વાદને હાથમાં લીધો છે. પરંતુ તેમનો એ ખાસ અંગત સિદ્ધાન્ત નથી. યુગપદ્વાદના સિદ્ધાન્તથી ક્રમિકવાદને નિરસ્ત કર્યા પછી, તેઓ " કેવલજ્ઞાન-કેવલદર્શન એકજ છે " એ પોતાના સિદ્ધાન્તને સમર્થન કરવાનો પ્રારંભ કરે છે.

આ વિષય **સમ્મતિ**-પ્રકરણ તથા યશોવિજયોપાધ્યાયકૃત '**જ્ઞાનબિન્દુ**' માં ચર્ચ્યો છે.

થનારાં છે. અતએવ તે 'ક્ષાયોપશમિક' કહેવાય છે. છેલ્લું જ્ઞાન જ્ઞાનાવરણના સમૂળ ક્ષયથી ઉત્પન્ન થાય છે, જેથી તે 'ક્ષાયિક' કહેવાય છે. ક્ષયોપશમ એટલે ક્ષય-ઉપશમ, એમ સાદો અર્થ દરેક સમજી શકે તેમ છે, પણ એ વિષે લગાર ગંભીરતાથી વિચાર કરવો જોઇશે.

ક્ષયોપશમમાં ક્ષય અને ઉપશમ એ બે શબ્દો છે. અગ્નિ ઉપર પાણી નાંખી અગ્નિને ઓલવવો, એ ક્ષય સમજવો; અને અગ્નિ ઉપર ધૂળ કે રાખ નાંખવી એ ઉપશમ સમજવો. આ પ્રમાણે ક્ષય અને ઉપશમની સાધારણ રીતે સમજુતી અપાય છે. પરંતુ ક્ષયોપશમ એ ક્ષય અને ઉપશમ એ બંનેથી ભિન્ન ત્રીજો પ્રકાર છે. કર્મનો વિધ્વંસ એ ક્ષય, કર્મની ભસ્મચ્છન્નાગ્નિવત્ જે સ્થિતિ તે ઉપશમ અને ક્ષય તથા ઉપશમનો સહયોગ તે ક્ષયોપશમ.

કર્મના આઠ પ્રકારો જોઇ ગયા છીએ. તેમાં જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય અને અન્તરાય એ ચાર કર્મો +**ઘાતી** કહેવાય છે, અને બાકીનાં અઘાતી. તેમાં મોહનીયકર્મનોજ **ઉપશમ** અને ચાર ઘાતિ કર્મોનોજ ક્ષયોપશમ સમજવો; અર્થાત્ મોહનીય વિના અન્ય કર્મનો ઉપશમ હોતો નથી અને ચાર ઘાતી કર્મો વિના અન્યનો ક્ષયોપશમ હોતો નથી.

ઉપર્યુક્ત ચાર ઘાતિ કર્મોના અવાન્તર પ્રકારો અહીં જોવા પડશે. જ્ઞાનાવરણના પાંચ પ્રકારો—[1]મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ, અવધિજ્ઞાનાવરણ, મનઃપર્યાયજ્ઞાનાવરણ અને કેવલજ્ઞાનાવરણ. દર્શનાવરણના નવ પ્રકારો—ચક્ષુર્દર્શનાવરણ[2], અચક્ષુર્દર્શનાવરણ, અવધિદર્શનાવરણ, કેવલ-દર્શનાવરણ અને પાંચ જાતની નિદ્રા[3]. મોહનીયકર્મના ૨૮ પ્રકારો—

---

+ આત્માના કેવલજ્ઞાનાદિ મૂળ ગુણોને હણનાર હોવાથી **ઘાતી** કહેવાય છે.

૧ પાંચ જ્ઞાનો જોઇ ગયા છીએ, તેનાં આવરણો પણ પાંચ હોયજ.

૨ જ્ઞાન-દર્શનનો પણ વિવેક ટૂંકમાં જોઇ લીધો છે. જ્ઞાનની પૂર્વે દર્શનનો નિયમ હોવાથી અથવા જ્ઞાન-દર્શનનો ક્રમભાવિ નિયમ હોવાથી જ્ઞાનની જેમ દર્શનના પણ ભેદો હોવા ન્યાયસિદ્ધ છે.

૩ જે નિદ્રામાંથી તરત જગાય, તે **નિદ્રા**, મુશ્કેલીથી જગાય તે **નિદ્રાનિદ્રા**, બેઠાં બેઠાં યા ઉભાં ઉભાં ઉંઘાય તે **પ્રચલા**, ચાલતાં

[1]મિથ્યાત્વમોહનીય, સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીય એ દર્શન મોહનીયના ત્રણ, તથા સોળ [2]કષાય અને નવ નોકષાય એ ચારિત્રમોહ નીયના પચીશ. અન્તરાયના પાંચ-[3]દાનાન્તરાય, લાભાન્તરાય, ભોગ ન્તરાય, ઉપભોગાન્તરાય અને વીર્યાન્તરાય. આ પ્રમાણે ઘાતિકર્મના ૪૧ ભેદો થયા. તેમાં કેવલજ્ઞાનાવરણ, કેવલદર્શનાવરણ, અનન્તાનુબન્ધી ચાર અપ્રત્યાખ્યાનાવરણ ચાર, પ્રત્યાખ્યાનાવરણ ચાર, મિથ્યાત્વ અને પાંચ નિદ્રા એમ વીશ પ્રકૃતિઓ સર્વઘાતિ-અને બાકીની સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીય એ બેને [4]વર્જી-પચીશ પ્રકૃતિઓ દેશઘાતિ સમજવી જે પ્રકૃતિઓ પોતાના વિરોધી આત્મગુણને સર્વથા હણે, તે સર્વઘાતિ અને એકદેશે હણે, તે દેશઘાતી કહેવાય.

જેમ વાદળાંમાં સપડાયલા સૂર્યનો જળહળતો પ્રકાશ પણ વાદળાં માંથી ઝાંખો નિકળે છે, અને તેજ ઝાંખો પ્રકાશ, અનેક છિદ્રવાળો પડદે લગાવેલા ઘરમાં વધારે ઝાંખો પડે છે, તેમ કેવલજ્ઞાનાવરણથી આચ્છા- દિત થયેલ કેવલજ્ઞાનાલોકની પ્રભા કેવલજ્ઞાનાવરણમાંથી પણ ઝાંખી ઝાંખી અવશ્ય બહાર નિકળે છે, પરંતુ તેના ઉપર પણ પડદા છે, એથી, અર્થાત્ અનેક છિદ્રવાળા પડદા જેવાં મતિજ્ઞાનાવરણ આદિ આવરણો માંથી પસાર થતી તે ઝાંખી પ્રભા બહુજ ઝાંખી પડી જાય છે. આ બહુ ઝાંખી પ્રભા એજ આપણા લોકોનું ( છદ્મસ્થોનું ) જ્ઞાન છે. આ જ્ઞાન 'ક્ષાયોપશમિક' છે, અર્થાત્ તે ક્ષયોપશમથી પ્રકટ થનારૂં છે. આ ઉપ- રથી સમજી શકાય છે કે કેવલજ્ઞાનાવરણ જ્ઞાન-ગુણને મૂળમાંથી દબા- વનાર હોવાથી સર્વઘાતિ છે અને મતિજ્ઞાનાવરણાદિ જ્ઞાનના એક દેશને-

---

ઉંઘાય તે **પ્રચલાપ્રચલા** અને દિવસે ચિંતવેલ કામને જે અતિઘોર નિદ્રામાં કરવામાં આવે તે સ્ત્યાનર્દ્ધિ.

૧ **સમ્યક્ત્વ** ઉપર બીજા પ્રકરણના ૪૫ મા શ્લોકની વ્યાખ્યામાં આપેલ લેખથી દર્શનમોહનીયના ત્રણ ભેદો વિદિત થઇ ગયા છે.

૨ ચતુર્થ પ્રકરણના ૯ મા શ્લોક ઉપરની વ્યાખ્યામાંથી કષાયના ભેદો સંબન્ધી જાણીતું થઇ ગયું છે.

૩ દાનાદિકમાં વિઘ્નભૂત કર્મ અન્તરાય કર્મ છે, એ વાત પણ પ્રથમ પ્રકરણના ચૌદમા શ્લોકની વ્યાખ્યામાં આવી ગઇ છે.

૪ આ બેનો સ્વતંત્ર બંધ પડતો નહિ હોવાથી ગણના કરી નથી.

કેવલજ્ઞાનાવરણમાંથી નિકળેલી ઝાંખી પ્રભાને આચ્છાદિત કરનાર હોવાથી દેશઘાતિ છે. આવી રીતે સર્વત્ર સમજી લેવું.

જેવા પ્રકારનો અધ્યવસાય હોય છે, તેવા પ્રકારનો રસ કર્મના અણુઓમાં બંધાય છે. દૃષ્ટાન્ત તરીકે જેમ કોઇએ એક વાસણમાં એક શેર કરીયાતું નાંખી તેમાં ચાર શેર પાણી રેડી તેને, એક શેર પાણી બાકી રહ્યું ત્યાં સુધી ઉકાળ્યું; ત્યારે તેમાં જે રસનું સત્ત્વ બંધાયું, તેને ચઉઠાણીઓ રસ, બશેર પાણી બાકી રહેતાં ત્રણ ઠાણીઓ, ત્રણ શેર પાણી બાકી રહેતાં દુઠાણીઓ અને ચાર શેરમાંથી કંઇ પણ પાણી ઓછું ન થતાં, કરીયાતાની જે સ્વાભાવિક કડવાશ છે, તેને એકઠાણીયો રસ કહેવાય છે. આ દૃષ્ટાન્ત પ્રમાણે કર્મના અણુઓમાં પણ જે રસ બંધાય છે, તે નાના પ્રકારનો હોય છે-કોઇ ચઉઠાણીયો, કોઇ ત્રીઠાણીયો, કોઇ દુઠાણીઓ અને કોઇ એકઠાણીઓ. આમ રસભેદ બંધાવામાં કારણ અધ્યવસાયની વિચિત્રતા છે.

સર્વઘાતિ પ્રકૃતિઓનો ગમે તે રસ ( ચઉઠાણીઓ, ચાહે ત્રિઠાણીઓ યા દુઠાણીઓ હોય, એકઠાણીઓ હોયજ નહિ ) સર્વઘાતિજ હોય છે. આથી સર્વઘાતિ પ્રકૃતિઓનો રસસ્પર્ધક ( રસનો જથ્થો ) અત્યંત ગાઢો, અત્યંત ચિકણો હોવો એ સ્વાભાવિકજ છે.

દેશઘાતિ પ્રકૃતિઓના રસસ્પર્ધક ( રસસમૂહ ) પણ ચઉઠાણીયા, ત્રિઠાણીયા, દુઠાણીયા અને એકઠાણીયા હોય છે. દેશઘાતિના ચઉઠાણીયા અને ત્રિઠાણીયા રસસ્પર્ધક સર્વઘાતિજ હોય છે, બેઠાણીયામાં કેટલાક સર્વઘાતિ અને કેટલાક દેશઘાતિ હોય છે અને એકઠાણીયા રસ દેશ-ઘાતિજ હોય છે.

સર્વઘાતિ, દેશઘાતિ કર્મોના સર્વઘાતિ રસને નિર્બળ બનાવ્યા બાદ ઉદયમાં આવતા તે રસનો ક્ષય અને ઉદયમાં અપ્રાપ્ત તે રસનું વિષ્કંભન ( ઉપશમ ) કરવું, તેનું નામ 'ક્ષયોપશમ' છે. ઉદાહરણ તરીકે અવધિજ્ઞાનાવરણનો જે સર્વઘાતિ યા દેશઘાતિ રસ અવધિજ્ઞાનને અટકાવનાર છે, તેને અતિનિર્બળ બનાવી દેવાથી જે પ્રભા ઝગમગતી બહાર આવે છે, તે અવધિજ્ઞાનનો ક્ષયોપશમ થયો, અથવા અવધિજ્ઞાન પ્રગટયું સમજવું. ક્ષયોપશમ દેશઘાતિ પ્રકૃતિઓ ઉપરાંત કેટલીક સર્વ-ઘાતિ પ્રકૃતિઓનો પણ થાય છે. જેવી કે-મિથ્યાત્વ, અનન્તાનુબન્ધી વગેરે. વિશેષ એટલું ધ્યાનમાં રાખવું કે-સર્વઘાતી પ્રકૃતિઓનો

વિપાકોદય રહેતે ક્ષયોપશમ હોય નહિ, જ્યારે દેશઘાતી પ્રકૃતિઓનો વિપાકોદય રહેતે પણ ક્ષયોપશમ હોય છે. કારણ એ છે કે દેશઘાતિ પ્રકૃતિઓના સર્વઘાતિ રસની પેઠે સર્વઘાતિ પ્રકૃતિઓનો સર્વઘાતિ રસ દેશઘાતિપણે પરિણમતો નથી.

सामर्थ्ययोगं विभजति—

**संन्यासरूपः स्मृत एष योगो *धर्मस्तथा योग इति द्विधाऽसौ।**
**तत्राऽऽदिमः स्यात् क्षपकावलिस्थे शैलेश्यवस्थावति च द्वितीयः॥१०॥**

This Yoga is also known as Sanyāsayoga. It is of two kinds as Dharmasanyāsa and Yogasanyāsa. One who has already reached the stage of kshapakashreni (the eradicative route) can practise Dharmasanyasa and one on the Shaileshi (rocklike firmness) stage is fit for the second. (10)

**સામર્થ્યયોગના વિભાગ—**

"આ યોગને '**સંન્યાસયોગ**' પણ કહેવામાં આવે છે. આના બે ભેદો પડે છે—'ધર્મસંન્યાસ' અને 'યોગસંન્યાસ'. 'ધર્મસંન્યાસ' પરમાર્થતઃ 'ક્ષપકશ્રેણી' ઉપર આવેલાઓને હોય છે, જ્યારે 'યોગસંન્યાસ' **શૈલેશી** અવસ્થાવાળાને (ચૌદમા ગુણસ્થાનવાળાને) હોય છે."—૧૦

**ભાવાર્થ.** ધર્મસંન્યાસ એટલે ધર્મોનો સંન્યાસ, અર્થાત્ ધર્મોનો પરિત્યાગ. કયા ધર્મોનો ત્યાગ? આત્માના ખાસ ધર્મોનો નહિ, પણ પુદ્ગલ દ્રવ્યોથી સંબન્ધ રાખતા એવા (ક્ષાયોપશમિક) ધર્મોનો ત્યાગ. આ ધર્મસંન્યાસયોગ ક્ષપકશ્રેણી ઉપર વર્તતા મહાત્માને હોય છે.

'યોગસંન્યાસ' એટલે મન-વચન-શરીરના વ્યાપારોનો પૂર્ણ નિરોધ. આ યોગસંન્યાસ ચૌદમા ગુણસ્થાને-શૈલેશી અવસ્થામાં હોય છે. ચૌદમા ગુણસ્થાનને 'શૈલેશી' એવું નામ આપવામાં આવ્યું છે. +

---

* धर्मसंन्यासः, योगसंन्यासः ।

+ 'शीलं'-सम्पूर्णः संवरः, तस्य 'ईशः'-स्वामी शीलेशः, तस्य अवस्था शैलेशी । અર્થાત્—'શીલ' એટલે સંપૂર્ણ સંવર, તેનો 'ઈશ' એટલે સ્વામી, તે શીલેશ, તેની અવસ્થા તે 'શૈલેશી'.

योगसंन्यासस्य अयोगार्थत्वेऽपि योगशब्दार्थतां साधयति—

**असावयोगोऽपि मनोवचोऽङ्गव्यापाररोधात् सकलप्रकारैः ।**
**अत्रादि मुक्त्या सह योजनेन योगो भवाम्भोनिधिरोध एषः ॥११॥**

The second Yoga, *i. e.* Sanyāsayoga, is also in the absence of Yoga ( from one point of view ), because in this state all functions of mind, speech and body are stopped in every way. It is called Yoga because it leads on to the state of absolute freedom. This Yoga is an embankment protecting against the ocean of worldliness. ( 11 )

**યોગસંન્યાસને યોગ શી રીતે કહેવો ?—**

" એ યોગસંન્યાસ અયોગ–અવસ્થા છે, કેમકે તે અવસ્થામાં મન-વચન-શરીરના તમામ વ્યાપારો સર્વથા નિરુદ્ધ થઇ ગયેલા હોય છે. આમ છતાં તે મુક્તિની સાથે જોડી દેનાર હોવાથી ' યોગ–અવસ્થા ' છે.× આ યોગ સંસારરૂપ મહાસાગરનો તટ છે. "— ૧૧

योगसंन्यासयोगमारूढः किं करोति ?—

**अमुं च योगं समुपाजगन्वान् प्राप्नोति मोक्षं क्षणमात्र एव ।**
**सर्वज्ञभावावसरेऽवशिष्टकर्माणि हन्ति क्षणतो यदेषः ॥ १२ ॥**

One, adept in this Yoga attains to absolute freedom even in a moment. The kārmic forces remaining after ( which remain at the time of attainment of the state of Omniscience ) are completely destroyed in a moment under this Yoga. ( 12 )

× 'યોગ' શબ્દ 'યુજ્' ધાતુથી બનેલો છે. તે ધાતુનો અર્થ–' જોડવું ' થાય છે. આ અન્તિમ યોગ મુક્તિની સાથે તત્ક્ષણાત્ જોડી દેનાર છે, એ માટે તે બરાબર ' યોગ ' છે.

યોગસંન્યાસયોગ ઉપર આરૂઢ થયેલો શું કરે છે ?—

" એ યોગને પ્રાપ્ત થયેલો ક્ષણવારમાં મોક્ષને પ્રાપ્ત કરે છે; કેમકે કેવલજ્ઞાનની પ્રાપ્તિ વખતે જે કર્મો નષ્ટ થવાં બાકી રહ્યાં હોય છે, તે અવશિષ્ટ તમામ કર્મોને એ યોગની અંદર ક્ષણવારમાં ક્ષીણ કરે છે."–૧૨

योगाविर्भूतं मोक्षं निरूपयति—

अनेन योगेन विकर्मकीसन् मुक्तो भवेत् तत्क्षणमस्तदेहः ।
मुक्तिश्च केत्येव गभीरप्रश्ने जैनेन्द्रमार्गेण समाधिरेषः ॥ १३ ॥

ऊर्ध्वं यथाऽलाबुफलं समेति लेपेऽपयाते सलिलाशयस्थम् ।
ऊर्ध्वं तथा गच्छति सर्वकर्मलेपप्रणाशात् परिशुद्ध आत्मा ॥१४॥

अयं स्वभावोऽप्युपगन्तुमर्हो यदूर्ध्वमात्मैति विकर्मकत्वे ।
ऊर्ध्वं प्रगच्छन्नवतिष्ठतेऽसौ क्षणेन लोकाग्रपदे परात्मा ॥ १५ ॥

ततोऽध आयाति न गौरवस्याऽभावाद् नचाग्रेऽप्यनुपग्रहत्वात् ।
नचास्ति तिर्यग्गतिसम्भवोक्ता लोकाग्र एव स्थितिरस्य युक्ता ॥१६॥

By means of this Yoga one becoming free from all kārmic forces at the same time loses his body and gets absolute freedom. The important question what absolute freedom consists in is solved above according to the Jain tenets. ( 13 )

As the pumpkin ground ( which stands firm in water ) floats high in the water when the dirt with which it is besmeared is cleared off, so the highly purified soul goes up when plastering of moral impurity of all kārmic forces is destroyed. ( 14 )

It is the nature of the soul to go up when it is free from all kārmic forces. The ascending supreme

spirit at once reaches and abides in the topmost part of Loka. ( 15 )

Thus the superior spirit does not descend from this plain owing to the absence of heaviness or weight. It does not ascend higher for the want of auxiliary motion. It does not progress forward in an oblique direction without being assisted by initial velocity, consequently its proper abode is at the top of the phenomenal world. ( 16 )

**યોગથી આવિર્ભૂત થતો મોક્ષ—**

" આ યોગ વડે સકલ કર્મોથી રહિત થયો થકો આત્મા તત્ક્ષણાત્ શરીરથી મુક્ત થઇ મુક્ત બને છે. ' મુક્તિ ' શું છે? એ ગંભીર પ્રશ્ન ઉપર જૈનશાસ્ત્રની દૃષ્ટિએ આ સમાધાન છે–જેમ પાણીમાં રહેલી માટીના લેપવાળી તુંબડી, તેની ઉપરનો સઘળો મેલ નિકળી જવાથી એકદમ પાણી ઉપર આવી જાય છે, તેમ આત્મા ઉપરનો સઘળો કર્મરૂપ મેલ દૂર થવાથી પરિશુદ્ધ બનેલ આત્મા સ્વતઃ સ્વભાવતઃ ઊર્ધ્વગતિ કરે છે, ઉપર જાય છે. આવા પ્રકારનો આત્માનો સ્વભાવ પણ માનવો જોઇએ કે તે સર્વકર્મરહિત થતાંની સાથે ઊર્ધ્વગમન કરે છે. ઊર્ધ્વગમન કરતો તે પરમ આત્મા ક્ષણવારમાં લોકના અગ્રભાગે અવસ્થિત થાય છે.* ત્યાંથી તે નીચે ન આવી શકે, કેમકે તેમાં ગુરુત્વશક્તિ નથી, ત્યાંથી ઉંચે પણ ( અલોકમાં ) ન જઇ શકે, કેમકે ત્યાંથી આગળ, ગતિ કરવામાં ઉપકારક કોઇ ( ધર્માસ્તિકાય ) પદાર્થ નથી, તિરછી ગતિમાં પણ તે મૂકાઇ શકતો નથી, કારણ કે તેવો પ્રેરક કોઇ નથી, એ માટે લોકના અગ્રભાગ ઉપરજ મુક્ત આત્માની અવસ્થિતિ યુક્ત છે. "—૧૩, ૧૪, ૧૫, ૧૬.

---

* વાંચો, પ્રથમ પ્રકરણના ચૌદમા શ્લોકની વ્યાખ્યામાં 'આકાશ' પદાર્થનું વિવેચન, ત્યાં આ હકીકત સ્પષ્ટ કરી સમજાવી છે.

વ્યાખ્યા.

મુક્ત અવસ્થામાં સર્વ કર્મોની ઉપાધિઓ છૂટી જવાને લીધે શરીર, ઇન્દ્રિય અને મનનો સર્વથા અભાવ થવાથી જે અનિર્વાચ્ય સુખ મુક્ત આત્માઓ અનુભવે છે, તે સુખની આગળ સમગ્ર ત્રિલોકીનો આનંદ બિન્દુમાત્ર છે. ઘણાઓની આવી થતી શંકા સંભળાય છે કે-મોક્ષમાં શરીર નથી, વાડી, લાડી, ગાડી નથી, તો ત્યાં સુખ શું હોઇ શકે? પરન્તુ ખૂબ ધ્યાનમાં રાખવું જોઇએ કે શરીર, સુખની સાથે દુઃખનું પણ સાધન છે. માલ–મિષ્ટાન્ન ઉડાવવામાં જે મજા પડે છે, તેનું કારણ માત્ર ભૂખની પીડા છે. આ વાત પ્રત્યક્ષ જોઇએ છીએ કે પેટ ભરાઇ ગયેલું હોય છે, ત્યારે અમૃતસમાન ભોજન પણ ગમતું નથી. ટાઢની પીડા દૂર કરવા જે વસ્ત્રો પહેરવામાં આવે છે, તેજ વસ્ત્રો, ગરમીના સંતાપ વખતે પહેરવાં ગમતાં નથી. બહુ બેસવાવાળાને ચાલવાનું મન થાય છે અને બહુ ચાલવાવાળાને બેસવાનું-આરામ લેવાનું મન થાય છે. કામભોગ, શરૂઆતમાં જેવો અનુકૂલ ભાસે છે, અન્તમાં તેવોજ પ્રતિકૂલ લાગે છે. આ બધી સંસારની સ્થિતિ શું સુખમય છે? કદાપિ નહિ. જે સુખનાં સાધનો સમજાય છે, તે, માત્ર દુઃખને શમાવવા સિવાય કંઇ નવું સુખ ઉત્પન્ન કરનાર નથી. પાકેલું ગુમડું જ્યારે ફૂટી જાય છે, ત્યારે 'હા...શ' કરીને જે સુખ અનુભવાય છે, તે સુખ યથાર્થમાં સત્ય છે? નહિ. માત્ર તે વેદનાની શાન્તિ છે. જો તે સુખ સાચું હોય, તો જેને ગુમડું થયું નથી, તેને તે સુખાલ્હાદ કાં ન થાય ?.

ઉપરની હકીકતમાં એટલું વિશેષ ઉમેરીને યાદ રાખવું જોઇએ કે વિષયસેવનથી દુઃખની શાન્તિ જે અનુભવાય છે, તે પણ ક્ષણિક અને પરિણામે વિરસ છે.

જે સ્વાસ્થ્ય મેળવવા માટે ખાવું, પીવું, હરવું, ફરવું વગેરે સંસારવર્તી જીવો કરે છે, તે સ્વાસ્થ્ય કરતાં અનન્તગણું સ્વાસ્થ્ય સિદ્ધ આત્માઓને કર્મક્ષયથી સ્વતઃ પ્રાપ્ત છે. આ હકીકત ઉપરથી મુક્ત આત્માઓમાં અનન્ત સુખ હોવાનું આપણું હૃદય કબૂલ કરે છે.

જેને ખુજલી આવતી હોય, તેનેજ ખણવામાં કાંઇક આનન્દ ભાસે છે, બીજાને તે તરફ રુચિ શાની હોય? એ પ્રમાણે જેઓને મોહની

વાસનાઓ લાગેલી હોય છે, તેઓનેજ મોહની ચેષ્ટાઓ મજાની લાગે છે, કિન્તુ બીજાઓને (સિદ્ધ આત્માઓને) તે મજાની લાગે જ શાની ?. સંસારનો મોહમય વિલાસ, ખરેખર ખુજલીના જેવો શરૂઆતમાં કાંઇક આનન્દ ઉપજાવનાર અને પાછળથી મહાન્ દુઃખનો અનુભવ કરાવનાર છે. મોહરૂપી ખુજલી, જેઓથી દૂર ભાગી ગઇ છે, એવા મુક્ત પરમાત્માઓને, નિર્મલ આત્મજ્યોતિમાંથી સ્ફુરતો સ્વાભાવિક જે આનન્દ છે, તેજ ખરેખર પરમાર્થ સુખ છે. આવા પરમ સુખી પરમાત્માઓને માટે શુદ્ધ, બુદ્ધ, સિદ્ધ, નિરંજન, પરમજ્યોતિ, પરમબ્રહ્મ વગેરે નામો શાસ્ત્રોમાં આપ્યાં છે.

મોક્ષની પ્રાપ્તિ, મનુષ્યશરીરદ્વારાજ થાય છે. દેવતાઓ પણ દેવગતિમાંથી મુક્તિ પામી શકતા નથી.

'ભવ્ય' અને 'અભવ્ય' એવા પ્રકારના જીવો **જૈન**શાસ્ત્રકાર માને છે. મોક્ષને ગમે ત્યારે પણ મેળવી શકનારા જીવો 'ભવ્ય' કહેવાય છે, જ્યારે 'અભવ્ય' જીવોને મુક્તિની પ્રાપ્તિ કદાપિ હોઇ શકતી નથી. ભવ્ય કે અભવ્ય કોઇના બનાવ્યા બનતા નથી, કિન્તુ એ ભવ્યત્વ–અભવ્યત્વ, જીવનો સ્વાભાવિક પરિણામ છે. જેમ, મગની અંદર **કોરડુ મગ** હોય છે, અને બીજા મગ પાકી જાય પણ, તે કોરડુ મગ પાકતા નથી, તે રીતે અભવ્ય કોરડુ મગના જેવો છે. એની સંસાર–સ્થિતિ પાકતી નથી.

સવાલ ઉભો થઇ શકે તેમ છે કે–ભવ્યત્વ અને અભવ્યત્વનું લક્ષણ શું ?. આના સમાધાનમાં શાસ્ત્રકારો એટલુંજ જણાવે છે કે—"જેના મનમાં એમ શંકા થાય કે "હું ભવ્ય હોઇશ કે અભવ્ય !" તથા જેને 'હું ભવ્ય હોઉં તો સારૂં !'–એવી રીતે ભવ્ય હોવા તરફ રૂચિ હોય અને અભવ્યતાની કલ્પના ઉત્પન્ન થવાનીજ સાથે ખેદ ઉત્પન્ન થતો હોય, તે પ્રાણી **ભવ્ય** છે; કારણ કે આવી ચિન્તા અભવ્યના મનનાં ઉપજેજ નહિ.+

અહીં એક આશંકાને અવકાશ મળે છે. તે એ છે કે–જે વસ્તુની ઉત્પત્તિ થાય છે, તે વસ્તુનો નાશ થાય છે. એ અકાટ્ય નિયમ પ્રમાણે

---

+ જુઓ **પ્રવચનસારોધ્ધાર**ના ૨૧૪ મા દ્વારમાં. **આચારાંગ** સૂત્રની વૃત્તિમાં પણ—" अभव्यस्य भव्याभव्यशंकाया अभावात् " એ વાક્યથી અભવ્યને ભવ્યાભવ્યત્વની શંકાનો અસંભવ બતાવ્યો છે.

મોક્ષ પણ ઉત્પન્ન થતો હોવાથી તેનો પણ અંત આવવો જોઇએ, અને અતએવ મોક્ષ શાશ્વત ઘટી શકે નહિ.

આના સમાધાનમાં ધ્યાન આપવા જેવું છે કે–મોક્ષ કોઇ ઉત્પન્ન થનારી વસ્તુ નથી. માત્ર કર્મથી અલગ થવું, એજ આત્માનો મોક્ષ છે. આથી આત્મામાં કોઇ નવીન વસ્તુનો ઉત્પાદ થતો નથી કે જેથી તેનો અંત આવવાની કલ્પના ઉભી થઇ શકે. જેમ વાદળાં ખસી જવાથી જળહળતો સૂર્ય પ્રકાશમાન થાય છે, તેમ કર્મનાં આવરણો ખસી જવાથી આત્માના સકળ ગુણો પ્રકાશમાન થાય છે. બીજા શબ્દોમાં સકલગુણયુકત આત્મા પ્રકાશમાન થાય છે. આનું નામજ મોક્ષ છે. કહો, આમાં શું ઉત્પન્ન થયું ?.

સર્વથા નિર્મળ થયેલ આત્માને પુન; કર્મનો સમ્બન્ધ થતો નથી, એ હકીકત ત્રીજા પ્રકરણના બીજા શ્લોકની વ્યાખ્યામાં જોઇ લીધી છે.

અન્ય વિદ્વાનો પણ કહે છે કે—

" क्षीरात् समुद्धृतं त्वाज्यं न पुनः क्षीरतां व्रजेत् ।
पृथक्कृतस्तु कर्मभ्यो नात्मा स्यात् कर्मवान् पुनः " ॥
" यथा नीता रसेन्द्रेण धातवः शातकुम्भताम् ।
पुनरावृत्तये न स्युस्तद्वदात्माऽपि योगिनाम् " ॥

અર્થાત્—દૂધમાંથી કાઢેલું ઘી જેમ ફરીને ક્ષીર નથી બની જતું, તેમ કર્મોથી અલગ થયેલો આત્મા પુનઃ કર્મવાન્ બનતો નથી. રસવડે કરીને સુવર્ણ બનેલી ધાતુઓ પુનઃ સુવર્ણ મટીને પૂર્વસ્થિતિમાં જેમ નથી આવતી; તેમ યોગિઓનો મુકત બનેલ આત્મા પુનઃ કર્મબદ્ધ બનતો નથી.

સંસારનો સંબન્ધ, કર્મસંબંધને આધીન છે, અને કર્મનો સંબન્ધ, રાગદ્વેષની ચિકાશને આધીન છે. જેઓ અત્યંત નિર્મલ થયા છે–સર્વથા નિર્લેપ થયા છે, તેઓને રાગદ્વેષાદિની ચિકાશ હોયજ શાની ? અને અતએવ કર્મસંબન્ધ હોવાની કલ્પના પણ શી ? અને એથીજ સંસારમાં ફરી ઘસડાવાની વાતજ શી ?.

આ સ્થળે એક એવો પ્રશ્ન ઉભો થાય છે કે–આત્માની સાથે કર્મનો સંયોગ જ્યારે અનાદિ છે, તો અનાદિ કર્મનો નાશ કેમ

થવો જોઇએ ? કારણ કે અનાદિ વસ્તુનો નાશ થતો નથી, એમ તર્ક-શાસ્ત્રિઓનું કહેવું છે, અને વિશ્વમાં પણ એમ અનુભવાય છે. આ પ્રશ્નના સમાધાનમાં એ ધ્યાનમાં રાખવું જોઇએ કે આત્માની સાથે નવાં નવાં કર્મો બંધાતાં જાય છે અને જૂનાં જૂનાં ખરી પડે છે. આવી સ્થિતિમાં કોઇ પણ અમુક કર્મવ્યક્તિ આત્માની સાથે અનાદિ–સંયુક્ત નથી, કિન્તુ જૂદા જૂદા કર્મના સંયોગનો પ્રવાહ અનાદિકાલથી[1] વહેતો આવે છે, એ સહજ સમજી શકાય છે. ધ્યાનમાં રાખવું જોઇએ કે આત્મા અને આકાશના સંયોગની જેમ જે સંયોગ અનાદિ હોય છે, તે અનાદિ સંયોગનો નાશ કદાપિ હોઇ શકે નહિ, પરન્તુ એ સિવાયના બાકીના સંયોગ તો આખરે ટૂટી જાય છે. આત્માની સાથે દરેક કર્મવ્યક્તિનો સંયોગ આદિમાન્ છે; અતએવ કોઇ કર્મવ્યક્તિ, આત્માની સાથે સ્થાયી સંયુક્ત રહેતી નથી, તો પછી **શુક્લધ્યાન**ના પ્રતાપે સર્વકર્મોનો સમૂલ ક્ષય થવો એમાં અઘટિત શું છે ?.

એ સિવાય, સંસારના મનુષ્યો તરફ દૃષ્ટિ કરતાં સ્પષ્ટ જણાઇ આવે છે કે–ઘણા માણસોના રાગ-દ્વેષ અધિક પ્રમાણમાં હોય છે, જ્યારે કેટલાકોના રાગ-દ્વેષ ઓછા પ્રમાણમાં હોય છે. આવી રીતની રાગ-દ્વેષની વધઘટ હેતુ વગર ઘટી શકે નહિ, એ સહજ સમજી શકાય છે; અને એથી માની શકાય છે કે વધઘટવાળી ચીજ, જે હેતુથી ઘટતી હોય, તે હેતુની પૂરી સામગ્રી મળ્યેથી તેનો નાશ થાય છે. જેમકે, પોષ મહીનાની પ્રબલ ટાઢ બાલસૂર્યના મંદ મંદ તાપથી ઘટતી છતી વધુ તાપ પડયેથી બિલકુલ ઉડી જાય છે. ત્યારે વધઘટવાળા રાગ-દ્વેષ દોષો જે કારણથી ઓછા થાય છે, તે કારણ, સંપૂર્ણરૂપમાં યદિ સિદ્ધ થાય, તો તેથી તે સમૂલ નષ્ટ થાય, એમાં વાંધા જેવું શું છે ? રાગ-દ્વેષનો ઘટાડો શુભ ભાવનાઓના સતત પ્રવાહથી થાય છે અને એજ શુભ ભાવનાઓ જ્યારે વધારે મજબૂત થાય છે, અને ધ્યાનના સ્વરૂપમાં આત્મા જ્યારે નિશ્ચલ બને છે, ત્યારે રાગ-દ્વેષનો સંપૂર્ણ ક્ષય થાય છે; અને એથીજ કેવલજ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય છે, કેમકે રાગ-દ્વેષનો ક્ષય થયેથી જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અંતરાય એ ત્રણે કર્મોનો ક્ષય થઇ જાય છે. આખો

---

૧ જ્યાં જ્યાં કર્મને અનાદિ કહેવામાં આવ્યું છે, ત્યાં ત્યાં જૂદા જૂદા કર્મના સંયોગનો પ્રવાહ અનાદિ સમજવો.

સંસારરૂપ મહેલ, માત્ર બેજ થાંભલા ઉપર ટકી રહ્યો છે, અને તે રાગ તથા દ્વેષ છે. મોહનીય કર્મનું સર્વસ્વ રાગ અને દ્વેષ છે. તાલ વૃક્ષના શિર ઉપર સોય ભોંકી દેવાથી જેમ આખું તાલ વૃક્ષ સુકાઇ જાય છે, તે પ્રમાણે સર્વ કર્મોનું મૂળ જે રાગ-દ્વેષ, તેના ઉપર પ્રહાર કરવાથી-તેનો ઉચ્છેદ કરવાથી આખું કર્મવૃક્ષ સુકાઈ જાય છે-નાશ પામી જાય છે.

પૂર્વે જોઇ ગયા છીએ તેમ મુક્તિના બે ભેદો પાડી શકાય છે-જીવન્મુકિત અને પરમુકિત. **શરીરાવચ્છિન્ન કેવલજ્ઞાન** એ જીવન્મુક્તિનું લક્ષણ છે. શરીરધારી કેવલીઓ જીવન્મુક્ત છે. સર્વ કર્મોનો ક્ષય થતાં જે અશરીરી-સિદ્ધ અવસ્થા પ્રાપ્ત થાય છે, તે પરમુક્તિ છે. કેવલજ્ઞાન પ્રાપ્ત થયું કે આત્મા પરમાત્મા બની ગયોજ; કારણ કે લોકાગ્રવર્ત્તી સિદ્ધાત્માઓ અને શરીરધારી કેવલજ્ઞાનીઓના કેવલજ્ઞાનમાં પરમાણુ જેટલો પણ ફરક હોતો નથી, એ બન્નેનું કેવલજ્ઞાન બિલકુલ સરખું હોય છે. આત્મસ્વરૂપનું સર્વસ્વ કેવલજ્ઞાન પ્રાપ્ત થતાં આત્માને પરમાત્મા થવામાં કંઇ બાકી રહેતી નથી. કેવલજ્ઞાનની પ્રાપ્તિ વખતે નષ્ટ થવાં રહી ગયેલાં 'અઘાતિ' કર્મો કેવલીને જે પરિણામ બતાવે છે, તે અકિંચિત્કર છે; એથી આત્મસ્વરૂપને કંઇ લાગતું વળગતું નથી. અસ્તુ.

કેવલજ્ઞાનના સંબન્ધમાં ઘણાઓને શંકા રહ્યા કરે છે કે "એવું તે જ્ઞાન કોઇને હોતું હશે ખરૂં કે જે અખંડ બ્રહ્માંડના-સકલ લોકાલોકના ત્રણે કાલના તમામ પદાર્થો ઉપર પ્રકાશ પાડે ?" પરંતુ એમાં કશું શંકા કરવા જેવું નથી. જ્ઞાનની માત્રા મનુષ્યોમાં એક બીજા કરતાં અધિકાધિક દેખવામાં આવે છે. આ શું સૂચવે છે ? એજ કે જે આવરણ થોડું ઘણું ખસવાથી જ્ઞાન, અધિક આધક પ્રકાશમાં આવે છે, તે આવરણ, અગર બિલકુલ ખસી જાય, તો સંપૂર્ણ જ્ઞાનનો પ્રકાશ થાય. આ હકીકતને એક દૃષ્ટાન્તથી જોઇએ કે-નાની મોટી વસ્તુઓમાં જે પહોળાઇ, એક બીજાથી ઘણી ઘણી જોવામાં આવે છે, તે પહોળાઇ વધતી વધતી આકાશમાં વિશ્રાન્તિ લે છે, અર્થાત્ વધતી જતી પહોળાઇનો અન્ત આકાશમાં આવે છે. આકાશથી આગળ પહોળાઇનો પ્રકર્ષ નથી. સંપૂર્ણ પહોળાઇ આકાશમાં આવી ગઇ છે. આ દૃષ્ટાન્ત પ્રમાણે જ્ઞાનની માત્રા પણ વધતી વધતી કોઇ પુરૂષવિશેષમાં વિશ્રામ લીધેલી હોવી જોઇએ, એમ ન્યાયથી સિદ્ધ થાય છે. જ્ઞાનના વધતા જતા પ્રકર્ષનો જેની અંદર

અંત આવે છે, જેનાથી આગળ જ્ઞાનની માત્રાને વધવાનું અટકી ગયું છે, એવો-સમ્પૂર્ણ જ્ઞાનની વિશ્રાન્તિને મેળવનાર જે પુરૂષ છે, તેજ સર્વજ્ઞ છે, સર્વદર્શી છે; અને તેનું જે જ્ઞાન તે કેવલજ્ઞાન છે.

પ્રાચીન **દર્શનશાસ્ત્રો** મોક્ષનો માર્ગ બતાવવા માટે લખાયલાં છે, એમ એ શાસ્ત્રો જોવાથી માલૂમ પડે છે. મુનિ **અક્ષપાદ** ( ગૌતમ ) પોતાના **ન્યાયદર્શન**માં પ્રથમ સૂત્રની અંદરજ ' પ્રમાણ ' ' પ્રમેય ' વગેરે સોળ પદાર્થોના તત્ત્વજ્ઞાનથી મુક્તિની પ્રાપ્તિ બતાવે છે. ઋષિ કણાદ ' વૈશેષિક દર્શન'માં ' દ્રવ્ય, ' ' ગુણ ' વગેરે સાત પદાર્થોના તત્ત્વજ્ઞાનથી મુકિતનો લાભ જણાવે છે. એમ દરેક દર્શન-કારોનું લક્ષ્ય મુકિતની તરફેણમાંજ છે. જો કે મુકિતના ઉપાયો દરેક દર્શનશાસ્ત્રમાં જુદી જુદી રીતે મળે છે, પણ શુદ્ધ દષ્ટિએ વિચારતાં બધાઓનું તાત્પર્ય એક સરખુંજ માલૂમ પડે છે. અને તે એજ તાત્પર્ય છે કે સમ્યગ્જ્ઞાનપૂર્વક સમ્યક્ ક્રિયા; અર્થાત્ શુદ્ધ બોધ અને શુદ્ધ ચારિત્ર એ બંનેનો સહયોગ એજ મુકિતનો અસાધારણ ઉપાય છે. હું નથી સમજતો કે મુકિતના ઉપાયની આમ વ્યાખ્યા કરવામાં કોઇને પણ વાંધો રહેતો હોય.

મુકિતના ઉપાયની જેમ મુક્તિના સ્વરૂપમાં પણ વિદ્વાનોની ભિન્ન ભિન્ન વાક્યતા જોવાય છે; પરન્તુ તેમાંથી પણ શુદ્ધ એક તાત્પર્ય શોધી શકાય છે. દુઃખરહિત અને સ્વાસ્થ્યપૂર્ણ એવી શુદ્ધ નિર્મળ સ્થિતિને ' મુક્તિ ' કહેવામાં કોઇ પણ વિદ્વાન્ અરુચિ બતાવી શકે તેમ નથી.

અલબત કેટલાક વિદ્વાનો મુક્તિ-અવસ્થામાં જ્ઞાન માનતા નથી; પરંતુ વિચારવું જોઇએ કે જ્ઞાન ( કેવલજ્ઞાન ) એ દરેક આત્માનું સ્વા-ભાવિક સ્વરૂપ છે. સર્વ આત્માઓ જ્ઞસ્વભાવવાળા છે. આવી સ્થિતિ હોવા છતાં પણ સર્વ વિષયોનો સાક્ષાત્કાર સંસારવર્તી આત્માને જે થતો નથી, તેનું કારણ એજ છે કે તે કેવલજ્ઞાન પ્રતિબન્ધકથી ( આવ-રણથી ) દબાયલું છે. અગ્નિનો જેમ ઉષ્ણસ્વભાવ છે, તેમ આત્માનો જ્ઞસ્વભાવ છે. છતાં પણ પ્રતિબન્ધકના સમવધાનમાં જેમ અગ્નિ દાહ કરી શકતી નથી, તેમ પ્રતિબન્ધકના સંસર્ગના કારણથી આત્મા સર્વ પદા-

થીનો સાક્ષાત્કાર કરી શકતો નથી. + જ્યારે આમ હકીકત છે, તો પછી આત્માનું સ્વાભાવિક સ્વરૂપ જે જ્ઞાન, તેનો અભાવ મુક્તિમાં કેમ હોઇ શકે ?. ×

मुक्तिप्राप्तान् वर्णयति—

*महेश्वरास्ते परमेश्वरास्ते स्वयम्भुवस्ते पुरुषोत्तमास्ते ।
पितामहास्ते परमेष्ठिनस्ते तथागतास्ते सुगताः शिवास्ते ॥ १७ ॥

These high souls are Maheshvaras, Parameshvaras, Svayambhus, Purushottamas, Pitāmahas, Parmeshthis, Tathāgatas, Sugatas and Shivas. ( 17 )

**મુક્તિ પામેલાઓને વર્ણવે છે—**

" સર્વ કર્મોથી મુક્ત થયેલાઓ [1]મહેશ્વર છે, [2]પરમેશ્વર છે,

---

+ અહીં અગ્નિનું ઉદાહરણ એટલાજ પૂરતું સમજવાનું છે કે-જેમ અગ્નિનું લક્ષણ ઉષ્ણતા અથવા દાહસ્વભાવતા છે, તેમ આત્માનું લક્ષણ જ્ઞાન છે. આટલાજ અંશમાં આ ઉદાહરણ છે. અતએવ-' અગ્નિ જેમ દૂરવર્ત્તી વસ્તુને બાળી શકતી નથી, તેમ આત્માને દૂરવર્ત્તી પદાર્થનો સાક્ષાત્કાર ન થવો જોઇએ. વળી અગ્નિથી જેમ કેટલાક એવા પદાર્થો બળતા નથી, તેમ આત્માથી પણ કેટલાક પદાર્થો જ્ઞાત નજ થવા જોઇએ '—એવી શંકા કરવાનો અત્ર અવકાશ રહેતો નથી.

× આ હકીકત પ્રથમ પ્રકરણના ૧૫ મા શ્લોકના વિવરણમાં ૭૨ માં પૃષ્ઠની નીચે નોટમાં સ્પષ્ટ કરી બતાવી છે.

* महान्त ईश्वरा महेश्वराः । परमा ईश्वराः परमेश्वराः । स्वयं समृद्धा भवन्तीति स्वयम्भुवः । पुरुषप्रूत्तमाः पुरुषोत्तमाः । विशुद्धयोगिनः पितृसमानत्वाद् अस्माकं पितरः, तेषामपि पितृतुल्या ईश्वरा अस्माकं **पितामहा** भवन्ति । अथवा पितामहा नाम [illegible] । परम ( पदे ) तिष्ठन्तीति परमेष्ठिनः । 'तथा' तथाप्रकारं ( यथार्थं ) ज्ञानं येषां ते तथागताः । ' सु ' शोभनं ज्ञानं येषां ते सुगताः । शिवं कल्याणमस्ति एषु इति शिवाः ।

૧ મ્હોટા ઇશ્વર તે મહેશ્વર. ૨ પરમ ઇશ્વર તે પરમેશ્વર.

[1]સ્વયંભૂ છે, [2]પુરૂષોત્તમ છે, [3]પિતામહ છે, પરમેષ્ઠી[4] છે, [5]તથાગત છે, [6]સુગત છે અને [7]શિવ છે. "—૧૭

**ઈશ્વરોપાસના—**

**स ईश्वरो हे बहुभागधेयाः ! स्ताद् वो मनोवारिरुहस्य हंसः ।**
**अयं हि पन्था अवधारणीयश्चैतन्यशक्तिप्रगतावनन्यः ॥ १८ ॥**

O highly prosperous, let this divine Lord be seated as a swan on your lotus-like heart. Keep this constantly before your mind that this course and no other leads to the development of spiritual powers. ( 18 )

**સામાન્યતઃ ઇશ્વરની ઉપાસના—**

" હે મહાભાગ્યશાળીઓ ! તે ઇશ્વર તમારા હૃદયરૂપ કમળનો હંસ બનો. અથવા તે કમળને વિકાસિત કરવામાં સૂર્ય બનો. યાદ રાખવું જોઇએ કે આજ માર્ગ ( ઇશ્વરધ્યાન ) ચૈતન્યશકિતને વિકસ્વર કરવામાં અસાધારણ કારણ છે. "—૧૮

**જૈનો ઇશ્વરને સ્યાદ્વાદદૃષ્ટિએ કેવી રીતે જુએ છે,** તેને માટે આ એક શ્લોક બસ છે—

" परब्रह्माकारं सकलजगदाकाररहितं
सरूपं नीरूपं सगुणमगुणं निर्विभु–विभुम् ।
विभिन्नं सम्भिन्नं विगतमनसं साधुमनसं
पुराणं नव्यं चाधिहृदयमधीशं प्रणिदधे " ॥

ભાવાર્થ એ છે કે—ઇશ્વર સાકાર છે અને નિરાકાર, રૂપી છે અને અરૂપી, સગુણ છે અને અગુણ, વિભુ છે અને અવિભુ, ભિન્ન છે અને

---

૧ પૂર્ણમહોદયસંપન્ન. ૨ પુરૂષોમાં ઉત્તમ. ૩ પૂજ્યોના પણ પૂજ્ય. ૪ પરમ સ્થાન ઉપર સ્થિત. ૫ યથાર્થજ્ઞાનવાન્ ૬ ઉત્કૃષ્ટજ્ઞાનવાન્ ૭ કલ્યાણસંપન્ન અથવા કલ્યાણકારી.

મિલિત, મનરહિત છે અને મનસ્વી, પુરાણા છે અને નવીન, આવા ઇશ્વરને હૃદયમાં ધ્યાવું છું.

મુક્તિ જનાર પરમાત્મા, જેવા શારીરિક આસનમાં અહીં પૃથ્વી-પીઠપર મૃત્યુ પામ્યા હોય, તેવા આસનના સ્વરૂપમાં તેમનો આત્મા મુકિતમાં ઉપસ્થિત થાય છે. આ દૃષ્ટિએ ઇશ્વર ‘ સાકાર ’ છે અને કોઇ પણ પ્રકારનું રૂપ કે મૂર્તતા નહિ હોવાથી તે ‘ નિરાકાર ’ છે. જ્ઞાનાદિ ગુણોના સ્વરૂપને આશ્રીને રૂપી છે અને મૂર્ત્ત ( પૌદ્ગલિક ) રૂપને આશ્રીને તે અરૂપી છે. અનન્ત જ્ઞાન, દર્શન, આનન્દ વગેરે ગુણોથી તે ‘ ગુણી ’ છે અને સત્ત્વ, રજ, તમ ગુણોના અત્યન્તાભાવથી ‘ અગુણી ’ છે. જ્ઞાનથી ‘ વિભુ ’ છે અને આત્મપ્રદેશથી ‘ અવિભુ ’ છે. જગતથી નિરાળા હોવાથી ‘ ભિન્ન ’ છે અને લોકાકાશમાં અનન્ત જીવો અને પુદ્ગલો સાથે સંસર્ગવાન્ હોવાથી ‘ મિલિત ’ છે. વિચારરૂપ મન ન હોવાથી ‘ અમનસ્ક ’ છે અને શુદ્ધ આત્મોપયોગરૂપ ભાવમન હોવાથી ‘ મનસ્વી ’ છે * ‘ પ્રથમ સિદ્ધ કોણ થયો ? ’ એનો પતો નહિ હોવાથી **સમુચ્ચય**થી સિદ્ધ ભગવાન્ ‘ પુરાણ ’ છે અને **વ્યક્તિ**ની અપેક્ષાએ દરેક ભગવાન ‘ નવીન ’ ( સાદિ ) છે.

‘ સ્યાદ્વાદ ’ દૃષ્ટિએ ઇશ્વરનું સ્વરૂપ જોયું ‘ **સ્યાદ્વાદ** ’ એ **જૈન દર્શન**નો અટલ સિદ્ધાન્ત છે. એ સિદ્ધાન્ત બહુજ વિસ્તૃત અને ગંભીર છે, છતાં ટૂંકમાં તે અહીં જોઇ જવો જરૂરનો છે.

**સ્યાદ્વાદ.**

વસ્તુને જુદા જુદા દૃષ્ટિબિન્દુથી અવલોકન કરવું કે કથન કરવું, એ ‘ સ્યાદ્વાદ ’ નો અર્થ છે. એકજ વસ્તુમાં અમુક અમુક અપેક્ષાએ જુદા જુદા ધર્મોનો સ્વીકાર કરવો, એને સ્યાદ્વાદ કહેવામાં આવે છે. જેવી

---

* કેવલજ્ઞાની અથવા સિદ્ધ ભગવાનના શુદ્ધ આત્મોપયોગને **મન** માનવામાં કશો વાંધો નથી. જુઓ ‘ શાસ્ત્રવાર્ત્તાસમુચ્ચય ’ ઉપરની યશોવિજયકૃત ‘ **સ્યાદ્વાદકલ્પલતા** ’ વૃત્તિના ૩૩૯ મા પત્રના પ્રથમ પૃષ્ઠમાં:—

“ अमनस्कत्वात् कथं केवलिनो ध्यानम् ? × × × × **जीवोपयोगरूपभावमनः**सद्भावाद् अयोगिनो ध्यानम् ” ।

રીતે એકજ પુરૂષમાં પિતા, પુત્ર, કાકો, ભત્રીજો, મામો, ભાણેજ વગેરે વ્યવહાર માનવામાં આવે છે, તેવી રીતે એક જ વસ્તુમાં-સ્પષ્ટીકરણ માટે એક વિશેષ વસ્તુને ઉઠાવીને કહીએ તો-એકજ ઘટમાં નિત્યત્વ અને અનિત્યત્વ વગેરે વિરૂદ્ધરૂપે ભાસતા ધર્મો અપેક્ષાદષ્ટિએ સ્વીકાર કરવા, એ સ્યાદ્દદર્શન છે.

એકજ પુરૂષ, પોતાના પિતાની અપેક્ષાએ પુત્ર અને પોતાના પુત્રની અપેક્ષાએ પિતા, તેમજ પોતાના ભત્રીજા અને ભાણેજની અપેક્ષાએ કાકો અને મામો, વળી પોતાના કાકા અને મામાની અપેક્ષાએ ભત્રીજો અને ભાણેજ બને છે; અને એ રીતે એકજ વ્યક્તિમાં પરસ્પર વિરૂદ્ધ દેખાતી બાબતોને પણ જૂદી જૂદી દૃષ્ટિએ માનવામાં દરેકનો અનુભવ તૈયાર છે, તેમ, નિત્યત્વ અને અનિત્યત્વ વગેરે વિરૂદ્ધરૂપે મનાતા ધર્મોને પણ એક જ ઘટમાં જૂદી જૂદી અપેક્ષાએ કેમ ન માની શકાય ?.

એ પેહેલાં જાણવું જોઇએ કે 'ઘટ' શી વસ્તુ છે ?. એકજ માટીમાંથી ઘડો, કુંડું વગેરે અનેક પાત્રો બને છે, એ બધાઓને સુવિદિત છે. ઘડો ફોડી તેજ માટીથી બનાવેલ કુંડાને કોઇ ઘડો કહેશે નહિ. કેમ ?, માટી તો એની એ છે ?, પરન્તુ નહિ, આકાર બદલાયો હોવાથી તે ઘડો કહેવાયજ નહિ. આ ઉપરથી સિદ્ધ થાય છે કે 'ઘડો' એ માટીનો અમુક આકારવિશેષ છે. પરન્તુ એ ધ્યાનમાં રાખવું કે-તે આકારવિશેષ, માટીથી તદ્દન જૂદો નથી. તે તે આકારમાં ફેરવાયલી માટીજ જયારે 'ઘડો' 'કુંડું' વગેરે નામોથી વ્યવહૃત થાય છે, તો પછી ઘડાના આકાર અને માટીને તદ્દન જૂદી કેમ માની શકાય ?. આ ઉપરથી એ ખુલ્લું જાહેર થાય છે કે 'ઘડા'નો આકાર અને માટી એ બંને ઘડાનું સ્વરૂપ છે. હવે એ ઉભય સ્વરૂપમાં વિનાશી સ્વરૂપ કયું છે અને ધ્રુવ સ્વરૂપ કયું છે, એ વિચારી લઇએ-'ઘડાનો આકાર' એ તો વિનાશી છે, એ પ્રત્યક્ષ જોઇએ છીએ, એટલે ઘડાનું એક સ્વરૂપ તો-જે ઘડાનો આકારવિશેષ છે, તે-વિનાશી ઠર્યું. હવે ઘડાનું બીજું સ્વરૂપ જે માટી છે, તે વિનાશી નથી, કારણ કે માટીના તે તે આકારો-પરિણામો બદલાયા કરે છે, પણ માટી તો એની એજ રહે છે, એ આપણને અનુભવસિદ્ધ છે.

ઉપર કહ્યા પ્રમાણે ઘડાનું એક વિનાશી અને એક ધ્રુવ, એમ ઉભય

સ્વરૂપ જોયું. એ ઉપરથી એમ માનવું સહજ પ્રાપ્ત થાય છે કે–વિનાશી રૂપથી ઘડો અનિત્ય છે અને ધ્રુવરૂપથી ઘડો નિત્ય છે. આવી રીતે એક જ વસ્તુમાં નિત્ય અને અનિત્યપણાની માન્યતાના સિદ્ધાન્તને 'સ્યાદ્વાદ' કહેવામાં આવ્યો છે.

સ્યાદ્વાદનું ક્ષેત્ર, ઉપર બતાવેલ નિત્ય અને અનિત્ય એ એજ બાબતોમાં પર્યાપ્ત થતું નથી. સત્ત્વ+ અને અસત્ત્વ વગેરે બીજાં પણ વિરૂદ્ધરૂપે જણાતાં જોડલાં સ્યાદ્વાદમાં આવે છે. એકજ ઘટ વસ્તુ આંખોથી પ્રત્યક્ષ દેખાય છે, એથી એને 'સત્' હોવામાં પૂછવાનુંજ નથી, પરન્તુ એને અમુક દૃષ્ટિએ 'અસત્' પણ માનવું ન્યાયપ્રાપ્ત જણાય છે.

દરેક વસ્તુ, જે સત્ કહેવાય છે, તે કેને લઇને ? એ ખાસ વિચારણીય છે. રૂપ, રસ, આકાર વગેરે પોતાના ગુણોથી–પોતાનાજ ધર્મોથી દરેક વસ્તુ 'સત્' હોઇ શકે છે. બીજાના ગુણોથી કોઇ વસ્તુ 'સત્' હોઇ શકતી નથી. હમેશાં, જે બાપ હોય છે, તે પોતાના પુત્રથી; બીજાના પુત્રથી બાપ બની શકાતું નથી. બીજા શબ્દોમાં આ દૃષ્ટાન્તને સ્ફુટ કરી કહીએ તો પોતાના પુત્રથી જે બાપ કહેવાય છે, તેજ પારકા છોકરાથી બાપ કહેવાતો નથી; આ પ્રમાણે સ્વપુત્રથી થતો પિતા, જેમ બીજાના પુત્રથી અપિતા છે, તેમ પોતાના ગુણોથી–પોતાના સ્વરૂપથી જે પદાર્થ 'સત્' છે, તેજ પદાર્થ બીજાના ધર્મોથી—બીજામાં રહેલા ગુણોથી–બીજાના સ્વરૂપથી 'સત્' હોઇ શકે નહિ. 'સત્' ન હોઇ શકે, ત્યારે સુતરાં 'અસત્' છે, એ સ્વતઃ સિદ્ધ થાય છે.

ઉપર કહ્યા પ્રમાણે જૂદી જૂદી અપેક્ષાએ 'સત્' ને 'અસત્' કહેવામાં વિચારશીલ વિદ્વાનોને વાંધો જણાતો નથી. 'સત્' ને પણ 'સત્' પણાનો જે નિષેધ કરવામાં આવે છે, તે ઉપર કહ્યા પ્રમાણે પોતામાં નહિ રહેલી વિશેષ ધર્મોની સત્તાની અપેક્ષાએ. લેખન કે વકતૃત્વ શક્તિ નહિ ધરાવનાર એમ કહી શકે છે કે "હું લેખક તરીકે નથી" અથવા "હું પોતે વકતારૂપે નથી" આ શબ્દપ્રયોગોમાં 'હું' કહેવું અને ાથે 'નથી' કહેવું, એ વ્યાજબી છે, કારણ કે 'હું' પોતે 'સત્' ...ં મારામાં લેખન કે વકતૃત્વ શક્તિ નહિ હોવાથી તે શક્તિ રૂપે 'હું'

---

+ અસ્તિત્વ અને નાસ્તિત્વ.

નથી ' એમ દરેકથી સમજી શકાય છે. આ પ્રમાણે સર્વત્ર અનુસન્ધાન કરવાથી એક વ્યક્તિમાં, સત્ત્વ અને અસત્ત્વનો સ્યાદ્વાદ બરાબર હૃદયમાં ઉતરી શકે તેમ છે.

કંઇક વિશેષ સ્પષ્ટ કરવાની ખાતર સ્યાદ્વાદ તરફ વધુ દૃષ્ટિપાત કરીએ—

સર્વ પદાર્થો* ઉત્પત્તિ, નાશ અને સ્થિતિ એ ત્રણે ધર્મોવાળા છે. દૃષ્ટાન્ત તરીકે એક સોનાની કંઠી લઇએ. સોનાની કંઠી ભાંગીને દોરો બનાવ્યો, ત્યારે કંઠીનો નાશ થયો અને દોરો ઉત્પન્ન થયો, એ આપણે સુસ્પષ્ટ જોઇએ છીએ. કંઠી ભાંગીને તે તમામ સુવર્ણનો બનાવેલ દોરો, તદ્દન–સર્વથા નવીજ વસ્તુ ઉત્પન્ન થઇ, એમ કહી શકાય નહિ. દોરાને તદ્દન નવીન ઉત્પન્ન થયેલો ત્યારેજ માની શકાય કે કંઠીની કોઇ પણ વસ્તુ તે દોરામાં આવી ન હોય. પરંતુ જ્યારે કંઠીનું તમામ સુવર્ણ દોરામાં આવી ગયું છે, માત્ર કંઠીનો આકારજ બદલાયો છે, તો પછી દોરાને સર્વથા નવીન ઉત્પન્ન થયેલ મનાય નહિ, આવીજ રીતે કંઠીને પણ સર્વથા નષ્ટ થવાનું હોઇ શકે નહિ, એ માનવું જોઇએ. કંઠીનો સર્વથા નાશ ત્યારેજ માની શકાય કે, યદિ કંઠીની કોઇ પણ ચીજ નાશથી બચી ન હોય. પરન્તુ જ્યારે કંઠીનું તમામ સુવર્ણ જેમનું તેમ દોરામાં ઉતર્યું છે, તો પછી કંઠીને સર્વથા નષ્ટ થયેલી કેમ માની શકાય ? આ હકીકતથી એ વાત સારી પેઠે ધ્યાનમાં ઉતરે છે કે–કંઠીનો નાશ, કંઠીની આકૃતિનો નાશ થયો, એટલા પૂરતો છે. અને દોરાની ઉત્પત્તિ, દોરાનો આકાર ઉત્પન્ન થયો, એટલા પૂરતી છે, જ્યારે એ કંઠી અને દોરાનું સુવર્ણ તો એકજ છે, કંઠી અને દોરો એ એકજ સુવર્ણના આકારભેદો સિવાય બીજું કશું નથી.

આ ઉપરથી જોઇ શક્યા છીએ કે કંઠીને ભાંગી બનાવેલ દોરામાં કંઠીરૂપે નાશ, દોરાના આકારે ઉત્પત્તિ તથા સુવર્ણની સ્થિતિ–એ ઉત્પાદ, નાશ અને સ્થિતિ ( ધ્રુવત્વ ) એ ત્રણે ધર્મો બરાબર રહ્યા છે. આવી રીતે ઘડાને ફોડી બનાવેલ કુંડાનું ઉદાહરણ પણ અહીં સ્મરણમાં લઇ લેવું. ઘર જ્યારે પડી જાય છે, ત્યારે તે ઘર જે વસ્તુઓથી બનેલું

* " उत्पाद–व्यय–ध्रौव्ययुक्तं सत् " ।

—તત્ત્વાર્થસૂત્ર, ' ઉમાસ્વાતિ ' વાચક.

હતું, તે સર્વ વસ્તુઓ તદ્દન વિલય પામી જતી નથી. તે બધા પદાર્થો સ્થૂલરૂપે અથવા અણુરૂપે તો અવશ્ય જગત્માં રહે છે. આથી તે ઘરનો સર્વથા નાશ થયો તત્ત્વદૃષ્ટિએ ઘટી શકે નહિ. કોઇ પણ સ્થૂલ વસ્તુ વિખરાઇ જતાં તેના પરમાણુઓ બીજી વસ્તુઓની સાથે મળી, નવું પરિવર્તન ઉભું કરે છે. દુનિયાના પદાર્થો દુનિયામાંજ સ્થૂલરૂપે યા સૂક્ષ્મ રૂપે ઇતસ્તતઃ વિચરણ કરે છે અને એથી નવાં નવાં રૂપાન્તરોનો પ્રાદુર્ભાવ થાય છે. દીવો શાંત થયો, એટલે દીવાનો તદ્દન નાશ થયો, એમ સમજવાનું નથી. દીવાનો પરમાણુસમૂહ બરાબર કાયમ છે. જે પરમાણુસંઘાતથી દીવો પ્રગટયો છે, તેજ પરમાણુસંઘાત, રૂપાન્તર પામી જવાથી પ્રદીપરૂપે નહિ દેખાતાં અંધકારરૂપેજ અનુભવાય છે. સૂર્યની રશ્મિથી પાણી સુકાઈ ગયું જોઇ, પાણીનો અત્યન્ત અભાવ થયો સમજવો નહિ. એ પાણી ગમે તે રૂપે પણ બરાબર કાયમ છે. તેના સ્થૂલરૂપનો નાશ થવાથી સૂક્ષ્મ અવસ્થામાં તેનું ( કોઇ પણ વસ્તુનું ) દર્શન ન થાય, એ બનવા જોગ છે. કોઇ મૂળ વસ્તુ નવી ઉત્પન્ન થતી નથી અને કોઇ મૂળ વસ્તુનો વિનાશ થતો નથી, એ અટલ સિદ્ધાન્ત છે. દૂધનું બનેલું દહીં નવું ઉત્પન્ન થયું નથી, દૂધનોજ પરિણામ દહીં છે. દૂધ રૂપે નષ્ટ થઇ, દહીં રૂપે ઉત્પન્ન થયેલ પદાર્થ પણ દૂધની જેમ ગોરસ કહેવાય છે, એ સર્વને માલૂમ છે. અતએવ ગોરસના આહારનો ત્યાગ કરી બેઠેલ, દૂધ-દહીં ખાઇ શકે નહિ. આથી દૂધ અને દહીંમાં ગોરસરૂપે રહેલું સામ્ય બરાબર અનુભવી શકાય છે.[1] આ પ્રમાણે સર્વત્ર સમજી રાખવાનું છે કે મૂળ તત્ત્વો આબાદ છે અને એમાં જે અનેકાનેક પરિવર્તનો થતાં રહે છે, અર્થાત્ પૂર્વ પરિણામનો નાશ અને બીજા પરિણામનો પ્રાદુર્ભાવ થતો રહે છે, તે વિનાશ અને ઉત્પાદ છે. આથી સર્વ પદાર્થો [2]ઉત્પાદ, વિનાશ

---

१ " पयोव्रतो न दध्यत्ति न पयोऽत्ति दधिव्रतः ।
अगोरसव्रतो नोभे तस्माद् वस्तु त्रयात्मकम् " ॥
—શાસ્ત્રવાર્ત્તાસમુચ્ચય, હરિભદ્રસૂરિ.

" उत्पन्नं दधिभावेन नष्टं दुग्धतया पयः ।
गोरसत्वात् स्थिरं जानन् स्याद्वादद्विड् जनोऽपि कः ? " ॥
—અધ્યાત્મોપનિષદ્, યશોવિજયજી.

૨ **વિજ્ઞાનશાસ્ત્ર** પણ વસ્તુનો સ્વભાવ જણાવતાં મૂળ પ્રકૃતિને ધ્રુવ-સ્થિર માને છે અને તેમાંથી ઉત્પન્ન થતા પદાર્થો, તેનું રૂપાન્તર–પરિણામાં-

અને સ્થિતિ ( ધ્રુવત્વ ) સ્વભાવવાળા બરાબર ઠરે છે. જેનો ઉત્પાદ અને વિનાશ થાય છે, તેને જૈનશાસ્ત્રમાં 'પર્યાય' કહે છે. જે મૂળ વસ્તુ સદા સ્થાયી છે, તેને 'દ્રવ્ય' કહેવામાં આવે છે. દ્રવ્યથી ( મૂળ વસ્તુ રૂપે ) દરેક પદાર્થ નિત્ય છે અને પર્યાયથી અનિત્ય છે. આ રીતે પ્રત્યેક વસ્તુને એકાન્ત નિત્ય નહિ, એકાન્ત અનિત્ય નહિ, કિન્તુ નિત્યાનિત્યરૂપે માનવી, એનું નામ 'સ્યાદ્વાદ' છે.

આ સિવાય એક વસ્તુ પરત્વે 'અસ્તિ' 'નાસ્તિ' ના સંબંધમાં-ઉપર કહ્યા પ્રમાણે-ધ્યાનમાં રાખવું જોઇએ કે ઘટ ( દરેક પદાર્થ ) પોતાના દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી સત્ છે અને બીજાના દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી અસત્ છે. જેવી રીતે કાશીમાં વર્ષાઋતુમાં ઉત્પન્ન થયેલ માટીનો કાળો ઘટ, દ્રવ્યથી માટીનો છે, અર્થાત્ મૃત્તિકારૂપ છે, પરન્તુ જલરૂપ નથી. ક્ષેત્રથી બનારસનો છે, પરન્તુ તે સિવાય બીજા ક્ષેત્રનો નથી. કાલથી વર્ષાઋતુનો છે, પરન્તુ તે સિવાય બીજી ઋતુનો નથી. ભાવથી શ્યામવર્ણવાળો છે, પરન્તુ શ્યામ વર્ણ સિવાય અન્યવર્ણવાળો નથી. ટૂંકમાં પોતાના સ્વરૂપથીજ દરેક વસ્તુ 'અસ્તિ' કહી શકાય, બીજાના સ્વરૂપથી નહિ. બીજાના સ્વરૂપથી અસ્તિ ન કહેવાય, ત્યારે, અર્થાત્ બીજાના સ્વરૂપથી નાસ્તિ કહેવાય.

વળી સ્યાદ્વાદનું એક ઉદાહરણ જોઇએ. વસ્તુમાત્રમાં સમાન ધર્મ અને વિશેષ ધર્મ રહેલા છે. સો ઘડાઓમાં 'ઘડો' 'ઘડો' એવી જે એકાકાર ( એક સરખી ) બુદ્ધિ ઉત્પન્ન થાય છે, તે એજ બતાવી આપે છે કે તમામ ઘડાઓમાં સામાન્યધર્મ-એકરૂપતા રહેલી છે. તે સિવાય સો ઘડાઓમાંથી પોતપોતાનો ઘડો ઓળખી લેવાય છે, એ ઉપરથી તમામ ઘડાઓ એક બીજાથી વિશેષતા-ભિન્નતા-પૃથક્તાવાળા સિદ્ધ થાય છે. આ પ્રમાણે સામાન્ય સ્વરૂપ અને વિશેષ સ્વરૂપ સર્વ પદાર્થોમાં સમજવું. એ બંને સ્વરૂપ પરસ્પર સાપેક્ષ છે અને વસ્તુથી અલગ નથી. અતઃ પ્રત્યેક વસ્તુને સામાન્યવિશેષોભયાત્મક સમજવી એ [1]સ્યાદ્વાદદર્શન છે.

---

ન્તર છે, એમ જણાવે છે. આ રીતે ઉત્પાદ, વિનાશ અને ધ્રૌવ્યના જૈનસિદ્ધાન્તને વિજ્ઞાન ( Science ) બરાબર સમર્થન કરે છે.

૧ 'સ્યાદ્વાદ' વિષયમાં તાર્કિકોના તર્કવાદો અતિપ્રબલ છે. શ્રીમદ્

હતું, તે સર્વ વસ્તુઓ તદ્દન વિલય પામી જતી નથી. તે બધા પદાર્થો સ્થૂલરૂપે અથવા અણુરૂપે તો અવશ્ય જગત્‌માં રહે છે. આથી તે ઘરનો સર્વથા નાશ થયો તત્ત્વદૃષ્ટિએ ઘટી શકે નહિ. કોઇ પણ સ્થૂલ વસ્તુ વિખરાઇ જતાં તેના પરમાણુઓ બીજી વસ્તુઓની સાથે મળી, નવું પરિવર્તન ઉભું કરે છે. દુનિયાના પદાર્થો દુનિયામાંજ સ્થૂલરૂપે યા સૂક્ષ્મ રૂપે ઇતસ્તતઃ વિચરણ કરે છે અને એથી નવાં નવાં રૂપાન્તરોનો પ્રાદુર્ભાવ થાય છે. દીવો શાંત થયો, એટલે દીવાનો તદ્દન નાશ થયો, એમ સમજવાનું નથી. દીવાનો પરમાણુસમૂહ બરાબર કાયમ છે. જે પરમાણુ-સંઘાતથી દીવો પ્રગટયો છે, તેજ પરમાણુસંઘાત, રૂપાન્તર પામી જવાથી પ્રદીપરૂપે નહિ દેખાતાં અંધકારરૂપેજ અનુભવાય છે. સૂર્યની રશ્મિથી પાણી સુકાઈ ગયું જોઇ, પાણીનો અત્યન્ત અભાવ થયો સમજવો નહિ. એ પાણી ગમે તે રૂપે પણ બરાબર કાયમ છે. તેના સ્થૂલરૂપનો નાશ થવાથી સૂક્ષ્મ અવસ્થામાં તેનું ( કોઇ પણ વસ્તુનું ) દર્શન ન થાય, એ બનવા જોગ છે. કોઇ મૂળ વસ્તુ નવી ઉત્પન્ન થતી નથી અને કોઇ મૂળ વસ્તુનો વિનાશ થતો નથી, એ અટલ સિદ્ધાન્ત છે. દૂધનું બનેલું દહીં નવું ઉત્પન્ન થયું નથી, દૂધનોજ પરિણામ દહીં છે. દૂધ રૂપે નષ્ટ થઇ, દહીં રૂપે ઉત્પન્ન થયેલ પદાર્થ પણ દૂધની જેમ ગોરસ કહેવાય છે, એ સર્વને માલૂમ છે. અતએવ ગોરસના આહારનો ત્યાગ કરી બેઠેલ, દૂધ-દહીં ખાઇ શકે નહિ. આથી દૂધ અને દહીંમાં ગોરસરૂપે રહેલું સામ્ય બરાબર અનુભવી શકાય છે.[1] આ પ્રમાણે સર્વત્ર સમજી રાખવાનું છે કે મૂળ તત્ત્વો આબાદ છે અને એમાં જે અનેકાનેક પરિવર્તનો થતાં રહે છે, અર્થાત્ પૂર્વ પરિણામનો નાશ અને બીજા પરિણામનો પ્રાદુર્ભાવ થતો રહે છે, તે વિનાશ અને ઉત્પાદ છે. આથી સર્વ પદાર્થો [2]ઉત્પાદ, વિનાશ

---

૧ " पयोव्रतो न दध्यात्ति न पयोऽत्ति दधिव्रतः ।
अगोरसव्रतो नोभे तस्माद् वस्तु त्रयात्मकम् " ॥

—શાસ્ત્રવાર્ત્તાસમુચ્ચય, હરિભદ્રસૂરિ.

" उत्पन्नं दधिभावेन नष्टं दुग्धतया पयः ।
गोरसत्वात् स्थिरं जानन् स्याद्वादद्विट् जनोऽपि कः ? " ॥

—અધ્યાત્મોપનિષદ્, યશોવિજયજી.

૨ **વિજ્ઞાનશાસ્ત્ર** પણ વસ્તુનો સ્વભાવ જણાવતાં મૂળ પ્રકૃતિને ધ્રુવ-સ્થિર માને છે અને તેમાંથી ઉત્પન્ન થતા પદાર્થો, તેનું રૂપાન્તર—પરિણામાં-

અને સ્થિતિ ( ધ્રુવત્વ ) સ્વભાવવાળા બરાબર ઠરે છે. જેનો ઉત્પાદ અને વિનાશ થાય છે, તેને જૈનશાસ્ત્રમાં 'પર્યાય' કહે છે. જે મૂળ વસ્તુ સદા સ્થાયી છે, તેને 'દ્રવ્ય' કહેવામાં આવે છે. દ્રવ્યથી ( મૂળ વસ્તુ રૂપે ) દરેક પદાર્થ નિત્ય છે અને પર્યાયથી અનિત્ય છે. આ રીતે પ્રત્યેક વસ્તુને એકાન્ત નિત્ય નહિ, એકાન્ત અનિત્ય નહિ, કિન્તુ નિત્યાનિત્યરૂપે માનવી, એનું નામ 'સ્યાદ્વાદ' છે.

આ સિવાય એક વસ્તુ પરત્વે 'અસ્તિ' 'નાસ્તિ' ના સંબંધમાં–ઉપર કહ્યા પ્રમાણે–ધ્યાનમાં રાખવું જોઇએ કે ઘટ ( દરેક પદાર્થ ) પોતાના દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી સત્ છે અને બીજાના દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી અસત્ છે. જેવી રીતે કાશીમાં વર્ષાઋતુમાં ઉત્પન્ન થયેલ માટીનો કાળો ઘટ, દ્રવ્યથી માટીનો છે, અર્થાત્ મૃત્તિકારૂપ છે, પરન્તુ જલરૂપ નથી. ક્ષેત્રથી બનારસનો છે, પરન્તુ તે સિવાય બીજા ક્ષેત્રનો નથી. કાલથી વર્ષાઋતુનો છે, પરન્તુ તે સિવાય બીજી ઋતુનો નથી. ભાવથી શ્યામવર્ણવાળો છે, પરન્તુ શ્યામ વર્ણ સિવાય અન્યવર્ણવાળો નથી. ટૂંકમાં પોતાના સ્વરૂપથીજ દરેક વસ્તુ 'અસ્તિ' કહી શકાય, બીજાના સ્વરૂપથી નહિ. બીજાના સ્વરૂપથી અસ્તિ ન કહેવાય, ત્યારે, અર્થાત્ બીજાના સ્વરૂપથી નાસ્તિ કહેવાય.

વળી સ્યાદ્વાદનું એક ઉદાહરણ જોઇએ. વસ્તુમાત્રમાં સમાન ધર્મ અને વિશેષ ધર્મ રહેલા છે. સો ઘડાઓમાં 'ઘડો' 'ઘડો' એવી જે એકાકાર ( એક સરખી ) બુદ્ધિ ઉત્પન્ન થાય છે, તે એજ બતાવી આપે છે કે તમામ ઘડાઓમાં સામાન્યધર્મ–એકરૂપતા રહેલી છે. તે સિવાય સો ઘડાઓમાંથી પોતપોતાનો ઘડો ઓળખી લેવાય છે, એ ઉપરથી તમામ ઘડાઓ એક બીજાથી વિશેષતા–ભિન્નતા–પૃથક્તાવાળા સિદ્ધ થાય છે. આ પ્રમાણે સામાન્ય સ્વરૂપ અને વિશેષ સ્વરૂપ સર્વ પદાર્થોમાં સમજવું. એ બંને સ્વરૂપ પરસ્પર સાપેક્ષ છે અને વસ્તુથી અલગ નથી. અતઃ પ્રત્યેક વસ્તુને સામાન્યવિશેષોભયાત્મક સમજવી એ [1]સ્યાદ્વાદદર્શન છે.

---

ન્તર છે, એમ જણાવે છે. આ રીતે ઉત્પાદ, વિનાશ અને ધ્રૌવ્યના જૈનસિદ્ધાન્તને વિજ્ઞાન ( Science ) બરાબર સમર્થન કરે છે.

૧ 'સ્યાદ્વાદ' વિષયમાં તાર્કિકોના તર્કવાદો અતિપ્રબલ છે. શ્રીમદ્

સ્યાદ્વાદના સંબન્ધમાં કેટલાકોનું એમ કહેવું થાય છે કે તે નિશ્ચયવાદ નથી, કિન્તુ સંશયવાદ છે. અર્થાત્ એકજ વસ્તુને નિત્ય સમજવી અને અનિત્ય પણ સમજવી, અથવા એકજ વસ્તુને સત્ માનવી અને અસત્ પણ માનવી, એ સંશયવાદ નહિ તો બીજું શું ?. પરન્તુ આ કથન અયુક્ત છે, એમ વિચારકોને સ્પષ્ટ સમજાય છે[૧]. સંશયના સ્વરૂપને યથાર્થ સમજનાર આ સ્યાદ્વાદને સંશયવાદ કહેવાનું સાહસ કદાપિ કરી શકે નહિ. રાત્રે કાળી દોરડી પર નજર પડવાથી "આ સર્પ છે કે દોરડી ?" એવો સન્દેહ ઘણી વખતે ઉત્પન્ન થતો જોવામાં આવે છે. દૂરથી ઝાડના ઠૂંઠાને જોઇ "આ ઝાડ છે કે કોઇ માણસ ?" એવો શક ઉભો થાય છે. આવી રીતે સંશયનાં અનેક ઉદાહરણો આપણાથી અનુભવાતાં રહે છે. આ સંશયમાં સર્પ અને દોરડી અથવા વૃક્ષ અને માણસ, એ બંને વસ્તુઓ પૈકી એક પણ વસ્તુ નિશ્ચિત હોતી નથી. અમુક એક વસ્તુ કોઈ ચોક્કસરૂપે સમજવામાં ન આવે, એ સંશય છે. સંશયનું

---

'હરિભદ્રસૂરિ' કૃત '**અનેકાન્તજયપતાકા**' માં આ વિષયને પ્રૌઢ લખાણથી ચર્ચ્યો છે.

૧ ગુજરાતના પ્રસિદ્ધ વિદ્વાન્ પ્રો. **આનંદશંકર** ધ્રુવે પોતાના એક વખતના વ્યાખ્યાનમાં 'સ્યાદ્વાદ' સિદ્ધાન્ત વિષે પોતાનો અભિપ્રાય દર્શાવતાં જણાવ્યું હતું કે—"સ્યાદ્વાદનો સિદ્ધાન્ત, અનેક સિદ્ધાન્તો અવલોકીને તેનો સમન્વય કરવા ખાતર પ્રકટ કરવામાં આવ્યો છે. સ્યાદ્વાદ એકીકરણનું દૃષ્ટિબિન્દુ અમારી સ્હામે ઉપસ્થિત કરે છે. **શંકરાચાર્યે** સ્યાદ્વાદ ઉપર જે આક્ષેપ કર્યો છે, તે મૂળ રહસ્યની સાથે સંબન્ધ રાખતો નથી. એ નિશ્ચય છે કે વિવિધદૃષ્ટિબિન્દુઓદ્વારા નિરીક્ષણ કર્યા વગર કોઈ વસ્તુ સંપૂર્ણ સ્વરૂપે સમજવામાં આવી શકે નહિ. આ માટે સ્યાદ્વાદ ઉપયોગી તથા સાર્થક છે. મહાવીરના સિદ્ધાન્તમાં બતાવેલ સ્યાદ્વાદને કેટલાક સંશયવાદ કહે છે, એ હું નથી માનતો. સ્યાદ્વાદ સંશયવાદ નથી; કિન્તુ તે એક દૃષ્ટિબિન્દુ અમને મેળવી આપે છે—વિશ્વનું કેવી રીતે અવલોકન કરવું જોઇએ, એ અમને શિખવે છે."

**કાશી**ના મર્હુમ મહામહોપાધ્યાય **રામમિશ્રશાસ્ત્રીજી**એ સ્યાદ્વાદના વિષયમાં જે પોતાનો ઉંચો મત દર્શાવ્યો છે, તેને માટે તેઓનું વ્યાખ્યાન '**સુજનસમ્મેલન**' જુઓ.

આવું સ્વરૂપ સ્યાદ્વાદમાં કોઇ બતાવી શકે તેમ છે ?. સ્યાદ્વાદ એકજ વસ્તુને જૂદી જૂદી અપેક્ષાએ અનેક રીતે અવલોકવાનું કથે છે, અર્થાત્ એકજ વસ્તુ અમુક અપેક્ષાએ 'અસ્તિ' છે, એ નિશ્ચિત વાત છે અને અમુક અપેક્ષાએ 'નાસ્તિ' છે, એ પણ નિશ્ચિત વાત છે. એમ જ એક વસ્તુ અમુક દૃષ્ટિએ નિત્યરૂપે પણ નિશ્ચિત છે અને અમુક દૃષ્ટિએ અનિત્યરૂપે પણ નિશ્ચિત છે. આવી રીતે એકજ પદાર્થને, વિરૂદ્ધ રીતે[1] ભાસતા બંને ધર્મોથી યુક્ત હોવાનો જે નિશ્ચય કરવો, એનું નામ સ્યાદ્વાદ છે. આ સ્યાદ્વાદને 'સંશય' કહેવો, એ પ્રકાશને અન્ધકાર કહેવા બરાબર છે.

"स्याद् अस्त्येव घटः" "स्याद् नास्त्येव घटः"।
"स्याद् नित्य एव घटः" "स्याद् अनित्य एव घटः"।

એ સ્યાદ્વાદનાં एवकार યુક્ત વાક્યોમાં–ઉપર બતાવ્યા પ્રમાણે– "અમુક[2] અપેક્ષાએ ઘટ સત્જ છે. અમુક અપેક્ષાએ ઘટ અસત્જ છે. અમુક અપેક્ષાએ ઘટ નિત્યજ છે. અમુક અપેક્ષાએ ઘટ અનિત્યજ છે" એ પ્રમાણે નિશ્ચયાત્મક અર્થ સમજવાનો છે. 'स्यात्' શબ્દનો અર્થ–'કદાચ' 'શાયદ' કે એવા બીજા સંશયવાચક શબ્દથી કરવાનો હોયજ નહિ, નિશ્ચયવાદમાં સંશય અર્થવાળા શબ્દનું કામ શું ?. ઘટને ઘટરૂપે સમજવું જેટલું યથાર્થ છે–નિશ્ચયરૂપ છે, તેટલુંજ યથાર્થ–નિશ્ચયરૂપ, ઘટને અમુક અમુક દૃષ્ટિએ નિત્ય અને અનિત્ય એ બંને રૂપે સમજવું–એ છે. આથી સ્યાદ્વાદને અવ્યવસ્થિત કે અસ્થિર સિદ્ધાન્ત પણ કહી શકાય નહિ, એ *દૃઢતાથી સમજી શકાય છે.

---

૧ વાસ્તવમાં વિરૂદ્ધ નહિ.

૨ 'स्यात्' શબ્દનો અર્થ–'અમુક અપેક્ષાએ' થાય છે. જુઓ આગળ સપ્તભંગીનું પ્રકરણ.

* વિશાળ દૃષ્ટિથી દર્શનશાસ્ત્રો જોનાર સારી પેઠે સમજી શકે છે કે–દરેક દર્શનકારને સ્યાદ્વાદ સ્વીકારવો પડ્યો છે. [1]સત્ત્વ, રજ અને તમ

---

૧ "इच्छन् प्रधानं सत्त्वाद्यैर्विरुद्धैर्गुम्फितं गुणैः।
सांख्यः संख्यावतां मुख्यो नानेकान्तं प्रतिक्षिपेत्"॥
—વીતરાગસ્તોત્ર, હેમચન્દ્રાચાર્ય.

હવે વસ્તુના પ્રત્યેકધર્મની અંદર સ્યાદ્વાદની વિવેચના, જેને 'સપ્તભંગી' કહે છે, તે જોઈએ—

એ પરસ્પર વિરૂદ્ધ ત્રણ ગુણોવાળી પ્રકૃતિને માનનાર સાંખ્યદર્શન, પૃથિવીને પરમાણુરૂપે નિત્ય અને સ્થૂલરૂપે અનિત્ય માનનાર તથા દ્રવ્યત્વ-પૃથિવીત્વ આદિ ધર્મોને સામાન્ય અને વિશેષરૂપે સ્વીકારનાર [1]નૈયાયિક-વૈશેષિક દર્શન, અનેકવર્ણયુક્ત વસ્તુના અનેકવર્ણાઽઽકારવાળા એક ચિત્રજ્ઞાનને-જેમાં અનેક વિરૂદ્ધ વર્ણો પ્રતિભાસે છે-માનનાર [2]બૌદ્ધદર્શન, પ્રમાતા, પ્રમિતિ અને પ્રમેય આકારવાળું એક જ્ઞાન, જે તે ત્રણે પદાર્થના પ્રતિભાસરૂપ છે, તેને મંજૂર કરનાર મીમાંસકદર્શન, અને એવાજ [3]પ્રકારાન્તરથી બીજાઓ પણ

---

૧ " चित्रमेकमनेकं च रूपं प्रामाणिकं वदन् ।
योगो वैशेषिको वापि नानेकान्तं प्रतिक्षिपेत् " ॥

—વીતરાગસ્તોત્ર, હેમચન્દ્રાચાર્ય.

અર્થાત્—નૈયાયિકો અને વૈશેષિકો એક ચિત્રરૂપ માને છે. અનેક વર્ણો જેમાં હોય, તે ચિત્રરૂપ કહેવાય. આને એકરૂપ કહેવું અને અનેકરૂપ કહેવું, એ સ્યાદ્વાદની સીમા છે.

૨ " विज्ञानस्यैकमाकारं नानाऽऽकारकरम्बितम् ।
इच्छंस्तथागतः प्राज्ञो नानेकान्तं प्रतिक्षिपेत् " ॥

—વીતરાગસ્તોત્ર, હેમચન્દ્રાચાર્ય.

૩ " जातिव्यक्त्यात्मकं वस्तु वदन्ननुभवोचितम् ।
भट्टो वापि मुरारिर्वा नानेकान्तं प्रतिक्षिपेत् " ॥

" अबद्धं परमार्थेन बद्धं च व्यवहारतः ।
ब्रुवाणो ब्रह्मवेदान्ती नानेकान्तं प्रतिक्षिपेत् "

" ब्रुवाणा भिन्नभिन्नार्थान् नयभेदव्यपेक्षया ।
प्रतिक्षिपेयुर्नो वेदाः स्याद्वादं सार्वतान्त्रिकम् " ॥

—અધ્યાત્મોપનિષદ્ યશોવિજયજી.

" જાતિ અને વ્યક્તિ એ બંને રૂપે વસ્તુને કહેનાર **ભટ્ટ** અને **મુરારિ** સ્યાદ્વાદને તરછોડી શકે નહિ. "

" આત્માને વ્યવહારથી બદ્ધ અને પરમાર્થથી અબદ્ધ માનનાર બ્રહ્મવાદી સ્યાદ્વાદને ધિક્કારી શકે નહિ. "

**સપ્તભંગી.**

ઉપર જોઇ ગયા છીએ કે-'સ્યાદ્વાદ' એક જ વસ્તુમાં જૂદી જૂદી અપેક્ષાએ અસ્તિત્વ-નાસ્તિત્વ, નિત્યત્વ-અનિત્યત્વ વગેરે અનેક ધર્મો હોવાનું કથે છે. આ ઉપરથી સમજી શકાય છે કે-વસ્તુસ્વરૂપ જેવા પ્રકારનું હોય, તેવી રીતે તેની વિવેચના કરવી જોઇએ. વસ્તુસ્વરૂપની જિજ્ઞાસાવાળા કોઇએ પ્રશ્ન કર્યો કે-" ઘડો અનિત્ય છે ? " આ પ્રશ્ન ઉપર સમાધાન કરનાર માત્ર એમ જ કહે કે-" ઘડો અનિત્યજ છે " તો એ કથન કાં તો યથાર્થ નથી, કાં તો અધુરૂં છે, કેમકે તે કથન યદિ

---

સ્યાદ્વાદને અર્થતઃ માન આપે છે. છેવટે **ચાર્વાક**ને પણ સ્યાદ્વાદની આજ્ઞામાં બંધાવું પડયું છે. જેમકે-પૃથ્વી, જલ, તેજ અને વાયુ એ ચાર તત્ત્વો સિવાય પાંચમું તત્ત્વ ચાર્વાકને મંજૂર નથી, એથી એ ચાર તત્ત્વોથી પ્રાદુર્ભૂત થતું ચૈતન્ય, તે ચાર તત્ત્વોથી અલગ તો ચાર્વાકથી માની શકાય નહિ. અગર ચૈતન્યને પૃથિવ્યાદિપ્રત્યેકતત્ત્વરૂપ માને, તો પણ ઘટાદિ પદાર્થોને ચેતન બનવાનો દોપ ચાર્વાકની દૃષ્ટિથી બહાર નથી. અતએવ ચાર્વાકનું કહેવું એમ છે, અગર ચાર્વાકે એમ કહેવું જોઇએ કે-ચૈતન્ય, પૃથિવ્યાદિઅનેકતત્ત્વરૂપ છે. આવી રીતે એક ચૈતન્યને અનેકવસ્તુરૂપ-અનેકતત્ત્વાત્મક [1]માનવું એ સ્યાદ્વાદનીજ મુદ્રા છે.

---

" જૂદા જૂદા નયની વિવક્ષાથી ભિન્ન ભિન્ન અર્થને પ્રતિપાદન કરનાર વેદો-સર્વ તન્ત્રોને માનનીય એવા-સ્યાદ્વાદને વખોડી શકે નહીં. "

૧ આવી રીતે માનવાથી પણ આત્માની ગરજ સરતી નથી, એ ધ્યાનમાં રાખવું. એ વિષે આત્મસિદ્ધિના ગ્રન્થો જોવા. સ્યાદ્વાદના સંબંધમાં ચાર્વાકની સમ્મતિ લેવી કે નહિ, તે વિષે **હેમચન્દ્રાચાર્ય** વીતરાગસ્તોત્રમાં આ પ્રમાણે કથે છે—

" सम्मतिर्विमतिर्वापि चार्वाकस्य न मृग्यते ।
परलोकाऽऽत्ममोक्षषु यस्य मुह्यति शेमुषी " ॥

અર્થાત્—સ્યાદ્વાદના સંબન્ધમાં ચાર્વાક, કે જેની બુદ્ધિ પરલોક, આત્મા અને મોક્ષમાં મૂઢ બની છે, તેની સમ્મતિ કે વિમતિ ( પસંદગી કે નાપસંદગી ) જોવાની જરૂર નથી.

સમ્પૂર્ણદૃષ્ટિના વિચારના પરિણામે કહેવાયું હોય, તો તે યથાર્થ નથી; કારણ કે ઘડો ( કોઇ પણ વસ્તુ ) સમ્પૂર્ણ દૃષ્ટિએ વિચારતાં અનિત્ય હોવાની સાથે નિત્ય પણ ઠરે છે. કદાચિત્ તે કથન અમુક દૃષ્ટિએ કહેવાયું હોય, તો તે વાક્યમાં " તે કથન અમુક દૃષ્ટિએ છે " એમ સૂચન કરનાર કોઇ શબ્દ મૂકવો જોઇએ છે. એ વગર તે જવાબ અધુરો કહી શકાય છે. આ ઉપરથી સમજનાર સમજી શકે છે કે–વસ્તુનો કોઇપણ ધર્મ બતાવવો હોય, તો એવી રીતે બતાવવો જોઇએ કે તેના પ્રતિપક્ષ ધર્મની તે વસ્તુમાંથી બેઠક ઉડી જવા ન પામે, અર્થાત્ કોઇપણ વસ્તુને નિત્ય બતાવતાં એવો કોઈ શબ્દ મૂકવો જોઇએ કે જેથી તે વસ્તુમાં રહેલા અનિત્યત્વ ધર્મનો અભાવ સૂચિત થવા પામે નહિ, તેમજ કોઇપણ વસ્તુને અનિત્ય બતાવવામાં એવો શબ્દ જોડવો જોઇએ કે જેથી તે વસ્તુમાં રહેલા નિત્યત્વ ધર્મનું તેમાં ન હોવાનું સૂચિત થાય [1]નહિ. આવો શબ્દ સંસ્કૃતભાષામાં **'स्यात्'** છે. **'स्यात्'** શબ્દનો અર્થ–" અમુક અપેક્ષાએ " એવો થાય છે. **'स्यात्'** શબ્દ, અથવા તેના અર્થવાળો-સંસ્કૃતભાષાનો 'कथंचित्' શબ્દ, કાં તો " અમુક અપેક્ષાએ " એ વાક્ય જોડીને "स्यादनित्य एव घट:"–"અમુક અપેક્ષાએ ઘટ અનિત્યજ છે " એમ વિવેચન કરવામાં, ઘટમાં અમુક અન્ય અપેક્ષાએ રહેલા નિત્યત્વ ધર્મને બાધ પહોંચે નહિ.[2] આ ઉપરથી વસ્તુસ્વરૂપને અનુસરતા કેવા શબ્દપ્રયોગો કરવા જોઇએ, એ ખ્યાલમાં રાખવાનું પ્રાપ્ત થાય છે. **જૈન**શાસ્ત્રકારો વસ્તુના પ્રત્યેક ધર્મના વિધાન અને નિષેધને લગતા શબ્દપ્રયોગો સાત પ્રકારે હોવાનું દર્શાવે છે. ઉદાહરણ તરીકે 'ઘટ' ને લઇએ, અને એના 'અનિત્ય' ધર્મ તરફ દૃષ્ટિપાત કરીએ—

**પ્રથમ શબ્દપ્રયોગ**—" ઘટ અનિત્ય છે, એ ચોક્કસ છે, પરન્તુ અમુક અપેક્ષાએ. " આ વાક્યથી, ઘટમાં અમુક દૃષ્ટિએ અનિત્યધર્મનું મુખ્યત્વેન વિધાન થાય છે.

---

૧ એ રીતે ' અસ્તિત્વ ' વગેરે ધર્મોમાં પણ સમજી લેવું.

૨ 'स्यात्' શબ્દ કે તેના અર્થવાળો બીજો શબ્દ જોડયા વગર પણ વચનવ્યવહાર થતો જોવાય છે. પરંતુ વ્યુત્પન્ન પુરૂષને સર્વત્ર અનેકાન્તદૃષ્ટિનું અનુસન્ધાન રહ્યા કરે છે.

**દ્વિતીય શબ્દપ્રયોગ**—"ઘટ અનિત્યધર્મરહિત છે, અર્થાત્ નિત્ય છે, એ નક્કી વાત છે, પરન્તુ અમુક અપેક્ષાએ." આ બીજા વાક્યથી, ઘટમાં અમુક અપેક્ષાએ અનિત્યધર્મનો મુખ્યત્વેન નિષેધ કરવામાં આવે છે.

**તૃતીય શબ્દપ્રયોગ**—કોઇએ પૂછ્યું કે-"ઘટ અનિત્ય અને નિત્ય એ બંને ધર્મવાળો છે ?" તો એ પ્રશ્નના સમાધાનમાં "હા, ઘટ અમુક અપેક્ષાએ, મુખ્યત્વે કરી ચોક્કસ અનિત્ય અને નિત્ય છે" એમ જે કહેવું, એ ત્રીજો વચનપ્રકાર છે. આ વાક્યથી મુખ્યત્વેન અનિત્ય-ધર્મનું વિધાન અને તેનો નિષેધ, એ બંને ક્રમશઃ કરવામાં આવે છે.

**ચતુર્થ શબ્દપ્રયોગ**—"ઘટ કોઇ અપેક્ષાએ અવક્તવ્ય છે." ત્રીજા વાક્યમાં કહ્યા પ્રમાણે ઘટને અનિત્ય અને નિત્ય, એમ બંને રીતે ક્રમશઃ બતાવી શકાય છે, પરન્તુ ક્રમ વગર-યુગપત્ (એક સાથે) ઘટને અનિત્ય અને નિત્ય કહેવો હોય, તો તેને માટે 'અનિત્ય' 'નિત્ય' કે બીજો કોઇ શબ્દ કામ લાગતો ન હોવાથી જૈનશાસ્ત્રકારો તેને 'અવક્તવ્ય' શબ્દથી વ્યવહારમાં મૂકે છે. વાત બરાબર છે. ઘટ જેમ અનિત્ય રૂપે અનુભવાય છે, તેમ નિત્ય રૂપે પણ અનુભવાય છે. એથી ઘટ કેવળ અનિ-ત્યરૂપે ઠરતો નથી, તેમજ કેવલ નિત્યરૂપે ઘટતો નથી, કિન્તુ નિત્યાનિત્યરૂપ વિલક્ષણજાતિવાળો ઠરે છે. આવી હાલતમાં ઘટને યથાર્થરૂપે-નિત્ય અને અનિત્ય એ બંને રૂપે-ક્રમથી નહિ, કિન્તુ એક સાથ-બતાવવો હોય તો શાસ્ત્રકારો કહે છે કે, એવી રીતે બતાવવામાં કોઇ શબ્દ છે જ નહિ.[1] અતએવ ઘટ અવક્તવ્ય છે.

ચાર વચનપ્રકારો જોઇ ગયા, તેમાં મૂળ તો શરૂઆતના બે જ છે. પાછળના બે વચનપ્રકારો, શરૂઆતના બે વચનપ્રકારોના સંયોગથી ઉદ્ભવેલા છે. "કથંચિત્-અમુક અપેક્ષાએ ઘટ અનિત્ય જ છે" "કથંચિત્-અમુક

---

૧ કોઇ પણ શબ્દ એક સાથે અનિત્ય-નિત્ય ધર્મોને મુખ્યત્વેન પ્રતિપાદન કરી શકે તેમ નથી. તેવી રીતે પ્રતિપાદન કરવામાં શબ્દની શક્તિ નથી. નિત્યાનિત્ય' સમાસવાક્ય પણ ક્રમથીજ નિત્ય-અનિત્ય ધર્મોને પ્રતિપાદન કરે છે, એક સાથે નહિ. "सकृदुच्चरितं पदं सकृदेवार्थं गमयति" અર્થાત્ "एकं पदमेकदैकधर्मावच्छिन्नमेवार्थं बोधयति" આ ન્યાયથી 'એક શબ્દ એકવાર, એકજ ધર્મને-એકજ ધર્મથી યુક્ત

અપેક્ષાએ ઘટ નિત્યજ છે " એ બે શરૂઆતનાં વાક્યો જે અર્થ બતાવે છે, તેજ અર્થને ક્રમથી ત્રીજો વચનપ્રકાર દર્શાવે છે, અને તેજ અર્થને ક્રમ વગર યુગપત્–એકસાથ બતાવનાર ચોથું વાક્ય છે. આ ચોથા વાક્ય ઉપર મનન કરતાં એ સમજી શકાય છે કે ઘટ કોઇ અપેક્ષાએ અવક્તવ્ય પણ છે, અર્થાત્ કોઇ અપેક્ષાએ ઘટમાં અવક્તવ્યત્વ ધર્મ પણ રહેલો છે; પરન્તુ એકાન્ત રીતે ઘટને અવક્તવ્ય માનવો ન જોઇએ. એમ માનવા જતાં, અમુક અપેક્ષાએ ઘટ અનિત્ય રૂપે અથવા અમુક અપેક્ષાએ ઘટ નિત્યરૂપે જે અનુભવાય છે, તેમાં આપત્તિ આવી પડશે. અતએવ ઉપરના ચારે વચનપ્રયોગો 'સ્યાત્' શબ્દથી યુક્ત, અર્થાત્ કથંચિત્, એટલે અમુક અપેક્ષાએ સમજવા.

આ ચાર વચનપ્રકારો ઉપરથી બીજા ત્રણ વચનપ્રયોગો ઉપજાવી શકાય છે—

**પંચમ વચનપ્રકાર—**" અમુક અપેક્ષાએ ઘટ અનિત્ય હોવાની સાથે અવક્તવ્ય છે. "

**ષષ્ઠ વચનપ્રકાર—**" અમુક અપેક્ષાએ ઘટ નિત્ય હોવાની સાથે અવક્તવ્ય છે. "

**સપ્તમ વચનપ્રકાર—**" અમુક અપેક્ષાએ ઘટ અનિત્ય અને નિત્ય હોવાની સાથે અવક્તવ્ય છે. "

---

અર્થને બોધન કરે છે ' એવો અર્થ પ્રાપ્ત થાય છે. અને એથી એ સમજવાનું છે કે–સૂર્ય અને ચન્દ્ર એ બંનેનો વાચક 'પુષ્પદંત' શબ્દ ( એવા અનેક અર્થવાળા બીજા પણ શબ્દો ) સૂર્ય અને ચન્દ્રને ક્રમથીજ બોધન કરે છે, એક સાથ નહિ. આ ઉપરથી, કોઇ નવો સંકેતશબ્દ ઘડીને એનાથી યદિ અનિત્ય–નિત્ય ધર્મોને મુખ્યપણે એક સાથ બોધન કરવાનો મનોરથ કરવામાં આવે, તો તે પણ બની શકે તેમ નથી.

અહીં એ ધ્યાનમાં રહે કે એક સાથે મુખ્યપણે નહિ કહી શકાતા એવા નિત્યત્વ–અનિત્યત્વ ધર્મો 'અવક્તવ્ય' શબ્દથી કથન કરાતા નથી, [illegible]તુ તે ધર્મો મુખ્યપણે એક સાથે કહી શકાતા ન હોવાને લીધે વસ્તુમાં [illegible]'વક્તવ્ય' નામનો ધર્મ પ્રાપ્ત થાય છે, કે જે 'અવક્તવ્યત્વ' ધર્મનું 'અવક્તવ્ય' શબ્દથી કથન કરાય છે.

સામાન્યતઃ ઘટને અનિત્ય, નિત્ય અને અવક્તવ્ય એ ત્રણ રીતે જોઇ ગયા છીએ. એમાંથી, કોઇ અપેક્ષાએ ઘટનો અનિત્ય હોવાની સાથે અવક્તવ્ય રૂપે, કોઇ અપેક્ષાએ ઘટનો નિત્ય હોવાની સાથે અવક્તવ્ય તરીકે અને કોઇ અપેક્ષાએ ઘટનો ક્રમશઃ મુખ્યપણે અનિત્ય તથા નિત્ય હોવાની સાથે અવક્તવ્યરૂપે વચનવ્યવહાર થવો, એ સુસંભવિત છે. આ ત્રણ વચન પ્રકારોને ઉપરના ચાર વચનપ્રકારો સાથે મેળવતાં સાત વચનપ્રકારો થાય છે. આ સાત વચનપ્રકારોને **જૈનો** "સપ્તભંગી" કહે છે. 'સપ્ત' એટલે સાત, 'भंग' એટલે વચનપ્રકાર, અર્થાત્ સાતે વચનપ્રકારોનો સમૂહ, એ 'સપ્તભંગી' કહેવાય છે. આ સાતે વચનપ્રયોગો જૂદી જૂદી અપેક્ષાએ-જૂદી જૂદી દૃષ્ટિએ સમજવા. કોઇ પણ વચનપ્રકાર એકાન્તદૃષ્ટિએ માનવાનો છે જ નહિ. એક વચનપ્રકારને એકાન્તદૃષ્ટિએ માનતાં બીજા વચનપ્રકારો અસત્ય ઠરે, એ દેખીતી વાત છે.[1]

આ સપ્તભંગી ( સાત વચનપ્રયોગો ) બે વિભાગમાં વ્હેંચાય છે-

---

१ "सर्वत्राऽयं ध्वनिर्विधिप्रतिषेधाभ्यां स्वार्थमभिदधानः सप्तभंगीमनुगच्छति"।

"एकत्र वस्तुनि एकैकधर्मपर्युनुयोगवशाद् अविरोधेन व्यस्तयोः समस्तयोश्च विधि-निषेधयोः कल्पनया स्यात्काराङ्कितः सप्तधा वाक्प्रयोगः सप्तभंगी"।

"स्यादस्त्येव सर्वम् इति विधिकल्पनया प्रथमो भंगः"।

"स्याद्नास्त्येव सर्वम्, इति निषेधकल्पनया द्वितीयः"।

"स्याद्अस्त्येव, स्याद् नास्त्येव इति क्रमतो विधिनिषेधकल्पनया तृतीयः"।

"स्याद्अवक्तव्यमेव, इति युगपद्विधिनिषेधकल्पनया चतुर्थः"।

"स्यादस्त्येव स्यादवक्तव्यमेव, इति विधिकल्पनया युगपद् विधिनिषेधकल्पनया च पञ्चमः"।

"स्याद् नास्त्येव स्यादवक्तव्यमेव, इति निषेधकल्पनया युगपद् विधिनिषेधकल्पनया च षष्ठः"।

"स्यादस्त्येव, स्याद् नास्त्येव स्यादवक्तव्यमेव, इति क्रमतो विधिनिषेधकल्पनया युगपद् विधिनिषेधकल्पनया च सप्तमः"।

—'પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર' 'વાદિ દેવસૂરિ.'

એકને 'સકલાદેશ' કહેવામાં આવે છે, જ્યારે બીજી સપ્તભંગી 'વિકલાદેશ' છે. 'અમુક અપેક્ષાએ ઘટ અનિત્ય જ છે' એ વાક્યથી અનિત્ય ધર્મની સાથે રહેતા ઘટના બીજા તમામ ધર્મોને બોધન કરવાનું કામ 'સકલાદેશ' નું છે. 'સકલ' એટલે તમામ ધર્મોને, 'આદેશ' એટલે કથન કરનાર, એ 'સકલાદેશ' છે. એને 'પ્રમાણવાક્ય' કહેવામાં આવ્યું છે, કેમકે પ્રમાણ, વસ્તુના તમામ ધર્મોને વિષય કરનારૂં હોય છે. 'અમુક અપેક્ષાએ ઘટ અનિત્ય જ છે, એ વાક્યથી ઘટના માત્ર અનિત્ય ધર્મને બતાવવાનું કામ 'વિકલાદેશ' નું છે. 'વિકલ' એટલે અપૂર્ણ અર્થાત્ અમુક વસ્તુધર્મને, 'આદેશ' એટલે કથન કરનાર એ 'વિકલાદેશ' છે. વિકલાદેશને 'નયવાક્ય' માનવામાં આવ્યું છે. 'નય' એ પ્રમાણનો અંશ છે. 'પ્રમાણ' સમ્પૂર્ણ વસ્તુને ગ્રહણ કરે છે, જ્યારે 'નય' તેમાંના અંશને ગ્રહણ કરે છે.

એ દરેક સમજી શકે છે કે-શબ્દ યા વાક્યનું કામ અર્થનો બોધ કરાવવાનું હોય છે. વસ્તુનું સમ્પૂર્ણ પ્રકારે જે જ્ઞાન, તે પ્રમાણ અને તે જ્ઞાનને પ્રકાશમાં મૂકનારૂં જે વાક્ય, તે 'પ્રમાણવાક્ય' કહેવાય છે. વસ્તુના અમુક અંશનું જે જ્ઞાન તે નય, અને તે અમુક અંશના જ્ઞાનને પ્રકાશમાં મૂકનારૂં જે વાક્ય, તે 'નયવાક્ય' કહેવાય છે. આ પ્રમાણવાક્યો અને નયવાક્યોને સાત વિભાગમાં વ્હેંચવાં, એ 'સપ્તભંગી' છે.*

હવે 'નય'નું બહુ ટૂંકમાં દિગ્દર્શન કરી લઇએ—

**નય.**

એકજ વસ્તુ પરત્વે જૂદી જૂદી દૃષ્ટિએ ઉત્પન્ન થતા જૂદા જૂદા યથાર્થ અભિપ્રાયો 'નય' કહેવામાં આવે છે. એકજ મનુષ્યને જૂદી જૂદી અપેક્ષાએ કાકો, મામો, ભત્રીજો, ભાણેજ, ભાઇ, પુત્ર, પિતા, સસરો અને જમાઇ તરીકે જે માનવામાં આવે છે, તે 'નય' સિવાય બીજું

---

* આ વિષય અત્યન્ત ગહન છે. ખૂબ વિસ્તારવાળો છે. '**સપ્તભંગીતરંગિણી**' નામના **જૈન**તર્કગ્રન્થમાં આ વિષયનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. '**સમ્મતિપ્રકરણ**' વગેરે **જૈન**ન્યાયશાસ્ત્રોમાં આ વિષયને ઉંડાણથી ચર્ચવામાં આવ્યો છે.

કશું નથી. વસ્તુમાં એક ધર્મ નથી, એ આપણે જોઇ ગયા છીએ. અનેક ધર્મવાળી વસ્તુમાં અમુક ધર્મને લગતો જે અભિપ્રાય બંધાય છે, તેને **જૈન**શાસ્ત્રો ' નય ' સંજ્ઞા આપે છે. વસ્તુમાં જેટલા ધર્મો છે, તે બધાને લગતા જેટલા અભિપ્રાયો, તેટલા ' નયો ' કહેવાય છે.

એકજ ઘટ વસ્તુ, મૂળ દ્રવ્ય-માટીની અપેક્ષાએ વિનાશી નથી; અર્થાત્ નિત્ય છે, કિન્તુ ઘટના આકારરૂપ પરિણામદૃષ્ટિએ બરાબર વિનાશી છે; એમ જૂદી જૂદી દૃષ્ટિએ ઘટને નિત્ય માનવો અને વિનાશી માનવો, એ બંને **નયો** છે.

આત્મા નિત્ય છે, એમ સહુ કોઇ માને છે, અને વાત પણ બરાબર છે, કેમકે તેનો નાશ થતો નથી; પરંતુ તેનું પરિવર્તન વિચિત્રરૂપે થતું રહે છે, એ બધાના અનુભવમાં ઉતરી શકે એવી હકીકત છે; કેમકે આત્મા કોઇ વખતે **પશુ** અવસ્થામાં હોય છે, જ્યારે કોઇ સમયે **મનુષ્ય** અવસ્થામાં મૂકાય છે, વળી કોઈ અવસરે **દેવ**ગતિનો ભોક્તા બને છે, પુનઃ ક્યારેક **નરક** આદિ દુર્ગતિઓમાં જઇને પડે છે. આ કેટલું બધું પરિવર્ત્તન ? એકજ આત્માના સંબન્ધમાં આ કેવી વિલક્ષણ અવસ્થાઓ ? આ શું સૂચવે છે ? ખરેખર આત્માની પરિવર્ત્તનશીલતા. એકજ શરીરના પરિવર્ત્તનની સાથે પણ આત્મા પરિવર્ત્તનની ઘટમાળમાં ફરતો સમજી શકાય છે. આવી સ્થિતીમાં આત્માને સર્વથા-એકાન્તતઃ નિત્ય માની શકાય નહિ, અતએવ આત્માને એકાન્તનિત્ય નહિ, એકાન્તઅનિત્ય નહિ, કિન્તુ નિત્યાનિત્ય માનવાનું પ્રાપ્ત થાય છે. આવી હાલતમાં જે દૃષ્ટિએ આત્મા નિત્ય છે તે, અને જે દૃષ્ટિએ આત્મા અનિત્ય છે તે બંને દૃષ્ટિઓ **નયો** કહેવાય છે.

શરીરથી આત્મા જૂદો છે, એ વાત સુસ્પષ્ટ અને નિઃસંદેહ છે; પરન્તુ એમાં એટલું ધ્યાનમાં રહેવું જોઇએ કે-દહીમાં જેમ માખણ વ્યાપીને રહેલું છે, તેમ શરીરમાં આત્મા વ્યાપીને રહ્યો છે. આ ઉપરથી ઘટ અને તેમાં રહેલા લાડુની જેમ, શરીર અને આત્મા જૂદા સિદ્ધ થતા નથી, એ ખુલ્લું જણાય છે; અને એથીજ શરીરના કોઇ પણ ભાગમાં કાંઇક ચોટ લાગે કે તુરત જ આત્માને વેદના થવા લાગે છે. શરીર અને આત્માના આવા ગાઢ-અત્યન્તગાઢ સંબન્ધને લઇ **જૈન**શાસ્ત્રકારો

કહે છે કે—આત્મા શરીરથી વસ્તુતઃ જૂદો હોવા છતાં, તેને શરીરથી તદ્દન ભિન્ન ન માનવો જોઇએ, કારણ કે તેમ માનવામાં, તદ્દન ભિન્ન એવાં બે મનુષ્યોનાં શરીરો પૈકી એકને આઘાત લાગવાથી બીજાને જેમ વેદનાનો અનુભવ થતો નથી, તેમ શરીર પર આઘાત લાગવા છતાં, આત્માને વેદનાનો અનુભવ થવો ન જોઇએ ! અને થાય છે ખરો, એ આબાલ-ગોપાલ પ્રતીત છે. આ માટે આત્મા અને શરીરનો કોઇક અંશે અભેદ પણ માનવો ઘટે છે, અર્થાત્ શરીર અને આત્મા એ ભિન્ન વસ્તુ હોઇ કરીને પણ કથંચિત્ અભિન્ન પણ કહી શકાય છે. આ સ્થિતિમાં જે દૃષ્ટિએ આત્મા અને શરીર ભિન્ન છે, તે, અને જે દૃષ્ટિએ આત્મા અને શરીરનો અભેદ છે, એ બંને દૃષ્ટિઓ **નયો** કહેવામાં આવે છે.

જે અભિપ્રાય, જ્ઞાનથી મોક્ષપ્રાપ્તિ બતાવે છે. તે 'જ્ઞાનનય' છે. જે અભિપ્રાય, ક્રિયાથી મોક્ષસિદ્ધિ કથે છે, તે 'ક્રિયાનય' છે. આ બંને અભિપ્રાયો **નયો** છે.

જે દૃષ્ટિ, વસ્તુની તાત્ત્વિકસ્થિતિ અર્થાત્ વસ્તુના મૂળ સ્વરૂપને સ્પર્શ કરનારી છે, તે 'નિશ્ચયનય' અને જે દૃષ્ટિ વસ્તુની બાહ્ય અવસ્થા તરફ લક્ષ ખેંચે છે, તે 'વ્યવહારનય' છે. નિશ્ચય નય એમ બતાવે છે કે આત્મા ( સંસારી જીવ )[1] શુદ્ધ-બુદ્ધ-નિરંજન-સચ્ચિદાનંદમય છે, જ્યારે વ્યવહારનય આત્માને કર્મબદ્ધ અવસ્થામાં મોહવાન્-અવિદ્યાવાન્ બતાવે છે. આવી રીતનાં નિશ્ચય-વ્યવહારનાં અનેક ઉદાહરણો છે.

અભિપ્રાય બતાવનાર શબ્દ, વાક્ય, શાસ્ત્ર કે સિદ્ધાન્ત એ બધું 'નય' કહી શકીએ. ઉપર બતાવેલા નયો પોત પોતાની મર્યાદામાં રહેતા માનનીય છે. પરંતુ એક બીજાને અસત્ય ઠરાવવા તત્પર થાય, તો તેઓ બધા અમાન્ય ઠરે છે. જેવી રીતે કે- જ્ઞાનથી મુક્તિ બતાવનાર સિદ્ધાન્ત, અને ક્રિયાથી મુક્તિ બતાવનાર સિદ્ધાંત એ બંને સ્વપક્ષનું મંડન કરતાં યદિ એક બીજાના પક્ષના ખંડનમાં ઉતરે, તો તે તિરસ્કારપાત્ર છે, એમ ચોખ્ખી રીતે સમજી શકાય છે. એ પ્રમાણે ઘટને અનિત્ય અને નિત્ય બતાવનાર સિદ્ધાન્તો, તથા આત્મા અને શરીરનો ભેદ તથા અભેદ બતા-

---

૧ મહામલિન અવસ્થામાં પણ; કારણ કે આત્મા મૂળરૂપે તો સચ્ચિદાનન્દમયજ છે.

નાર સિદ્ધાન્તો, યદિ એક બીજા પર આક્ષેપ કરવામાં ઉતરે, તો તે અમાન્ય ઠરે છે.

સમજી રાખવું જોઇએ કે **નય** આંશિક (અશંતઃ) સત્ય છે; અને આંશિક સત્યને સમ્પૂર્ણતયા સત્ય માની શકાય નહિ, એ દેખીતું છે. આત્માને અનિત્ય માનવો, એ સર્વ અંશે સત્ય કહેવાય નહિ. જે સત્ય, જેટલે અંશે હોય, તે સત્ય તેટલે અંશે માનવું, એજ યુક્ત ગણી શકાય છે.

વસ્તુતઃ 'નયો કેટલા છે?' એ ગણના થઈ શકે તેમ નથી. અભિપ્રાયો કે વચનપ્રયોગો જ્યારે ગણનાથી બહાર છે, તો નયો તેથી જૂદા ન હોવાથી તેની ગણના હોઈ શકે નહિ.* આમ છતાં મુખ્યતયા નયના બે ભેદો બતાવ્યા છે—દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક. મૂળ પદાર્થને 'દ્રવ્ય' કહેવામાં આવે છે. જેવી રીતે ઘટની માટી. મૂળ દ્રવ્યનો પરિણામ 'પર્યાય' કહેવામાં આવે છે. માટી અથવા કોઇ પણ મૂળ પદાર્થને લગતો જે ફેરફાર થાય છે, તે બધો 'પર્યાય' સમજવો. 'દ્રવ્યાર્થિક' નય એટલે મૂળ પદાર્થપર લક્ષ્ય આપનારો અભિપ્રાય અને 'પર્યાયાર્થિક' નય એટલે પર્યાયને લક્ષ્ય કરનારો અભિપ્રાય. દ્રવ્યાર્થિક નય સમસ્ત પદાર્થોને નિત્ય માને છે. જેમકે—ઘડો મૂલદ્રવ્ય—મૃત્તિકારૂપે નિત્ય છે. પર્યાયાર્થિક નય સમસ્ત પદાર્થોને અનિત્ય માને છે, કેમકે સર્વ પદાર્થોમાં પરિવર્તન થતું રહ્યા કરે છે. એ અનિત્યત્વ, પરિવર્ત્તન થવા પૂરતું સમજવું, કારણ કે સમૂળ નાશ કે બિલકુલ અપૂર્વ ઉત્પાદ, કોઇ વસ્તુનો છે જ નહિ.

પ્રકારાન્તરથી **નય**ના સાત પ્રકારો દર્શાવ્યા છે—નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવમ્ભૂત.

**નૈગમ**—'નિગમ' એટલે સંકલ્પ—કલ્પના. એ કલ્પનાથી થતો વસ્તુવ્યવહાર 'નૈગમ' કહેવાય છે. એના ત્રણ પ્રકારો છે—'ભૂત નૈગમ', 'ભવિષ્યદ્‌નૈગમ' અને 'વર્તમાનનૈગમ.' થઇ ગયેલી વસ્તુને વર્ત્ત-

---

* " जावइया वयणपहा तावइया चेव हुंति नयवाया " ।

—'સમ્મતિસૂત્ર,' 'સિદ્ધસેનદિવાકર.

માનરૂપે વ્યવહાર કરવો, એ ' ભૂતનૈગમ ' છે.[1] જેવી રીતે-" તેજ આ દીવાલીનો દિવસ છે, કે જે દિવસે મહાવીરસ્વામી નિર્વાણ પામ્યા હતા." આ ભૂતકાળનો વર્ત્તમાનમાં ઉપચાર છે. મહાવીરના નિર્વાણનો દિવસ આજે ( આજના દીવળીના દીવસે ) માની લેવાય છે. આવી રીતે ભૂતકાળના વર્તમાન તરીકે ઉપચારનાં અનેક ઉદાહરણો છે, થનારી વસ્તુને થઇ કહેવી એ ' ભવિષ્યદ્નૈગમ ' છે. જેવી રીતે-ચોખા પૂરા રંધાયા ન હોવા છતાં ' ચોખા રંધાઇ ગયા ' એમ કહેવું. ચોખા રંધાઇ જવા આવ્યા હોય-ચોખાને ચૂલેથી ઉતારવાને કિંચિન્માત્ર વિલંબ હોય, ત્યારે ચોખા રંધાઇ ગયા કહેવાનો વ્યવહાર જોવાય છે. અથવા અર્હન્ દેવ, મુક્તિ પામ્યા પહેલાં મુક્ત થયા, જે કહેવાય છે, તે ભવિષ્યદ્નૈગમ છે. ચોખા રાંધવાને લાકડાં પાણી વગેરેની તૈયારી કરતા મનુષ્યને કોઇ પૂછે કે ' શું કરો છો ? ' તો, તેના જવાબમાં તે એમ કહે કે-' ચોખા રાંધું છું. ' તો તે ' વર્ત્તમાનનૈગમ ' છે. કેમકે ચોખા રાંધવાની ક્રિયા અથવા ચોખાને રંધાવવાની ક્રિયા, જે વર્ત્તમાનમાં શરૂ થઇ નથી, તેને વર્ત્તમાનરૂપે કથન કરવામાં આવ્યું છે.

આ નય સામાન્ય અને વિશેષ, જે વસ્તુના ધર્મો છે, તેને પરસ્પર અલગ અને વસ્તુથી ભિન્ન માને છે.

**સંગ્રહ**—સામાન્ય પ્રકારે વસ્તુઓનો સમુચ્ચય કરી કથન કરવું એ ' સંગ્રહ ' નય છે. જેવી રીતે ' બધા શરીરોમાં એક આત્મા છે. ' આ કથનથી વસ્તુતઃ બધા શરીરોમાં એક આત્મા સિદ્ધ થતો નથી. પ્રત્યેક શરીરે આત્મા જૂદા જૂદાજ છે; છતાં બધા આત્માઓમાં રહેલી સમાનજાતિને લઇ ' બધા શરીરોમાં એક આત્મા છે. ' એવું કથન થાય છે.

**વ્યવહાર**—આ નય વસ્તુઓમાં રહેલી સમાનતાની તરફ ઉપેક્ષા કરી વિશેષતા તરફ લક્ષ ખેંચે છે. લોકવ્યવહાર તરફ આ નયની પ્રવૃત્તિ છે. પાંચ વર્ણવાળા ભમરને ' કાળો ભમરો ' કહેવો એ આ નયની

---

1 अतीतस्य वर्त्तमानवत् कथनं यत्र स भूतनैगमः । यथा " तदेवाद्य दीपोत्सवपर्व, यस्मिन् वर्धमानस्वामी मोक्षं गतवान् " ।

—નયપ્રદીપ, યશોવિજયજી.

પદ્ધતિ છે. 'રસ્તો આવે છે.' 'કુંડું ઝરે છે.' એ બધા ઉપચારો[1] આ નયમાં સમાવેશ લે છે.

**ઋજુસૂત્ર**—વસ્તુનાં થતાં નવાં નવાં રૂપાન્તરો તરફ આ નય લક્ષ ખેંચે છે. સુવર્ણના કટક, કુંડલ વગેરે જે પર્યાયો છે, તે પર્યાયોને આ નય જુએ છે. પર્યાયો સિવાય સ્થાયી દ્રવ્ય તરફ આ નયનો દૃષ્ટિપાત નથી. એથીજ પર્યાયો વિનશ્વર હોવાને લીધે, સદાસ્થાયી દ્રવ્ય આ નયની દૃષ્ટિએ કોઇ નથી.

**શબ્દ**—અનેક પર્યાય શબ્દોનો એક અર્થ માનવો, એ આ નયનું કામ છે. 'કપડું' 'લુગડું' 'વસ્ત્ર' વગેરે શબ્દોનો એકજ અર્થ છે, એમ આ નય દર્શાવે છે.

**સમભિરૂઢ**—પર્યાયશબ્દોના ભેદથી અર્થનો ભેદ માનવો, એ આ નયની પદ્ધતિ છે. આ નય કથે છે કે–કુંભ, કલશ, ઘટ વગેરે પર્યાય શબ્દો યદિ ભિન્નઅર્થવાળા ન હોય તો ઘટ, પટ, અશ્વ વગેરે શબ્દો પણ ભિન્ન અર્થવાળા ન થવા જોઇએ; માટે શબ્દના ભેદથી અર્થનો ભેદ છે.

**એવંભૂત**—આ નયની દૃષ્ટિએ શબ્દ પોતાના અર્થનો વાચક (કહેનાર) ત્યારે થાય કે જ્યારે તે અર્થ–પદાર્થ, તે શબ્દની વ્યુત્પત્તિમાંથી જે ક્રિયાનો ભાવ નિકળતો હોય તે ક્રિયામાં પ્રવર્તેલો હોય. જેવી રીતે 'ગો' શબ્દની વ્યુત્પત્તિ—"गच्छतीति गोः" અર્થાત્ 'ગમન કરે તે ગો' એ પ્રમાણે થાય છે. હવે તે 'ગો' શબ્દ આ નયના અભિપ્રાયે દરેક ગાયનો વાચક હોઇ શકે નહિ, કિન્તુ જે ગાય ગમન ક્રિયામાં વર્ત્તતી હોય, તે જ ગાયનો વાચક થઇ શકે છે. શબ્દની વ્યુત્પત્તિ પ્રમાણે જો અર્થ હોય તો તે અર્થને તે શબ્દ કહી શકે, એમ આ નયનું કથન છે.

આ સાતે નયો એક પ્રકારનાં દૃષ્ટિબિન્દુઓ છે, એમ સારી પેઠે કહેવાઇ ગયું છે. પોતપોતાની હદમાં સ્થિત રહી અન્યદૃષ્ટિ–બિન્દુને તોડી

---

૧ આ સિવાય અન્ય પ્રકારે બહુ ભેદ–પ્રભેદોની વ્યાખ્યા આ નયમાં આવે છે.

ન પાડવામાં નયોની સાધુતા છે. મધ્યસ્થ પુરૂષ સર્વ નયોને જૂદી જૂદી દૃષ્ટિએ માન આપી તત્ત્વક્ષેત્રની વિશાલ સીમાને અવલોકન કરે છે. અને એથીજ એને રાગદ્વેષની નડતર નહિ થતી હોવાથી આત્માની નિર્મલ દશા મેળવવા તે ભાગ્યવાન્ થઇ શકે છે.[1]

'સ્યાદ્વાદ' યા 'નયવાદ' ની પુષ્ટિમાં એક વિશેષ હકીકત અહીં નોંધવી જરૂરની સમજાય છે.

એ તો સુવિદિતજ છે કે–સમગ્ર સમગ્રી સિવાય કોઇ પણ કાર્ય ઉત્પન્ન થઇ શકતું નથી. મોક્ષ પણ સમગ્ર સામગ્રીના સમવધાનમાંજ આવિર્ભૂત થઇ શકે છે. જૈન શાસ્ત્રકારો, કાર્યસિદ્ધિના સાધનતરીકે સામાન્યતઃ જે સામગ્રી જોઇએ, તેને પાંચ વિભાગોમાં બતાવે છે–કાલ, સ્વભાવ, કર્મ, પુરૂષાર્થ અને નિયતિ.

**કાલની અગત્ય શી રીતે છે, તે જોઇએ—**

કરેલાં શુભાશુભ કર્મો તરત ઉદયમાં આવતાં નથી, કિન્તુ કર્મોનો પરિપાક થયા પછીજ તેનું ફળ ઉદયપ્રાપ્ત થાય છે. આ માટે તે કર્મને પણ કાળની અપેક્ષા છે. પુરૂષાર્થ ગમે તેટલો કરવા છતાં પણ જે કાર્યો તત્કાળ સિદ્ધ થઇ શકે તેમ હોતાં નથી, તે કાર્યોની સિદ્ધિ માટે સાધનભૂત બનેલા પુરૂષાર્થને કાળનું અવલંબન લેવુંજ પડે છે. આંબો વાવ્યો કે તરતજ ફળ ઉત્પન્ન થતું નથી, આગબોટ હંકારી કે તરતજ તે ગન્તવ્ય સ્થળે પહોંચતી નથી, એ સ્પષ્ટ છે, એ માટે પુરૂષાર્થને કાળના મદદની પૂર્ણ જરૂર રહે છે, કેરીની ગોટલીમાં આંબો બનવાનો બરાબર **સ્વભાવ** રહ્યો છે, અને ઉદ્યમ વગેરે બધાં સાધનો ઉપસ્થિત છે, પણ કાળની મર્યાદા પ્રાપ્ત થયા વગર તે ગોટલી આંબો બની શકતી નથી; એ માટે સ્વભાવને પણ કાલની દરકાર છે. શિયાળા-

---

૧ નયનો વિષય ગંભીર છે. આની અંદર જૂદી જૂદી વ્યાખ્યાઓ ઘણી સમાયલી છે. ઉમાસ્વાતિ મહારાજકૃત તત્ત્વાર્થસૂત્ર અને યશોવિજય ઉપાધ્યાયકૃત નયપ્રદીપ, નયોપદેશ નયરહસ્ય વગેરે તથા અન્ય અનેક ગ્રન્થોથી આ વિષય વધુ સ્પષ્ટ રીતે સમજી શકાશે.'

માંજ ઠંડી પડે છે, ઉન્હાળામાંજ સૂર્ય તપે છે, ચોમાસામાંજ વૃષ્ટિ થાય છે, વસંતઋતુમાંજ વૃક્ષો સુપલ્લવિત થાય છે, કમળનો વિકાસ પ્રાતઃકાળેજ અને સંકોચ સાયંકાળેજ થાય છે, યુવક અવસ્થામાંજ પુરૂષનેજ ડાઢી-મૂંછ આવે છે. આ બધા ઉપરથી **કાલ**ની પ્રૌઢતા સ્પષ્ટ જણાઇ આવે છે; અને અતએવ તે, જિન્દગીના બનાવોમાં અગત્યનો ભાગ લે છે, એમ કહ્યા સિવાય રહી શકાય તેમ નથી. મોક્ષને માટે પણ ભવસ્થિતિના પરિપાકની જે આવશ્યકતા છે, તે પણ કાલનીજ લબ્ધિ કહી શકાય.

**સ્વભાવનું પ્રાબલ્ય.**

**સ્વભાવ** વગર કાળ પણ કંઇ કામ કરી શકતો નથી. કાળ વગેરે પણ સ્વભાવને અનુસરતા જોવાય છે. બીજને અંકુરિત થવામાં યા વૃક્ષ બનવામાં કાળની જરૂર નિર્વિવાદ ખરી, પણ તે કાળનું એ સામર્થ્ય નથી કે વાવ્યાં હોય ચોખાનાં બીજ અને બનાવી દે ઘઉં. ઘઉં વાવ્યા હોય તો ઘઉંજ ઉગે, આંબો વાવ્યો હોય તો આંબોજ ઉગે, એ મહિમા કોનો છે? સ્વભાવનોજ. **માળી** કે **ખેડુત** ગમે તેટલો પુરૂષાર્થ કરે, પણ બીજના સ્વભાવ પ્રમાણેજ ફળસિદ્ધિ થવાની, એ નિઃસંદેહ વાત છે. આંબાના ગોટલામાં આંબો બનવાનો સ્વભાવ છે, ત્યારેજ તેમાંથી ઉદ્યમદ્વારા કાલ-મર્યાદાનુસાર ભાગ્યશાલીને કેરી પ્રાપ્ત થઇ શકે છે. કાલ, પુરૂષાર્થ વગેરેની સન્નિધિ રહેવા છતાં પણ સ્વભાવવિરૂદ્ધ કાંઇ પણ કામ થઇ શકતું નથી. જે જે પ્રાણિઓનો અને જે જે પદાર્થોનો જેવા જેવા પ્રકારનો સ્વભાવ છે, તેવા તેવા પ્રકારે કાર્ય બન્યા કરે છે. એને ઉલ્લંઘવાને કોઇ સમર્થ નથી. આ માટે **સ્વભાવ**નું પણ દુનિયા ઉપર અવિચળ શાસન છે, એમ માનવુંજ જોઇશે.

**કર્મની પ્રભુતા.**

સુખ-દુઃખાદિ વિચિત્ર દશાઓ **કર્મ**ની વિચિત્રતા ઉપર આધાર રાખે છે. સવળું કરતાં અવળું થાય અને ઉલટું કરતાં સુલટું થાય, એ કર્મનું સામર્થ્ય છે. સંસારવર્ત્તી જીવો કર્મનાં બન્ધનોથી બદ્ધ હોવાથી તેઓને કર્મની આજ્ઞાનુસાર વર્ત્તવુંજ પડે છે. એક સૂક્ષ્મ જન્તુથી લઇ **ઇન્દ્ર** અને સંસારસ્થ **વિશ્વેશ્વર** સુધી કર્મ રાજાની **ધજા** ફરકી રહી

છે. એ માટે કર્મની પ્રૌઢતાના સંબંધમાં તો કહેવુંજ શું છે. કર્મનું પ્રાબલ્ય સહુ કોઇને જાણીતું છે.

**ઉદ્યમની મહત્તા.**

ઉદ્યોગ કહો, ઉદ્યમ કહો, પુરૂષાર્થ કહો, પ્રયત્ન કહો એ બધું એકજ છે. ઉદ્યમની મહત્તા પણ સર્વવ્યાપક છે. કેવલ કર્મનેજ પ્રધાન માનનારે વિચારવું જોઇએ છે કે કર્મને ઉત્પન્ન કરનાર કોણ?, કર્મને ઉદયમાં લાવનાર કોણ?, અશુભ કર્મોને શુભ અને શુભ કર્મોને અશુભ બનાવનાર કોણ?. વિચાર કરતાં જણાશે કે તે ઉદ્યમજ છે. કર્મની ગતિ જ્યાં નથી ચાલતી, ત્યાં ઉદ્યમની ધજા ફરહરે છે. કર્મનું કામ સંસારમાં રખડાવવાનું છે, ત્યારે ઉદ્યમ કર્મોની સ્હામે લડત ચલાવી કર્મકટકને ધ્વસ્ત કરી આત્માને મુક્તિના મંદિરમાં લઇ જાય છે. કૈવલ્ય-જ્ઞાનને પ્રકટાવવામાં કર્મ કારણ નથી, પણ ઉદ્યમજ કારણ છે. આ બધી બાબતો ઉપરથી કર્મના મહત્ત્વ તરફ એકાન્ત દૃષ્ટિએ પક્ષપાત રાખનારાઓએ પોતાનો તે ભ્રમ દૂર કરી દેવો જોઇએ. કેવલ કર્મવાદી બનનાર ફળથી વંચિત રહી દુર્ભાગ્યના પંજામાં ફસાઇ જાય છે, અને જિન્દગીને પાયમાલ કરે છે.

જો કે પુરૂષાર્થને કાલ, સ્વભાવ વગેરેની અપેક્ષા પડેજ છે, તો પણ વિજય આપવામાં તે **એકકો** છે. વર્તમાન યુગમાં જે શોધખોળો નિકળી છે, તે પુરૂષાર્થનેજ અભારી છે, **ટેલીગ્રાફ, વાયરલેસ-ટેલીગ્રાફ, ફોનોગ્રાફ, મોટર, રેલ્વે, વિમાન** અને નવાં નવાં કારખાનો તથા શસ્ત્રો વગેરેનો જે આવિષ્કાર થયો છે, તે પુરૂષાર્થના ભોગે થયો છે. જે પ્રજાએ પુરૂષાર્થને ફોરવ્યો છે, તે પ્રજા **ઐશ્વર્યસત્તા** ભોગવી રહી છે અને જે પ્રજા પુરૂષાર્થવાદને ધિક્કારે છે, તે અધોગતિમાં સડતી જતી જોવાય છે. એ માટે પુરૂષાર્થની મહત્તામાં વધારે કહેવાનું રહેતુંજ નથી.

**નિયતિની પ્રૌઢતા.**

'નિયતિ' એટલે ભાવિભાવ, યા ભવિતવ્યતા. બનવાનો બનાવ મટી શકે તેમ હોયજ નહિ, એ નિયતિનો પ્રભાવ છે. વરસાદ, પવન વગેરેની પૂરી અનુકૂળતાથી ખેતી પાકીને તૈયાર થઇ, પણ હિમ પડવાથી યા તીડનાં ઝુંડ આવી પડવાથી અથવા બીજા કોઇ અનિવાર્ય ઉપદ્રવથી ખેતી નષ્ટ થાય છે, તે ભાવિભાવનું પરિણામ છે. **શોધખોળનો** વિદ્વાન્ કોઇ નવા

**આવિષ્કાર** માટે પૂરતો પ્રયાસ કરી રહ્યો છે, અથવા કોઈ મેટ્રિક કલાસનો વિદ્યાર્થી મેટ્રિકની પરીક્ષામાં સફળપરિણામ થવા માટે ખૂબ અભ્યાસ કરી રહ્યો છે, છતાં વચ્ચે બીમારી વગેરે કોઇ અનિવાર્ય પ્રબલ વિઘ્ન આવી જતાં તે પોતાના ઉદ્દેશમાં હતાશ બને છે, તે **નિયતિનું** સામ્રાજ્ય છે. વગર મહેનતે **સટ્ટા, લોટરી** વગેરેમાં ધનવાન્ બનાવી આપનાર આ નિયતિ છે. કાળ, સ્વભાવ વગેરેમાં ફેર પડે, પણ નિયતિમાં ફેર પડતોજ નથી.

'નિયતિ' એ જીવોના સંબન્ધમાં એક પ્રકારનું અનિવાર્ય કર્મ જ છે, જેને **જૈન** શાસ્ત્રકારો 'નિકાચિત' એવું નામ આપે છે. આ કર્મ અવશ્ય ભોગવાતું હોવાથી—હજાર પ્રયત્નો કરવા છતાં પણ ભોગવ્યા વગર નષ્ટ નહિ થતું હોવાથી તેના ફળનો ઉદય 'ભાવિભાવ' ના નામથી ઓળખાય છે.

પાંચે કારણોની સત્તા જોઇ: પાંચે કારણો પોતપોતાની હદે ઉપયોગી છે. એક કારણને સર્વથા પ્રાધાન્ય આપી બીજાને ઉડાવી દેવાયજ નહિ. **કાલવાદી** કાલનેજ પ્રાધાન્ય આપે, તો તેની તે ભ્રાન્તિ છે. તેવી રીતે સ્વભાવવાદી, કર્મવાદી, પુરૂષાર્થવાદી અને નિયતિવાદી જો પોતાના એકજ પક્ષને સ્વીકારી બીજા કારણોને તરછોડે, તો તેઓની તે ભૂલ છે. પાંચે કારણોને યોગ્યતાનુસાર ગૌણ–મુખ્યભાવે માનવામાંજ **સમ્યગ્દૃષ્ટિ** સમાયલી છે. એથી વિપરીત **એકાન્તવાદ** તરફ જવું એ મિથ્યાદૃષ્ટિ છે.

પાંચે કારણોને ગૌણ–મુખ્ય ભાવે મળવાના અનેક દાખલા છે. સ્ત્રીથી બાળક ઉત્પન્ન થવામાં પાંચે કારણો જોવાય છે. પ્રથમ કાળ વગર ( ગર્ભકાળ પૂરો થયા વગર ) છોકરો જન્મેજ નહિ, એ દેખીતીજ વાત છે. પ્રસવસ્વભાવવાળી સ્ત્રીથીજ બાળક જન્મે છે, એ પણ દેખીતી વાત છે અને એથી સ્વભાવની કારણતા પ્રાપ્ત થાય છે. ઉદ્યમ તો ત્યાં હોયજ છે. પૂર્વકર્મ અને નિયતિ એ બંને પણ પ્રાપ્તજ છે. આમ પાંચે કારણોના મળવાથીજ પ્રસૂતિ થાય છે.

બીજું ઉદાહરણ જોઇએ. **મેટ્રીકની** પરીક્ષામાં સફળ થવાના મનોરથની સિદ્ધિ માટે પ્રસ્તુત પાંચે કારણોની અપેક્ષા રહે છે. પ્રથમ તો ૭ ચોપડીઓ માટે ૭ વર્ષની **મુદત** જોઇએજ. ૭ ચોપડીઓમાં ઓછામાં

છે. એ માટે કર્મની પ્રૌઢતાના સંબંધમાં તો કહેવુંજ શું છે. કર્મનું પ્રાબલ્ય સહુ કોઇને જાણીતું છે.

**ઉદ્યમની મહત્તા.**

ઉદ્યોગ કહો, ઉદ્યમ કહો, પુરૂષાર્થ કહો, પ્રયત્ન કહો એ બધું એકજ છે. ઉદ્યમની મહત્તા પણ સર્વવ્યાપક છે. કેવલ **કર્મ**નેજ પ્રધાન માનનારે વિચારવું જોઇએ છે કે કર્મને ઉત્પન્ન કરનાર કોણ ?, કર્મને ઉદયમાં લાવનાર કોણ ?, અશુભ કર્મોને શુભ અને શુભ કર્મોને અશુભ બનાવનાર કોણ ?. વિચાર કરતાં જણાશે કે તે ઉદ્યમજ છે. કર્મની ગતિ જ્યાં નથી ચાલતી, ત્યાં **ઉદ્યમની ધજા** ફરહરે છે. કર્મનું કામ સંસારમાં રખડાવવાનું છે, ત્યારે ઉદ્યમ કર્મોની સ્હામે લડત ચલાવી **કર્મકટક**ને ધ્વસ્ત કરી આત્માને મુક્તિના મંદિરમાં લઇ જાય છે. કૈવલ્ય-જ્ઞાનને પ્રકટાવવામાં કર્મ કારણ નથી, પણ ઉદ્યમજ કારણ છે. આ બધી બાબતો ઉપરથી કર્મના મહત્ત્વ તરફ એકાન્ત દૃષ્ટિએ પક્ષપાત રાખનારાઓએ પોતાનો તે ભ્રમ દૂર કરી દેવો જોઇએ. કેવલ કર્મવાદી બનનાર ફળથી વંચિત રહી દુર્ભાગ્યના પંજામાં ફસાઇ જાય છે, અને જિન્દગીને પાયમાલ કરે છે.

જો કે પુરૂષાર્થને કાલ, સ્વભાવ વગેરેની અપેક્ષા પડેજ છે, તો પણ વિજય આપવામાં તે **એક્કો** છે. વર્ત્તમાન યુગમાં જે શોધખોળો નિકળી છે, તે પુરૂષાર્થનેજ આભારી છે, **ટેલીગ્રાફ, વાયરલેસ-ટેલીગ્રાફ, ફોનોગ્રાફ, મોટર,** રેલ્વે, **વિમાન** અને નવાં નવાં કારખાનો તથા શસ્ત્રો વગેરેનો જે આવિષ્કાર થયો છે, તે પુરૂષાર્થના ભોગે થયો છે. જે પ્રજાએ પુરૂષાર્થને ફોરવ્યો છે, તે પ્રજા **ઐશ્વર્યસત્તા** ભોગવી રહી છે અને જે પ્રજા પુરૂષાર્થવાદને ધિક્કારે છે, તે અધોગતિમાં સડતી જતી જોવાય છે. એ માટે પુરૂષાર્થની મહત્તામાં વધારે કહેવાનું રહેતુંજ નથી.

**નિયતિની પ્રૌઢતા.**

'નિયતિ' એટલે ભાવિભાવ. યા ભવિતવ્યતા. બનવાનો બનાવ મટી શકે તેમ હોયજ નહિ, એ નિયતિનો પ્રભાવ છે. વરસાદ, પવન વગેરેની પૂરી અનુકૂળતાથી ખેતી પાકીને તૈયાર થઇ, પણ હિમ પડવાથી યા તીડનાં ઝુંડ આવી પડવાથી અથવા બીજા કોઇ અનિવાર્ય ઉપદ્રવથી ખેતી નષ્ટ થાય છે, તે ભાવિભાવનું પરિણામ છે. **શોધખોળનો** વિદ્વાન્ કોઇ નવો

આવિષ્કાર માટે પૂરતો પ્રયાસ કરી રહ્યો છે, અથવા કોઈ મેટ્રિક ક્લાસનો વિદ્યાર્થી મેટ્રિકની પરીક્ષામાં સફળપરિણામ થવા માટે ખૂબ અભ્યાસ કરી રહ્યો છે, છતાં વચ્ચે બીમારી વગેરે કોઇ અનિવાર્ય પ્રબલ વિઘ્ન આવી જતાં તે પોતાના ઉદ્દેશમાં હતાશ બને છે, તે નિયતિનું સામ્રાજ્ય છે. વગર મહેનતે સટ્ટા, લોટરી વગેરેમાં ધનવાન્ બનાવી આપનાર આ નિયતિ છે. કાળ, સ્વભાવ વગેરેમાં ફેર પડે, પણ નિયતિમાં ફેર પડતોજ નથી.

'નિયતિ' એ જીવોના સંબન્ધમાં એક પ્રકારનું અનિવાર્ય કર્મજ છે, જેને જૈન શાસ્ત્રકારો 'નિકાચિત' એવું નામ આપે છે. આ કર્મ અવશ્ય ભોગવાતું હોવાથી—હજાર પ્રયત્નો કરવા છતાં પણ ભોગવ્યા વગર નષ્ટ નહિ થતું હોવાથી તેના ફળનો ઉદય 'ભાવિભાવ' ના નામથી ઓળખાય છે.

પાંચે કારણોની સત્તા જોઇ. પાંચે કારણો પોતપોતાની હદે ઉપયોગી છે. એક કારણને સર્વથા પ્રાધાન્ય આપી બીજાને ઉડાવી દેવાયજ નહિ. કાલવાદી કાલનેજ પ્રાધાન્ય આપે, તો તેની તે ભ્રાન્તિ છે. તેવી રીતે સ્વભાવવાદી, કર્મવાદી, પુરૂષાર્થવાદી અને નિયતિવાદી જો પોતાના એકજ પક્ષને સ્વીકારી બીજા કારણોને તરછોડે, તો તેઓની તે ભૂલ છે. પાંચે કારણોને યોગ્યતાનુસાર ગૌણ—મુખ્યભાવે માનવામાંજ સમ્યગ્દૃષ્ટિ સમાયલી છે. એથી વિપરીત એકાન્તવાદ તરફ જવું એ મિથ્યાદૃષ્ટિ છે.

પાંચે કારણોને ગૌણ—મુખ્ય ભાવે મળવાના અનેક દાખલા છે. સ્ત્રીથી બાળક ઉત્પન્ન થવામાં પાંચે કારણો જોવાય છે. પ્રથમ કાળ વગર ( ગર્ભકાળ પૂરો થયા વગર ) છોકરો જન્મેજ નહિ, એ દેખીતીજ વાત છે. પ્રસવસ્વભાવવાળી સ્ત્રીથીજ બાળક જન્મે છે, એ પણ દેખીતી વાત છે અને એથી સ્વભાવની કારણતા પ્રાપ્ત થાય છે. ઉદ્યમ તો ત્યાં હોયજ છે. પૂર્વકર્મ અને નિયતિ એ બંને પણ પ્રાપ્તજ છે. આમ પાંચે કારણોના મળવાથીજ પ્રસૂતિ થાય છે.

બીજું ઉદાહરણ જોઇએ. મેટ્રીકની પરીક્ષામાં સફળ થવાના મનોરથની સિદ્ધિ માટે પ્રસ્તુત પાંચે કારણોની અપેક્ષા રહે છે. પ્રથમ તો ૭ ચોપડીઓ માટે ૭-વર્ષની મુદત જોઇએજ. ૭ ચોપડીઓમાં ઓછામાં

ઓછાં છ વર્ષો સફળ થાય, ત્યારેજ સાતમે વર્ષે સાતમી ચોપડીમાં પ્રવેશ કરી શકાય. શિક્ષણયોગ્ય **સ્વભાવ** પણ આવશ્યકતા ધરાવે છે. તે વગર અભ્યાસમાં વધાયજ નહિ. બુદ્ધિના અભાવે છ ધોરણ પસાર કરી સાતમા ધોરણમાં આવવું એ તો દેખીતુંજ કઠિન છે. ગમે તેમ છ ધોરણ પૂરાં કરી સાતમા ધોરણમાં આવીને પણ તેમાં સફળ થવું, એ બુદ્ધિ, આરોગ્ય, વગેરે પૂર્વ **કર્મ**ની સમૃદ્ધિઓ ઉપરજ આધાર રાખે છે. એ વગર ( પૂર્વકર્મ વગર ) ફળસિદ્ધિ થાયજ નહિ ઉદ્યમને ( સતત સાવધાન અભ્યાસને ) માટે તો પૂછવુંજ શું છે. કાલ, સ્વભાવ, ઉદ્યમ અને પૂર્વકર્મ એ ચારેનો મેળાપ થયા છતાં પણ નિયતિનો ( ભાવિભાવનો ) જો પ્રકોપ હોય, તો ક્યાંઇથી અણધાર્યું વિઘ્ન આવી પડતાં ફળ મેળવી શકાતું નથી. આમ **મેટ્રીક્યુલેશન**માં ઉત્તીર્ણ થવા માટે પાંચે કારણોની જરૂર જોઇએ છે. વિશેષ એટલુંજ કે પ્રથમનાં ત્રણ કારણ (કાળ, સ્વભાવ અને પૂર્વકર્મ) પાયો બાંધનાર તરીકે સાધક છે, જ્યારે પુરૂષાર્થ ચણતર ચણવારૂપ મુખ્ય કાર્ય બજાવે છે અને ‘ નિયતિ ’ પ્રતિબન્ધકાભાવ તરીકે તટસ્થ સંરક્ષક સાધન છે.

ઉપરનાં બંને ઉદાહરણોથી એ પણ જાણી શકયા છીએ કે પાંચ કારણોનો કાર્યપરત્વે ગૌણ--મુખ્યભાવ પૃથક્ પૃથક્ છે. કોઇ સ્થળે કોઇની પ્રધાનતા, તો કોઇ સ્થળે કોઇની પ્રધાનતા રહે છે. કાળની મર્યાદા પુરૂષાર્થ વગેરેથી બદલાવી શકાય છે. અન્ન-ફળાદિને પાકતાં અમુક વખતની હદ નિયમિત નથી. એક દેશમાં જે ઝાડનું ફળ એક મહીને પાકે, તે ઝાડનું ફળ બીજા દેશમાં દશ દિવસે પાકે છે. અન્ય દેશમાં યન્ત્રોદ્વારા ખેતીનો પાક **હિન્દુસ્તાન**ની અપેક્ષાએ જલદી તૈયાર કરી શકાય છે. હાથથી બનાવાતી વસ્તુમાં ઘણો વખત લાગે છે, જ્યારે યન્ત્રદ્વારા થોડા વખતમાં તૈયાર કરી શકાય છે. પૂર્વકાળમાં કે જ્યારે **રેલ્વે** ન્હોતી, ત્યારે વીરમગામથી બનારસ પહોંચતાં મહીનાઓના મહીનાંઓ લાગતા, જ્યારે **વર્ત્તમાન યુગમાં** રેલ્વેદ્વારા ત્રણ દિવસમાં પહોંચી શકાય છે. આ પ્રમાણે કાળની હદમાં પુરૂષાર્થ, સ્વભાવ વગેરેથી ફેરફાર કરી શકાય છે. પરંતુ સામાન્યતઃ થોડા ઘણા પ્રમાણમાં કાળની અપેક્ષા દરેક કાર્યની સિદ્ધિમાં જરૂર રહે છે. મૂળથી કાળને ઉડાવી દેવામાં કાર્યસિદ્ધિ થવી અસંભવિત છે. માટે કાળ સ્વતન્ત્ર નહિ, પણ પુરૂષાર્થ,

સ્વભાવ વગેરેને અવલંબીને જેટલે દરજ્જે કાર્યસાધક છે, તેટલે દરજ્જે કાળની મહત્તા માનવી ન્યાય્ય છે. કાળની મહત્તા માનવામાં બીજું કારણ એ પણ છે કે કાર્યનો આરંભ કરીને કાર્ય પૂર્ણ ન થાય, ત્યાં સુધી મનુષ્ય ધીરજ રાખતાં શિખે; નહિ તો કોઇ કામને માટે ક્રિયાનો આરંભ કરીને તરતજ ફલેચ્છા રાખતાં, તરત ફળ નહિ મળવાને લીધે મનુષ્ય નિરાશ થઇ જાય, અને કાર્ય સાધવાના ઉદ્યમમાં આગળ વધી નહિ શકવાથી ફલથી વંચિત રહે. જ્યારે કાળને કારણ માન્યું; ત્યારે એમ માન્યતા બંધાય કે કાળે કરી ફળ મળશે. આથી મનુષ્ય કાર્ય તરફ ઉદ્યમ કરતો રહે છે.

કાળની જેમ સ્વભાવની મર્યાદા ઉલ્લંઘનીય નથી. છતાં વ્યવહાર-દૃષ્ટિએ સ્વભાવનું પણ અતિક્રમણ થતું જોવાય છે ખરૂં. ક્રોધી માણસનો ક્રોધી સ્વભાવ શાન્તાત્મા મહાત્માના સંસર્ગબળથી ઓછો થઇ જાય છે, તેમજ ભિન્ન ભિન્ન સ્વભાવવાળી વસ્તુઓનું મિશ્રણ કરવાથી મૂળ સ્વભાવમાં ફેર પડે છે અને અન્યજ સ્વભાવ ઉત્પન્ન થતો જોવાય છે. જેમકે-સૂંઠ પિત્ત-સ્વભાવવાળી ચીજ છે અને ગોળ કફ-સ્વભાવવાળો પદાર્થ છે, છતાં તે બંનેનું સંમિશ્રણ થતાં તેમાં કફ કે પિત્તના સ્વભાવનો દોષ રહેતો નથી. +

પૂર્વકર્મની મર્યાદા પણ નિશ્ચળ નથી; કેમકે કર્મનો ઉદય પણ સંયોગાધીન છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ભવ અનુસાર કર્મનો ઉદય શાસ્ત્રોમાં બતાવ્યો છે. કર્મથી મળેલ શરીર-ઇન્દ્રિયોને જો કેળવવામાં ન આવે, તો તેનો વિકાસ થઇ શકતો નથી. એ માટે કર્મપ્રાપ્ત વસ્તુનો ઉપભોગ પણ પુરૂપાર્થનેજ આભારી છે. વળી કર્મનો ઉપશમ, ઉદ્‌વર્ત્તન, અપવર્ત્તન, સંક્રમણ પણ પુરૂપાર્થથી થઇ શકે છે.

જેમ, કેવળ ભાગ્ય ઉપર આધાર રાખનાર માણસ પુરૂપાર્થને ખોઇ બેસે છે અને આળસમાં રહીને નિઃસત્ત્વ બની જિન્દગીને નિઃસાર બનાવે છે,

---

+ " गुडो हि कफहेतुः स्याद् नागरं पित्तकारणम् ।
द्वयात्मनि न दोषोऽस्ति गुड-नागरभेषजे " ॥

—હેમચન્દ્ર, વીતરાગસ્તવ.

તેમ જેઓ પૂર્વકર્મને માનતા નથી, તેઓ પણ અતિભયંકર ભ્રાન્તિની ખાઇમાં ગોથાં મારે છે. કર્મવાદ ખરેખર વિપત્તિસમયે ધીરજ અને આશ્વાસન આપનાર છે. કર્મના સિદ્ધાંતો સમજનાર દુઃખના પ્રસંગે પૂર્વકૃત સ્વકર્મનું પરિણામ માની તે દુઃખને ધૈર્યથી સહન કરી શકે છે, જ્યારે કર્મવાદને તરછોડનાર જડવાદી વિપત્તિને સહવામાં લગારે સમભાવ રાખી શકતો નથી. લગાર માત્ર કષ્ટથી તે 'હાય વોય' કરવા લાગી જાય છે. એ માટે પૂર્વ કર્મની કારણતા તાત્ત્વિકદષ્ટિ અને વ્યાવહારિક દૃષ્ટિ એમ બંને દૃષ્ટિએ જરૂરની છે.

'નિયતિ' તો અનુલ્લંઘનીય છે, એતો જોઇજ ગયા છીએ. એનું અવિચળ શાસન છે. કાળ વગેરેમાં ફેરફાર થાય, પણ આ **મહાદેવીને** ફેરવવી અશક્ય છે. + અલબત્ત નિયતિનું ક્ષેત્ર સંકુચિત છે. અહીં એટલું ધ્યાનમાં રાખવું જરૂરનું છે કે–કોઇ કામ સિદ્ધ નહિ થતાં તરત એમ ન માની લેવું જોઇએ કે આ કામ મારા નશીબમાંજ નથી. આળસુ માણસો થોડા માત્ર વિઘ્નથી હતાશ થઇ પ્રારંભેલા કામને એમ માનીને છોડી દે છે કે આ કામ ઉપર નિયતિ–ભાવિભાવ–નિકાચિત કર્મનું આવરણ પથરાયલું હોવાથી તે સિદ્ધ થઇ શકશે નહિ. પરંતુ નિકાચિત કે અનિકાચિત આવરણ જ્યારે માલૂમજ પડી શકતું નથી, તો પછી એકદમ નિકાચિત કર્મની કલ્પના કેમ કરી લેવાય ? અને એથી હતાશ બનીને કામ કેમ છોડી દેવાય ?. કેટલાંક વિઘ્નો એવાં આવે છે, કે જે પુરૂષાર્થથી દૂર થઇ શકે તેમ હોય છે. બધાં વિઘ્નો કંઇ નિયતિની હદવાળાં

---

+ 'નિકાચિત' કર્મ અવશ્ય ભોગવવુંજ પડે છે, એ ખરી વાત છે, પરન્તુ તેમાં પણ અપવાદ છે. જાણીતી વાત છે કે **તપથી** નિકાચિત કર્મ પણ તૂટે છે. પરંતુ કયું તપ નિકાચિત કર્મને તોડનાર છે, તે સમજવાની જરૂર છે. જેવા તેવા તપ કે બાહ્ય તપથી તે તૂટી શકતું નથી. આભ્યન્તર તપમાં પણ **અપૂર્વકરણ–ગુણસ્થાનનો** શ્રેણી–વસ્થાનો ધ્યાનાનલજ તેને બાળી શકે છે. આજ વાત **યશોવિજયજી** સમી બત્રીશીમાં કહે છે:—

" निकाचितानामपि यः कर्मणां तपसा क्षयः ।
सोऽभिप्रेत्योत्तमं योगमपूर्वकरणोदयम् " ॥ २४ ॥

હોતાં નથી. તો પછી વિઘ્નમાત્રથી હતોત્સાહ કેમ થઇ જવું જોઇએ ?. એક વારના ઉદ્યમથી કામ ન થાય, તો બીજીવાર ત્રીજીવાર એમ અનેક વાર ઉપાય કરતા રહેવું જોઇએ. જ્યારે છેવટ પ્રબળ ઉદ્યમ કરતાં પણ કામ સિદ્ધ ન થાય, ત્યારેજ સમજવું કે આ કામ નિયતિના વાદળાથી આવૃત છે.

ઉપર કહ્યું તેમ કાળ, સ્વભાવ વગેરે પાંચે પરસ્પર સાપેક્ષ છે. 'નિયતિ' પણ વસ્તુસ્વભાવ સાપેક્ષ છે. આથી પાંચેની પરસ્પર સાપેક્ષ કારણતા સિદ્ધ થાય છે.

ઉપરના **સ્યાદ્વાદ**ના પ્રકરણથી વાંચનાર સમજી શક્યા હશે કે વસ્તુને વિવિધ દૃષ્ટિબિન્દુઓથી અવલોકવાની શિક્ષા આપનાર જૈનધર્મ ક્યાં સુધી વિશાળ છે ? જૈનધર્મની જે જે શિક્ષાઓ અને જે જે ઉપદેશો છે, તે બધાનું ચરમ સાધ્ય બિન્દુ–છેવટ ફળ, માત્ર રાગદ્વેષનો વિલય થવો એજ છે. અતએવ જૈનધર્મના પ્રચારક મહાપુરૂષોએ તત્ત્વવિવેચન અને ઉપદેશ કરવામાં કોઇ પ્રકારનો પક્ષપાત ન રાખતાં માત્ર મધ્યસ્થ-દૃષ્ટિ રાખી છે, એમ એઓના ગ્રન્થોથી જોઇ શકીએ છીએ. એઓની એ પ્રથમ ભલામણ છે કે–" કોઈ પણ તત્ત્વમાર્ગને ગ્રહણ કરતા પહેલાં તેનો શુદ્ધ હૃદયથી અને તટસ્થદૃષ્ટિએ ખૂબ વિચાર કરો !" કોઇ પણ દર્શનના સિદ્ધાન્તને એકદમ તોડી પાડવાની સંકુચિત વૃત્તિ તેઓના લેખમાં જણાતી નથી. ગમે તે સિદ્ધાન્તને સમન્વય ( સંગત ) કરવા તરફ તેઓનું પ્રથમ લક્ષ્ય રહેતું, એમ તેઓના ગ્રન્થો પુરવાર કરી આપે છે. જુઓ 'હરિભદ્રસૂરિ'–કૃત 'શાસ્ત્રવાર્તાસમુચ્ચય'. આ ગ્રંથની અંદર સૃષ્ટિકર્તૃત્વની બાબતમાં કેવી ઉદારતાથી લખવામાં આવ્યું છે.[૧]

ત્યાર પછી તે ગ્રન્થમાં **કપિલ**ના પ્રકૃતિવાદની સમીક્ષા આવે છે. **સાંખ્ય**મતાનુસારી વિદ્વાનોએ પ્રકૃતિવાદની જે વિવેચના કરી છે, તેમાં અસંતોષ જાહેર કરીને પ્રકૃતિવાદમાં કપિલનું શું રહસ્ય સમાયલું છે, એ વાતનું પ્રતિપાદન કરતાં છેવટે આચાર્ય કહે છે કે—

---

૧ આ હકીકત દ્વિતીય પ્રકરણના ૧૭ મા શ્લોકના વિવરણમાં ૨૫૬ મા પૃષ્ઠમાં સ્ફુટ રીતે બતાવવામાં આવી છે.

" एवं प्रकृतिवादोऽपि विज्ञेयः सत्य एव हि ।
कपिलोक्तत्वतश्चैव दिव्यो हि स महामुनिः " ॥

—" એ પ્રમાણે ( પ્રકૃતિવાદનું જે ખરૂં રહસ્ય બતાવ્યું, તે પ્રમાણે ) **પ્રકૃતિવાદ** યથાર્થજ જાણવો. વળી તે **કપિલ**નો ઉપદેશ છે, માટે સત્ય છે, કારણ કે તેઓ દિવ્યજ્ઞાની મહામુનિ હતા."

આગળ જઇને ક્ષણિકવાદ અને વિજ્ઞાનવાદની ખૂબ આલોચના કરીને તે બંને વાદોમાં અનેક દોષો બતાવી છેવટે આચાર્ય વસ્તુ–સ્થિતિ કથે છે કે—

" अन्ये त्वभिदधत्येवमेतदास्थानिवृत्तये ।
क्षणिकं सर्वमेवेति बुद्धेनोक्तं न तत्त्वतः " ॥

" विज्ञानमात्रमप्येवं बाह्यसंगनिवृत्तये ।
विनेयान् कांश्चिदाश्रित्य यद्वा तद्देशनार्हतः " ॥

" एवं च शून्यवादोपि सद्विनेयानुगुण्यतः ।
अभिप्रायत इत्युक्तो लक्ष्यते तत्त्ववेदिना " ॥

—" મધ્યસ્થ પુરૂષોનું એમ કહેવું છે કે–આ **ક્ષણિકવાદ**, **બુદ્ધે** પરમાર્થદૃષ્ટિએ અર્થાત્ વસ્તુસ્થિતિએ કહ્યો નથી, કિન્તુ મોહવાસનાને દૂર કરવાના ઉદ્દેશથી કહ્યો છે. **વિજ્ઞાનવાદ** પણ તેવા પ્રકારના યોગ્ય શિષ્યોને આશ્રીને અથવા વિષયસંગને દૂર કરવાના ઉદ્દેશથી બતાવવામાં આવ્યો છે. **શૂન્યવાદ** પણ યોગ્ય શિષ્યોને લઇને વૈરાગ્યની પુષ્ટિ કરવાના આશયથી તત્ત્વજ્ઞાની **બુદ્ધે** કહ્યો જણાય છે."

**વેદાન્ત**ના **અદ્વૈતવાદ**ની વેદાન્તાનુયાયી વિદ્વાનોએ જે વિવેચના કરી છે, તે પર દોષો બતાવી છેવટે આચાર્ય કથે છે કે:—

" अन्ये व्याख्यानयन्त्येवं समभावप्रसिद्धये ।
अद्वैतदेशना शास्त्रे निर्दिष्टा न तु तत्त्वतः " ॥

—" મધ્યસ્થ મહર્ષિઓ એમ વ્યાખ્યાન કરે છે કે–અદ્વૈતવાદ યથાર્થ વસ્તુસ્વરૂપની દૃષ્ટિએ બતાવવામાં આવ્યો નથી, કિન્તુ તેનો ખરો આશય **સમભાવ**ને પ્રાપ્ત કરવાનો છે."

આવી રીતે જૈનમહાત્માઓ, અન્ય દર્શનોના સિદ્ધાન્તોની તટસ્થદૃષ્ટિએ પરીક્ષા કરવાની સાથે તેનો સમન્વય કરવા દૃષ્ટિ ફેલાવે, જૈનેતર દર્શનોના સિદ્ધાન્તો જૈનસિદ્ધાન્તોની સાથે કેવી રીતે મળી જાય, એ માટે શુદ્ધદૃષ્ટિથી પૂર્વાપરનું નિરીક્ષણ કરે, એ જૈનક્ષેત્રની મહત્તાની ઓછી ખીના નથી.

અન્ય દર્શનોના ધુરન્ધરોને 'મહર્ષિ' 'મહામતિ' અને એવા બીજા ઉંચા શબ્દોથી પોતાના ગ્રન્થોમાં ઉલ્લેખવા, અને તુચ્છ અભિપ્રાયવાળાઓના મતનું ખંડન કરતાં પણ તેઓનો હલકા શબ્દોથી વ્યવહાર ન કરવો, એ જૈનમહાપુરૂષોનો કેટલો ઉદાર આશય હોવો જોઇએ ?. ધાર્મિક વાદયુદ્ધના પ્રસંગમાં પણ વિરૂદ્ધદર્શનવાળાઓ તરફ પ્રેમની લાગણીનો ઉમળકો ઉછાળવો અને તદનુસાર વ્યવહાર કરવો, એ કેટલું સાત્ત્વિક હૃદય ?.

જુઓ મધ્યસ્થભાવની થોડીક વાનગી—

" भवबीजांकुरजनना रागाद्याः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै " ॥

મહાદેવસ્તોત્ર, હેમચંદ્રાચાર્ય.

" नाशाम्बरत्वे न सिताम्बरत्वे
न तर्कवादे न च तत्त्ववादे ।
न पक्षसेवाऽऽश्रयणेन मुक्तिः
कषायमुक्तिः किल मुक्तिरेव " ॥

—ઉપદેશતરંગિણી.

" पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु ।
युक्तिमद् वचनं यस्य तस्य कार्यः परिग्रहः " ॥

'લોકતત્ત્વનિર્ણય', હરિભદ્રસૂરિ.

—" જેના, સંસારનાં કારણભૂત કર્મરૂપી અંકુરાઓને ઉત્પન્ન કરનાર રાગ-દ્વેષ આદિ સમગ્ર દોષો ક્ષય પામ્યા છે, તે, ચાહે બ્રહ્મા, વિષ્ણુ, શંકર અથવા જિન હોય, તેને મારો નમસ્કાર છે."

"દિગમ્બર-અવસ્થામાં મોક્ષ નથી, શ્વેતાંબરદશામાં મોક્ષ નથી, તર્કજાળમાં મોક્ષ નથી, તત્ત્વવાદમાં મોક્ષ નથી અને સ્વપક્ષનું સમર્થન કરવામાં મોક્ષ નથી, કિન્તુ કષાયો ( ક્રોધ-માન-માયા-લોભ ) થી મુક્ત થવામાંજ વસ્તુતઃ મુક્તિ રહેલી છે."

"પરમાત્મા **મહાવીર** ઉપર મારો પક્ષપાત નથી, તેમજ મહર્ષિ કપિલ, મહાત્મા બુદ્ધ વગેરે ઉપર મારો દ્વેષ નથી, કિન્તુ મધ્યસ્થબુદ્ધિએ નિર્દોષ પરીક્ષાદ્વારા જેનું વચન પૂર્ણતયા સત્ય સિદ્ધ થાય, તેનું **શાસન** સ્વીકારવું, એજ શિષ્ટ પુરૂષોનો માર્ગ છે."

પ્રસંગોપાત્ત આપણે બહુજ દૂર નિકળી ગયા; ખેર, ઘણું જોવાયું. હવે પ્રસ્તુત બાબતપર પ્રકરણની પૂર્ણતાનો છેલ્લો શ્લોક જોઇએ.

**उपसंहरति—**

**आलम्बनं भवति यादृशमीदृगात्माऽऽ-**
**पत्तिर्निजात्मनि भवेदिति को न वेत्ति ? ।**
**आलम्बनं सकललोकपतिः परात्मा**
**संश्रीयते यदि तदा किमपेक्षणीयम् ? ॥ १९ ॥**

It is within the cognizance of all that the soul takes within itself the form or impressions of the objects ( meditated upon ). What desires remain ( unsatisfied ) when the supreme spirit, Lord of the Universe, becomes the object of concentration ? (19)

**ઉપસંહાર—**

"એ તમે સમજી શકો છો કે જેવું આલંબન ધ્યેય કરવામાં આવ્યું હોય છે, તેવો સ્વરૂપાકાર પોતાના આત્મામાં સ્થાપિત થાય છે; ત્યારે સકલ લોકના પતિ **પરમાત્માને** જો આલંબન કરવામાં આવે, તો પછી કંઇ બાકી રહે ખરૂં ?."—૧૯

*  *  *  *

*  *  *  *

*  *  *  *

*  *  *  *

આ 'યોગશ્રેણી' પ્રકરણમાં પાતંજલ યોગની વિવેચના, અધ્યાત્મ આદિ પંચવિધ યોગપદ્ધતિ અને ઇચ્છાયોગ આદિ ત્રિવિધ યોગ એમ યોગની શ્રેણીઓ જોઇ. હું માનું છું કે—આધ્યાત્મિક વિષયમાં કહેવાની ખાસ બાબતોમાં હવે કંઇ બાકી રહેતું નથી. એટલે હવે આ ગ્રન્થના પ્રતિપાદનીય વિષયનાં વક્તવ્યો સમાપ્ત થાય છે.

હવે ફક્ત અહીં સુધીના સમગ્ર લખાણુનો સમુચ્ચયરૂપે સારાંશ જોઇ જવો, એજ અવશિષ્ટ રહે છે. બહુ વિસ્તૃત લેખમાંથી મુષ્ટિજ્ઞાન તરીકે મુદ્દાની સારભૂત હકીકતને ઉદ્ધૃત કરીને બતાવવી એ જરૂરી વાત છે. આ જરૂરના કામ માટે ખાસ છેલ્લું પ્રકરણ જોઇ જવું જોઇશે.

---

# अष्टम–प्रकरणम् ।

## अन्तिमशिक्षा ।

## EIGHTH CHAPTER.

### Last Word.

( Shlokas 15 )

The author begins with the mention of the infinite powers of Soul. The reader might have already gathered from the foregoing chapters that Soul is naturally endowed with perfect knowledge, perfect perception and perfect conduct. Every individual soul possesses potentially full capacity to know all things unlimited by time and space. When the kārmic forces are destroyed by unshakable renunciation ( Vairāgya ) and continued meditative practices, the soul acquires high powers ( Siddhis ) capable of bestowing immense wealth, happiness and extraordinary greatness. Clairvoyance, clairaudience, telepathy, &c., well illustrate the immense powers of

the Soul in ordinary human experience. It is capable of undergoing the hardest endurances. Soul is a simple, indivisible, indestructible and incorruptible substance. When it comes under the power of Kārmic matter, these powers are gradually weakened. Foreign energies then begin to work. The Soul then becomes liable to transmigrate into the cycle of births and deaths. It takes several bodies as human, animal, celestial, hellish, &c.. Now under these circumstances, in proportion the foreign influence predominates, the spiritual power is crippled. Human beings under different capacities begin to work for wealth, power and other things infatuated by greed, lust, pride, hypocrisy, anger, &c.. Temptations begin to multiply, habits and environments grow impurified and defiled, means of liberation are outwardly and scantily resorted to, competition in maintaining prestige and honour strongly increases, and struggle for bare maintenance becomes keen. Thus environed, these human beings work in different avocations of life, viz., in commerce, politics and arts, saturated with strong inclinations of hoarding up money and also in securing everything to themselves to the exclusion of others, by means of disgraceful, dishonest and condemnable, though sometimes with fair externals. There are manifold differences in the status, capacities and states of consciousness, but the generality of the people works quite reckless of the principles and high sentiments calculated to further the spiritual progress and elevation. So the author has rightly painted the world in dark colour with the

principal aim of bringing about Vairāgya ( Spirit of renunciation ), and therefore, in consequence with this aim, advocates the principle of Ahinsā and pious worship ( Shloka 9th of this chapter ). Of course, it is impossible that every one can turn out an ascetic as the world stands constituted. An absolute stagnation of worldly affairs is not meant, but a middle course for the trial of disattachment as far as practicable is intended. But at the same time it must be clearly understood that Moksha is not a forbidden fruit for laymen. It entirely depends on one's mental attitude. The busiest tradesman, the hard-toiling workman and an adroit statesman may become internally, but an indifferent looker on, doing his worldly, social and administrative duties. It is the state of his mind that brings on tranquillity and peace and advances him further on the path of spiritual progress, so the scriptures have ordained the practice of moral virtues in ordinary avocations of life and have condemned earnings and income with hands polluted by vicious habits as dishonesty, hypocrisy, fraud, &c.. The holy texts emphatically prescribed the observances of vows, pious reflections, austerities, regulations and rules to guide the followers to enable them to be blessed with spiritual elevation. Even the highest attainments in Science and miracles do not tend to spiritual progress.

In short, while material gain, worldly pleasures and social engagements occupy our attention, we

should not ignore the spiritual aspect. If with this ideal before us, we do our duty, we are in the end sure to reach the desired goal by slow and steady progress on the onward path of transcendental and spiritual elevation.

आत्मनः प्रभुता—

अनन्तशक्ति दधदेष चेतनः प्रवेदितुं तं यतते महोदयः ।
प्रकाशितेऽस्मिन् सकलं प्रकाशतेऽप्रकाशितेऽस्मिन् सकलं तमोमयम्
॥ १ ॥

This spirit is the receptacle of limitless powers; only the fortunate one endeavours to realize it. When this spirit shines, all the objects are illumined and when it does not, all the objects are enveloped in darkness. ( 1 )

આત્માની પ્રભુતા—

" આ ચેતન અનન્ત શક્તિઓને ધારણ કરનારો છે. આને (પોતાના આત્માને) જાણવા માટે, ભવિષ્યમાં જેને મહાન્ ઉદય પ્રાપ્ત થવાનો છે; તેજ પ્રાણી પ્રયત્ન કરે છે. આ ચેતન પ્રકાશમાન થતાં સમગ્ર બ્રહ્માંડ પ્રકાશમાન થાય છે અને આ ચેતન જ્યાં સુધી અંધારામાં છે, ત્યાં સુધી બધું અન્ધકારમય છે. "—૧

आत्मतत्त्वप्रकाशस्य मुख्यसाधनं तद्द्वारं चिन्तनं चाह—

मोहप्रणाशेन च तत्प्रकाशनं मोहप्रणाशोऽपि च तत्त्वचिन्तनात् ।
चिन्त्यं च नैर्गुण्यमिदं भवोदधेर्जगत् किमेतत् किमिदं सुखासुखम्?
॥ २ ॥

Intelligence shines when infatuation is totally destroyed. The destruction of delusion results from the contemplation of Truth ( Tattvas ); and to think of fruitlessness of the Ocean of worldliness, of what this universe is, and of what happiness and miseries are, is the contemplation of Truth (Tattvas). (2)

આત્મતત્ત્વનો પ્રકાશ શી રીતે થાય ?—

" મોહનો વિનાશ થવાથી આત્મતત્ત્વનો પ્રકાશ થાય છે, અને મોહનો વિનાશ તત્ત્વચિન્તન કરવાથી થાય છે. તત્ત્વચિન્તન એજ છે કે-સંસારસમુદ્રની નિર્ગુણતા ( નિચ્ચિનતા-નિઃસારતા-દુઃખરૂપતા ) અને આ જગત્ તથા આ સુખ-દુઃખ શું છે, એ સંબન્ધી વિચારણા કરવી. "—૨

चिन्तनस्य महत्त्वं तद्विधिं च दर्शयति—

वस्तुस्वरूपस्य विचिन्तनातो विवेकभासः प्रकटीभवन्ति ।
भवप्रपञ्चाद् विनिवृत्त्य सुस्थीभूयाऽन्तरीक्षाकरणेन चिन्ता ॥३॥

By the contemplation of the nature of the Truth, the light of discrimination manifests. To cognise truth by the inner light (internal introvision) with calmness after withdrawing one's mind from the phenomenal objects is what is called the contemplation of Truth ( Tattvas ). ( 3 )

તત્ત્વચિન્તનની મહત્તા અને સ્થિતિ—

" ઉપર કહ્યું તેમ વસ્તુતત્ત્વના સ્વરૂપને ચિંતવવાથી વિવેકની જ્યોતિ પ્રકાશમાં આવે છે; પરન્તુ ચિંતા શી રીતે કરવી તે સમજવાનું છે. બાહ્ય પ્રપંચથી ફુરસદ મેળવી સ્થિર હૃદયથી અન્તર્દૃષ્ટિએ જે નિરીક્ષણ કરવું, તેનું નામ ચિન્તા છે. "—૩

किं सर्वे समतया योगमार्गाधिकारिणः ?—

एकस्वभावा न हि सर्वलोका विचित्रकर्मानुसृतेर्भ्रमन्तः ।
आयुष्क–धी–शक्तिविचित्रतायामर्हन्ति सर्वेऽपि न मार्गमेकम् ॥४॥

समग्रसामग्र्यनुकूलताया न सम्भवः सर्वशरीरभाजाम् ।
न तेन सर्वेऽपि भवन्ति योग्याः साम्येन योगस्य पथेऽधिरोढुम् ॥५॥

कुर्याद् यथाशक्ति तथापि नूनं कर्त्तव्यमात्माभ्युदयानुपाति ।
शनैः शनैः सञ्चरणेऽपि मार्गे स्थानं चिरेणाऽप्युपलभ्यते हि ॥६॥

All people wandering ( in this world ) impelled by their varied Kārmic forces are of diversified natures; on account of the diversity in age, intellect and powers, all persons do not deserve to act in one and the same way. ( 4 )

It is impossible to conceive that all embodied beings can command facility with regard to preparatory means. So all do not become equally fit to practise Yoga. ( 5 )

Yet one should indeed strive to exalt his soul according to his abilities. He, though moving slowly on the right path, reaches the goal surely even after a long time. ( 6 )

બધાઓ સરખી રીતે યોગના અધિકારી છે ?—

" વિચિત્ર કર્મસૃષ્ટિને અનુસાર ભ્રમણ કરતા બધા લોકો એક સ્વભાવના નથી. આયુષ્ય, બુદ્ધિ અને બળમાં વિચિત્રતા હોવાના કારણે બધાઓ એક સાથે એક માર્ગ ઉપર ચાલવાને અધિકારી નથી. "—૪

" સર્વ પ્રાણિઓને સમગ્ર સામગ્રીની અનુકૂળતા સંભવી શકે નહિ; એજ માટે બધાઓ સરખી રીતે યોગમાર્ગ ઉપર આવવાને યોગ્ય હોઇ શકે નહિ. "—૫

"આમ છતાં પણ દરેકે બનતી શકિતએ આત્માની ઉન્નતિને લગતું કર્ત્તવ્ય કરવુંજ જોઇએ. ધીરે ધીરે પણ માર્ગ ઉપર ચાલતા રહેવાથી વિલંબે પણ પ્રાપ્તવ્ય સ્થાન ઉપર પહોંચીજ જવાય છે."—૬

**चिन्ताया अभावे नास्ति कल्याणम्—**

**तत्त्वावबोधप्रविकासहेतोर्यस्य स्वभावो न विचारणायाः ।**
**यातानुयातस्य पृथग्जनस्य न तस्य वैराग्यमुदेति साधु ॥ ७ ॥**
**न साधुवैराग्यविवर्जितत्वेऽपवर्गमार्गे भवति प्रवेशः ।**
**एवं च मानुष्यमनर्थकं स्याद् विचारमभ्यस्यतु तेन सम्यक् ॥८॥**

Renunciation does not arise in an ordinary man who is a mere imitator and who is not accustomed to contemplation, the cause of developing the knowledge of Truth. ( 7 )

No one can enter the path of absolution without deep renunciation. Without striving for it, life would be wasted, so one should resort to good thoughts. ( 8 )

**ચિન્તા વગર કલ્યાણ નથી—**

"તત્ત્વબોધનો વિકાસ થવામાં હેતુભૂત એવી ચિન્તા કરવાનો જેનામાં સ્વભાવ નથી, તે ગતાનુગતિક પામર પ્રાણીને પ્રશસ્ત વૈરાગ્ય પ્રાપ્ત થઇ શકતો નથી; અને એથીજ કરીને મોક્ષના સાધનભૂત માર્ગમાં તેનો પ્રવેશ થઇ શકતો નથી; આમ થવાથી તેની મનુષ્યજિન્દગી નિરર્થક ખલાસ થાય છે; એ માટે ચિન્તા કરવાનો સારી પેઠે અભ્યાસ કરવો જોઇએ"—૭, ૮.

**स्थूलबुद्धीनामपि सुगमं मुद्दिज्ञानम्—**

**हिंसादिकं पापमिति प्रसिद्धं तत्र प्रवर्त्तेत न चेत् कदापि ।**
**ईशस्य कुर्याद् भजनं च तर्हि संसाधितं निश्चितमात्मकार्यम् ॥९॥**

Injury and such other sins are well known. No one should ever commit such sins. If he become a devoted votary, he will certainly accomplish the purpose after which his soul is striving. ( 9 )

**સ્થૂલબુદ્ધિવાળાઓથી પણ સમજી શકાય તેવું સુષ્ટિજ્ઞાન—**

" હિંસા, મૃષાવાદ વગેરે પાપ છે, એ સર્વજગત્પ્રસિદ્ધ વાત છે; તેમાં કદાપિ પ્રવૃત્તિ કરવામાં ન આવે અને ઇશ્વરની ઉપાસના યથાશક્તિ યથાસમય હમેશાં કરવામાં આવે, તો આત્મકલ્યાણનું કાર્ય ચોક્કસ સંધાઇ ગયું. "—૯

**वार्त्तमानिकविज्ञानमोहवतः शिक्षयति—**

**नवीनविज्ञानचमत्कृतानां न मोक्षशास्त्रेषु घृणा विधेया ।**
**चित्रप्रयोगा बहवो भवन्तु न युज्यतेऽध्यात्मपथस्तु हातुम् ॥१०॥**

Those, who are wonderstruck at the miraculous success of scientific experiments, should not look askance at the scriptures of absolute freedom. May the various experiments flourish but the spiritual path should not be abandoned. ( 10 )

**નવીન યુવકોને શિક્ષણ—**

" વર્ત્તમાન નવીન **વિજ્ઞાન**ના ચમત્કારોથી અંજાઇ ગયેલાઓએ પણ મોક્ષને પ્રતિપાદન કરનારાં **શાસ્ત્રો** ઉપર ઘૃણા કરવી જોઇતી નથી. ચિત્ર-વિચિત્ર **આવિષ્કારો** ગમે તેટલા બહાર આવે, પરંતુ એથી ધ્યાત્મિક માર્ગનો પરિત્યાગ કરવો યુકત નથી. "—૧૦

**प्रस्तुतमेव—**

**जडेऽप्यनन्ता समभानि शक्तिरेवं च सम्यग्विहितप्रयोगैः ।**
**आश्चर्यहेतुर्घटना भवेच्चेत् किं तर्हि युक्ता जडमोहलीला ? ॥ ११ ॥**

सीमा न खल्वस्ति चमत्कृतीनां भूमण्डले चेत् कुशलः प्रयोक्ता ।
परं च ताभिर्नहि कर्मसृष्टिर्व्याहन्यते शुष्यति नापि मोक्षः ॥१२॥

अवश्यमाविष्कृतयो भवन्तु महोपयोगा हि जनस्य सन्ति ।
स्मृतेर्बहिः स्याद् न तु साध्यबिन्दुरात्माभिमुख्यं खलु सारमन्ते॥१३॥

Even the inanimate objects are believed to possess endless powers. Thus if wonderful events take place by well devised experiments, is it proper to be ensnared in this sportive illusion of the nonintelligent ? ( 11 )

If the scientist be clever, then, there is no end to wonder-working in this world but neither the Kārmic forces are destroyed by it nor does the absolution cease to exist. ( 12 )

May the highly miraculous experiments come to light. They are indeed very useful to men, but one should not forget the aim and end of life; in short one should strive to realize one's self, in the end. ( 13 )

પ્રસ્તુત હકીકત—

" જડ પદાર્થોમાં પણ અનન્ત શક્તિઓ માનવામાં આવી છે, અને એથીજ કરીને, સારી રીતે સાધેલા પ્રયોગોથી આશ્ચર્યજનક આવિષ્કાર યદિ બહાર આવે, તો એથી જડવાદના મોહમાં ફસાઇ જવું શું યુક્ત છે ?. "—૧૧

" પ્રયોગ કરનાર જો કુશળ હોય, તો ભૂમંડળમાં ચમત્કારોની અવધિ નથી; પરંતુ યાદ રાખવું જોઇએ કે એથી કર્મસૃષ્ટિને ધક્કો પહોંચતો નથી અને મોક્ષ સુકાતો નથી. "—૧૨

Injury and such other sins are well known. No one should ever commit such sins. If he become a devoted votary, he will certainly accomplish the purpose after which his soul is striving. ( 9 )

**સ્થૂલબુદ્ધિવાળાઓથી પણ સમજી શકાય તેવું સુષ્ટિજ્ઞાન—**

" હિંસા, મૃષાવાદ વગેરે પાપ છે, એ સર્વજગત્પ્રસિદ્ધ વાત છે; તેમાં કદાપિ પ્રવૃત્તિ કરવામાં ન આવે અને ઇશ્વરની ઉપાસના યથાશક્તિ યથાસમય હમેશાં કરવામાં આવે, તો આત્મકલ્યાણનું કાર્ય ચોક્કસ સધાઇ ગયું. "—૯

**वार्त्तमानिकविज्ञानमोहवतः शिक्षयति—**

**नवीनविज्ञानचमत्कृतानां न मोक्षशास्त्रेषु घृणा विधेया ।**
**चित्रप्रयोगा बहवो भवन्तु न युज्यतेऽध्यात्मपथस्तु हातुम् ॥१०॥**

Those, who are wonderstruck at the miraculous success of scientific experiments, should not look askance at the scriptures of absolute freedom. May the various experiments flourish but the spiritual path should not be abandoned. ( 10 )

**નવીન યુવકોને શિક્ષણ—**

" વર્ત્તમાન નવીન **વિજ્ઞાન**ના ચમત્કારોથી અંજાઇ ગયેલાઓએ પણ મોક્ષને પ્રતિપાદન કરનારાં **શાસ્ત્રો** ઉપર ઘૃણા કરવી જોઇતી નથી. ચિત્ર-વિચિત્ર **આવિષ્કારો** ગમે તેટલા બહાર આવે, પરંતુ એથી અધ્યાત્મિક માર્ગનો પરિત્યાગ કરવો યુકત નથી. "—૧૦

**प्रस्तुतमेव—**

**जडेऽप्यनन्ता समभानि शक्तिरेवं च सम्यग्विहितप्रयोगैः ।**
**आश्चर्यहेतुर्घटना भवेच्चेत् किं तर्हि युक्ता जडमोहलीला ? ॥ ११ ॥**

सीमा न खल्वस्ति चमत्कृतीनां भूमण्डले चेत् कुशलः प्रयोक्ता ।
परं च ताभिर्नहि कर्मसृष्टिर्व्याहन्यते शुष्यति नापि मोक्षः ॥१२॥

अवश्यमाविष्कृतयो भवन्तु महोपयोगा हि जनस्य सन्ति ।
स्मृतेर्बहिः स्याद् न तु साध्यबिन्दुरात्माभिमुख्यं खलु सारमन्ते॥१३॥

Even the inanimate objects are believed to possess endless powers. Thus if wonderful events take place by well devised experiments, is it proper to be ensnared in this sportive illusion of the nonintelligent ? ( 11 )

If the scientist be clever, then, there is no end to wonder-working in this world but neither the Kārmic forces are destroyed by it nor does the absolution cease to exist. ( 12 )

May the highly miraculous experiments come to light. They are indeed very useful to men, but one should not forget the aim and end of life; in short one should strive to realize one's self, in the end. ( 13 )

**પ્રસ્તુત હકીકત—**

" જડ પદાર્થોમાં પણ અનન્ત શક્તિઓ માનવામાં આવી છે, અને એથીજ કરીને, સારી રીતે સાધેલા પ્રયોગોથી આશ્ચર્યજનક આવિષ્કાર યદિ બહાર આવે, તો એથી જડવાદના મોહમાં ફસાઇ જવું શું યુક્ત છે ?. "—૧૧

" પ્રયોગ કરનાર જો કુશળ હોય, તો ભૂમંડળમાં ચમત્કારોની અવધિ નથી; પરંતુ યાદ રાખવું જોઇએ કે એથી કર્મસૃષ્ટિને ધક્કો પહોંચતો નથી અને મોક્ષ સુકાતો નથી. "—૧૨

" નવા નવા આવિષ્કારો ભલે પ્રકટ થાઓ, અને જનસમાજને વ્યવહાર-પથમાં તે મહાન્ ઉપયોગી પણ છે, પરન્તુ ચોક્કસ સાધ્યબિન્દુ કદાપિ ખ્યાલ બહાર ન જવું જોઇએ. આત્માની સમ્મુખ થવું, એજ છેવટનો સાર છે. "—૧૩

**વ્યાખ્યા.**

ધર્મશાસ્ત્રકારો મનુષ્યોના જે અનેક રીતે વિભાગો પાડે છે, તે તેઓના વર્ત્તનની ભિન્નતા ઉપર આધાર રાખે છે. કાર્યોની વિચિત્રતાને લઇને મનુષ્યોના ભેદો પડે છે. એક સ્થળે મનુષ્યોના ૭ [૧]વિભાગો પાડવામાં આવ્યા છે. તે ૭ વિભાગો-અધમાધમ, અધમ, વિમધ્યમ, મધ્યમ, ઉત્તમ અને ઉત્તમોત્તમ, એ પ્રમાણે છે. આ ૭ પ્રકારના મનુષ્યોને ટૂંકમાં જોઇ જઇએ—

**અધમાધમ.**

જેઓને, ધર્મ-કર્મનું તથા પરલોકનું નામમાત્ર પણ જ્ઞાન હોતું નથી, એવા-જંગલોમાં ભટકનારા, વૃક્ષોની છાલ પહેરનારા, ગિરિકન્દરાઓમાં રહેનારા પશુપ્રાય જંગલી મનુષ્યોને ' અધમાધમ ' નામના પ્રથમ વર્ગમાં સ્થાન મળે છે. એ સિવાય ક્રૂર કર્મના કરનાર કોળી, વાઘરી, ચાંડાલ, કસાઇ વગેરે પણ અધમાધમોની પંક્તિમાં ગણાય છે.

**અધમ.**

જેઓ પરલોકને માનતા નથી, માંસ-મદ્યના ભક્ષણમાં અતિલુબ્ધ છે, ધર્મને હાંસીમાં ઉડાવનારા અને ધિક્કારનારા છે, એવં બીજાના દુઃખ

---

૧ ટૂંકમાં ૭ પુરુષોના વિભાગ—

" कर्माऽहितमिह चामुत्र चाधमतमो नरः समारभते ।
इह फलमेव त्वधमो विमध्यमस्तूभयफलार्थम् " ॥
" परलोकहितायैव प्रवर्त्तते मध्यमः क्रियासु सदा ।
मोक्षायैव तु घटते विशिष्टमतिरुत्तमः पुरुषः " ॥
" यस्तु कृतार्थोऽप्युत्तममवाप्य धर्मं परेभ्य उपदिशति ।
नित्यं स उत्तमेभ्योऽप्युत्तम इति पूज्यतम एव " ॥

( ભગવદ્ ઉમાસ્વાતિકૃત તત્ત્વાર્થસૂત્રની આરંભની કારિકાઓમાં )

તરફ નજર નહિ કરતાં પોતાનાજ સુખમાં ઉદ્યમશીલ છે, એવા નટ, ઇન્દ્રજાળી, જુગારી તસ્કર, વેશ્યા વગેરે નીચ માણસો, તથા ઉંચજાતિમાં આવ્યા છતાં **નાસ્તિકતાના** પંજામાં ફસાઇને પુણ્ય, પાપ, પરલોકને નહિ માનનારાઓ પણ **અધમ** નામના બીજા વર્ગમાં દાખલ થાય છે.

અહીં આપણે એ જોયું કે **નાસ્તિક** લોકો પણ ( ભલે ઉંચા કુળના હોય ) **અધમોની** પંક્તિમાં ગણાય છે. પરન્તુ **નાસ્તિક** કોને કહેવો ? અથવા **નાસ્તિક** કોણ હોઇ શકે ? એ તટસ્થ બુદ્ધિથી વિચારવા જેવી બાબત છે. ઘણી વખતે કેટલાકો પોતાનો ધર્મ નહિ માનનારાઓને ' નાસ્તિક ' કહી દે છે, પરન્તુ એ વ્યાજબી નથી. **વેદધર્મને** નહિ માનનારાઓને જો ' નાસ્તિક ' કહેવામાં આવે, તો તેઓ વેદધર્મવાળાઓને કાં 'નાસ્તિક' નહિ કહે ?. **બૌદ્ધ** ધર્મવાળાઓ એમ કહેશે કે– ' नास्तिको बौद्धनिन्दकः '–' બૌદ્ધધર્મ નહિ માનનારાઓ નાસ્તિક છે ', ત્યારે **જૈનો** કહેશે કે–' नास्तिको जैननिन्दकः '–' **જૈન ધર્મ**ને નહિ માનનારાઓ નાસ્તિક છે ', સાંખ્યો કહેશે કે–' नास्तिकः सांख्यनिन्दकः '– ' સાંખ્યમતને નહિ માનનાર નાસ્તિક છે, ' **અદ્વૈતવાદિઓ** કહેશે કે– ' नास्तिकोऽद्वैतनिन्दकः '–' અદ્વૈતવાદને નહિ મંજૂર કરનાર નાસ્તિક છે ', **ન્યાયદર્શન**વાદી કહેશે કે–' नास्तिको न्यायनिन्दकः '–' ન્યાયદર્શનના સિદ્ધાન્તોને નહિ સ્વીકારનાર નાસ્તિક છે. '–આમ બધાઓ એક બીજાને 'નાસ્તિક' કહેવા કાં ખડા નહિ થાય ?; અને જ્યારે આમ એક બીજાને 'નાસ્તિક' કહેવામાં આવે, તો દુનિયામાં કોઇ, **આસ્તિક** કહેવાઇ શકશે ખરો ?, નહિજ, એક બીજાની દૃષ્ટિએ બધાઓ 'નાસ્તિક' થઇ જવાના.

પૂર્વોક્ત હકીકત ઉપરથી ખ્યાલ બાંધી શકાય છે કે **હિન્દુસ્તાનમાં** વિચારોની સંકીર્ણતા કેટલી બધી વધી ગઇ છે. હિન્દુઓ મુસલમાનોને **મ્લેચ્છ** કહે, ત્યારે મુસલમાનો કહે કે–**હિન્દુ સાલે કાફર હૈં.** આ કેવી શોચનીય સ્થિતિ ?. **આર્યો** એમ સમજે કે અમેજ આર્ય છીએ, બાકીના બધા **અનાર્ય** છે અને **સત્સંગિઓ** એમ માને કે અમેજ સત્સંગી છીએ, બાકીના સર્વ કુસંગી છે, તો એ કેટલી બધી હૃદયની સંકીર્ણતા કહી શકાય ?.

ઉપર્યુક્ત ભેદભાવો અને તેને લઇને થતી છિન્ન–ભિન્નતા, એજ **દેશનું** પરમ દુર્ભાગ્ય છે. સુવિચારક પુરૂષો આવા ભયંકર ભેદભાવોથી

સર્વથા વેગળા રહે છે. એઓ એમ બરાબર સમજે છે કે–જે આત્મા, પુણ્ય, પાપ, પરલોક અને મોક્ષને માનતો નથી, તેજ વસ્તુતઃ **નાસ્તિક** છે, અને તેમાંજ ' નાસ્તિક ' શબ્દ યથાર્થ ઘટી શકે છે. તે સિવાય બાકીના, કે જેઓ પૂર્વોક્ત આત્મા વગેરે પરોક્ષ તત્ત્વોને માનનારા છે, એવાઓને ' નાસ્તિક ' શબ્દથી ફટકો મારવો, એ સર્વથા અનુચિત છે.

હિન્દુ અને મુસલમાન, એ એક પ્રકારનો જાતિભેદ છે, અને એ જાતિભેદ **કર્મ**નું પરિણામ છે. જ્યારે આમ હકીકત છે, તો પછી એક બીજા તરફ ખરાબ કે હલકા શબ્દોથી વ્યવહાર કરવાનું કશું કારણ છે ખરૂં ?. કોઇ પણ મનુષ્યને પાપથી નિવૃત્ત કરવો હોય, તો મધુર ઉપદેશની જરૂર છે. સરલ શબ્દોમાં પણ વસ્તુસ્થિતિ કહી શકાય છે, તો પછી નિરર્થક જોખમભરેલા કડક શબ્દોથી વ્યવહાર શાને કરવો જોઇએ ?.

કોઇ પણ સમ્પ્રદાયનો કોઇ પણ મનુષ્ય, આત્મકલ્યાણના પથ ઉપર યથાશકિત યદિ ચાલતો હોય, તો તે બરાબર **આર્ય** છે. તેમજ કોઇ પણ સંપ્રદાયનો કોઇ પણ મનુષ્ય, ત્યાગી–વૈરાગી–મહાત્મા–મહાપુરૂષની સંગતિનો લાભ લઇ પોતાનું શ્રેય સાધતો હોય, તો તે ખરેખરો **સત્સંગી** છે.

આ ઉપરથી એ સમજવાનું છે કે કોઇએ પણ ટૂંકી નજર નહિ રાખતાં દરેકે વિશાલ દૃષ્ટિથી વસ્તુસ્થિતિનું અવલોકન કરવું જોઇએ, અને આત્મોન્નતિને સમ્પાદન કરી આપનાર **સત્ય ધર્મ**ની અંદર બધાઓને શામિલ કરવા માટે બધાઓ સાથે પવિત્ર પ્રેમ અને સમુચિત પદ્ધતિથી વ્યવહાર કરવો જોઇએ.

**અધમ** પંકિતના મનુષ્યોનો વિચાર કરતાં પ્રસંગતઃ બીજી બાબત પણ જોવાઇ. અસ્તુ. હવે પ્રસ્તુતમાં આવીએ.

**વિમધ્યમ.**

**અર્થ** અને **કામ**ની સાથે **ધર્મ**ની આરાધના કરવા છતાં પણ તે ધર્મની આરાધના જો ફક્ત સાંસારિક સુખો મેળવવા માટેજ કરવામાં આવતી હોય અને મોક્ષ તરફ અભિરૂચિ ન હોય, તો તેવા મનુષ્યોનો **વિમધ્યમ** નામના ત્રીજા વિભાગમાં સમાવેશ થાય છે. આ વિભાગના મનુષ્યો મોક્ષ તરફ જેમ દ્વેષ ધારણ કરતા નથી, તેમ રાગ પણ ધારણ

કરતા નથી. એઓ મોક્ષ તરફ તેવા ઉદાસીન હોય છે કે જેવા, **નાલિકેરદ્વીપ**માં રહેનારાઓ-નાળિયેર ઉપરજ જીવન ચલાવનારાઓ અન્ન ઉપર ઉદાસીન હોય છે.

**મધ્યમ.**

જેઓ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થોને માને છે, પરન્તુ પરમ **તત્ત્વ** તો મોક્ષનેજ સમજે છે, અને મોક્ષની પ્રાપ્તિ માટે પ્રબળ ઉત્કંઠા ધરાવે છે, આમ છતાં પણ પ્રૌઢ સત્ત્વના અભાવના કારણથી તથાવિધ પ્રતિબન્ધકને લઇને મોહમમત્વને નહિ છોડી શકવાથી ગૃહસ્થ-દશામાં રહીને ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થોનું યોગ્ય રીતે સાધન કરે છે, તેઓ **મધ્યમ** નામના ચોથા વર્ગમાં પ્રાપ્ત થાય છે.

**ઉત્તમ.**

જેઓ **મોક્ષ**નેજ માટે પ્રયત્ન કરે છે, જેઓ ક્રોધાદિ કષાયોનો ક્ષય કરવા સતત ઉદ્યુક્ત છે અને જેઓનું હૃદય વૈરાગ્યરંગથી ખૂબ રંગાયલું છે, એવા કાંચન-કામિન્યાદિથી સર્વથા મુક્ત સંસારવિરક્ત ઋષિ મહાત્માઓ **ઉત્તમ** કહેવાય છે.

**ઉત્તમોત્તમ.**

સકલ કર્મોથી નિર્મુક્ત થયેલ, સંસારમહાસાગરપારંગત, પરમ વીતરાગ, કેવલજ્ઞાનથી સમસ્ત લોકાલોકને કરકમલામલકવત્ અવલોકન કરનાર અને પૂર્ણબ્રહ્મપ્રકાશરૂપ પરમાત્માઓ **ઉત્તમોત્તમ** કહેવામાં આવે છે.

એ આપણે જોયું કે-ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થોના ભેદને લઇ પુરૂષોના ( મનુષ્યોના ) છ વિભાગો પડે છે. આ ચાર પુરૂષાર્થો પૈકી પ્રથમ **ધર્મ** પુરૂષાર્થ બહુ અગત્યનો છે એનાથીજ **મોક્ષ**ના માર્ગની પ્રાપ્તિ થઇ શકે છે. અહીં એ પ્રસંગતઃ સમજવું જરૂરનું છે કે ધર્મ બે પ્રકારનો છે-એક ધર્મ, વીતરાગરૂપ છે અને બીજો ધર્મ, પુણ્યોપાર્જનરૂપ છે. પુણ્યોપાર્જનરૂપ ધર્મ, અર્થ અને કામનું મૂળ કારણ છે, જ્યારે વીતરાગરૂપ ધર્મ, મોક્ષનું મુખ્ય કારણ છે. પુણ્યોપાર્જનરૂપ ધર્મ, અર્થ અને કામને સાધી આપવા ઉપરાંત, મોક્ષના સાધનભૂત વીતરાગરૂપ ધર્મને પ્રાપ્ત કરવામાં પણ સહાયક થાય છે.

ધર્મના-ઉપર્યુક્ત પુણ્યોપાર્જનરૂપ અને વીતરાગરૂપ ધર્મ-એ બે

ભેદો–" यतोऽभ्युदय–निःश्रेयससिद्धिः स धर्मः " * એ સૂત્રથી પણ સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે. આ સૂત્ર એમ બતાવે છે કે–' એક ધર્મ તે છે, કે જે-નાથી **અભ્યુદય** ( સાંસારિક સમૃદ્ધિ ) પ્રાપ્ત થાય અને એક ધર્મ તે છે, કે જેનાથી **નિઃશ્રેયસ** ( મોક્ષ ) પ્રાપ્ત થાય.

અહીં ધ્યાનમાં લેવાની વાત એ છે કે–**ધર્મ** અને મોક્ષ એજ બે વસ્તુતઃ પુરૂષાર્થો છે; આમ હકીકત હોવા છતાં પણ ગૃહસ્થોને **અર્થ** અને **કામ**ની અપેક્ષા હોવાને લીધે તેઓને માટે યોગ્ય રીતે અર્થ અને કામને સાધવાનો રસ્તો બતાવવો જરૂરનો હોવાથી, અને એ રીતે તેઓને ધર્મના રસ્તે લાવવાના પવિત્ર ઇરાદાથી અર્થ અને કામને પણ પુરૂષા-ર્થોની ગણનામાં મૂકયા છે. બાકી તો છેવટનું સાધ્યબિન્દુ **ધર્મ**દ્વારા **મોક્ષ** પ્રાપ્ત કરવો, એજ છે.

**અર્થ** પુરૂષાર્થ સાધવાને માટે ગૃહસ્થોને ઉપદેશ કરવામાં આવ્યો છે કે તેઓએ ' न्यायसम्पन्नविभवः '–' **ન્યાય**થી પૈસો કમાવનાર ' બનવું જોઇએ. અને તે સૂત્રની વ્યાખ્યામાં એમ કહેવામાં આવ્યું છે કે—

" स्वामिद्रोह–मित्रद्रोह–विश्वासितवञ्चन–चौर्यादिगर्ह्यार्थोपार्जनपरिहारेणार्थोपार्जनोपायभूतः स्वस्ववर्णानुरूपः सदाचारो न्यायः, तेन सम्पन्नो विभवः—सम्पद् यस्य स न्यायसम्पन्नविभवः "—( યોગશાસ્ત્ર, **હેમચન્દ્ર.** )

—" સ્વામિનો દ્રોહ, મિત્રનો દ્રોહ, વિશ્વસિતને ઠગવું એથી અને ચોરી, જુગાર વગેરે દુષ્ટ રીતિઓથી ધનોપાર્જન નહિ કરતાં, પોત પો-તાના વર્ણને અનુરૂપ જે સત્પ્રવૃત્તિથી ધન પેદા કરવું વ્યાજબી છે, તે સત્પ્રવૃત્તિને ( સદાચારને ) **ન્યાય** કહેવામાં આવે છે. અને તે ન્યાયથી જેણે પૈસો પ્રાપ્ત કર્યો છે, તે ' न्यायसम्पन्नविभवः ' કહેવાય છે. "

નીતિપ્રાપ્ત દ્રવ્ય નિઃશંકપણે ભોગવી શકાય છે, તેનું સત્પાત્રમાં વપન કરી શકાય છે અને તેના આહારથી બુદ્ધિ સ્વચ્છ રહે છે. નીતિ-સ્પન્ન દ્રવ્યથી ગૃહસ્થ તરીકે બજાવવાનાં સર્વ કાર્યો ગૃહસ્થથી ઉત્તમ રીતે સાધી શકાય છે. એજ માટે કહેવામાં આવ્યું છે કે—" यतः सर्वप्रयोजनसिद्धिः सोऽर्थः " ।

**કામ**નું સાધન પણ ઉચિત રીતિથી કરવાનું છે. અવિવાહિત અવ-સ્થામાં સમ્પૂર્ણ બ્રહ્મચારી રહેવુંજ જોઇએ, એ તો ઉઘાડી વાત છે,

* વૈશેષિકદર્શનનું પ્રારંભનું બીજું સૂત્ર.

પરન્તુ વિવાહિત થયા પછી પણ ગૃહસ્થે **મર્યાદાપૂર્વકજ કામનું** સેવન કરવાનું છે. શાસ્ત્રવિહિતનિયમપૂર્વક **કામનું** સેવન કરવામાં આવે, તોજ ગૃહસ્થધર્મની દૃષ્ટિએ કામની સાધના કરી કહી શકાય; અન્યથા તો જીવનની અધોગતિ થવાનું પરિણામ આવે, એ દેખીતું છે.

આ પ્રમાણે ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થોને વિવેકપૂર્વક સાધવામાંજ ગૃહસ્થોનું ગૃહસ્થપણું સમાયલું છે. અર્થ અને કામમાં લુબ્ધ થઇને ધર્મને ભૂલી જવો, એ **બીજને** ખાઇ જનાર ખેડુતના જેવી મૂર્ખતા છે. પ્રતિક્ષણ **ધર્મને** સાચવવા તરફ પૂરી કાળજી રાખવી જોઇએ. ધર્મની રક્ષામાંજ જીવનની રક્ષા રહેલી છે. ધર્મ સચવાયલો હશે, તો અર્થ, કામ પુનઃ પ્રાપ્ત થશે, પણ ધર્મપતિત જીવન હશે, તો સુખની પ્રાપ્તિ ક્યાંઇથી નહિ થવાની.

**કામની** સેવા **અર્થની** સિદ્ધિ ઉપર આધાર રાખે છે. અર્થ વગરનો ( નિર્ધન ) યદિ **કામ** તરફ પ્રવૃત્તિ કરે, તો તેને ઘણી મુશ્કેલીઓમાં ઉતરવું પડે છે. એ માટે **અર્થના** પ્રમાણમાં **કામની** સેવના કરવાનું ખ્યાલમાં રાખવું.

જેઓ અર્થ અને કામ એ બંનેથી વિરક્ત છે, એવાઓને કોટીશઃ ધન્યવાદ છે; પરન્તુ એવાઓને માટે શાસ્ત્રકારો **સંન્યાસગ્રહણજ** શ્રેયસ્કર બતાવે છે; સંન્યાસગ્રહણથી મોક્ષ–માર્ગની સાધના સરળ બને છે; અને મોક્ષ પ્રાપ્ત થયો એટલે કૃતાર્થતાની ચરમ સીમા આવી ગઇ.

**उपसंहरति—**

**इति सुबोधसुवासितमाशयं**
**कुरुत काङ्क्षत चात्मसमुन्नतिम् ।**
**सति बलीयसि तत्र मनोरथे**
**प्रयतनं सुलभीभविता स्वतः ॥ १४ ॥**

Thus bearing this in mind, oh, you good men, enlighten ( perfume ) your hearts with good morals and awaken deep desire for self-exaltation. Such a desire being strengthened, efforts, themselves, ( for self-illumination ), will easily meet with success. (14)

ભેદો—" यतोऽभ्युदय–निःश्रेयससिद्धिः स धर्मः " * એ સૂત્રથી પણ સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે. આ સૂત્ર એમ બતાવે છે કે–' એક ધર્મ તે છે, કે જેનાથી **અભ્યુદય** ( સાંસારિક સમૃદ્ધિ ) પ્રાપ્ત થાય અને એક ધર્મ તે છે, કે જેનાથી **નિઃશ્રેયસ** ( મોક્ષ ) પ્રાપ્ત થાય.

અહીં ધ્યાનમાં લેવાની વાત એ છે કે–ધર્મ અને મોક્ષ એજ બે વસ્તુતઃ પુરૂષાર્થો છે; આમ હકીકત હોવા છતાં પણ ગૃહસ્થોને **અર્થ** અને **કામ**ની અપેક્ષા હોવાને લીધે તેઓને માટે યોગ્ય રીતે અર્થ અને કામને સાધવાનો રસ્તો બતાવવો જરૂરનો હોવાથી, અને એ રીતે તેઓને ધર્મના રસ્તે લાવવાના પવિત્ર ઇરાદાથી અર્થ અને કામને પણ પુરૂષાર્થોની ગણનામાં મૂક્યા છે. બાકી તો છેવટનું સાધ્યબિન્દુ **ધર્મ**દ્વારા **મોક્ષ** પ્રાપ્ત કરવો, એજ છે.

**અર્થ** પુરૂષાર્થ સાધવાને માટે ગૃહસ્થોને ઉપદેશ કરવામાં આવ્યો છે કે તેઓએ ' न्यायसम्पन्नविभवः '–' **ન્યાયથી** પૈસો કમાવનાર ' બનવું જોઇએ. અને તે સૂત્રની વ્યાખ્યામાં એમ કહેવામાં આવ્યું છે કે—

" स्वामिद्रोह–मित्रद्रोह–विश्वसितवञ्चन–चौर्यादिगर्ह्यार्थोपार्जनपरिहारेणार्थोपार्जनोपायभूतः स्वस्ववर्णानुरूपः सदाचारो न्यायः, तेन सम्पन्नो विभवः—सम्पद् यस्य स न्यायसम्पन्नविभवः "—( યોગશાસ્ત્ર, **હેમચન્દ્ર.** )

—" સ્વામિનો દ્રોહ, મિત્રનો દ્રોહ, વિશ્વસિતને ઠગવું એથી અને ચોરી, જુગાર વગેરે દુષ્ટ રીતિઓથી ધનોપાર્જન નહિ કરતાં, પોત પોતાના વર્ણને અનુરૂપ જે સત્પ્રવૃત્તિથી ધન પેદા કરવું વ્યાજબી છે, તે સત્પ્રવૃત્તિને ( સદાચારને ) **ન્યાય** કહેવામાં આવે છે. અને તે ન્યાયથી જેણે પૈસો પ્રાપ્ત કર્યો છે, તે ' न्यायसम्पन्नविभवः ' કહેવાય છે. "

નીતિપ્રાપ્ત દ્રવ્ય નિઃશંકપણે ભોગવી શકાય છે, તેનું સત્પાત્રમાં વપન કરી શકાય છે અને તેના આહારથી બુદ્ધિ સ્વચ્છ રહે છે. નીતિસમ્પન્ન દ્રવ્યથી ગૃહસ્થ તરીકે બજાવવાનાં સર્વ કાર્યો ગૃહસ્થથી ઉત્તમ રીતે સાધી શકાય છે. એજ માટે કહેવામાં આવ્યું છે કે—" यतः सर्वप्रयोजनसिद्धिः सोऽर्थः " ।

**કામ**નું સાધન પણ ઉચિત રીતિથી કરવાનું છે. અવિવાહિત અવસ્થામાં સમ્પૂર્ણ બ્રહ્મચારી રહેવુંજ જોઇએ, એ તો ઉઘાડી વાત છે,

* વૈશેષિકદર્શનનું પ્રારંભનું બીજું સૂત્ર.

પરન્તુ વિવાહિત થયા પછી પણ ગૃહસ્થે **મર્યાદાપૂર્વકજ કામ**નું સેવન કરવાનું છે. **શાસ્ત્રવિહિતનિયમપૂર્વક કામ**નું સેવન કરવામાં આવે, તોજ ગૃહસ્થધર્મની દૃષ્ટિએ કામની સાધના કરી કહી શકાય; અન્યથા તો જીવનની અધોગતિ થવાનું પરિણામ આવે, એ દેખીતું છે.

આ પ્રમાણે ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થોને વિવેકપૂર્વક સાધવામાંજ ગૃહસ્થોનું ગૃહસ્થપણું સમાયલું છે. અર્થ અને કામમાં લુબ્ધ થઇને ધર્મને ભૂલી જવો, એ **બીજ**ને ખાઇ જનાર ખેડુતના જેવી મૂર્ખતા છે. પ્રતિક્ષણ **ધર્મ**ને સાચવવા તરફ પૂરી કાળજી રાખવી જોઇએ. ધર્મની રક્ષામાંજ જીવનની રક્ષા રહેલી છે. ધર્મ સચવાયલો હશે, તો અર્થ, કામ પુનઃ પ્રાપ્ત થશે, પણ ધર્મપતિત જીવન હશે, તો સુખની પ્રાપ્તિ ક્યાંઇથી નહિ થવાની.

**કામ**ની સેવા **અર્થ**ની સિદ્ધિ ઉપર આધાર રાખે છે. અર્થ વગરનો (નિર્ધન) યદિ **કામ** તરફ પ્રવૃત્તિ કરે, તો તેને ઘણી મુશ્કેલીઓમાં ઉતરવું પડે છે. એ માટે **અર્થ**ના પ્રમાણમાં **કામ**ની સેવના કરવાનું ખ્યાલમાં રાખવું.

જેઓ અર્થ અને કામ એ બંનેથી વિરક્ત છે, એવાઓને કોટીશઃ ધન્યવાદ છે; પરન્તુ એવાઓને માટે શાસ્ત્રકારો **સંન્યાસગ્રહણ**જ શ્રેયસ્કર બતાવે છે; સંન્યાસગ્રહણથી મોક્ષ-માર્ગની સાધના સરળ બને છે; અને મોક્ષ પ્રાપ્ત થયો એટલે કૃતાર્થતાની ચરમ સીમા આવી ગઇ.

**उपसंहरति—**

**इति सुबोधसुवासितमाशयं**
**कुरुत कामक्षत चात्मसमुन्नतिम् ।**
**सति बलीयसि तत्र मनोरथे**
**प्रयतनं सुलभीभविता स्वतः ॥ १४ ॥**

Thus bearing this in mind, oh, you good men, enlighten ( perfume ) your hearts with good morals and awaken deep desire for self-exaltation. Such a desire being strengthened, efforts, themselves, ( for self-illumination ), will easily meet with success. (14)

ઉપસંહાર—

"હે સજ્જનો ! એ પ્રકારે હૃદયને સુબોધથી સુવાસિત કરો અને આત્મોન્નતિની આકાંક્ષાને મજબૂત બનાવો. આત્મોન્નતિની આકાંક્ષા મજબૂત થતાં તેને માટે સુયોગ્ય પ્રયત્ન સ્વત એવ સુલભ થઇ જશે."—૧૪

* * * *
* * * *
* * * *
* * *

---

## ग्रन्थावसान उद्गारः ।

तदेवं सङ्क्षिप्तं गदितमिदमध्यात्मविषये
मया स्वल्पज्ञेनाऽपि परिदृढसंस्कारविधये ।
समालोकिष्यन्ते किल सहृदयाः सादरदृशा
प्रबुद्धेऽस्मात् कस्मिंश्चन मम कृतार्थत्वमाधिकम् ॥

Thus I, possessed of a smattering of knowledge, have briefly described the above mentioned subject regarding the spiritual knowledge for strengthening my own impressions. The good and sympathetic will surely (I believe) view it with regard. I shall think myself as one who has performed his duty if some one is enlightened thereby.

"એ રીતે અધ્યાત્મના વિષયમાં મેં અલ્પજ્ઞે પણ પોતાના સંસ્કારોને દૃઢ કરવા વાસ્તે આ કાંઇક સંક્ષેપથી કહ્યું. આશા રાખું છું કે સહૃદયવર્ગ આ ગ્રન્થને આદરદૃષ્ટિએ અવલોકશે. આ ગ્રન્થથી કોઇ એક પણ યદિ બોધનો લાભ ઉઠાવશે, તો હું મારી જાતને અધિક કૃતાર્થ થયેલી માનીશ."



# OPINIONS.

**Sir Prabhashankar D. Pattni,** K. C. I. E.
*President of the Council of Administration, Bhavnagar State.*
*(Formerly) Member of the India Council.*

I have been asked to express an opinion on the work of Muni Maharaja and Mr. Motichand on the religion of the Jains. In all religions the goal is the same, though aimed at by different paths and the more this fundamental aspect of religions will come to be explained to mankind in general, this fact will come to be more and more generally understood and bring us closer together. The aim of the authors appears to be in this direction, in that they have endeavoured to make the work readable for Jains and Non-Jains.

---

*The Hon.* **Mr, Lallubhai Samaldas Mehta,** C. I. E.

I am thankful to my old friend Mr. Motichand J. Mehta, for having given me an opportunity of going through the proofs of "Spiritual Light." The author Nyāyatirtha, Nyāyavishārada Muni Mahārāja Shri Nyāyavijayji, a learned disciple of His Holiness Shāstravishārada Āchārya Shri Vijaya Dharmasuriji, has written a work which gives to the readers a very clear idea of the principles of Jain philosophy—by philosophy I mean not only the theological and metaphysical but the ethical and practical side of *Life.* One has to open the book at any page and one is sure to find words of wisdom and sound advice.

The work treats of so many aspects of *Life* that it has naturally grown a very big book. Many persons may not care to read the whole book. They would like to read the chapters treating subjects with which they are most concerned and I think that if the chapters on Brahmacharya and other ethical subjects are printed separately they will prove very useful to the general reader.

As the principles of Jain philosophy are not well known to the majority of Hindus they have no idea how nearly allied is the Jain philosophy to the Vedanta philosophy. I gratefully acknowledge that I learnt this for the first time by reading this book.

The notes and exposition in English have been written by Mr. Motichand who has done this in a manner which will meet with the approval of all students of Jain philosophy. He has entered into the very spirit of the Masters, teachings and we can see from the lucid manner and the excellent style in which he expounds them that here is a gentleman who knows what he is saying and also knows how best to say it. He is rendering a very great service to his religion and is also providing the reading public with a book which will prove of very great help in the study of philosophy and will also be of great use on its moral and intellectual side.

---

**Tribhowandas K. Trivedi, Esquire.,**
*Dewan, Bhavnagar State.*

It is very difficult for a layman and a non-Jain to express his opinion on a work dealing, among other things, with some of the abstruse and mystical aspects of the Jain religion. My friend, Mr. Motichand, however, asks me to

attempt one and although I undertake the task with an inward sense of natural misgiving, I have full confidence in the fact that whatever is projected from the mind and heart of so illustrious an author as Muni Maharaja Shri Nyaya Vijayaji, a worthy disciple of the renowned Achārya Shri Vijaya Dharma Suri, must have that perfection which his deep learning and high moral conception of life guarantee. All throughout the work ( the text as well as English & Gujarati notes ) there breathes a spirit of toleration, a rare virtue amongst religious controversialists. The author has undoubtedly realised that a religion is after all, a means to an end and the end is God, the Truth, the Absolute, the Brahman, the Final Cause, the Jina or whatever name we assign to that final spiritual condition which we try to attain. In the fundamental identity of all religions we must seek our refuge if we desire to advance spiritually. Time has now arrived when we have to recognise that through their various religions, men are aiming at the same thing, are seeking the same goal and are bound upon the same glorious quest, the realisation of Atman or Adhyatmic Tattva. The author has wisely called his work Adhyatmatattvāloka. We have to turn searching gaze on the inconstant flight of the phenomenal world in order to find out what is the unchangeable and the constant therein. There are three paths, the Hindu Shastras say, to do this; Gnānamarga, Bnaktimarga & Karmamarga or as our Jain brothers would say; Gnāna, Darshana and Chāritra. It is wrong to say we *have* souls or Atmas. The better way of putting it is that we *are* souls and *have* bodies and these bodies owing to the grossness of their atomic or molecular conditions hinder us from true realisation of our Being. What we have to do is to remove these obstacles by purifying our bodies. The book fully deals with these processes of purification current in all religions from their special Jain aspect. Yoga, Dhyāna, KashāyaJaya etc., which are simply names of these processes are admirably

handled by the authors. This is what makes the book attractive even to non-Jainas. I congratulate the author and his co-worker, Mr. Motichand, upon this successful effort and wish the book a very wide circulation which its merits deserve.

---

श्रीपरमात्मने नमः

## श्रीयुत मैथिल पंडित व्याकरणभूषण श्यामसुन्दर झा.

इह खलु विविधविद्याविनोदरसलोलुपान्तःकरणाः प्रेक्षावन्तो निरन्तरमेवान्तरसुखाभीप्सव आध्यात्मिकादिवचनबुभुत्सवो नूतनकृतिजिज्ञासवो भवन्ति, तेषामयमतीवोपकारको निरतिशयानन्दजनकश्च स्यादिति भाति। अत्र च सरलतया विषयप्रतिपादनेन जिनमतजिज्ञासूनां प्राञ्जलबुद्धीनामपि सुखावबोधो विषयो ग्रन्थकर्त्तुः सारल्यं निष्पक्षपाततांच प्रकटयंति। आशास्महे, चायं ग्रन्थोऽन्तेवासिनां नीतिविषये बहूपकरिष्यति, जैनान् प्रहर्षयिष्यति, तटस्थांश्चानन्दयिष्यतीति शिवम्।

---

ભાવનગરનરેશાશ્રિત,

## શાસ્ત્રી નર્મદાશંકર દામોદર યાજ્ઞિક.

સંસ્કૃત અધ્યાપક આલફ્રેડ હાઇસ્કુલ—**ભાવનગર.**

પ્રાચીન જૈન તત્ત્વજ્ઞાનનું સરલતાથી રહસ્ય પ્રકટ કરનારા અને વર્તમાન નવયુગને ઉપયોગી એવા કલ્યાણપથ-દર્શક ગ્રન્થોની જે ઉણપ જણાય છે તે આ **અધ્યાત્મતત્ત્વાલોક** નામના ગ્રન્થે દૂર કરી છે એમ મારે કહેવું જોઇએ. ચતુર્વિધ-અનુયોગની યોજનાને આધારે રચાએલ, દ્રવ્યાનુયોગના અધ્યાત્મ વિષયનું પ્રતિપાદન કરનારા આ ગ્રન્થની રચના યથાર્થનામા જ છે.

આ ગ્રંથની વસ્તુ આઠ પ્રકરણોમાં વ્હેંચાએલી છે. પ્રસ્તુત તત્ત્વને પોષનારા અનેક ઉપયોગી વિષયોની ચર્ચા એમાં ઉપદેશરૂપે કરવામાં આવી છે. પ્રથમ પ્રકરણમાં **આત્મા તરફ અભિમુખતા** અને **કર્મવૈચિત્ર્ય** એ વિષયો ગ્રંથકાર અને ટીકાકારની વિદ્વત્તાનું ભાન સારૂં કરાવે છે. દ્વિતીય અને તૃતીય પ્રકરણોમાં **યોગવિદ્યારહસ્ય** અને **અધ્યાત્મ માર્ગની મુખ્ય દિશા તથા પરમ સમાધિનું શુદ્ધ સ્વરૂપ** અતિચિત્તાકર્ષક રીતે વર્ણવેલાં છે. પછીના પ્રકરણોમાં **કષાયજય, ધ્યાનસામગ્રી, ધ્યાનસિદ્ધિ** અને **યોગશ્રેણી**નું સરલ અને રસિક વિવેચન ગ્રન્થના ગૌરવમાં વૃદ્ધિ કરે છે. **અંતિમ-શિક્ષા** ભાવનાની ઉત્તમતા રાખવા પ્રેરે છે. એકંદર, વસ્તુ અને વિવેચન સહૃદય વાચકના હૃદયમાં ગ્રન્થપ્રેમ ઉત્પન્ન કરે છે અને ધર્મબુદ્ધિ જાગૃત કરે છે.

સંસ્કૃત કવિતા બહુ પ્રાસાદિક અને ભાવપૂર્ણ છે. કાવ્યાંતર્ગત માધુર્ય અને લાલિત્ય ખરેખર વાચકના હૃદયને અનુરંજિત કરે છે. ભાષાન્તરમાં મૂળ વસ્તુનો રસ અને અર્થ યથાર્થ જાળવી રખાયાં છે. સવિસ્તર અંગ્રેજી ટીકા પણ ગ્રન્થની મહત્તા અને ઉપયોગિતામાં વૃદ્ધિ કરે છે. અંગ્રેજી ટીકાકારે પોતાની મનોહારિણી અને રસપ્રવાહિની લેખનશૈલીથી તત્ત્વજ્ઞાનના ગહન અને નીરસ વિષયને સુગમ્ય, સરલ અને મધુર ભાષામાં ઉતારીને સંસ્કૃત અને ગુજરાતી ભાષાથી અનભિજ્ઞ વાચકોને અલભ્ય લાભ આપ્યો છે, તે માટે એમને ધન્યવાદ ઘટે છે.

આ ગ્રન્થમાં અન્ય દર્શનોનાં પ્રમાણો માનપૂર્વક આપવામાં આવ્યાં છે અને વિધર્મી દર્શનો સાથેનો વિરોધ વિવેકપૂર્વક દર્શાવ્યો છે, તેથી પ્રત્યેક જૈન અને જૈનેતર જિજ્ઞાસુને પણ આ ગ્રન્થ સ્વીકાર્ય અને માનનીય થશે એવી આશા છે.

---

**H. L. Lagu. Esquire,** M. A.,

*Professor of Sanskrit & Assistant Professor of Mathematics,*

D. J. Sindh College.

I am glad to inform you that I found your edition of अध्यात्मतत्त्वालोक to be a very clear and interesting exposition of the subject-matter of the work. The translation is accurate, faithful and lucid and the notes instructive and sufficiently exhaustive. I am sure the book will be useful not only to a student but also to a general reader who will find it an easy, instructive and interesting reading both in English and Gujarati.

---

**Bhaskarrai Vithaldas Mehta, Esquire,** M.A. LL. B.,

*Advocate, High Court, Bombay.*

*(Formerly) Lecturer, Sydenham College of Commerce and Economics, Ordinary Fellow of University of Bombay.*

I have gone through the work called अध्यात्मतत्त्वालोक or Spiritual Light. A cursory glance at the book will show that it covers an extensive and varied range of subjects. Primarily it is a valuable treatise on Jain Philosophy. It has been fully and ably expounded by Mr. Motichand who seems to have devoted considerable attention to the subject. The translations, notes and explanations are all very well done and reflect in my humble opinion, great credit on Mr. Motichand. It is evident from a perusal of the work that it will prove instructive and interesting both to the student of the Jain philosophy and lso to the general reader.

---

**Motichand G. Kapadia, Esquire,** B. A. LL. B.,
*Solicitor, High Court, Bombay.*

I return today your dissertation on Drishti. I have gone through it carefully. I find it is very interesting and written in flowing language......................

The form in which the whole thing is written is appropriate and style extra-nice, diction fair and expression pointed.

---

**Natwarlal Maneklal Surti, Esquire,** B.A. LL.B.,
*City Magistrate, Bhavnagar.*

Through the courtesy of the English translator and joint editor Mr. Motichand J. Mehta, I was privileged to go through the proofs of the अध्यात्मतत्त्वालोक, a work dealing with Spiritual life and the practical process of realisation of that life, from the peculiar standpoint of Jainism.

This is no dry theological work, written in a dialectic spirit, in which the author spends his learning and his intellect in barren and profitless controversies and faultfinding with systems other than his own. But it is the work of an earnest and practical student who himself has set out upon the glorious Voyage and is endeavouring, in his own life, to practise those virtues of self-discipline and self-denial &c., which he commends to others as being necessary for reaching the haven of Salvation. This it is, which invests the book with a living interest; and while the principles and practices of Jainism find a natural prominence in it, both the learned author and his able colaborator have missed no opportunity of emphasing the points of contact in essentials, which Jainism, has with other sister religious systems; and the differences where they exist, have been discussed in a respectful and

